જુલાઈ : ૧૯
આષાઢ : ૧૯




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક! જાગો ને આચાર્યવર મેળવો,
આત્મબોધ મળે એવા વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રીઃ
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

# અનુક્રમણિકા



## ઉત્થાન—ના નિયમો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદ રૂા ૪–૪–૦, આફ્રિકા રૂા ૬–૮–૦ એક અંકની કીંમત રૂા ૦–૬–૦

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને લવાજમ અગાઉથી જ લેવાય છે (૨) વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હમેશા પૂરતી ટિકિટો બીડવી, તે વિના ઉત્તર નહીં મળે (૪) મ. ઓ. થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવા (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહીનાની તા ૧૬મીએ પૂરતી કાળજીથી તપાસાઈ રવાના કરાય છે (૬) અંક ન મળે તો નજદીકની પો. ઓ. માં તપાસ કરવી, ત્યાર પછી મોસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે પાછળથી કીંમત લઈને અપાશે (૭) લેખ લવાજમ, તથા માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો


પ્રબન્ધક ' ઉત્થાન '
સાધન આશ્રમ છોટાઉદેપુર
( પૂર્વ ગૂજરાત )

## नमो नारायणाय

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः ॥

### श्री सिद्धान्तबिन्दुस्तोत्र

न मातापिता वा न लोका न देवा
न वेदा न यज्ञा न तीर्थं ब्रुवन्ति।
सुषुप्तौ निरस्तातिशून्यात्मकत्वात्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ३ ॥

ભાવાર્થઃ—માતા નથી, પિતા નથી. લોક નથી, દેવતા નથી, વેદ નથી, યજ્ઞ નથી, તેમ તીર્થ પણ નથી (એમ શ્રુતિ) કહે છે. સુષુપ્તિમાં નિરસ્ત થઈને શૂન્યપણાને પ્રાપ્ત થતા હોવાથી હું એક અવશિષ્ટ, શિવ અને કેવળ છું (૩)

ઈશ, સદ્ગુરુ ને આત્મા મૂર્તિમાન વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

શ્લોકવિવરણ:-જાગ્રતમાં શરીરનાં જન્મજાતિ વિગેરેને લીધે માતાપિતા સાચાં લાગે છે; ઇંદ્રિયોમાં સર્વત્ર ચૈતન્ય ભરેલું છે તથા એના શક્તિદાતા દેવદેવતા સાચા લાગે છે; જન્મ અને મરણની વચ્ચે શરીરનું અસ્તિત્વ બધે પોતાના પૂર્વકર્મો પ્રમાણે ટકી રહે છે તેથી લોક લોકાન્તર સાચાં લાગે છે, અને આ શરીર, એનાં માતાપિતાનું ઋણ, દેવોનું ઋણ, તેમજ લોકલોકાન્તરમાં કરવા પડતાં કર્મોનું અનુશાસન સમજવા અને આચરવા માટે અપૌરુષેય વેદોનું ઋણ એ ત્રણે ઋણ ભાર નીચે દબાએલા જીવાત્માને કર્મ, ઉપાસના અને જ્ઞાનકાંડ, તથા અનેક પ્રકારના સકામ નિષ્કામ યજ્ઞો, ચિત્તને પાવન કરનારાં તીર્થો એ બધા પોતાના જાગ્રત અવસ્થાના દૃંદ્વભોગ વખતે ખરેખર સાચાં લાગે છે; પણ બૃહદારણ્યક ઉપનિષદ્‌ની શ્રુતિ સંભળાવે છે કે સુષુપ્તિમાં "अत्र पिता अपिता भवति माता अमाता लोका अलोका देवा अदेवा, वेदा अवेदा"—વગેરે બને છે: ત્યાં માતાપિતા, દેવદેવતા લોક પરલોક, વેદ કે યજ્ઞ, તીર્થો કે યાત્રાઓ એવું કશું, દેહ સંબંધી વ્યવહાર કરાવતું મન રહેતું નથી. એ બધાનો ત્યાં નિરાસ થાય છે, બાકી રહે છે એક માત્ર પરમ મંગલમય, આનંદઘન પોતપોતાનું સ્વરૂપ, સર્વ દ્વૈતપ્રપંચશૂન્ય, શિવસ્વરૂપ, સચ્ચિદાનંદ! જે ત્રિકાલમાં, ત્રણે અવસ્થામાં, કશા પણ ભાવ અભાવ વગર, સત્ કે અસત્‌નું ભાન આપ્યા વિના, વિશુદ્ધ ચૈતન્ય બધે અનુસ્યૂત રહે તે જ 'હું' માત્ર છું કારણ કે સુષુપ્તિમાં બધાનો શૂન્યભાવ થયો છતાં અવશિષ્ટ 'હું' તો રહ્યું જ અને તેથી 'હું' કેવળ અનંત સ્વરૂપ છું. ( ૩ )

ૐ

ૐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ ત્રીજું ] જુલાઈ ૧૯૪૩-આષાઢ ૧૯૯૯ [ અંક પહેલો

## પ્રાસ્તાવિક

લેખકઃ
તંત્રી

वेदान्त वाक्यपुष्पेभ्यो ज्ञानामृतमधूत्तमम् ।
उज्जहारालियो नः तस्मै सद्गुरवे नमः ॥
—શ્રી શંકરાચાર્ય

'ઉત્થાન' ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે. એનાં પાનાં વધારવાની, બીજાં પુસ્તકો પ્રકટ કરવાની; એની લેખસામગ્રીમાં વિવિધતા લાવવાની એવી કૈં કૈં અભિલાષાઓ હતી, પણ આ મહાયુદ્ધે એને અત્યારે તો રૂંધી નાખી છે. ઈશ્વર સમય સુધારે અને એ ભાવનાઓ દ્વારા ગૂજરાતની જનતાની સેવા કરવામાં 'ઉત્થાન' ભવિષ્યમાં અધિકાધિક નિમિત્ત બને એ જ પ્રાર્થના !

× × ×

છેલ્લા પચ્ચીસેક દિવસથી, એક બીજું વિઘ્ન આવ્યું આંખો સખ્ત દુ:ખવા આવી, લખવા-વાંચવાનું લગભગ બંધ કરવું પડ્યું; હવે જો કે આરામ છે, પરંતુ હજુ વિશેષ લખી શકાય એમ નથી, તેથી આટલેથી જ વિરમું છું

× × ×

ઉત્થાનને અંગે જેટલું કહેવાનું છે, એથીએ વિશેષ આપણે સઘળાએ કરવાનું છે ગુજરાતના વિદ્વાનોને મારી વિનંતિ છે કે ઉત્થાનને સમસ્ત ગુજરાતનું માની પોતાના જ્ઞાનનો એ દ્વારા જનતાને લાભ આપે. છેલ્લા બે વર્ષમાં જેઓએ અવિરત ભાવે લેખો મોકલી આપ્યા છે, એમના સહકાર માટે ગૌરવ માની એવો જ સહકાર ચાલુ રાખવાની મારી વિનમ્ર વિનંતિ છે

× × ×

ગ્રાહકોને શું કહું ? લવાજમ વધારવું પડ્યું છે તે કેવળ આ મોંઘવારી પૂરતું જ છે, એમ છતા પણ ખોટ તો આવશે જ, છતાં ઉત્થાન ચાલુ રાખવું જ જોઈએ, એવો મોટા પ્રમાણમાં ગ્રાહકોનો આગ્રહ હોવાથી ખોટ પૂરી પાડનાર શ્રી પરમાત્મા છે, એવી શ્રદ્ધા સાથે એને ચાલુ રાખ્યું છે, સૌ નિભાવે, એટલી પ્રાર્થના !

× × ×

'ભેટ પુસ્તક'નો રિવાજ માસિકપત્રોમાં પણ એટલો બધો ચાલુ થઈ ગયો છે કે માસિક પસંદ કરતાં પણ એની જ જાણે લગની લાગી હોય તેમ ભેટ પુસ્તક નહિ તો માસિક નહિ—એવી ભ્રમણા ઘર કરી બેઠી છે ! માસિકપત્રોવાળા 'પુસ્તક' ખરેખર ભેટ—એટલે કે મફત આપે છે ?—ના, એ બધાનો સમાવેશ લવાજમના હિસાબમાં જ હોય છે તો પછી માસિકનું કદ ન્હાનું કરાવી ભેટ પુસ્તકનો આગ્રહ શા માટે રાખવો ?

× × ×

ગયા બે વર્ષમાં—પરમામૃત, લઘુવાસુદેવમનન–નામના બે ગ્રન્થો 'ઉત્થાન'માં આવી ગયા. સ્વા. શ્રી અદ્વૈતાનંદજીની 'વેદાન્ત અને વ્યવહાર' નામની લેખમાળા, સ્વા. શ્રી માધવતીર્થજીના 'ભક્તિ-મીમાંસા' 'પ્રયાગરાજનો કુંભમેળો' અને 'જ્ઞાનયોગ, અને પૂર્ણ-યોગ" શું પુસ્તકો જ નથી ? 'અખાજીની અપ્રસિદ્ધ વાણી' 'ઉપ-નિષદનો ઉપદેશ' 'નીતિકથાઓ'–એવાં એવાં એક કરતાં વધારે અંકમાં આવતા લેખો પુસ્તકો જ નથી ? કાગળની મોંઘવારી ન હોત, તો આ બે વર્ષમાં કેટલાયે અવનવાં પુસ્તકો છપાવીને આપના વાચન તથા અભ્યાસમાં ઉમેરી દીધાં હોત !

× × ×

વ્હાલા વાચકો ! ધૈર્ય રાખો. આપની ધનસેવા હશે તો હું તન–મનની ચોરી નહિ કરું. દુઃખતી આંખે આ લખી રહ્યો છું. બારમો અંક એવી જ વ્યાધિગ્રસ્ત દશામાં આપને પહોંચાડયો છે. ગમે વરસે ૬૨૪ ગ્રાહક હતા. ગ્રાહક નથી રહેવું, એવી ઉપરા ઉપર આજ્ઞાઓ આવે છે ! કારણો ઘણાં હશે, એ કબુલ છે, પણ મારી વિનંતિ છે કે આ કપરા કાળમાં યુદ્ધ પૂરું થાય (પરમાત્મા હવે એનો જલ્દી અંત લાવે,) ત્યાંસુધી નિભાવો, પછી આપની આજ્ઞાઓ અને સૂચનાઓ પ્રમાણે પાનાં વધારશું, લવાજમ ઘટાડશું, બીજાં પુસ્તકો છાપીને સસ્તી કિંમતે આપશું. લેખમાં પણ વિદ્વાનોને વિનવશું, અને પુસ્તકો 'ભેટ' પણ આપશું ! અને એ દરમ્યાન હમ-ણાં જ કોઈ ધનિક એ કાર્ય ઉપાડી લેવા તૈયાર હોય તો મને કશો વાંધો નથી; પણ રૂ ૪–૪–૦ ના લવાજમમાં, રૂ. ૧–૧૨–૦ નારતલના ભાવના કાગળમાં અને ૪૦૦–૫૦૦ ગ્રાહકમાં ઉત્થાનને કેટલી ખોટ આવશે એનો હિસાબ કરી જોશો એટલે સાચી વસ્તુસ્થિતિ સમજાશે. વિશેષ સર્વેસું આવતા અંકમાં–શરીરે આરામ થતાં વેંત જ આપીશ.

* * *

ઉત્થાન માટે જે કહેવાનું છે, એવું આ પછીના બે લેખમાં ઉત્થાનપ્રેમીઓ શ્રી. નલિન મ ભટ્ટ એમ. એ તથા શ્રી નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી એ –એમણે કહેલું છે. એમને 'ઉત્થાન' માટે હૃદયમાં જે લાગ્યું છે તે લખીને મારો લખવાનો ભાર ઓછો કર્યો છે એમની વિનતી સૌ સાંભળે અને ઉત્થાનને ઉત્તેજન આપે એમ હું ઇચ્છું છું.

* * *

કર્મ કર્યે જાઓ! ઉત્સાહ મંદ ન પાડો! ધન, વૈભવ, પુત્ર-પરિવાર, માલમિલ્કત, એ બધા તો અત્યારે ક્ષણની ચિન્તા કરાવે છે! એક માત્ર શાંતિ આપનાર છે પરમધન પરમાત્મા! એ અને એની ઓળખાણ કરીને મેળવેલી આત્મશાન્તિ જ સાચી નિર્ભય સ્થિતિ છે!

* * *

પરમાત્મા આપણાં સૌના જ્ઞાનચક્ષુ ઉઘાડે! આત્મધન અપાવે! અને દ્વન્દ્વોની કલ્પનામય ભીંસમાંથી જાગ્રત કરાવી સચેત રાખે એ જ અભ્યર્થના!

ૐ ૐ ૐ
ૐ ૐ
ૐ

ૐ

ॐ

# ઉત્થાનનાં સાધનો

લેખક :—શ્રી. નલિન મ. ભટ્ટ, એમ. એ.

ઈશ્વરકૃપાએ, આ અંકે, 'ઉત્થાન' માસિક ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે. મહાગુજરાત માટે આ એક ગૌરવનો વિષય છે, કેમકે 'વાણિજ્ય' એ ગુજરાતની એકમાત્ર મજ્જાગત વૃત્તિ છે—આ અપવાદ આનાથી દૂર થાય છે. આધ્યાત્મિક ઉન્નતિ જેનું ધ્યેય છે એવું આ માસિક ત્રીજા વર્ષમાં પ્રવેશે એ એના કાર્યકર્તાઓની દક્ષતા અને ગુજરાતની મનોવૃત્તિના પરિવર્તનનું સૂચક છે. 'ઉત્થાન'ના ચિરકાળ ઉત્થાન માટે આર્થિક સહાય, અનિવાર્ય છે. પોતાના પગે દીર્ઘકાળ ઉત્થાન સંભવતું નથી. આથી ઉત્થાનને પગભર કરવા સૌને વિનતી છે.

પણ 'ઉત્થાન' એટલે શું ?–એ વિચારવું ઘટે છે. 'ઉત્થાન' નામકરણમાં ધ્વનિ છે. ધ્યેયદર્શન છે. એ ધ્વનિ અને ધ્યેયનું સૂચનમાત્ર કરવું એ આ લેખનો વિષય છે.

'ઉત્થાન' શબ્દમાં ઉત્+સ્થા ધાતુ છે. ઉત્ એટલે ઉપર, સ્થા એટલે ઊભા રહેવું. આમ ઉત્થાન એટલે 'ઉપર ઊભા રહેવું'. તો કોણે કોની ઉપર ઊભા રહેવું ?—આ છે પ્રશ્ન.

શબ્દશાસ્ત્રનું વિધાન છે કે શબ્દાર્થનો નિર્ણય હંમેશાં પ્રકરણ

પ્રમાણે થાય છે ભોજનવેળાએ કોઈ " સૈંધવમાનય " એમ કહે તો મીઠું જ આણવું-ઘોડો ના લવાય. આમાં યદ્યપિ સૈંધવ શબ્દનો અર્થ ઘોડો પણ થાય છે પણ પ્રકરણ ભોજનનું હોઈને કોઈ જો ઘોડો લાવે તો સંભવ છે કે ભોજનકર્તાનું હાસ્યતેજ ઉભરી આવે. અગર તો તેના દાંપત્યસબંધમાં ભારે વિક્ષેપ નડે ! આથી ' ઉત્થાન ' શબ્દનો પણ અધ્યાત્મ પ્રકરણમાં આધ્યાત્મિક અર્થ જ લેવો ઘટે !

તો એ અર્થ કયો ? યોગદર્શનના વ્યાસભાષ્યમાં એક શ્લોક છે:—

प्रज्ञाप्रसादमारुह्य ह्यशोच्य: शोचतो जनान् ॥
भूमिष्ठान् इव शैलस्थः सर्वान् प्राज्ञोऽनुपश्यति ॥ १ ॥

આ શ્લોકનો અર્થ નીચે મુજબ છે:—

" ' પ્રજ્ઞા-પ્રસાદ ' ઉપર આરૂઢ થઈને, જાતે અશોચ્ય બનેલો પ્રાજ્ઞપુરુષ, શોક કરતા તમામ મનુષ્યોને, પર્વત ઉપર ઊભેલો જેમ ભૂમિ પર રહેલાને જુવે તેમ જુવે છે. "

અર્થાત્ આ શ્લોકમાં કોઈ ઉત્થિત આત્માનું વર્ણન છે. તે પુરુષ પ્રજ્ઞાપ્રસાદ ઉપર આરૂઢ છે. અને આથી જ જાતે અશોચ્ય છે. પ્રજ્ઞા-પ્રસાદ ઉપર ચઢેલો અને શોકાતીત માનવ શૈલશિખરે ઉભેલા માનવ જેવો છે. અને તેટલી ઉંચાઈએથી, ભૂમિ ઉપર રહેલા અને શોકમાં સબડતાં બીજાં બધાંય પ્રાણીને જુવે છે. તો જે એકને માટે શક્ય છે તે યોગ્ય પરિસ્થિતિ અને પશ્ચાદ્ ભૂમિકાએ સૌને માટે શક્ય છે. આપણે પણ જો ' પ્રજ્ઞાપ્રસાદ ' ઉપર ચઢીએ તો શોકથી પર થઈશું. આ ' પ્રજ્ઞાપ્રસાદ ' ઉપર આરોહ એટલે જ ઉત્થાન છે પ્રજ્ઞાપ્રસાદની ભૂમિકા પ્રાપ્ત કરવાનું ફળ શોકરહિતતા હોય છે. '

તો આ પ્રજ્ઞાપ્રસાદની ઉચ્ચતમ ભૂમિકા ઉપર કેવી રીતે જવાય ? એને માટે સાધન કયું ? છાન્દોગ્ય ઉપનિષદના નારદઋષિનો ભગવાન સનત્કુમાર સમક્ષ એકરાર છે કે—

श्रुतं हि पव मे भगवद्दृशेभ्यः तरति शोकं आत्मवित् इति । सोहं भगवः शोचामि । तं मा भगवान् शोकस्य पारं तारयतु इति ।

અર્થાત્ નારદ કહે છે કે "હે ભગવન્ સનત્કુમાર ! આપ જેવા પૂજ્યપુરુષો કનેથી મેં સાંભળ્યું છે કે 'આત્મવિત્' શોકને તરી જાય છે ! હે પૂજ્ય ! હું શોક કરું છું. આપ પૂજ્યચરણ મને શોકની પેલે પાર લઈ જાઓ." અહીં સ્પષ્ટ નિર્ણય છે કે આત્માનું વેદન મનુષ્યને શોકથી અતીત કરે છે. અર્થાત્ પ્રજ્ઞાપ્રસાદનું આરોહણ અને આત્મવિત્તિ એ બન્ને એક જ વસ્તુ સિદ્ધ થાય છે ! આનો એટલો જ અર્થ થયો કે આત્મવિદ્યામાં જ ઉત્થાન છે !

તો આ પ્રજ્ઞાપ્રસાદ કેવી રીતે પ્રાપ્ત થાય ? ભગવાને મનુષ્ય-માત્રને ગીતામાં ઉત્થાનનાં સાધન બતાવ્યાં છે ! ભગવાન કહે છે !—

समासेनैव कौन्तेय, निष्ठा ज्ञानस्य या परा ॥ १ ॥
बुद्धया विशुद्धया युक्तः, धृत्यात्मानं नियम्य च ॥
शब्दादीन् विषयाँस्त्यक्त्वा, रागद्वेषौ व्युदस्य च ॥ २ ॥
विविक्तसेवी, लघ्वाशी, यतवाक्कायमानसः ॥
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ३ ॥
अहंकारं, बलं दर्पं, कामं, क्रोधं, परिग्रहम् ॥
विमुच्य निर्ममः शान्तः ब्रह्मभूयाय कल्पते ॥ ४ ॥
ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति, न कांक्षति ॥
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५ ॥
भक्त्या मां अभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः ॥
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ६ ॥

"પ્રજ્ઞાપ્રસાદ આરોહણ", "આત્મવિત્તિ", "જ્ઞાનની પરા-

નિષ્ઠા", અને "ઉત્થાન" વગેરે અર્થદર્શકો એક જ છે. અર્થાત્ ઉત્થાન માટે ભગવાને નીચેનાં સાધનો બતાવ્યાં છે :—

(૧) નિર્મળ બુદ્ધિ. (૨) સાત્વિકવૃત્તિથી જાતનું નિયમન. (૩) શબ્દાદિ વિષયોનો ત્યાગ. (૪) રાગદ્વેષનો વ્યુદાસ. (૫) વિવિક્ત સેવા. (૬) લઘુ અશન. (૭) મન, વાણી અને કાયાનો સંયમ. (૮) ધ્યાનયોગપરાયણતા (૯) હંમેશાં દૃઢ વૈરાગ્યનો આશ્રય. (૧૦) અહંકાર, બલ, દર્પ, કામ, ક્રોધ, અને લોભનો પૂરો ત્યાગ (૧૧)*

ઉપલી સાધનસંપત્તિ જે પ્રાપ્ત કરે છે તેને ભગવાન નીચેનાં વિશેષણો આપે છે :—નિર્મમ; શાન્ત; બ્રહ્મભૂત; પ્રસન્નાત્મા અને સર્વભૂતસમ. જેને સાધનબળે ઉપલાં વિશેષણો લગાડી શકાય તેવો મનુષ્ય તેનાં ફળ તરીકે 'न शोचति न कांक्षति ।" "નથી શોક કરતો નથી ઇચ્છતો." અર્થાત્ શોક અને તૃષ્ણાથી વિખૂટો પડી જાય છે. પરિણામે તે પરમભક્તિને મેળવે છે. અને ભક્તિના પ્રભાવે વસ્તુગત્યા ભગવાન કઈ ચીજ છે—એને ભગવાન કેવડા છે, કયા કયાં છે—એ જાણે છે. જાણે છે એટલું જ નહીં પણ તેવો પુરુષ અંતે ભગવાનમાં પ્રવેશે છે.

આમ ભગવાન સૌથી ઉત્થિત=ઊંચે સ્થિત હોઈને ભગવાનમાં પ્રવેશ કરનાર પણ સાચા અર્થમાં ઉત્થાન પામેલો છે. આને જ આધ્યાત્મિક ભાષાનું ઉત્થાન કહેવામાં આવે છે. આ સિવાયનું જીવનમાં જે સ્થાન છે તે ઉત્થાનનો આભાસમાત્ર છે. તે અવસ્થાન છે. "જ્ઞાનસાધનમાં ઉત્થાન છે." ગુજરાતે, આ "જ્ઞાનસાધનના ઉત્થાન"ને માટે તન, મન, ધનથી કટિબદ્ધ રહેવું ઘટે. પ્રભુ ઉત્થાન માટે સૌને પ્રેરણા કરો એટલું ઇચ્છી વિરમીએ છીએ.

* શ્લોકના અર્થ અને વિવરણ માટે અમારું સાધનભાષ્ય જુઓ. (લેખક)

# આ સમયે

લેખક :—શ્રી. નર્મદાશંકર હરિશંકર વ્યાસ, બી. એ.



માનવજાત એક કપરી કસોટીમાંથી પસાર થઈ રહી છે. જગતની પ્રજાઓ આજે યુધ્ધે ચડી છે. યુદ્ધની યાતનાઓ દિનપ્રતિદિન વધતી જાય છે. માત્ર યુદ્ધનાં મેદાનો જ રક્તથી રંગાતાં નથી, પણ પૃથ્વીને પોપડે પોપડે રક્ત ટપકતું જણાય છે; માત્ર યુદ્ધની રણભૂમિ ઉપર જ અથડાતા યુવાનો ઢળી પડે છે, તેટલું નથી, પણ આજ તો પ્રત્યેક રાષ્ટ્રને ગામડે ગામડે અને ઘેરે ઘેર યુદ્ધની શોણિતલીલા અને પ્રલયનાં મોજાં પહોંચ્યાં છે. માત્ર યૌવન નહિ, પણ કૌમાર્ય, યૌવન અને જરા,—સમસ્ત માનવજીવન ઘવાઈ રહ્યું છે. આજનું યુદ્ધ અમર્યાદિત છે. જેમ જેમ માનવજાતે વિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રગતિ સાધી તેમ તેમ યુદ્ધ વધારે હિંસક વધારે વ્યાપક અને વધારે અમાનુષી બનતું ગયું. વિજ્ઞાને રાષ્ટ્રોની ભૌગોલિક મર્યાદાઓ લોપી અને માનવીને માત્ર રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનું નહિ પણ વિશ્વયુદ્ધ બક્ષ્યું.

યુદ્ધ કાંઈ આજે નવું નથી. સૃજનજુના કાળથી પ્રજાઓ યુદ્ધ કરતી આવી છે. માત્ર યુદ્ધના પ્રકાર અને કારણો બદલાતાં રહ્યાં છે, તીવ્રતા અને વ્યાપકતા વધતાં ચાલ્યાં છે. આયુધો અને વ્યૂહરચનાઓ વિપુલ અને વિશદ બનતાં જાય છે પરિણામ અને અસર પણ તેટલાં જ જટિલ અને ક્રાન્તિકારી હોય છે.

જડવાદની પકડમાં જકડાયેલું જગત આર્થિક મહત્ત્વાકાંક્ષા માટે યુદ્ધ ખેલી રહ્યું છે. ભૌગોલિક પ્રગતિમાં માનવજાત માત્ર જીવનના ઉપલા થરમાં જ અટવાયાં આંટા કરે છે. જીવનનાં બાહ્ય અંગો, જીવનની માત્ર સ્થૂલ બાજુઓને જ વિકસાવવાને કારણે યુદ્ધનું ધ્યેય અને યુદ્ધ કરવાનું દૃષ્ટિબિંદુ બદલાઈ ગયાં છે. આજનું યુદ્ધ નિર્બળોનાં સંરક્ષણ

માટે નથી—જો કે દ્વિમુખી ગજનીતિ હંમેશાં યુદ્ધનું મુખ્ય કારણ આજ રજુ કરે—છતાં વાસ્તવિક કારણ એ નથી હોતું. પ્રજાનો વૈભવ અને વર્ચસ્વ જાળવી રાખવા દરેક પ્રજા યુદ્ધમાં ઝંપલાવે છે.

આજના વૈજ્ઞાનિક જગતમાં યુદ્ધ ખેલવું એ નાનીસૂની રમત નથી, માત્ર યુદ્ધથી ખેલાડીઓની વૃત્તિ સંતોષાય તેટલું જ તેનું પરિણામ નથી હોતું. આજે તો યુદ્ધ એટલે સારી માનવજાતના જીવન-મરણનો પ્રશ્ન બની રહે છે. આર્થિક અને રાજકીય આંતરરાષ્ટ્રીય જીવન અટકી પડે છે. જીવનની આવશ્યક જરૂરીઆતો મળવાનાં પણ સાંસાં પડે છે. વિજ્ઞાનને આધારે ઉઠરેલી ભૌતિક પ્રગતિમાં માનવીની જરૂરીઆતોનો અંત જ હોતો નથી, બલ્કે જરૂરીઆતોની વિપુલતા એ પ્રગતિનું ચિન્હ ગણાય છે. એટલે યુદ્ધ જડવાદને પણ પ્રગતિરોધક અને ગુંગળાવનારું તો છે જ.

જગતનું જે પ્રકારનું બંધારણ છે અને માનવી જે પ્રકારે જીવતો આવ્યો છે અને જીવવાનો છે, તે પરિસ્થિતિમાં યુદ્ધ અનિવાર્ય છે, બલ્કે આવશ્યક પણ છે. આર્થિક અને રાજકીય દૃષ્ટિએ યુદ્ધના અસ્તિત્વને જરૂર ન્યાય આપી શકાય. તેમ જ આધ્યાત્મિક દૃષ્ટિએ પણ યુદ્ધને સમજી શકાય છે. રાજનીતિજ્ઞોના અને એકહથ્થુ સત્તાધારીઓના ધર્મદ્વારા પરમાત્મા જાણે એક પ્રકારની સાફસૂફી ન કરી રહ્યો હોય ? વાસ્તવમાં તો બે પક્ષો તો માત્ર નિમિત્ત રૂપ જ હોય છે. યુદ્ધનું આ દૃષ્ટિબિંદુ ગીતાના અભ્યાસીઓ માટે બહુ સુલભ છે. પણ આજે આપણા માનસ ઉપર કૃત્રિમ કેળવણી, ઉપરછલ્લા સંસ્કાર, અને જીવનની માત્ર બાહ્ય ટાપટીપ અને તૈયારીને લીધે, જુદી જ અસર છે. યુદ્ધ આજે તો આપણને સમરાંગણમાં ન જવા છતાં રહેંસી રહ્યું છે. આપણા આર્થિક જીવનને એકાએક પક્ષાઘાત ક્યારે થઇ જશે તે કહી શકાતું નથી. આપણી સ્થૂલ હયાતી ક્યારે હતી નહોતી થઈ જશે તે પરમાત્મા જાણે !

આવી રાષ્ટ્રવ્યાપી વિકટ પરિસ્થિતિમાં અમુક પ્રકારનું દૃષ્ટિ-

બિંદુ કેળવવાની ખાસ આવશ્યકતા છે. પરદેશી સત્તાએ રાષ્ટ્ર જીવનનું સાર્વત્રિક શોષણ કરવામાં કંઈ બાકી જ રાખ્યું નથી. આજે સંપત્તિ તે ખરી સંપત્તિ નથી, માત્ર પરપોટો છે. માનવીના શ્વાસોચ્છ્વાસ ચાલે છે તે માત્ર યંત્રવત્; જીવનનો થનકાર, જીવનની ઉષ્મા, જીવનની જ્યોત, જીવનની સુરભિ, સુરેખતા ને સુવાસ તો માત્ર સ્વપ્નવત્ બન્યાં છે. અને ધર્મ ? નીતિ અને ધર્મનું સદંતર દેવાળું નીકળ્યું છે આ તબક્કે, આવી અવનત દશાએ પહોંચેલી કોઇ પણ રાષ્ટ્રની પ્રજા વિકૃતિઓના વીંઝાતા વાતાવરણમાંથી પસાર થઈ શકે અને જીવનતત્ત્વ ટકાવી શકે તે લગભગ અશક્ય છે.

આ બધાનો ઉપાય માત્ર એક જ છે અને તે પ્રજાના આંતરિક બળને વિકસાવવાનો; રુંગળાઇ રહેલી સમસ્ત પ્રજાના માનસ પરિવર્તનનો, પ્રજાની સમક્ષ એક અજોડ અને અમોઘ શસ્ત્ર મૂકવાનો. આ શસ્ત્ર તો હિંદનું અણમોલુ ધન છે, હિંદનું સાચું જીવનતત્ત્વ અને હીર છે, આજે પ્રજા આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુથી વિમુખ બની છે,અને પરિણામે ઉપસ્થિત થયેલી વિકટ પરિસ્થિતિને પહોંચી વળવાની તાકાત ને તાજગી તેનામાં નથી. અલબત ભૌતિક ઉન્નતિ વિના આધ્યાત્મિક ઉન્નતિ શક્ય નથી, છતાં આપણે ભૌતિક ઉન્નતિ કેવા પ્રકારની જોઇએ છીએ તે નક્કી કરવું પડશે. જે પ્રકારની ભૌતિક ઉન્નતિ આજે જગતની પ્રજાઓએ પ્રાપ્ત કરેલી છે તેવા પ્રકારની ભૌતિક ઉન્નતિ આપણે પ્રાપ્ત કરવા મથીશું તો જગતને શક્તિ આપવાને બદલે વધારે વ્યાપક અને ઘાતક વિશ્વયુદ્ધ જરૂર આપી શકીશું. એટલે એ જડવાદની પકડમાંથી જેટલું વેળાસર મુક્ત થવાય તેટલું આપણું, અને અંતિમે સારા જગતનું વધારે શ્રેય છે.

ભૌતિક ઉન્નતિ એટલે માત્ર આર્થિક સંપત્તિની વિપુલતા નહિ: જડવાદે ભૌતિક ઉન્નતિને એટલા બધા સંકુચિત અર્થમાં સમજાવી છે કે તે ઉન્નતિથી જગતનું શ્રેય થવાને બદલે, ખરેખર માનવજાતનું મહાન અનર્થ થયું છે. ભૌતિક ઉન્નતિનો ખરો અર્થ તો એવો છે કે

જેમાં માત્ર સંપત્તિની જ કે જીવનના બાહ્ય અંગોની જ પૂજા નથી. ભૌતિક ઉન્નતિ એટલે આધ્યાત્મિક જીવનના પ્રવેશદ્વારનું આંગણું આધ્યાત્મિક જીવનની તે પૂર્વપીઠિકા—પૂર્વ ભૂમિકા છે માનવીના પ્રગતિક્રમમાં સ્થૂલનો સર્વાંગ સુંદર વિકાસ એટલે ભૌતિક ઉન્નતિ આ ભૌતિક ઉન્નતિ તો આધ્યાત્મિક ઉન્નતિને શિખર ચડવાનું પ્રથમ પગથીયું છે. આધ્યાત્મિક પ્રગતિની વિરોધક તે નથી. બલ્કે આધ્યાત્મિક જીવનની શરૂઆત માટેની પ્રથમ તૈયારી રૂપ છે. જે ભૌતિક ઉન્નતિને પરિણામે પશ્ચિમના જડવાદે આધ્યાત્મિક દેવાળું કાઢ્યું છે, તે વાસ્તવિક ઉન્નતિ છે જ નહિ તે તો માત્ર ગંજીપાના પાનાનો મહેલ છે જે કોઇ પણ ક્ષણે કડડભૂસ કરતો જમીનદોસ્ત થઈ જાય છે. આજે એ ભૌતિક પ્રગતિ પોતાની ઘોર ખોદી રહી છે, કારણ કે તેણે ધર્મની—આત્માની—અધ્યાત્મની—અવગણના કરી છે. જડવાદમાં જકડાયેલા માનવીની કલ્પના બુઠી થઇ ગઇ અને જેટલું નક્કર તેટલું જ તેને સત્ય જણાયું, પરિણામે માત્ર બાહ્ય અંગોને—સ્થૂલ સ્વરૂપોને જ અસાધારણ મહત્તા આપવામાં આવી. કલ્પનાતીત અનિર્વચનીય આત્મિક પ્રદેશની પ્રગતિ તેમને ન સૂઝી કે ન સમજાઈ.

આજે આપણે જડવાદની આર્થિક અને રાજકીય અસર નીચે છીએ. પરિણામે આપણને આજની યુદ્ધયાતનાઓ જીવલેણ ભાસે છે. અને ખરેખર એ છે પણ જીવલેણ જ. છતાં તેની સામે ટકી રહેવા માટે આપણી પાસે તાકાત છે. અલબત આ તાકાતને ગણુગારીઓ તોપો કે વિમાનોનું પીઠબળ નથી; પણ એક અજોડ અને અદ્વિતીય સંકલ્પબળ તેના પીઠબળ રૂપે પડેલું છે. આપણે માત્ર એ દૃષ્ટિબિંદુ કેળવવાની જ જરૂર છે. શા માટે આપણે આપણા જ આત્મધનની અવગણના કરવી? આધ્યાત્મિક મસ્તી એ કાંઇ જીવનની વાસ્તવિકતાઓને ભૂલી જવાનો નશો ક્ષણિક નથી. જીવનની

**વાસ્તવિકતાઓમાં રહ્યા છતાં તેનાથી પર થઈ જવાનો એ તો કાયમનો અજબ દૈવી કીમીઓ છે.**

આ પ્રકારનું દષ્ટિબિંદુ કેળવવા માટે, આવી જાતની આધ્યાત્મિક મસ્તી પ્રાપ્ત કરવા માટે, સત્સંગની પરમ આવશ્યકતા છે. જ્યારથી આપણે સત્સંગાભિમુખ થયા ત્યારથી જ આપણી અવદશા બેઠી. સત્સંગ પ્રત્યક્ષ અને પરોક્ષ બન્ને રીતે પ્રાપ્ત કરી શકાય છે. સાચા સંતોના સહવાસ અને સેવામાં ઉત્તમોત્તમ સત્સંગ પ્રાપ્ત થાય છે. પણ બધાનો એવો પ્રારબ્ધયોગ તો ક્યાંથી હોય કે એવા સાચા સજ્જનોનો સહવાસ અને સેવા મેળવી શકે? છતાં પરોક્ષ રીતે પણ માનવી ધારે તો સારા વાચનદ્વારા, સારા વિચારોદ્વારા, પૂજાપાઠ, ઈશ્વરસ્મરણ, અને સદ્‌વિચારદ્વારા ચારિત્ર્યબળ કેળવી, આત્મસંપત્તિના અખૂટ ખજાનાના માલિક બની આ ક્ષણિક, આગમાપાયી દુઃખજ્વાલાના દાહમાંથી બચી શકે.

પ્રત્યક્ષ સત્સંગ માટે સારા સારાં આશ્રમો મંદિરો અને મઠોમાં જવાની જિજ્ઞાસુઓની ઇચ્છા હોય જ છે. પરમાત્માની કૃપાથી ગુજરાતને આગણે જ્ઞાનસાધન આશ્રમમાંથી 'ઉત્થાન' માસિકની બે વર્ષથી શરૂઆત થઈ છે. આપણું ધર્મધન વધે, આપણી આત્મિક સંપત્તિ ખીલે, અને નિજાનંદના અનુભવદ્વારા આ ભૌતિક આપત્તિઓને દૂર કરવાનું સામર્થ્ય આપે એવું જ્ઞાનશિક્ષણ ઉત્થાન આપવા મથે છે. જિજ્ઞાસુઓ 'ઉત્થાન' દ્વારા ઉપર કહેલું દષ્ટિબિંદુ કેળવી શકે છે. 'ઉત્થાન' આજના સંજોગોમાં આશીર્વાદરૂપ થઈ પડ્યું છે. આ સમયે 'ઉત્થાન'ને અપનાવવામાં આપણું ખરું શ્રેય સમાયેલું છે. ખરેખર ગૂજરાતનું તો એ પરમ સદ્‌ભાગ્ય છે કે લગભગ સહરાના રણ જેવા વેરાન આર્થિક જીવનમાં સબડતા તેનાં સંતાનો માટે પરમાત્માએ 'ઉત્થાન' રૂપી રણદ્વીપવાટિકા ઉભી કરી છે. પ્રભુ, સૌને તેનો સંપૂર્ણ લાભ લેવાની સદ્‌બુદ્ધિ આપે!

卐

# પ્રસંગસ્ફૂર્તિ



રાજકોટમાં શ્રી. ગુલાબરાય વજેશંકર છાયા વકીલે આશરે ૮૫ વર્ષની ઉમરે તા. ૯–૭–૪૩ના દિવસે આતુર સંન્યાસ લીધો. એમને પોતાને ઘેર ઘણાં વર્ષથી વેદાન્તનું શ્રવણ ચાલતું હતું.—મુંબઈ: વિલેપારલે–શેઠ મફતભાઈ ક. સોલીસીટર, અધ્યાત્મિક સંસ્કૃત વિદ્યાલયમાં તા. ૮ તથા ૯–૬–૪૩ના બે દિવસે શ્રી. સ્વા. રામસ્વરૂપજી વેદાન્તાચાર્યનાં વ્યાખ્યાનો થયાં.—મુંબઈ કાલબાદેવી રોડ ઉપરના શ્રી નરનારાયણ મંદિરનો ૪૪મો વાર્ષિક ઉત્સવ તા. ૧૪–૬–૪૩ને દિવસે ઉજવાયો. શાસ્ત્રી ગોપાળજી કૃપાશંકરનાં હરિકીર્તન તથા સત્સંગચર્ચા થયાં.—રશિયાના એક સંસ્કૃત વિદ્વાને મહાભારતનો રશિયન ભાષામાં અનુવાદ કરવા માંડ્યો છે.—હિંદુ મહાસભાના પ્રમુખ શ્રી. સાવરકરનો ૬૧મો જન્મદિવસ, મુંબઈ ગોવાળીઆ ટેંકના મેદાનમાં શ્રી. આર. પી. પ્રાંજપેના પ્રમુખપદે ઉજવાયો.—વડોદરાના હરદાસ શ્રી બાપુ મહારાજ ગદ્રેએ મુંબઈના શ્રી નરનારાયણ મંદિરમાં તા. ૨૨ તથા ૨૮મી જુનના હરિકીર્તન કર્યું.—દેલવાડામાં સ્વ. નરભેશંકર જીભાઈ સંસ્કૃત પાઠશાળાનો મેળાવડો શ્રી. છગનલાલ શિવશંકર વૈદ્યના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો.—હિન્દુસ્તાનમાં ભવિષ્યના વાઇસરોય તરીકે માર્શલ વેવેલની નીમણૂક થઈ:—યુદ્ધમાં કશો પણ નિર્ણયાત્મક ફેરફાર નથી થયો. મિત્રરાજ્યો યુરોપ ઉપર આક્રમણ કરવાની યોજના ઘડે છે એમ જણાય છે.



# અલખની લેહ



અલખ તણી લેહ લાગી;
રે મને અલખ તણી લેહ લાગી.
ભવની ભીડ મુજ ભાગી;
રે મને અલખ તણી લેહ લાગી.
સાધુ પુરુષે આંખ ઊઘાડી;
માયાજાળ ખુલ્લી પાડી;
પરખી એણે મારી નાડી:
બ્રહ્મરંધ્રમાં જ્યોતિ જાગી;
રે મને અલખ તણી લેહ લાગી.
ચાર ઘડીની સ્વપ્નાં-સૃષ્ટિ;
એથી ઊઘાડી મારી દૃષ્ટિ,
કરુણાની કરી શી શી વૃષ્ટિ:
રોમ રોમમાં બંસી વાગી;
રે મને અલખ તણી લેહ લાગી.

—મૂળજીભાઈ પી. શાહ



# કેમ થશે ?



હર હર ૐ હર હર ૐ

નાનું શું મનનું પાત્ર દિસે;
નભમંડળ માશે કેમ સખે ?
" નિર્મળ જળપાત્ર સમું બનશે
પ્રતિબિંબ અનંત તણાં ધરશે. " હર હર૦

મહા શબ્દધ્વનિ અદ્વૈત ધમે;
દીન માનવબુદ્ધિમાં ન સમે ?
'ગિરિ ગહ્વર શી સ્થિર શાંત થશે
તવ ઝીલી, પ્રતિધૂન ઘુઘવશે." હર હર૦

ચાર હાથનું કાષ્ટ સુકું—
કહો દિવ્ય ધૂન ક્યાં નીસરશે ?
" સાંધી અનુસંધાન તાર
સુરજ્ઞાન ગુરુ જવ શીખવશે. " હર હર૦

" દિલની દુર્બળતા શોચી સખે !
ભય–સંશય–મુગ્ધ તું થાય રખે,
તુજ પ્રેમપાત્ર તે તું જ સખે,
તેનાં બળ તુજમાં જો હરખે ! " હર હર૦

—રમેશ રંગનાથ ગૌતમ બી. એ.



# મૃત્યુ અને તત્પશ્ચાત્*

લેખક :—શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી, બી. એસસી.



૧

મનુષ્યનું સ્થૂલ ભૂમિકા પરનું જીવન તેના જન્મ અને મૃત્યુની મધ્યમાં સમાયેલું છે. બન્ને અવસ્થામાં તે કયાંથી આવે છે, અને કયાં જાય છે તેનું ભાન રહેતું નથી. કેવલ અજ્ઞાત સ્થિતિ અર્થાત્ અંધકારમાંથી થોડા પ્રકાશમાં આવે છે, અને અંધકારમાં અદૃશ્ય થઈ જાય છે. મનુષ્યને અંધકારનો ભય છે. અંધકારમાં જતાં તે ડરે છે. તેને પ્રકાશમય જાગ્રતના આ પ્રવૃત્તિમય જીવનમાંથી એકદમ મૃત્યુમય અંધકારવાળા જીવનમાં જતાં અત્યંત ભય લાગે છે. તે એટલે સુધી કે, મૃત્યુનું નામ કાને સાંભળતાં તેને કંપ છૂટે છે. એટલે તેના સંબંધમાં કંઈક વિશેષ તપાસ કરવા કે જાણવા ભાગ્યે જ પ્રયત્ન કરે છે।

હિંદુ ધર્મશાસ્ત્રો અને પુરાણોમાં તેમ જ અન્ય ધર્મશાસ્ત્રોમાં મૃત્યુ પછીની જે અવસ્થાનું વર્ણન કરેલું છે તે પણ જ અતિશયોક્તિથી ભરપૂર અસલ વસ્તુસ્થિતિથી ભિન્ન પ્રકારનું છે. તેને વાંચવાથી કે સાંભળવાથી મનુષ્યોની કલ્પનાશક્તિમાં મૃત્યુને માટે પણ જ ભયાનક વાતાવરણ ખડું થાય છે. તેથી લોકો તેના સંબં-

* લેખકે આ લેખ થિયોસોફીમંડળની માન્યતા ઉપર લખેલો છે.

ધમાં વધારે જાણવા કે તપાસ કરવાની ખટપટમા નહિ ઉતરતા મોન-પણે તેના પર કાળો અધકારમય પડદો નાખી ગયે છે. પરતુ જન્મ અને મૃત્યુ જેવા બનાવો મનુષ્યોના હમેશના અનુભવોની વાતો છે, તે સબધમા આટલી બધી અસાવધતા અને અજ્ઞાન મેળવવાં એ ખરેખર આશ્ચર્યજનક છે।

મનુષ્યને પોતાના શાશ્વત, અને અમર્યાદ આત્મિક જીવનનુ ભાન નહિ હોવાથી, તે એમ જ સમજે છે કે, સ્થૂલ શરીર વડે જીવવામાં આવતુ, એ જ માત્ર જાગૃત–જીવન છે જીવાત્માની કાયમની ભૂમિકા કારણશરીર છે. તેના અનેક જન્માતરોના સંચિત કર્મોનાં સસ્કારબીજ કારણશરીરમા બીજ રૂપે રહેલાં હોય છે. આ સસ્કારબીજો જેમ જેમ પરિપક્વ થતાં જાય છે, તેમ તેમ જીવાત્માને નીચેની ત્રણ ભૂમિકાઓ—જેવી કે (૧) સ્થૂલ (૨) સૂક્ષ્મઉર્મિપ્રધાન અને (૩) માનસિક, પરત્વે કાર્ય કરવાને તે તે ભૂમિકાની પ્રકૃતિના શરીરો ધારણ કરવા પડે છે. તેને સ્થૂલ શરીર, સૂક્ષ્મશરીર અને માનસિક શરીરના નામથી ઓળખવામા આવે છે જન્માતરોમા કારણશરીર અળગ એકનુ એક જ રહે છે

જીવાત્મા જન્મ ધારણ કરવાને તૈયારી કરે છે, ત્યારે તેના સચિત કર્મોમાથી અમુક એક જન્મમા ભોગવવા માટેના કર્મો—જેને પ્રારબ્ધ કર્મો કહેવામા આવે છે. આ પ્રારબ્ધ કર્મો ભોગવવાને અનુકૂળ એવુ પ્રથમ માનસિક શરીર જીવાત્મા ધારણ કરે છે ત્યાર પછી નીચેની સૂક્ષ્મ ભૂમિકામાથી સૂક્ષ્મ શરીર ( Emotional body ) ધારણ કરે છે, અને છેવટ સ્થૂલ ભૂમિકા પર પ્રારબ્ધ કર્મોના ઋણાનુબધ અનુસાર જે દેશ, જાતિ, પરિસ્થિતિ અને માતાપિતા વગેરે નિશ્ચિત થયેલાં હોય છે, તે પ્રમાણે અમુક માતાના ગર્ભની સાથે કર્મના દેવો અનુસધાન કરી આપે છે એટલે તે પ્રારબ્ધના સૂક્ષ્મ સસ્કારો પ્રમાણે ઉપર જણાવેલા સૂક્ષ્મ શરીરોની વચ્ચે સ્થૂલ શરીરનુ બધારણ થવા લાગે છે, અને સામાન્ય રીતે સર્વ કોઇ

જન્મે છે, તેમ નવ માસ પછી બાળકરૂપે જન્મે છે. જન્મ થયા અગાઉ આપણે જોયું તેમ એક પછી એક સૂક્ષ્મ અને સ્થૂલ ભૌતિક ત્રણ શરીરો ધારણ કરે છે. માનસિક શરીર વધારે સૂક્ષ્મ હોવાથી જીવાત્માનો પ્રકાશ તેમાં વિશેષ હોય છે; તેથી ઓછો સૂક્ષ્મ શરીરમાં અને તેથી ઓછો સ્થૂલ શરીરમાં. મનને તેમ જ ઉર્મિઓ અને લાગણીઓને પ્રદર્શિત થવા માટે સ્થૂલ શરીર એક સાધનરૂપ છે. તેમાં મગજ અને જ્ઞાનતંતુમંડળની-વિદ્યુતયંત્રની પેઠે-યોજના યથેષ્ટ હોવાથી, તેની મારફત મન અને લાગણીઓ, ઇન્દ્રિયોના ગોલકો વડે સ્થૂલ ભૂમિકા પરત્વે વ્યવહાર કરી શકે છે સ્થૂલ શરીરમાં જો જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની યોજના ન હોય તો જીવાત્માને સ્થૂલ ભૂમિકા ઉપર કાર્ય કરવાનું અશક્ય બને છે. તેવી જ રીતે સૂક્ષ્મ શરીર ( Emotional body ) ન હોય તો લાગણીઓ અને ઉર્મિઓને ઉદ્‌ભવ થવાનું અશક્ય બને છે અને એજ પ્રમાણે મનના વિચારોને ઉત્પન્ન થવા માટે માનસિક શરીર છે આ રીતે જન્મ ધારણ કરતી વખતે એ ત્રણ શરીરો એક પછી એક ધારણ કરવાં પડે છે અને સ્થૂલ શરીરના મૃત્યુ બાદ એક પછી એક ત્રણે શરીરો મૂકવાં પડે છે. એટલે જેમ આપણે નવા વસ્ત્રો ધારણ કરીયે, અને મેલાં થવા બાદ બદલી નાખીયે, તે જ પ્રમાણે જીવાત્મા દરેક જન્મે નવાં નવાં શરીરો ધારણ કરે છે અને જીર્ણ તેમ જ નિરૂપયોગી થયે છોડી દે છે.

મરણ પછીની સ્થિતિ તેના યથાર્થ સ્વરૂપમાં સમજવા માટે ઉપરની હકીકત મગધારતી હોવાથી તે અત્રે આપેલી છે.

સામાન્ય મનુષ્યોનાં ગુણ, કર્મ અને સ્વભાવમાં એકાએક મોટો ફેરફાર થતો નથી. તેથી તેઓ જેવા સ્થૂલજીવન દરમિયાન હોય છે, તેવા જ મૃત્યુ પછી પણ રહે છે. વૃદ્ધાવસ્થા તેમ જ અનેક પ્રકારના રોગોને પરિણામે શરીર જીર્ણ થવાથી, અથવા અનેક પ્રકારના અકસ્માતોને પરિણામે જ્યારે સ્થૂલ શરીર છૂટું પડે છે, ત્યારે માત્ર તેના

સિવાય સર્વ ઉર્મિયો, લાગણીઓ અને વિચારો મન વગેરે તત્વો જેમના તેમ બાકી રહે છે. એટલે સ્થૂલ શરીર સિવાયના બીજાં સૂક્ષ્મ શરીરો-તત્વો-સૂક્ષ્મસૂષ્ટિ (જેને ભૂવર્લોક કહેવામાં આવે છે) ઉપર અમુક સમયને માટે રહે છે. મરણ સમયે અમુક કલાકો અથવા વધારેમાં વધારે ૩૬ કલાક સુધી ગાઢ નિદ્રાના જેવી બેભાન અવસ્થા ભોગવે છે. તે વખતે આજુબાજુનાં સગાસ્નેહીઓએ રોકકળ અને કલાહોલ નહી કરતા અત્યંત શાન્તિ રાખવાની ખાસ આવશ્યકતા છે. સ્થૂલ શરીરથી છૂટા પડતી વખતે જીવાત્મા પોતાના સ્થૂલજીવન દરમિયાન બનેલ સર્વ બનાવોની નોંધ લે છે એટલે કે તે સર્વ બનાવો ચલચિત્રની માફક તેની માનસિક દૃષ્ટિ આગળથી ઝડપથી પસાર થતા હોય તેમ જણાય છે. આ આત્મનિરીક્ષણના કાર્યમા જીવાત્મા ગુંથાયેલો હોય ત્યારે તેની શાન્તિ અને એકાગ્રતામાં ખલેલ પડવી નહિ જોઇએ સ્થૂલ શરીરનો ત્યાગ કરવાની આ અન્તિમ અવસ્થા કેટલી મહત્વની છે, અને તે સમયે કેવા કેવા આંતરિક ફેરફારો થાય છે તે સબંધમાં અત્રે જરા વિશેષ સ્પષ્ટતા કરવાનુ આવશ્યક જણાય છે. આ ખાસ મહત્વની હકીકત, સામાન્ય રીતે સહેલાયથી ઉપલબ્ધ થઈ શકે એમ નથી, તેમ જ એકદમ સમજમા ઉતરે નહિ તેવી હોવાથી જિજ્ઞાસુને કંઇક અંશે ઉપયોગી થાય તે હેતુથી તેનો અત્રે નિર્દેશ કરેલો છે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, જો જીવાત્માને કાયમનું એક જ શરીર-કારણ દેહ-છે તો જન્મ જન્માન્તરોના કર્મસંસ્કારોના બીજ કયા અને કેવી રીતે રહે છે? જેમ એક સૂક્ષ્મબીજમાંથી વૃક્ષ થાય અને વૃક્ષના સંસ્કારો બીજમાં પાછા સમાઇ જાય તે જ પ્રમાણે જીવાત્માને કારણશરીર સિવાય બીજાં નીચેની ભૂમિકાઓમા વ્યક્ત થવા માટે ત્રણ શરીરો ધારણ કરવાં પડે છે. તે ત્રણે શરીરોનાં ત્રણ સ્થાયી અણુઓ-(Permanent atoms) હોય છે. (૧) સ્થૂલ શરીરને માટે-સ્થૂલ સ્થાયી-અણુ, (૨) ઉર્મિ શરીરને માટે

સૂક્ષ્મ–સ્થાયી–અણુ અને ( ૩ ) માનસિક શરીરને માટે માનસિક સ્થાયી–અણુ. ત્રણે શરીરો દ્વારા થતાં કર્મો અને તેના સંસ્કારોની છાપ આ સ્થાયી–અણુઓ ઉપર પડે છે, અને તેમા સંગ્રહિત થઈ દરેક જન્મ લેતી વખતે બીજની માફક વિકાસ પામે છે. ઉદાહરણ તરીકે સ્થૂલ–સ્થાયી અણુને લઈએ તો તેમાં ભૂતકાળમાં લીધેલા દરેક સ્થૂલ શરીરોના કર્મસંસ્કારોની છાપ પડેલી હોય છે. તેવી જ રીતે સૂક્ષ્મ અને માનસિક સ્થાયી–અણુઓનું પણ સમજવાનું. આ પ્રમાણે આ સ્થાયી–અણુઓનો ઉપયોગ દરેક ભૂમિકાના બીજ તરીકે થાય છે. એટલે કે દરેક જન્માન્તરોનાં ત્રણે શરીરોના કર્મસંસ્કારોની છાપ આ ત્રણ સ્થાયી–અણુઓ અથવા બીજોમા કેન્દ્રિત થાય છે, અને તેમાથી જ ફરી વિકસિત થાય છે.

મરણ સમયે મનુષ્ય જ્યારે સ્થૂલ દેહથી છૂટો પડવાની તૈયારી કરે છે, ત્યારે તેના સ્થૂલ જીવનના તમામ સંસ્કારોની છાપ, તેનું સ્થૂલ સ્થાયી અણુ જે હૃદય–સ્થાનમા રહેલું હોય છે, તેમાં યથાસ્થિત પડેલી હોય છે. તેને કુંડલિની પોતાના મૂલાધાર ચક્રના સ્થાનમાંથી ઉર્ધ્વમુખ થઇ સ્થૂલ દેહનો ત્યાગ કરતી વખતે હૃદયમાથી સ્થૂલ–સ્થાયી અણુને મુખમા લઇ હૃદયસ્થ સુષુમ્ણા માર્ગે થઈ મસ્તકના મધ્ય પોલાણમા જઈ સ્થૂલ દેહનો ત્યાગ કરે છે, આ સમયે સ્થૂલ શરીરની સર્વ ઇન્દ્રિયો જુદી પડી જવાથી તેનું જાગ્રત ભાન અન્તર્મુખ થઇ જાય છે, અને તેથી સ્થૂલ જીવનના દરેક બનાવોનું દિગ્દર્શન થોડા જ સમયમાં ચલ–ચિત્રની માફક થાય છે. એ કારણથી જ તે સમયે શાન્તિ રાખવાની આવશ્યકતા રહે છે. જેમ ભિન્ન ભિન્ન ગુણ કર્મ અને સ્વભાવવાળા લોકો સ્થૂલ ભૂમિકા ( ભૂર્લોક ) ઉપર એક જ જાતની પરિસ્થિતિમા રહેતા નથી અથવા રહી શકતા નથી તે જ પ્રમાણે મરણ બાદ સૂક્ષ્મ-ભૂમિકા ( ભુવર્લોક ) માં પણ લોકો ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં રહેતા જણાય છે.

ભૂલોક અને ભૂવર્લોકનો સંબંધ પૃથ્વીતત્ત્વ અને જલતત્ત્વના જેવો છે. જળની સપાટી ઉપર પૃથ્વી ઉપરના પ્રાણી, ઝાડ, મકાનો અને અન્ય પદાર્થોના પ્રતિબિંબો જેમ અસ્પષ્ટ રીતે જણાય છે, તેમ સ્થૂલ શરીર અને તેના ઇન્દ્રિય-ગોલકો છોડયા પછી જીવાત્માની પરિસ્થિતિ થાય છે જળમાં પ્રવેશ કર્યા પછી કિનારાના પદાર્થોનો સંબંધ છૂટી જાય છે, તેવી મરણ પછી સ્થિતિ થાય છે. જળતત્ત્વ એ ભૂવર્લોકનો સાતમો સ્થૂલ વિભાગ છે

સ્થૂલ જીવન દરમિયાન ત્રણે શરીરો ઓતપ્રોત થઈને રહેલાં હોય છે સૌથી ઉપર અંડાકારમાં કારણ શરીર રહેલું છે તેની અંદરના ભાગમાં પડની માફક માનસિક-શરીર આવેલું હોય છે, તેની અંદર સૂક્ષ્મ-લાગણીશરીર અને સર્વની મધ્યમાં સ્થૂલ શરીર, એ પ્રમાણે સૂક્ષ્મ અને ઘટ્ટ પ્રકૃતિના પ્રમાણમાં, પરન્તુ એકબીજામાં ઓતપ્રોત થઈ રહેલાં હોય છે મરણ સમયે સ્થૂલ શરીર વચ્ચેથી છૂટું પડે છે, એટલે આંખથી જોવાનો, કાનવડે સાંભળવાનો વગેરે સ્થૂલ ઇન્દ્રિયોથી થતો બહિર્ જગતનો વ્યવહાર બંધ થઈ, સૂક્ષ્મ શરીરનો આંતરિક વ્યવહાર માત્ર થઈ શકે છે શરૂઆતમાં થોડો સમય તો આ પરિસ્થિતિ ઘણી જ વિચિત્ર અને કેટલીક વાર ભયાનક જણાય છે, કારણ તેને હમેશના પરિચિત સ્થૂલ પદાર્થો દેખવામાં આવતા નથી, કંઈ જોઈએ તેવું સ્પષ્ટ દેખી શકાતું નથી, પણ એ બોલવાનો કે કહેવાનો મિથ્યા પ્રયત્ન કરે છે, છતાંય કશું ય બની શકતું નથી આસપાસ ચારે તરફ એકાંત સુનકાર અને પોલાણ જેવું જણાય છે, ઘડીમાં-જે સ્થૂલ શરીર છોડયું છે, તેમાં દાખલ થવાની પ્રબળ ઇચ્છા થાય છે પણ હવે તો સ્થૂલ શરીર પ્રાણ વિનાનું જડ પડેલું હોય છે, અથવા તો અગ્નિસંસ્કાર થઈ ગયા હોય છે, એટલે તે ઇચ્છામાં નિષ્ફળ થાય છે. હવે તો જીવાત્માને ધીમે ધીમે ભૂવર્લોકની વસ્તુસ્થિતિને પરિચિત થવું પડે છે ભૂવર્લોકની રચના અને વસ્તુસ્થિતિ, ભૂલોક કરતાં જુદા જ પ્રકા-

રેની હોય છે, તેનું અત્રે ટુંકમાં વર્ણન કરવામાં આવે તો તે અપૂર્ણ જણાશે, તેથી તેના સંબંધમાં એક સ્વતંત્ર લેખદ્વારા વિવેચન કરવામાં આવશે. જેટલે દરજ્જે ભૂર્લોક ( સ્થૂલ ભૂમિકા ) ની સત્યતા જણાય છે તેટલે જ દરજ્જે, અથવા અધિકાંશ સૂક્ષ્મભૂમિકાઓ ( ભૂવર્લોક, સ્વર્લોક વગેરે ) સત્યતાની વધારે સમીપ હોય છે. ઉદાહરણ તરીકે એક સ્થૂલ દષ્ટાંત લઇયે તો જેમ જમીનની સપાટી ઉપર રહેલાં પ્રાણી, પદાર્થો અને જળમાં રહેતાં પ્રાણી, પદાર્થોની વસ્તુસ્થિતિમાં તફાવત રહેલો છે, તે પ્રમાણે જ ભૂર્લોક અને ભૂવર્લોકનાં પ્રાણી, પદાર્થોની આકૃતિ, રૂપ, રંગ પરિમાણ વગેરેમાં ઘણા ઘણા ભેદ હોય છે

પૃથ્વી ઉપરની મનુષ્ય જાતિમાંથી ઘણા જ ઓછા પ્રમાણમાં મનુષ્યો, વિકાસક્રમનાં ઉંચા પગથિયા સુધી એટલે જીવન્મુક્ત સ્થિતિ સુધી પહોચેલા હોય-છે. તેથી જેઓની દિવ્ય દષ્ટિ ખીલેલી હોય છે, તેઓ જ એ મહાન બાજીગરનો ખેલ ( લીલા ) યથાર્થ સ્વરૂપમાં સમજી શકે છે. એ બાજીગરની કૃતિ-રચના, વિશાળતા, ભવ્યતા અને વિવિધતાનાં દિગ્દર્શન કરતાં જ વાણી અને વિચાર શિથિલ થઇ જાય છે. સૂક્ષ્મથી પણ અત્યંત સૂક્ષ્મ અને મહદ્‌થી પણ અત્યંત મહદ્ એવી તે કુશલ કલાકારની અજબ કૃતિ અને રચના છે.

મરનાર મનુષ્ય ધીમે ધીમે ત્યાર પછીની પરિસ્થિતિને પરિચિત થતો જાય છે. ભૂવર્લોકમાં મૃત્યુ પામેલા મનુષ્યો તેમ જ બીજા કેટલાક અદૃશ્ય મદદગાર તરીકે કામ કરે છે, અને નવીન જનારને કેટલીક માહિતી અને આશ્વાસન આપે છે. ભૂવર્લોક સંબંધી વધુ વિશેષ માહિતી, સ્વપ્નાવસ્થા, વિચારોનુ બળ, મરેલાંઓને સહાયતા આપવાના પ્રકાર વગેરે જાણવા જેવી હકીકત આ લેખના બીજા વિભાગમાં આપવામાં આવશે.

અપૂર્ણ

ॐ

# સ્વામી શ્રી રામતીર્થ—એક અંજલિ

લેખક —શ્રી. શાન્તિલાલ ઠાકુર, એમ એ .



છેલ્લા અડધા સૈકામાં અંગ્રેજી ભણેલા આપણા દેશના યુવાનો તથા અમેરિકાના શિક્ષિતોના હૃદયમાં વેદાન્તનો ડિંડિમ પીટનાર અને ભારતીય સંસ્કૃતિ તરફ બહુમાનપૂર્વક ધ્યાન કેન્દ્રિત કરનાર સંન્યાસીપ્રવર વિભૂતિઓ બે-એક સ્વામી શ્રી વિવેકાનન્દ અને બીજા સ્વામી શ્રી રામતીર્થ બંનેએ વેદાન્ત જેવા ગહન વિષયને સાદી, સરલ, સચોટ ભાષામાં વિશ્લેષણાત્મક શૈલીથી રજૂ કર્યો તેમાં ય વળી તેની વ્યાવહારિક બાજૂ તરફ જીવનગત ગર્જના નિર્ભીક વનરાજની ત્રાડસમો અડગ અને અગડી ઝોક સ્વામી રામતીર્થનાં વ્યાખ્યાનોની બીજી એક વિશિષ્ટતા છે તેમનાં હૃદયંગમ સુમધુર દૃષ્ટાંતો-વિષયને સ્પષ્ટતાથી પ્રતિપાદન કરતાં, સરળ અને સચોટ

કેટલાય કોલેજિયનો તથા યુવકોનાં મનને ધર્મની લાગણીથી પ્રથમ રંગવાનો અને આધ્યાત્મિક માર્ગની કેડી પર પહેલાં પગલાં મંડાવવાનો યશ સ્વામી શ્રી રામતીર્થનાં વ્યાખ્યાનો તથા લખાણોને ભાગે જાય છે। તેમની વાણીમાં આત્મસાક્ષાત્કારની પ્રભુતા છે, સ્વાનુભૂતિની સ્પષ્ટતા છે, કવિની મૃદુતા અને સૌન્દર્યપૂજન છે, પયગંબરની સચોટતા અને શ્રદ્ધાળુતા છે, બાળકની સુકુમારતા અને સ્વાર્પણભાવના છે, નિજાનંદની

મસ્તી અને સુફીની ખુમારી છે, ધ્યાનમગ્ન ઉપાસનીનો પ્રણવ-ગુંજારવ છે, ચિત્રકારની તાદાત્મ્યતા તથા ચિન્મયતા છે, અને સૂક્ષ્મ અનાહત નાદને સતત સાંભળનાર સંગીતપ્રેમીની દિવ્ય સુગેય સુષમા છે. તેમની વાણી એટલે આત્મસાક્ષાત્કારની મ્હોરેલી ડાળે બેઠેલા કોકિલપુંગવનું આત્મમસ્ત કૂજન, આત્મનિષ્ઠાની ઘનઘટાને જોઈ હર્ષનૃત્ય કરતા કલાપીનો કેકારવ.

જ્યારે જ્યારે હું તેમનું ધ્યાન કરું છું ત્યારે મારી આંતર્દષ્ટિ સમક્ષ ખડી થાય છે એક તેજસ્વી મૂર્તિ. તેમનું સાત્વિક ફળનો આહાર લઈને બંધાયેલું છે યોગબદ્ધ, સમતોલ શરીર. તેમના ભર્ગમય લલાટ ઉપર બ્રહ્મજ્ઞાનનો તેજઃપુંજ વિલસે છે. અગ્નિરંગી ભગવા ધોતિયાનો એક છેડો તેમણે પોતાની લાક્ષણિક બાદશાહી બેપરવાહીથી ખભા ઉપર નાંખેલો છે. તેમની આંખોમાં પ્રેમના ઊંડાણનો નશો છે, આત્મમોજની ઝલક છે, ભક્તિનાં પૂર ઊછળે છે, 'अहं ब्रह्मास्मि'ની અડગ એકાગ્રતા છે, સર્વત્ર આત્મદર્શન થવાથી ઊભરાતાં શાન્તિ અને સંતોષ છે. તેમનું ભવ્ય મસ્તક જમણી બાજુએ સહેજ ઢળેલું છે. તેમની આસપાસના વાતાવરણમાં ૐકારનો દિવ્ય ધ્વનિ, નિત્યનંદની સેરો પ્રગટાવતો, સભર છવાયેલો ગુંજે છે. વ્યાવહારિક અને સૈદ્ધાન્તિક-સઘળા વિરોધો એ મસ્ત બાદશાહના સાંનિધ્યમાં શમી ગયા છે. તેમણે-પોતાનો જમણો હાથ વાળીને એક શિલા પર ટેકવ્યો છે. તેમની પાછળ ધ્યાન અને તપના રશ્મિઓ, ધવલહિમાચ્છાદિત હિમાલય પોતાનાં અનેક જ્ઞાનશૃંગો વિસ્તારતો ઊભો છે. ઉપર પથરાયું છે અનન્તતાના વિસ્તાર સમું સ્વચ્છ આકાશ-જાણે અનંતતાએ અનંતતા સાથે મૌન ગોઠડી માંડી છે ! પાસે વહી રહ્યો છે ' રામ 'ની વ્હાલી ગંગાનો કલકલરવગુંજિત પ્રવાહ—જાણે આત્માનંદની જ્ઞાનગંગાનો પુનિત પ્રવાહ ! મસ્ત બાદશાહ રામ ધ્યાનમગ્ન, નિશ્ચેષ્ટ ઊભા છે—જાણે અનંતતાના કો ઓવારે પોતાની સૃષ્ટિને આંખની

ઝોળીમાં ભરી લેવા સ્હેજે ભગવાન વિશ્વકર્તા ઊભા ! માગ મનમાં ભગવતી શ્રુતિ ગણગણે છે, "कविर्मनीषी परिभूः स्वयंभूर्याथात-थ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ।" વારંવાર નમસ્કાર હો એ ન્હાની, કાલેજના દિવસોથી પ્રથમ ગુરુસ્થાને વિરાજતી, આધ્યાત્મિક માર્ગ તરફ ચાતુરપણે મૂક અંગુલિનિર્દેશ કરતી, સ્વામી રામની મનોહર મૂર્તિને !

બાલ્યકાળથી જ સ્વામી રામને તપસ્યા કરવી પડી હતી. માતાનું સ્તન્ય ન મળતા તેમનો દેહ દુર્બળ રહ્યો હતો. તે દુર્બળ દેહને તેમણે વજ્રમય સંકલ્પશક્તિ વડે ખડતલ અને સુદૃઢ બનાવ્યો—ગાયનું દૂધ પીને અને નિસર્ગદેવીના સ્વચ્છ વાતાવરણમાં પ્રેરણાદાયક, સ્ફૂર્તિ ભરી, તાજગી બક્ષતા, માઈલોના માઈલો સુધી સતત ચાલવાના—ફરવા જવાના વ્યાયામપ્રયોગો કરીને. ફરતાં ફરતાં પણ તે વાંચતા અર્થો વિચારતા એકેય ક્ષણ નકામી જવા દેતા નહિ. નહિ તો બત્રીસ વર્ષની ટુંકી જીવન-અવધિમાં તેમણે નિશ્ચિત કરેલું પોતાનું જીવનકાર્ય, સંપૂર્ણ રીતે સાધી કેમ શકાય ? તંદુરસ્તી અને મન-દુરસ્તી બન્ને માટે તે એક જ ઇલાજ સૂચવે છે; એકાન્ત, કુદરતનાં સુંદર દશ્યોથી ભરી ટળાયલા પ્રદેશ પર માઈલો સુધી, દીર્ઘશ્વાસોચ્છ્વાસ લેતા, ફરવા નીકળી પડવું તે.

ગરીબાઈમાં રહી અભ્યાસ કર્યો. કેટલીક વાર તો અન્ન સિવાય તથા વસ્ત્ર સિવાય ચલાવી લીધું; પણ વિદ્યાભ્યાસરૂપી તપશ્ચર્યાને અસ્ખલિતપણે ચાલુ રહેવા દીધી. તેમનો પ્રિય વિષય ગણિતશાસ્ત્ર. તેણે તેમને ચિત્તની એકાગ્રતારૂપી યોગક્રિયામાં પગલાં મંડાવ્યાં. ગણિતનો વિષય લઇ તે બી. એ. માં પંજાબ વિદ્યાપીઠમાં પહેલે નંબરે આવ્યા. સાઠ રૂપીઆની માસિક ફેલોશિપ મળી. તે જ વિષય લઈ ૨૧ વર્ષની નાની ઉંમરે એમ. એ. ની ઉપાધિ પ્રાપ્ત કરી. જન્મે અને સ્વભાવે બ્રાહ્મણ એવા રામે જ્ઞાનોપાર્જન કર્યાં પછી જ્ઞાનવિતરણને જ

પોતાનું કર્તવ્ય માન્યું. વિદ્યાર્થી અવસ્થામાં અને અધ્યાપકજીવનમાં તેમણે પોતાના શિક્ષકો તથા સહાધ્યાયીઓનાં દિલ જીતી લીધાં હતાં. કારણ કે રામ મૂળથી જ શુદ્ધ પ્રેમનો ફૂવારો હતા. ત્યાર પછી તો સ્વામી રામે અનેક સંત મહાત્માઓની કૃતિઓનો અભ્યાસ કરેલો. હાફીઝ, અત્તાર, મૌલાના રૂમ અને શમ્સ તબ્રેઝ જેવા ઈરાનના સુફીઓ તેમના મનના પુસ્તકાલયમાં ચિરપરિચિત તરીકે બિરાજતા. ભારત-ખાવની રામાયણી કથાને વ્રજભાષામાં ચિરંતન કરી જનાર ગોસ્વામી મહાત્મા તુલસીદાસનું લોહી તો તેમની નસોમાં જ વહેતું હતું. તેમનાં વ્યાખ્યાનોમાં મહાપ્રભુ ચૈતન્યના પ્રેમશીકર ઊડતા; તુકારામ અને નાનકનાં ભક્તિભાવભર્યાં ભજનોની લ્હેરો આવતી; કબીર, ફરીદ, હસન અને બુઅલીકલંદરની ગયબી ધ્યાનનિમગ્નતા ઊંડે ઊંડે હાજર રહેલી જણાતી; મીરાંબાઈ, ગોપાળસિંહ અને બુલ્લાશાહની આધ્યાત્મિક શક્તિ ધસમસતી વહેતી; યોગસમ્રાટ્ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર, એમર્સન, કાર્લાઇલ, હક્સ્લી, મીલ, ડાર્વિન, સ્પેન્સર વગેરે વિચારકો તથા વૈજ્ઞાનિકોની વિચારકણિકાઓ ચમકતી; વૉલ્ટવીટમેન અને થૉરોનું સ્વચ્છંદ સંગીત કલરવ કરતું કલ્લોલતું; કણાદ, પતંજલિ, કપિલ, જૈમિનિ, બાદરાયણ, ગૌતમ વગેરે ભારતીય ઋષિપ્રવરોનાં આર્ષદર્શન પોતાની તેજકણિઓ વેરતાં; કૅન્ટ, હેગલ, ગેટે, સ્પાઇનોઝા વગેરે પાશ્ચાત્ય તત્ત્વચિંતકો પણ પોતાનો સૂર પૂરવી તેમના વ્યાખ્યાન સંગીતને સમૃદ્ધ અને મધુર બનાવતા. આ રીતે જોતાં સ્વામી રામનું સમગ્ર જીવન વિદ્યાભ્યાસરૂપી તપમાં જ વ્યતીત થયું છે. તે જે વાંચતા, તે વિચારતા, અને તે સઘળાં તત્ત્વો આત્માનુભૂતિની એરણ ઉપર નાણી જોતા. જે સો ટચનું સોનું નીવડે તેને જ તે સંઘરતા, બાકીનાં ફોતરાં ફેંકી દેતા.

પોતે આવા સમર્થ વિદ્વાન હતા, છતાં પણ ભક્ત ધનારામને તેમણે પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. ભક્ત ધનારામ કંઈ પંડિત

ન હતા, છતાં સ્વામી રામે તેમના તરફ ગુરુભક્તિ, શ્રદ્ધા, અને માન જીવનના અંત સુધી ચાલુ રાખ્યાં. એ રીતે ગુરુભક્તિ અખંડિત રીતે એકનિષ્ઠ રાખવી તે પોતે જ એક મોટી સાધના છે. તેનાથી સાધકને અનેક દૈવી ગુણો સિદ્ધ થાય છે, અને ગુરુપ્રસાદથી જે સિદ્ધિની પ્રાપ્તિ થાય છે તે તો જુદું. અત્યારના અંગ્રેજી ભણેલાઓને ગુરુની જરૂરિયાત, તેમની શુદ્ધ નિષ્ઠાથી અનન્ય ભક્તિ, અને તેની સાધનાના માર્ગમાં આવશ્યકતા આપણને સ્વામી રામે આ રીતે શીખવાડયું.

સ્વામી રામની જરૂરિયાતો બહુ થોડી હતી. તેમનો ત્યાગ અજબ હતો. વગર પૈસે, કેવલ પ્રભુ પર દૃઢ વિશ્વાસ રાખીને, જાપાન, ઇજિપ્ત, અમેરિકા વગેરે દેશોની મુસાફરી કરવી એ કાંઇ નાનીસૂની વાત નથી. અમેરિકાના પ્રમુખે એક વખત તેમને " કંઇ જોઇતું કરતું હોય તો મને કહો " એવી મતલબનો પ્રશ્ન કરેલો. તેના જવાબમાં તેમણે નીચેના ભાવાર્થનું કહેલું, તે ઉપરથી તેમની ત્યાગવૃત્તિ કેવી પ્રબળ હતી તે જણાઇ આવે છે. તેમનો જવાબ નીચે પ્રમાણે હતો, " રામ બાદશાહ આખા જગતને પોતાનું ગણે છે, એટલે આખું જગત રામ બાદશાહને પોતાનો ગણે તે સ્વાભાવિક છે એટલે રામને જે ચીજની જરૂરિયાત પડે કે તે ચીજ આપોઆપ તેની હાજરીમાં ઉપસ્થિત થઇ જાય છે. " તેઓ ઘણી વાર કહેતા કે સૂર્ય એ પોતાના કેન્દ્રમાં સ્થિત રહે, તો આસપાસના ગ્રહો તથા નક્ષત્રો આપોઆપ પોતાની જગ્યાએ ગોઠવાઇ જશે, તેમાં કંઇ સૂર્યને ચિંતા કરવાની જરૂર નથી. તે પ્રમાણે દરેક મનુષ્ય સ્વભાવે દિવ્ય ચૈતન્યરૂપ પરમાત્મા જ છે. તેણે પોતાના કેન્દ્રમાં સ્થિત રહેવું, અર્થાત્ આત્મનિષ્ઠ થવું. બીજું કંઇ જ કરવાની તેને જરૂર નથી. પરિણામે તેને જે જે જરૂરની વસ્તુઓ હશે તે જીવનમાં આપોઆપ જ ઉપસ્થિત થઇ જશે. ખરી રીતે સ્વામી રામના જીવનનો આ જ પ્રધાન સંદેશ છે. તેમની જગતના દરેક મનુષ્ય પ્રતિ હાકલ છે, " આત્મસાક્ષાત્કાર કરો; સ્વસ્વરૂપમાં સ્થિતિ કરો, તમારી

દિવ્ય સત્તાને પિછાનો. એટલે ભય, શંકા, લોભ, મોહ વગેરે અંધકારનાં સત્ત્વો આપોઆપ વિલીન થઇ જશે—જેમ સૂર્યોદયની પ્રથમ છાયા પડતાં ભૂતાવળ ભાગી જાય છે તેમ તમારી મહાન ચૈતન્યસત્તાને ઓળખો, વિશ્વાત્મા સાથે ઐક્ય સાધો, તમે સ્વભાવે ઘેટું નથી, પણ ચૈતન્યરૂપી સિંહ છો. તમારી મહત્તા પિછાનો. પછી તમારે તુચ્છ જગતના માયિક પદાર્થોને મેળવવા ફાંફાં મારવાની જરૂર જ નહિ રહે.” આ સ્વામી રામની હાકલ તે ભારતીય સંસ્કૃતિની સનાતન હાકલ છે, ‘ उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ’ એ શબ્દોમાં સોનેરી અક્ષરે વડે આલેખાયલી ભગવતી શ્રુતિ માતાની હાકલ છે, દરેક પરમકારુણિક આચાર્યવરની હાકલ છે; અને દરેક ધર્મપ્રેમી, વિવેકી મનુષ્યની એ ફરજ છે કે તેણે એ હાકલ પ્રમાણે વર્તી, આત્મસાક્ષાત્કાર કરી, સ્વામી રામ જેવા ઋષિઓના ઋણમાંથી મુક્ત બની, ઋષિતર્પણ કરી, અંતે પોતે કૃતકૃત્ય બનવું.

સ્વામી રામની બીજી વિશેષતા છે તેમનું પરમ દયાળુ હૃદય, તેમનો સર્વાત્મભાવ. પ્રેમની મસ્તીમાં, સાધનાના સમયમાં, શુદ્ધ રીતે પ્રભુપ્રાપ્તિ માટે તે આખી રાત પ્રેમાશ્રુ સારતા. પરિણામે સવારમાં જ્યારે તેમનાં ધર્મપત્ની પથારી વાળતાં, ત્યારે તેમને આશ્ચર્ય થતું કે આખી ચાદર ભીની કેમ થઇ ગઈ છે ! હિમાલયનાં એકલ શૂન્ય ગિરિશૃંગોમાં, તેમની વ્હાલી ગંગાને કિનારે, કુદરતના કોઇ રમણીય દૃશ્યના ખોળામાં, અમેરિકાના કોઇ હરિયાળા વનપ્રદેશમાં, કેટલીય વખત વ્યાખ્યાન આપતાં આપતાં કે ચર્ચા કરતાં કરતાં તે શૂન્યમનસ્ક બની જતા, અકસ્માત્ સ્વાભાવિક રીતે જ ૐકારનો ધ્વનિ તેમના મુખકમલમાંથી નીકળી પડતો. ભગવાનના વિરાટ્ ચૈતન્ય સાથે એકરૂપતા થતાં પ્રેમાશ્રુ તેમનાં લોચનમાંથી ટપકી પડતાં. આ તેમનું સુકોમળ કવિહૃદય બતાવે છે. તેમના હૃદયમાં ભક્ત અને કવિ—બંનેનો સુમેળ સધાયો હતો. તેમનાં હમેશાં મસ્તીમાં રહી ઉચ્ચ કલ્પના, સર્વાત્મભાવ, મધુર ભાવનાઓ અને

ગાઢ પ્રેમ સ ઞરે છે વ્યાખ્યાનોમા પણ તેમની ગદ્યશૈલી પદ્યના ગુણોની પ્રતીતિ કરાવે છે આ રીતે તેમની વિચારસરણિમા આપણને કવિ અને ફિલસૂફનો વિરલ, સુભગ સંયોગ ન જરે પડે છે જે કોઈ પણ માણસ તેમની પાસે સ કાક્ષાત્કાર માટે જતા અથવા ચર્ચા કરવા માટે જતો, અથવા દ્વેષથી પ્રેરાઇ તેમને ઉતારી પાડવા માટે જતો, તો પ્રથમ તો તેઓ એક નિર્દોષ બાળકની પેઠે કિલકિલાટ કરતુ મુક્ત હાસ્ય કરતા ત હાસ્યમા પ્રતિસ્પર્ધીનુ સઘળુ ઝેર હરી લઇ, તેને અમૃતમય કરવાનુ સામર્થ્ય હતુ પછી પોતાની ચૈતન્યધારા દ્વારા તે પ્રતિસ્પર્ધીના ચિત્ત સ સાથ તમાર્દન સાધતા અને ઘણી મુશ્કેલીઓનો નિકાલ તો આ રીત આપોઆપ જ થઇ જતો જે હસી-મશ્કરી કરવા આવતા, ત આ અજબ ભિખિયાગરને-ઓલિયાને પૂજવા પાછળ રહી જતા આ સઘળુ જાદુ તેમના શુદ્ધ, નિરપેક્ષ પ્રેમનુ પરિણામ હતુ.

સર્વાત્મભાવ સિદ્ધ કરેનો હોવા છતા, આપણને તેમના વ્યાખ્યાનોમા તથા વખાણોમા દેશદાઝ તરવરતી નજરે પડે છે ભારતના વિદ્યાર્થાનો અમેરિકા જેવા સુશિક્ષિત પરદેશોમાં સહેલાઈથી ભણવા જઈ શકે તેવી યોજના કરવાની તેમને બહુ હોશ હતી પાછળથી થોડે ઘણ અશે તમની એ ઇચ્છા **અમેરિકામાં સ્થપાયલી 'સ્વામી રામ સોસાયટી'** દ્વારા સફળ પણ થઇ હતી આવી દેશદાઝ હોવા છતા તેમણે સત્ય તરફ વિમુખતા બતાવી નથી "ભારતની પાસે આવી અનુમોલ આધ્યાત્મિક સપત્તિની મૂડી હોવા છતા, તે અત્યારે પરાધીનતામા કેમ સબડે છે?" તેવા સીધા પ્રશ્નનો તેમણે સત્ય પરાયણતાથી સીધો જવાબ આપ્યો હતો કે, 'ભારતમા અત્યારે વેદાન્તની માત્ર વાતો જ થાય છે, માટે તેનુ પતન થયુ છે જ્યારે અમેરિકા, જાપાન વગેરે પાશ્ચાત્ય દેશોમા વેદાન્તનુ વ્યવહારમા આચરણ થાય છે માટે તે દેશો ઉન્નતિને શિખરે બિરાજે છે' વેદાન્ત શબ્દનો તેમનો અર્થ બહુ વ્યાપક અને વિશાળ હતો આત્મનિષ્ઠતાને

કષ્ટને જન્મતી નિર્ભયતા, સ્વાર્પણની ભાવના, સ્વાર્થને ફગાવી દઈ રાષ્ટ્રને માટે મરી ફીટવાની તમન્ના, સત્ય કે વિજ્ઞાનની પ્રગતિ અથવા શોધને ખાતર જીવન ફના કરવાની તૈયારી તપસ્યા—આ બધું તેમને મન વેદાન્તના વ્યાવહારિક આવિર્ભાવ સમાન હતું. અને જે દેશમા તેઓને આ વેદાન્તનાં બાહ્ય ચિન્હો નજરે પડતા, ત્યાં તેમનું મસ્તક માન અને પ્રેમથી નમી પડતું.

છેવટે આવા સમર્થ જ્ઞાની રામનું શરીર, ઈ સ. ૧૯૦૬ ના ઑક્ટોબરની ૧૭ મી તારીખે, દીપોત્સવીને દિવસે, માત્ર ૩૩ વર્ષની ઉમ્મરે, તેમની પ્રિય નદી ગંગામા વિલીન થઈ ગયું હિમાલયની ગુફામા રીંછ, વાઘ અને અજગરને પડોશી તરીકે રાખી રહેનાર રામ, હિમાલયની ગરજ-વર્ષાને માત્ર " Stop "—' બંધ થા ' એવી એક-શબ્દી આજ્ઞા કરી કુદરતના કાર્યક્રમને થંભાવવાની યોગશક્તિ ધરાવનાર મસ્ત બાદશાહ રામ ગંગામા ડૂબી ગયા કે પોતાની જીવન-અવધિની પરમ સીમાને સમજી તેમણે વેદાંતની જ્ઞાનભૂમિકા અનુસાર આત્મવિસર્જન કર્યું—તે પ્રશ્ન માત્ર અજ્ઞાનીઓને જ મુંઝવશે અમે તો માત્ર સ્મરણ કરીએ છીએ તે ભવ્ય તેજોરાશિ રામબાદશાહનું કે જેની આત્મસત્તા અબાધિતપણે મુમુક્ષુઓના દિલના તખ્ત પર આરૂઢ થયેલી છે, જે માનવ દેહમા કો અજ્ઞાત પ્રદેશમાંથી આવ્યા—આત્મપ્રદેશના બુલબુલની પેઠે, કેટલાકને હસાવ્યા, કેટલાકને રડાવ્યા, પોતાના જીવનદાયી સંસ્પર્શથી કેટલાક ફૂલોને તેમણે ખીલવ્યાં—વસંતના સુમધુર સમીરની પેઠે, દિવ્ય ગાનની સરિતા રેલાવી, અને ઓચિંતા એ જ આત્મપ્રદેશના ઊંડાણમા લીન થઈ ગયા—સદા માટે અમર જીવન જીવવા કાજે ! એ રામ બાદશાહને અમે સ્મરીએ છીએ અને કોટિ કોટિ વંદનાઓ પાઠવીએ છીએ

卐

# શ્રીશંકરાચાર્યનો જ્ઞાનયોગ

અને

# શ્રીઅરવિંદનો પૂર્ણયોગ

( બીજા વર્ષના બારમા અંકથી ચાલુ )

લેખક—સ્વા. શ્રી. માધવતીર્થજી

卐

## ( ૭ )

## વેદાન્તની પ્રક્રિયા

અરવિંદશિષ્ય—શ્રી શંકરાચાર્ય જગતની ઉત્પત્તિ અજ્ઞાનથી છે એમ માને છે અને ભગવાનમાં અજ્ઞાન રહેતું નથી ;તેથી એ મત બુદ્ધિમાં બેસતો નથી.

શંકર શિષ્ય—જગત કેમ ઉત્પન્ન થયું તે કોઇએ જોયું નથી. જીવ પોતે જન્મે છે ત્યારે પણ તેને ખબર નથી કે પોતે જન્મ્યો. મોટી ઉંમરે માણસો જે કહે તે સાચું માની લે છે અને જન્મ–મરણના ખ્યાલ તે વખતે તેને આવવા લાગે છે. તે વખતે તે માણસનું જગત સાચું માની વ્યવહાર કરે છે. પણ બધા માણસોને જગત સરખું લાગતું નથી. વળી પશુ પક્ષી જગતની ઉત્પત્તિનો અને જીવની ઉત્પત્તિનો વિચાર કરતા નથી અને જ્ઞાની પુરુષો આત્મભાવે રહેતા

હોવાથી એક વસ્તુ બધે જુએ છે. જે દશામાં હમેશાં એક વસ્તુ દેખાય ત્યાં પણ જન્મ મરણનો પ્રશ્ન અથવા જગતની ઉત્પત્તિનો પ્રશ્ન બની શકતો નથી. જગત પોતે પણ કહેતું નથી કે પોતે કેવું છે. જગતને જોનાર કોઈ ન હોય તો જગત છે કે નહિ તે કોણ કહી શકે ? તેથી જોનારના સ્વભાવનો વિચાર જગત સમજવામાં ખાસ ઉપયોગી છે. નિદ્રામાં મન નથી તો જગત નથી. જાગ્રત અવસ્થાનું જગત એ જાગ્રત અવસ્થાના પ્રમાતાના પ્રમાણનું પ્રમેય છે. આખું જીવન સમજવું હોય તો સ્વપ્નના અનુભવ અને નિદ્રાના અનુભવનો પણ વિચાર કરવો જોઈએ. જાગ્રત અવસ્થામાં સ્વપ્નમાં અને નિદ્રામાં સાક્ષી એક છે છતાં એક અવસ્થાનો પ્રમાતા અથવા અહંકાર બીજી અવસ્થામાં રહેતો નથી. નિદ્રા એ જાગ્રતનો ભાગ નથી, સ્વપ્નમાં જાગ્રતનો કાળ નથી. પાંચ મીનીટના સ્વપ્નામાં ઘણીવાર પાંચ દિવસનો અનુભવ થાય છે. જાગ્રતની ઘડીઆળ પ્રમાણે સ્વપ્નાં આવતા નથી, તેથી સ્વપ્નાના અનુભવ સ્વપ્નાની દશાથી જોડાએલા રહે છે. તે સ્વપ્નાના સ્થાનધર્મ છે, તેવી જ રીતે જાગ્રતના અનુભવ એ જાગ્રતના સ્થાનધર્મ છે અને સ્વર્ગના અનુભવ એ ત્યાંના સ્થાનધર્મ છે.

અરવિંદ શિષ્યઃ—સ્વપ્ન તો જાગ્રત થતાં ખોટું લાગે છે, જાગ્રત અવસ્થા એવી રીતે ખોટી લાગતી નથી.

શંકર શિષ્યઃ—સ્વપ્ન વખતે સ્વપ્ન ખોટું લાગતું નથી તેવી જ રીતે જાગ્રત વખતે જાગ્રત ખોટું લાગતું નહિ, પણ બીજી દશામાં એટલે બ્રહ્મદશામાં જાગ્રતનો બાધ થઇ જાય છે. The world that is given to the mind is not given with its easy explanation accompanying it. It requires great energy with boldness of thought and feeling to find its truth. We must not try to understand

it but try to overstand it.

અરવિંદ શિષ્યઃ—નિદ્રામાં તો માણસ પથ્થર જેવો બની જાય છે.

શંકર શિષ્યઃ—એ વાત સાચી નથી. પથ્થરમાંથી જ્ઞાન નીકળતું નથી, પણ ઊંઘમાંથી ઉઠેલામાંથી જ્ઞાન નીકળે છે તેથી ઊંઘમાં જ્ઞાન છે પણ જાગ્રતના જેવું જ્ઞાન નથી તેથી કેટલાક અજ્ઞાન માની બેસે છે. જો સુખથી નિદ્રા આવી હતી એમ જાગ્યા પછી કહે છે તો તે તેનું જ્ઞાન નિદ્રામાં કેવી રીતે થાય છે ? ઊંઘમાં જ્ઞાન છે પણ તેનું વ્યંજક નથી.

અરવિંદ શિષ્યઃ—શ્રી શંકરાચાર્યના અનુયાયીઓ પણ નિદ્રામાં અજ્ઞાન માને છે. જો નિદ્રામાં જ્ઞાન હોય તો તે જ્ઞાન બહારનું જગત કેમ જાણતું નથી ?

શંકર શિષ્ય—સામાન્ય માણસો એમ માને છે કે જ્યાં જ્ઞેય હોય ત્યાં જ જ્ઞાન છે; પણ એ વાત સાચી નથી યોગીઓની નિર્વિકલ્પ સમાધિમાં જ્ઞેય નથી છતાં જ્ઞાન છે. શુદ્ધ જ્ઞાનને જ્ઞેયની જરૂર નથી. વ્યાવહારિક જ્ઞાનને જ્ઞેયની જરૂર પડે છે.

અરવિંદ શિષ્ય—આપણે જે જગત કાલે જોયું હતું તે જ આજે જોઈએ છીએ.

શંકર શિષ્યઃ—તે વાત સાચી નથી. કાલનું જગત કાલના જ્ઞાનથી જાણ્યું હતું અને આજનું જગત આજના જ્ઞાનથી જાણીએ છીએ. અને વ્યાવહારિક જ્ઞાન રોજ એનું ને એનું રહેતું નથી તેથી પ્રમાણ ફરવાથી પ્રમેય પણ ફરે છે. એવા પ્રમેયને પકડવું એ અરીસામાં દેખાતા ચોરને પકડવા જેવું છે. અશુદ્ધ ચિત્તમાંથી દ્વૈત દૂર થતું નથી. શુદ્ધ ચિત્તમાં દ્વૈત બની શકતું નથી. દ્વૈત જોયું, યાદ કર્યું તો પ્રેમ નથી, ભક્તિ નથી, જ્ઞાન નથી સ્વપ્ન અવસ્થામાં જે અનંત વિષયો દેખાય તો તે અનંતપણું વિષયોમાં નથી, જોનારના જ્ઞાનમાં એટલે કે, જોનારના મિથ્યા જ્ઞાનમાં છે. લાકડાના હાથીમાં લાકડાનું જ્ઞાન થશે તો હાથીનું જ્ઞાન રહેશે નહિ

અરવિંદશિષ્ય:–પણ કાંઈક ભૂલ તો જરૂર થયેલ છે, નહીંતર બધાને બ્રહ્મ દર્શન થઈ જાય. તે ભૂલને શ્રી શંકરાચાર્યના મતવાળા અવિદ્યા કહે છે. એ અવિદ્યાના ત્રણ પ્રકાર નીચે પ્રમાણે તે મતવાળા માને છેઃ–

૧ બ્રહ્મચૈતન્યને આશ્રયે રહેલી મૂળ-અવિદ્યા. તેનાથી જગતની ઉત્પતિ થાય છે;

૨ રજ્જુમાં સર્પની ભ્રાંતિ કરાવે એવી પ્રાતિભાસિક સત્તાવાળી તુલાવિદ્યા;

૩ જીવન્મુક્તને પ્રારબ્ધનો ભોગ આપવા માટે જે અવિદ્યા રહે છે તેને લેશાવિદ્યા કહે છે.

તેથી જગતનો પ્રપંચ એ અવિદ્યાનું પરિણામ છે અને બ્રહ્મનો વિવર્ત છે એમ તે મતવાળા માને છે.

વળી જીવનું (અથવા ચિદાભાસનું) સ્વરૂપ સમજાવવામાં પણ એવો જ પ્રકાર તે મતમાં છે. એટલે કે અંતઃકરણ અને તેમાં પડેલું બ્રહ્મ ચૈતન્યનું પ્રતિબિંબ તેને ચિદાભાસ કહે છે તે પણ બ્રહ્મનો વિવર્ત છે અને અવિદ્યાનું પરિણામ છે. તે ચિદાભાસમાં ચૈતન્યનું લક્ષણ નથી છતાં ચૈતન્ય જેવો ભાસે છે. તેને જ શંકરમતમાં જીવ કહે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે અજ્ઞાન જેવી કોઈ ભાવરૂપ વસ્તુ છે. એવું અજ્ઞાન ભગવાનના અનુગ્રહ વગર દૂર થઈ શકે નહિ.

શંકરશિષ્ય :–" અનુગ્રહ " શબ્દનો અર્થ ભાષા પ્રમાણે બરાબર કરીએ તો તેનો અર્થ એ છે કે પહેલાં ભગવાનનું સ્વરૂપ અથવા આત્માનું સ્વરૂપ સમજીને પછી બીજું ગ્રહણ કરવું. એને અનુ-ગ્રહ કહે છે. તેથી જેઓ જગતને અથવા માયાને અથવા અવિદ્યાને પહેલાં જુએ છે અને જીવને દોષવાળો સમજે છે તેને બચાવવા માટે ભગવાનના અનુગ્રહની જરૂર છે. પણ સમુદ્રના બિંદુને જેમ સમુદ્રભાવ પ્રાપ્ત થયા પછી સમુદ્રના અનુગ્રહની જરૂર રહેતી નથી તેમ જીવને બ્રહ્મભાવ પ્રાપ્ત

થયા પછી અનુગ્રહની જરૂર નથી. શ્રી શંકરાચાર્ય જીવને તેનો લક્ષ્યાર્થ સમજાવી, જીવના વાચ્યાર્થને મિથ્યા કરી બતાવે છે તેથી જીવ પોતાનું શુદ્ધ સ્વરૂપ સમજી શકે છે અને તે દશામાં અનુગ્રહની જરૂર પડતી નથી. જીવ ભગવાનથી કદાપિ જુદો થતો નથી, જગત પણ જુદું થતું નથી, તેથી હમેશાં એક અદ્વૈત અખંડ તત્ત્વ રહે છે અને એકતત્ત્વમાં અનુગ્રાહક અને અનુગ્રાહ્ય એવું દ્વૈત બની શકતું નથી.

અરવિંદશિષ્ય :—તમારી વાત બરાબર સમજાતી નથી.

શંકરશિષ્ય :—શ્રી શંકરાચાર્યનો સિદ્ધાન્ત ચોખ્ખો છે. તેણે ભાવરૂપ અવિદ્યા કે માયા માનેલી નથી. મેં પહેલાં તમને કહ્યું હતું તેમ તેમના ભાષ્ય ઉપર શ્રી સુરેશ્વરાચાર્યે વાર્તિક લખ્યું ત્યાં સુધી તેમનો સિદ્ધાંત વિદ્વાનો બરાબર સમજતા હતા પણ પાછળથી જે જે લેખકો થયા તેમણે જાણે કે અવિદ્યા અથવા માયા સાચી હોય એવી માન્યતા લીધેલી છે. તેથી તેઓ ભૂલમાં પડ્યા છે. ઘટપટની માફક અવિદ્યા એ કોઈ વસ્તુ નથી.

અરવિંદશિષ્ય :—શ્રી શંકરાચાર્યના માર્ગમાં ઘણા વિદ્વાનો થયા છે અને એ એવી ભૂલ કેમ કરે ?

શંકરશિષ્ય :—શ્રી શંકરાચાર્યના ભાષ્યમાં દ્રષ્ટા ઉપર બહુ વૃત્તિ રાખેલ છે અને બીજી ભૂલો દ્રષ્ટાના સ્વભાવનો વિચાર ન કરવાથી ઉત્પન્ન થાય છે એમ કહેલું છે. તેમના શિષ્ય સુરેશ્વરાચાર્યે પણ તેવી વૃત્તિ ટકાવી રાખી પણ પાછળના ઘણા લેખકોની દશ્યમાં વૃત્તિ ( objective ) રહી ગઈ. લોકોને બોધ દેવા માટે કેટલેક અંશે જગત સાચું માનવું પડયું અને તેથી અજ્ઞાનને પણ સાચું માનવું પડયું. તેનું મુખ્ય કારણ લેખકોની કે વિદ્વાનોની ભૂલ નહોતી પણ સામાન્ય વૃત્તિવાળા માણસોની વૃત્તિ એકદમ દ્રષ્ટાનુરક્ત (subjective) થઈ શકતી નથી. તેથી કોઈ વાર અવિદ્યાને સાચા જેવી માનવી પડે છે, તેથી આગળ વધતાં અવિદ્યાને તુચ્છ માનવી પડે છે અને છેવટે તેનો અત્યંત

અસાર માનવો પડે છે. જેમ કોઈ ગાંડાની ઇસ્પીતાલનો ડાક્તર હોય, તે ઘણી વાર ગાંડાનાં વખાણ કરી તેમને ફુલાવે છે. પછી વખત આવે ત્યારે કહે છે કે તું તને ડાહ્યો માને તેવો નથી એ વખતે ડાક્તર તરફ ગાંડાને તિરસ્કાર આવે છે. તેવી જ રીતે જ્ઞાની પુરુષો એકદમ અજ્ઞાનીનો સંસાર છોડાવતા નથી. વળી ગાંડા ઘણા પ્રકારના હોય છે. જ્યારે ગાંડો માણસ પોતાને અને બીજાને નુકસાન કરતો હોય ત્યારે જ તેને ઇસ્પીતાલમાં મોકલવામાં આવે છે. ઘણા માણસો આવી જાતના હોતા નથી છતાં ગાંડા હોય છે. તેમની સંખ્યા મોટી છે. વધારે ગાંડા હોય તે ઓછા ગાંડાને ડાહ્યા કહે છે. છતાં જ્ઞાની પુરુષો એ બધાને સરખા ગાંડા માને છે. કલ્પિત માયાને સાચી મનાવી તેને નિવૃત્ત કરવાનું શિખવવું એ ગાંડાને રાજી રાખવા જેવું છે. માયા નથી એમ એકદમ કહેવાથી સાંભળનાર વિભ્રમમાં પડે છે. જગતમાં કોઇ મૂર્ખ ન હોય તો જગત દેખાય નહિ. ડાહ્યાને અથવા જ્ઞાનીને જગત દેખાતું નથી. ઉપર પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી સમાજને તત્ત્વજ્ઞાન આપવામાં જ્ઞાની પુરુષોને બહુ મુશ્કેલી પડે છે. ઘણા સંપ્રદાયોમાં મૂળ આચાર્યનું જ્ઞાન પાછળના શિષ્યો બગાડી નાંખે છે તેવું શ્રી શંકરાચાર્યના માર્ગમાં પણ બનેલ છે અને શ્રી અરવિંદના માર્ગમાં પણ બને છે અને બનશે. ભેદવાદીના સંગમાં અભેદ બુધ્ધિ સ્થિર થતી નથી.

અરવિંદશિષ્ય :—તમારા માર્ગના અનુયાયી માયાનું તત્ત્વ સ્પષ્ટ રીતે બતાવી શકતા નથી

શંકરશિષ્ય :—માયા જો સિદ્ધ કરી શકાય તો સત થઇ જાય તેથી માયા બરાબર સ્પષ્ટ રીતે ન સમજાવી શકાય એ માયાનું ભૂષણ છે, દૂષણ નથી. બીજા કોઈ સંપ્રદાયમાં પણ માયાનું સ્વરૂપ તદ્દન સ્પષ્ટ રીતે સમજાવેલ નથી. શ્રીમદ્ ભાગવત ચતુઃશ્લોકીમાં પણ કહેલ છે કે " જે વસ્તુતાએ હોય નહિ છતાં દેખાય તેને માયા કહે છે." પણ હેતુ તરફ લક્ષ રાખવું. બધી ધાર્મિક પ્રણાલિકાનો મુખ્ય હેતુ

સાધકને આત્માનો સ્વાભાવિક આનંદ આપવાનો છે. તે બાબત દૃષ્ટાંતથી સમજાવવાનો પ્રયત્ન કરીએ અને કેટલીક સખીઓ વચ્ચે વાતચીત ઉત્પન્ન કરીએ તો નીચે પ્રમાણે વાતો સાંભળમાં આવે :—

૧ એક સખી કહે છે કે મારે તો એવો પતિ જોઈએ કે જેનાથી હું કદાપિ જુદી રહું નહિ અને જે કદાપિ મારાથી જુદા રહે નહિ. એ શ્રી શંકરાચાર્યનો કેવળ-અદ્વૈત સિધ્ધાંત છે. ખરા પ્રેમમાં પડદો ન જોઈએ અને બીજું એવુ લાગવું ન જોઈએ. બીજા દેખાય ત્યાં પ્રેમ ભોગવી શકાતો નથી.

૨ બીજી સખી કહે છે કે પતિ કાયમ પાસે ને પાસે રહે તો તેના ઉપર અભાવ આવ્યા વગર રહે નહિ. તેથી થોડો વખત પતિ ઘરની બહાર જાય, તેનું વિસ્મરણ થાય અને પછી તેનો મેળાપ થાય તો વધારે સુખ મળે. વૈષ્ણવો એમ માને છે કે વિયોગ પછી સંયોગ કરી વધારે સુખ આપવા માટે ભગવાને જગતની માયા રચેલ છે.

૩ ત્રીજી સખી એમ કહે છે કે વૈષ્ણવોની માફક હું દિવસમાં પતિની દાસી છું પણ રાત્રે દાસી નથી. સમાધિ વખતે અને ખરો આનંદ મળી જાય છે તેથી દિવસના વિયોગની મને પરવા નથી. એ પતંજલિનો યોગમાર્ગ છે. પણ એમાં જાગ્રત દશાની માયાનું સ્પષ્ટીકરણ થતું નથી.

૪ ચોથી સખી કહે છે કે મારે તો એવો પતિ જોઈએ કે સમાધિ વખતે અને ઘરના બધાં કામ વખતે પણ મને તેનો આનંદ મળવો જોઈએ કારણ કે બધાં કામ વખતે પણ અધિષ્ઠાન રૂપે તે હાજર છે. એ શ્રી અરવિંદનો પૂર્ણયોગ છે. છતાં જ્યારે સંસારમાં કામ ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે આનંદ કેમ રાખવો તે પોતે પ્રયોગ કરી બતાવી શકયા નથી, પણ ઊલટું કોંગ્રેસની ચળવળથી કંટાળી ૩૩ વર્ષ થયાં એકાંતમાં પતિનો લાભ લે છે અને બીજાને કહે છે કે સંસારનાં બધાં કામ સાથે પતિનો આનંદ લેવાની ટેવ પાડો.

તેમના યોગમાં વિષયથી અબાધ્ય છે પણ વિષય બાધ્ય થતો જાય છે. બન્ને અબાધ્ય હોય તો આનંદ પણ અબાધ્ય રહે.

૫ બધા કામ વખતે આત્માનો આનંદ લેવાનો ખુલ્લો પ્રયત્ન મહાત્મા ગાંધીજીનો છે, છતાં તેમને પણ સરકાર તરફથી થતા અન્યાયને કારણે વિક્ષેપ લાગ્યા કરે છે અને ઉપવાસ કરવા પડે છે. તે પણ અબાધ્ય અર્થ આપી શકતા નથી. અબાધ્ય સત્યની પ્રાપ્તિ માટે તે હજુ પ્રયોગ કરે છે.

તે બીક વગર મરવાનું શિખવી શકે છે પણ બીક વગર જીવવાનું શિખવી શકતા નથી. જેની દ્રષ્ટિમાં બીજા દેખાય છે તે બીક વગર જીવી શકશે નહિ એ ઉપનિષદનો સિધ્ધાંત છે. द्वितीया द्भयंभवति । જાગ્રત અવસ્થામાં દ્વૈતદર્શનથી ભય અને સુષુપ્તિમાં દ્વૈત દર્શનના અભાવથી ભયનો અભાવ સૌના અનુભવથી સિધ્ધ છે. જાગ્રતમાં અદ્વૈતદર્શન માત્ર વેદાન્ત જ બતાવે છે. તેથી આત્માના આનંદનો માર્ગ તદ્દન સહેલો નથી. સહેલો હોય તો તે આનંદની કિંમત પણ રહે નહિ. જે વસ્તુની જેટલી કિંમત હોય તેટલી આપવી જોઇએ. ભગવાને ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પ્રકારનાં સુખ ઉત્પન્ન કરીને જીવને ગમે તે લેવાની છૂટ આપી છે. એ છૂટનો દુરૂપયોગ માણસ કરે છે તેથી તે દુ:ખી થાય છે.

અરવિંદશિષ્ય:—એવું પણ શા માટે થવું જોઇએ? ભગવાન કરતાં મોટી એવી માયા આવી કયાંથી ?

શંકરશિષ્ય:—એવી માયા કોને દેખાય છે ? અને કયા પ્રમાણથી દેખાય છે અને તે પ્રમાણ સાચુ છે કે નહિ, તે પ્રમાતા સાચો છે કે નહિ ? તેનો વિચાર કરવો જરૂરી છે. અજ્ઞાતજ્ઞાપક—અબાધિત અર્થને જણાવે તેજ પ્રમાણ છે. બીજાં પ્રત્યક્ષ વિગેરે પ્રમાણ—આભાસ છે. જ્ઞાનદશા ઉપાધિનો ગ્રાસ કરે છે.

અરવિંદશિષ્ય:—એ તો તમે જ્ઞાનના સાધનની વાત કરી. હું તો

એમ કહું છું કે અજ્ઞાન કયાંથી આવ્યું એ બાબતમાં શંકર-મત સ્પષ્ટ નથી. તેના વેદાન્તમાં:—

૧ કોઇ ઠેકાણે એમ કહેલ છે કે સત્ વિલક્ષણ-જ્ઞાનનિવર્ત્ય અનાદિ ભાવરૂપ અજ્ઞાન છે.

૨ કોઇ ઠેકાણે એમ કહેલ છે કે અજ્ઞાન ત્રણ ગુણવાળું છે. તેમાં શુદ્ધ સત્વગુણવાળી માયા ઈશ્વર માટે છે અને તે ઈશ્વરને મોહ કરતી નથી અને મલિન સત્વગુણવાળી અવિદ્યા જીવ માટે છે અને તે જીવને મોહ કરે છે.

૩ કોઇ ઠેકાણે એમ કહેલ છે કે ૬ વસ્તુ અનાદિ છે. એટલે કે ૧. જીવ ૨. ઇશ્વર ૩. શુદ્ધ ચૈતન્ય ૪. તેનો પરસ્પર ભેદ ૫. અવિદ્યા અને ૬. અવિદ્યાનો ચેતન સાથે સંબંધ.

૪ કોઇ ઠેકાણે એમ કહેલ છે કે અવિદ્યા અચેતન છે અને કલ્પિત છે.

૫ વળી કોઇ ઠેકાણે એમ કહેલ છે કે અવિદ્યા તો તમોગુણ આવરણ કરે છે; અને રજોગુણ વિક્ષેપ કરે છે.

૬ ગીતામા પણ કહેલ છે કે अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जंतवः।

જો તમે કહો છો તેમ અવિદ્યા કલ્પિત હોય તો આવા અને આટલા ભેદ કરવાનું કારણ શું ?

શંકરશિષ્યઃ-એ બધી પ્રક્રિયાનું તાત્પર્ય એ છે કે સમજનાર જીવની પ્રકૃતિ ઘણા પ્રકારની હોય છે તેથી એક પ્રકારનું સાધન સૌને ફાવતું નથી. એ કારણને લઇને ગીતામાં પણ અનેક પ્રકારનાં સાધન બતાવેલ છે; અને વેદાન્તમાં અનેક પ્રકારની પ્રક્રિયા જીવને પરમ તત્વની સમજણ સરળ કરી આપવા માટે મુકેલી છે. તેમાં મુખ્ય પ્રક્રિઓમાં

૧ જીવનું પાંચ કોશથી રહિતપણું

૨ જ્ઞાનની સાત ભૂમિકા

૩ ત્રણ અવસ્થાનો વિચાર　　૬ મહાવાક્યનો વિચાર
૪ જડ ચૈતનનો વિવેક　　૭ આરોપ અપવાદની પદ્ધતિ
૫ લય ચિંતન　　૮ અતદ્ વ્યાવૃત્તિ=અનાત્માનું અદર્શન
　　૯ શ્રવણ, મનન, નિદિધ્યાસન.

વગેરે પ્રકારની પ્રક્રિયાઓ છે, પણ તે બધીમાં ત્રણ અવસ્થાની પ્રક્રિયા ઉત્તમ કોટીના જિજ્ઞાસુઓ માટે છે. શ્રીરામચંદ્રજીએ હનુમાનજીને કહેલ છે કે "બધા ઉપનિષદમાં માંડુક્ય ઉપનિષદનો તું પહેલા અભ્યાસ કર, તે ન સમજાય તો પછી બીજા ઉપનિષદો જોજે." માંડુક્યમાં ત્રણ અવસ્થાની પ્રક્રિયા બહુ સારી રીતે સમજાવવામા આવેલ છે શ્રીમદ્ભાગવતમાં પણ પરીક્ષિત રાજાના શરૂઆતના પ્રશ્નથી લઈ છેવટ સુધીમાં ત્રણ અવસ્થાનો વિચાર બહુ સારી રીતે કરેલ છે. વળી ત્રણ અવસ્થાની પ્રક્રિયામાં ઉપયોગી થઈ પડે એવું માપવાનું તત્ત્વ કે જેને instrument of measurement કહે છે તે નવા સાયન્સમા એટલે Theory of Relativity and quantum theory માં એવું સ્પષ્ટ કરી આપેલ છે કે જેવું હજુ સુધી બીજા કોઈએ કરેલું નથી. તેની મદદથી ડારવીનની Evolutionની Theory કપાઈ ગયેલ છે, છતાં શ્રી અરવિંદ હજી કેટલેક અંશે Evolutionની Theory ને વળગી રહેલ છે. Evolutionની Theory માં એક સમાન કાળ ( એટલે uniform time ) રહે છે. Relativity માં કાળ સાપેક્ષ છે અને તેનો આધાર દષ્ટાની ભૂમિકા ઉપર છે. તેથી સાયન્સની દ્રષ્ટિએ પણ શ્રી અરવિંદનો મત ટકતો નથી. વેદાન્તમાં ત્રણ અવસ્થાની પ્રક્રિયા ઉત્તમ માનેલ છે તેનું ખાસ કારણ તેમાં દષ્ટાના સ્વભાવની પરીક્ષાથી શરૂઆત થાય છે. તેમાં પ્રમાતા પ્રમાણ અને પ્રમેયની વિગત બહુ સ્પષ્ટ થઈ શકે છે. તેથી એ Sujective method છે. બીજી પ્રક્રિયાઓ કે જેમાં દશ્યાનુરક્તિ

વધારે હોય તે Objective method કહેવાય છે ભક્તિ, યોગ, કર્મ, વિગેરે દ્રષ્ટાનુગ્રહિતવાળી પદ્ધતિ છે. વેદાન્તમાં દ્રષ્ટાનુગ્રહિતથી શરૂઆત છે અને અંત પણ તેમાં જ છે.

અરવિંદશિષ્યઃ—શ્રી અરવિંદ તો એમ માને છે કે જેમ સોનું સાચું છે તેમ ઘાટ પણ સાચો છે જેમ સોનાનો કટકો શોભા આપતો નથી પણ ઘરેણું શોભા આપે છે તેમ નામ અને રૂપ એ બ્રહ્મની શોભા છે

શંકરશિષ્ય—મને તો સોનુ વધારે ગમે છે. તમને ઘાટ ગમતો હોય તો એક સોનાનો દાગીનો લઈ આવો તેમાંથી મારું સોનુ મને આપો અને તમારો ઘાટ તમે લઈ જાઓ.

અરવિંદશિષ્ય—એમ કરવાથી તો મને કાંઈ મળતુ નથી.

શંકરશિષ્ય—જેઓને નામ અને રૂપ ગમે છે તેમને પણ કાંઇ મળતુ નથી. ઘાટથી સોનાની કિંમત વધતી નથી પણ ઓછી થાય સો ટચનું સોનુ એટલું પાતળું રહે છે કે તેમાંથી ઘાટ થતો નથી. ઘાટ કરવો હોય તો તે સોનામાં થોડીક માયા નાંખવી પડે છે, પણ તેનાથી સોનાની કિંમત ઓછી થાય છે. નામ અને રૂપથી બ્રહ્મની કિંમત વધતી હોય તો નામ અને રૂપ જ્યારે પ્રલયકાળે ન હોય ત્યારે બ્રહ્મની કિંમત ઓછી થવી જોઇએ પણ બ્રહ્મની કિંમત સદા સમાન રહે છે.

અરવિંદશિષ્ય—શ્રી અરવિંદના શિષ્યો નામ અને રૂપ સાચાં માને છે અને ૧૫ મી ઓગસ્ટે શ્રી અરવિંદનો જન્મદિવસ બહુ ધામધૂમથી ઉજવે છે

શંકરશિષ્યઃ—શ્રી અરવિંદનું વાસ્તવસ્વરૂપ આત્મા છે. તેનો જન્મ થયો નથી. જે એમ માને છે કે ૧૫–૮–૪૩ ના રોજ શ્રી અરવિંદને ૭૧ વર્ષ થશે તેમને સર્જણ સદગુરૂ પ્રત્યે ઇષ્ટિભાવ રાખવાનું શાસ્ત્રમાં કહેલ છે અને બ્રહ્મ[illegible] વર્ષો તે ગણાતાં નથી. છતાં કોઇ નિમિત્તથી શિષ્ય પોતાનો સદ્ભાવ પ્રગટ કરે એમાં કાંઈ ખોટું નથી.

૧૫ વર્ષ પહેલાં પુનામાં હું એકવાર કેમ્પમાં એક મુસલમાન સાધી બાઇ બાબાજાનને મળ્યો હતો. મેં તેમને પૂછયું કે "તમે પૂનામા ક્યારે આવ્યા?" તેમણે જવાબ આપ્યો કે "આ જગત ઉત્પન્ન થયા પહેલાની છુ." એ જ્ઞાનીનો જવાબ હતો. હાલના સાયન્સવાળા એટલે Theory of Relativity વાળા પણ હિસાબથી equations થી એમ સિદ્ધ કરી આપે છે કે કાળ સાપેક્ષ છે તેથી વાસ્તવિક રીતે કોઇનાં જન્મ કે મરણ થતાં નથી. જેને કોઇનો જન્મ લાગે તે ભૂલમાં છે, છતા જેઓને એ ભૂલ જણાતી નથી અને જે નામ અને રૂપની માયાની અસર નીચે છે તેમને માટે ગુરૂનુ અથવા ઇશ્વરનું નામ અને રૂપનો આધાર લઇને આગળ વધવુ એ સારૂં સાધન છે. પણ નામ અને રૂપ સાચા હોય તો નિદ્રામા અને સમાધિમા પણ મળવાં જોઇએ. જે કોઇ અવસ્થામાં બાધ ન પામે તેને જ જ્ઞાની પુરૂષો સત્ય કહે છે. શ્રી શંકરાચાર્યના સિધ્ધાંત પ્રમાણે કોઇ ગુરૂની જન્મતિથિ ઉજવાતી નથી પણ બધા ગુરૂઓની પૂજા તેમના શિષ્યો આષાડી પૂનમે કરે છે.

卐

ॐ

# બ્રહ્મર્ષિ અખાજીની સાખીઓ.

વિવરણકાર :- કેશવલાલ અ. ઠક્કર, એમ. એ., એલએલ. બી.
સમદષ્ટિ અંગ



શ્રુતિમાં કહ્યું છે કે—જ્ઞાનિનઃ સમદર્શિન. । અર્થાત્‌ તત્ત્વાનુભવી મહાપુરુષો સમદર્શી હોય છે તેઓની ગેબી આખમાં ભેદાભેદ હોતો નથી. સર્વ સર્વત્ર સર્વદા તેઓનાં પ્રજ્ઞાનચક્ષુ સમતત્ત્વને જ જુએ છે. ( સૂત્રે મણિગણારિવ અનેક મણિઓમાં એકસૂત્રની ગાફક ) અને તેથી તેઓ મહારસમાં રસબસ રહીને આનંદમગ્ન જીંદગી ગાળે છે. આવી મહાદષ્ટિ-પ્રજ્ઞાદષ્ટિ-તત્ત્વદષ્ટિ-સમદષ્ટિનું હાર્દ નીચેની સાખીઓમાં શ્રી અખાજી આપણને સમજાવે છે.

ઉચ્ચનીચકી ભક્તકો, એબ કાઢો મત કોય;
જ્યું ચંદન બાવળ અગ્નિકુ, મિલેતે એકત હોય." ૧

ભાવાર્થ:—અગ્નિની દષ્ટિમાં ચંદન અને બાવળનો ભેદ હોતો નથી. એ તો બન્નેની રાખોડી બનાવી દે છે. તેમ ભક્તની દષ્ટિમાં કોઈ ઉચ્ચ નથી, કોઈ નીચ નથી. કારણ કે, સાચ્ચા ભક્ત માત્રનું એક લક્ષ્ય ભગવાન જ હોય છે. માટે તત્ત્વદષ્ટાએ ઉચ્ચનીચનો

ભેદભાવ બ્રહ્માગ્નિમાં હોમી દેવો જોઇએ.

ઉંચ વર્ણું નીકટ નહીં, ઔર નીચ વર્ણું નહીં દૂર;
જ્યૂ નર લંબા ઔર ઠીંગણા, કોઇ છુવત નહીં સૂર. ૨

ભાવાર્થ:—બ્રાહ્મણ ભક્ત પ્રભુને વિશેષ પ્રિય છે એવું નથી; તેમ જ શુદ્રભક્ત પ્રભુને અપ્રિય છે. એવું પણ નથી. કારણ કે, પ્રભુ તો અંતરના સાચ્ચા ભાવના ભૂખ્યા છે. ભક્તિના દેશમાં વર્ણાશ્રમની ફૂટેલી કોડી જેટલી યે કિંમત નથી. માણસ ઠીંગણો હોય કિંવા બહુ લાંબો હોય તેથી કરીને તે સૂર્યને અડકી શકે એ કદી બને એમ નથી, તેજ પ્રમાણે વર્ણને અને પરમાત્માને લાખ જોજનનું અંતર છે. વસ્ત્વનુભવમાં ભેદ જોનારી વ્યાવહારિકી દ્રષ્ટિ બાધક છે, માટે તત્ત્વદર્શીએ નાત, જાત, કે વર્ણવિષેનું મિથ્યાભિમાન રાખવું નહીં. કેવળ પરમતત્ત્વમાં જ લીન રહેવું જોઇએ. મનને આત્મામાં શમાવવું એ જ મહાકર્તવ્ય છે.

ઉંચકો ભૂપણુ ગણ્યા, દૂષણુ કીના નીચ;
રામ ન પાવે સો અખા, કુળચા કર્મકી કીચ. ૩
ઉત્તમ મધ્યમ જાતકા, કર્મ તાંહિ વહેપાર;
અખા હરિકા જબ હુવા, તબ લુણસાકર મિલ્યા વાર. ૪

ભાવાર્થ:-સંત અને સંસારીની દ્દષ્ટિમાં આસમાન જમીન જેટલો તફાવત હોય છે. સંસારી લોકો બ્રાહ્મણને ઉચ્ચ માને છે અને બ્રાહ્મણને નીચ માને છે. તેથી તેમને પરમ તત્ત્વનો સ્વાનુભવ થતો નથી. જગદ્ વ્યવહારમાં ઉત્તમ મધ્યમની કિંમત છે; પરંતુ પ્રભુના ધામમાં—આત્માના દેશમાં ભેદદષ્ટિ જ હોતી નથી. મીઠું અને સાકર પાણીમાં ભળતાં જ પાણીરૂપ થઇ જાય છે; તેમ જ ઉચ્ચ નીચ જાતિના ભક્ત પણ પ્રભુમાં એકરૂપ—પ્રભુરૂપ થઇ જાય છે. આત્માનુભવથી ઉચ્ચ નીચનો ભેદભાવ રહેતો જ, નથી; અને રહે તો

આત્માનો અનુભવ થયો જ નથી એ સિદ્ધ વાત છે. તેથી જ તત્ત્વદર્શી હમેશાં આત્મતત્ત્વને જ જુએ છે, દેહને નહીં. આત્મદર્શી અને દેહદર્શી વચ્ચે આમ લાખ જોજનનું અંતર છે. માટે મુમુક્ષુએ આત્મદર્શી થવુ જોઇએ.

અખા ! વર્ણાશ્રમકા, જે કોઇ રાખે માન;
જ્યું નરનારી હોય નટ રમે, ના કામસુખ સંતાન. ૫

ભાવાર્થ—નાટકમાં નટલોકો નરનારીનો વેશ લે છે અને નરનારીના જેવી ચેષ્ટા કરે છે પરંતુ તેથી કાંઈ તેમને સંતાન થતાં નથી કે સાચ્ચી કામસુખની તૃપ્તિ પણ થતી નથી. તે જ પ્રમાણે જેનામાં વર્ણાશ્રમની ભેદદષ્ટિ છે તેને આત્મદર્શન થવું જ નથી; માત્ર લોકોને રંજન કરવાનું પાંડિત્ય પ્રાપ્ત થાય છે. પણ હૈયું હરિરંગી થવું જ નથી; અને તેથી હરિરૂપ થવાતું નથી. માટે નરદમ ત્રીજી આંખે જ જોવું જોઇએ.

સો મ્હે કહે તેમ ન બઢે, ઔર હરિજન કહાં કમલાઈ
સો નર કાહા વિણજે, અખા! જાકો મૂલ શૂન્યઘરજાઇ. ૬

ભાવાર્થઃ—વર્ણાશ્રમના અભિમાનથી માણસને સાચી મહત્તા પ્રાપ્ત થતી નથી; અને હરિજન થવાથી કંઈ ન્યૂનતા આવી જતી નથી. કારણ કે; પ્રભુ સિવાયનું બધું જ આભાસ-શૂન્ય છે. તેથી વસ્તવનુભવમાં તો નામરૂપ ગુણ ઘાટ બધું જ શૂન્ય થઇ જાય છે.- માત્ર મૂલ જ-આત્માનું અસલ સ્વરૂપ જ શેષ રહે છે. આ અનુભવનું નામ જ નેતિનેતિ અને શેષ. માટે તત્ત્વદર્શીએ પોતાનું મૂલ સાંભળીને મૂલરૂપ થવું જોઇએ અહંતા છોડી દેવી જોઇએ, નામરૂપે કે ગુણ કર્મમાં કશો જ મોહ કે શોક રહે નહીં એવું નેતિનેતિ થવું જોઇએ. માવાની ઉપર મીઠું મૂક્યા વિના અક્ષરવિનો ઉદય અંતઃકરણમાં હરિયે થાય નહી. મીઠું કરીને જ એકડો શિખાય છે

માટે અલખના જોગીએ માયાની ઉપર પીઠ મૂકીને બ્રહ્માક્ષર ભાળવા જોઈએ. તેથી **ભૂલજાવ-ભાગજાવ-મરજાવ** એ જ મુમુક્ષુનો આરંભનો મહામંત્ર છે.

અખા કાઠડે નાવ બિન, કોઈ ન પાવે પાર;
ત્યું હરિ હરિજન સેવ્યે વિના, છૂટે નહિ સંસાર.

ભાવાર્થ :–શ્રી અખાજી કહે છે કે સમુદ્રની પેલી પાર જવા માટે જેમ લાકડાના વહાણનો જ આશ્રય લેવો પડે છે, તેમ ભવસાગર તરવા માટે **"હરિગુરુસંતની સેવા"** વિના બીજો કોઈ માર્ગ છતમાં છે જ નહીં. શ્રુતિમાં પણ કહ્યું છે કે :—

तमेव विदित्वा अतिमृत्युमेति। नान्यः पंथाः विद्यते अयनाय ॥
મતલબ કે–આત્માનુભવ વિના દ્વંદ્વાતીત અને દ્વૈતાતીત કદિયે થવાયું નહીં અને ભવચક્રમાંથી છુટાય નહીં. માટે ભક્તે ભગવાનનું શરણું લેવું જોઈએ.

અખા ! સત્ય ભાપન કીયા, માતા મારે પૂત;
ત્યું બેલાલચકે વચનકો, સબ કોઈ કહે અનાહુત.

ભાવાર્થ :—મા જ બાળકને મારી નાંખે છે અર્થાત્ માયાનો મોહજ જીવને જગતની માળમાંથી નીકળવા દેતો નથી પરંતુ આ નગદ સત્ય (Naked Truth) જીવને ગળે ઉતરતું નથી; અને તેથી માયાવી જીવ ભાવરણમાં ભટક્યા જ કરે છે. અને વતનમાં જનાર સંતલોકો અને દુનિયામાં રહેવા માગનાર સંસારી વચ્ચે વિરોધ રહ્યાં કરે છે. કારણ કે, બન્નેના લક્ષ્યમાં મહાન્ ભેદ છે. સત્પુરુષનું લક્ષ્ય પરમપિતા પ્રભુનું હોવું જોઈએ.

છીલર બાવરે જીવતેં, ન હોય ભક્તિ નિભાવ;
અખા તાહે ન પતીજીએ, જ્યું ભયા જુહારી સાવ. ૯

સો નર સારા સૂરમા, જે મરતે ન તાડે ઠોર;
ત્યું હરિજન એક રામ બિન, અખા ન દેખે ઔર. ૧૦

ભાવાર્થ-ભકિતનો માર્ગ મર્દોનો છે-બાયલાઓનો નહીં કારણ, કે, એમાં સર્વ સ્વાર્પણ કરવાનું છે ( Nothing but One) માત્ર પરમાત્મા જ સિલકમાં રહે છે, આ મહારસના ભોકતા અતિ વિરલ હોય છે. તેથી મહાનુભાવ સાગરપ્રભુજીએ કહ્યું છે કે:—

"ચાલે ન ઇશ્ક ઉપરછલ્લો, દિલ સાત પડ ભેદી,જળો;
દિલબર મળો યા ના મળો, ના માઢ પણ તૂં તૂં વગર"

મતલબ કે, ઉપરછલ્લી ભક્તિનો કશો જ અર્થ નથી. એ તો જગતને ધૂતવા માટેનો બાહ્યાડંબર માત્ર છે. એથી આત્માનું શ્રેય કશું જ થતું નથી ખરો ભક્ત તો તેજ છે કે જે રામ વિના બીજું કશું દેખતો જ નથી. જેના દિલના પાતાળમાં " તૂંહિ તૂહિ તાર " બન્યાં જ કરે છે. તેનુ શરીર રહે કે જાય: પણ તેના અંતરનો તાર-ભાવ તૂટતો જ નથી.

રામ ભરોસા રાખ કે, રહે આઠું પહોર મસ્ત;
દોઝખતે ડરે નહીં, અખા ! ન ચાહે બેહસ્ત. ૧૧

ભાવાર્થ :—સાચ્ચા ભકતને સ્વર્ગની લાલસા કે નરકનો ડર હોતો જ નથી. એ તો હરદમ રામરસમાં ગ્સબસ રહીને આનંદમસ્ત જીંદગી ગુઝારે છે. સરખાવો :—" મીનકલા એ મહાદશા. "

હરિજન સો નિજ લાભતે, પૂરન આઠૂં માસ;
જ્યું સાગર પૂરન આપતેં, નહીં ઓરકી આસ. ૧૨

ભાવાર્થ :—જેમ મહાસાગર સ્વયં પૂર્ણ હોવાથી કોઇની તૃષ્ણા રાખતો નથી, તેમ સાચો ભકત ભગવાન સિવાય કોઇની પર્વા કરતો નથી. એણે દિલમાંથી એષણા માત્રને તિલાંજલિ આપી છે. બાદશાહ થઇ રહે છે. પ્રભુપ્રાપ્તિથી જ સદાસર્વદા સંતુષ્ટ રહે છે. નિજલાભ

એ જ નિજાનંદ—એ જ મસ્તીની મૌજ.

અખા ! અંતરમેં નહીં, ભ્રાંત છોત લવલેશ;
હરિજન હરિશું મિલ રહા, સભર ભર્યા સર્વેશ. ૧૩

ભાવાર્થ :—સાચા ભકતના હૃદયમાં બ્રહ્મજ્યોતિ સર્વદા જાગ્રત હોવાથી એને કોઈ જાતનો સંદેહ કે ભ્રમ રહેતો જ નથી. હરિજન હરિમાં-હરિરસમાં આઠે પ્રહર મસ્ત રહે છે, અને બધે બધામાં હરિનાં જ દર્શન કરે છે. સરખાવો :—" આપની યાદી " ( શ્રી કલાપી ).

દરિદ્ર નહીં જનકે વિષે, નહીં દીનતા દંભ;
પૂરનતેં પૂરન, અખા ! ઐસા અનભે શંભ. ૧૪

ભાવાર્થ :—પરમાત્માની પ્રાપ્તિથી સર્વ વસ્તુની પ્રાપ્તિ થાય છે, તેથી જીવ સ્વયં સચ્ચિદાનંદ બની જાય છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે :—एकेन प्राप्तेन सर्वप्राप्तिर्भवति । અર્થાત્ એકની પ્રાપ્તિ થતાં બધું પ્રાપ્ત થાય છે. આથી સાચા ભકતમાં ભિક્ષુકવૃત્તિ કે દંભાચરણ જોવામાં આવતાં નથી. આવા મસ્ત યોગીની દૃષ્ટિમાં ઇંદ્ર પણ એક રંક કીડા જેવો છે. સાચા ભકતની ખુમારી અજબ છે.

હરિ હરિજન દો નહીં, અખા ! જૈસા અર્ણવ લહેર;
કીડા કારણ હોઉ હૈ, અંતે જ્યુંકી ત્યું ઠેહેર. ૧૫

ભાવાર્થ :—વસ્તુતઃ હરિ અને હરિજન કિંવા ભકત અને ભગવાન એક જ છે. જેમ સમુદ્ર અને સમુદ્રની લ્હેર ભિન્ન દેખાવા છતાં નીરદષ્ટયા એક જ છે, તેમ દેહદષ્ટયા ભકત અને ભગવાન બે દેખાવા છતાં આંતર અનુભવમાં બન્ને એક જ છે. ભકત એ સાકાર ભગવાન જ છે-નરતનુધારી નારાયણ જ છે. આ જ વાતનું વિશેષ સ્પષ્ટીકરણ પોતે કરતાં કહે છે કે :—

નરમાદા મોતી, અખા ! તૈસા હરિ હરિજન;
વાસનાશું હોઉ એક હૈ, ઔર ન્યારા દેખીઅત તન. ૧૬

માન મિટયા કુલ જાતકા, ત્યાન રહ્યા નિજ ધામ;
અખા ! પીછે કયા રહ્યા ? જૈસા તૈસા રામ. ૧૭

ભાવાર્થ :—તારતમ્ય કે, નરમાદા મોતી એ હોય છે, તેમ છતાં તેમનું અંતરંગ-હૃદય એક જ હોય છે, તેમ હરિ અને હરિજનમાં વહેતો આંતરપ્રવાહ એક હરિરસ જ છે; કારણ કે, ભકતનાં અંતરંગમાં અહંતા હોતી જ નથી અને તેથી તે રામરૂપ જ છે.

બાહ્માના લેખે બહોત હૈ, પણ હરિજન વીરલા કોય;
બીન સિંચ્યા હરા રહે, પીએ પાતાલે તોય. ૧૮

ભાવાર્થ :—અલબત્ત, વેષધારી ભકતો અનેક હોય છે; પરંતુ સાચો ભકત તો કરોડમાં કોઈક જ હોય છે. જેમ પાણીનું સિંચન કર્યા વગર પણ લીલુછમ રહે એવું વૃક્ષ કવચિત જ દ્રષ્ટિમાં આવે છે, તેમ અંતઃકરણના પાતાળમાં રહેલા મૂલ આત્મસ્વરૂપમાંથી અમીરસનું પાન કરી ગલતાન રહેનાર મહાભકત તો પૃથ્વીના પટ ઉપર કોઈક જ હોય છે.

આપ ઓળખ્યા તોહે આતમા, ઔર ના ચીન્યા તોહે સોય;
ચીન્યા સીધી આરસી, અખા ! નિજદર્શન હોય. ૧૯

ભાવાર્થ :—ભકતને સ્વરૂપનું જ્ઞાન હોવા ન હો તોયે તે આત્માનુભવમાં જ લીન રહે છે સ્વરૂપનું જ્ઞાન થતાં બધું ભ્રમ છે ત્યાગ યથાવત્ સમજાય છે. માયા અને બ્રહ્મ કિંવા મીંડુ અને એકડાનો ભેદ આપોઆપ સમજાઈ જાય છે અને સ્વરૂપમાં મહાપ્રીતિ જામી જાય છે.

અખા ! અધિકતા યે હિ હૈ, જે હરિજન કહે લોક;
ચીહીન્યા શરીર સમેત સો, સૌદા રોકારોક.

ભાવાર્થ :—ખૂબી એ છે કે નિરંજન નિરાકાર પરમતત્ત્વને હરિજન શરીર હોવા છતાં વિદેહી થઈને અનુભવ કરી શકે છે. શરીરનું આવરણ આત્માનુભવમાં આડ કરતું નથી. એ હરિજનના જીવનની વિશિષ્ટતા છે. હરિજન વસ્તુમાં વસ્તુરૂપ થઈને સમાઈ જાય છે એ એની અલૌકિકતા છે.

ભલા બૂરા સંબકો ભખે, ચતુર ગુણી ભૂપાલ;
જન્મ્યાકો ઝૂંટે ખરા, બડા એસુરવ્વત કાલ. ૨૧

ભાવાર્થ :—જેનો જન્મ, તેનું મૃત્યુ—એ નક્કી વાત છે, કાળ કોઈની યે પરવા કરતો નથી. રાજા અને રંક, સજ્જન અને દુર્જન મૂર્ખ અને ડાહ્યા—સૌ કોઈ કાળના મુખમાં હોમાઈ જાય છે. ખરેખર કાળ જેવું બેશરમું બીજું કોઇ નથી.

તેરી ઔર તેં હું ખરા, મેરી ઔરતેં તૂં નાંહિ;
૫ ડ છે દા પિંડમઠેમેં, ઓ લ ણુ હા રા સાંઇ. ૨૨
નિજ સામર્થ્યે ના અવતરે, ના જીવે નિજબલ કોય;
બડા અચંબા યે અખા ! બિચ કર્તા કયું હોય ? ૨૩

ભાવાર્થ :—આ સાખીઓના વિચારને સમરૂપ વિચાર નીચેના સૂત્રમાં ભગવાનશ્રી શંકરાચાર્યજીએ દર્શાવેલો છે :—

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरंगः न क्वचन समुद्रो हि तारंगः ॥

મતલબ કે, વસ્તુતઃ જીવ અને બ્રહ્મ બે નથી. પણ એક જ છે; તો પણ. જીવ બ્રહ્મસ્વરૂપ છે, બ્રહ્મ જીવસ્વરૂપ નથી. જેમ સમુદ્ર અને તરંગમાં નીરદ્રષ્ટ્યા, અભેદ છે; છતાં તરંગ સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલો છે, પણ સમુદ્ર કંઇ તરંગમાંથી ઉત્પન્ન થયેલો નથી તત્ત્વજ્ઞની ભાષામાં, તરંગની સત્તા સમુદ્રને અધીન છેઃ અને એથી ઉલટું સમુદ્રની સત્તા તરંગને અધીન નથી. નિજબળથી—સ્વ સામર્થ્યથી કોઈ જન્મતું નથી અને મરતું નથી—બધું પરાત્પર પરબ્રહ્મની સત્તાને અધીન છે. ભક્તોની ભાષામાં શ્રીહરિની મરજી મુતાબિક જ બધું થયા કરે છે, તેથી પરબ્રહ્મ સર્વમાં હોવા છતાં (Immanent) સર્વાતીત (Transcendant) છે. અંગ્રેજીમાં એક મહા લેખકે યથાર્થ જ કહ્યું છે કે :—" God is all love; but all love is not God." અર્થાત્ પ્રભુ પ્રેમસ્વરૂપ છે; પરંતુ પ્રેમ માત્ર પ્રભુસ્વરૂપ નથી, માટે જ મહાપદમાં સ્થિતિ કરનારનો અંતિમ અનુભવ સોહમ્‌ની પેલી પાર નાહમનો છે. નાહમ=શિવોહમ્—નેતિનેતિ એટલે જ શેષ—૦ =૧. જીવમાત્રનું મૂળ પરબ્રહ્મ છે. માટે મૌલિકબુદ્ધિ પ્રાપ્ત કરી બાહ્યાંતર નિરંતર અહંભાવ નિર્મૂળ કરી પોતાના શેષ સ્વરૂપ પરમતત્ત્વમાં ભળી જવું એ જ જીવનનું અંતિમ મહાધ્યેય છે. ૐ શાન્તિઃ

卐

# માયા કેમ તરાય?

યોજક :—શ્રી. ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય, બી. એ., બી. ટી.

( બીજા વર્ષના બારમા અંકથી ચાલુ )



પણ આત્મા સંબંધી વિચાર કરવાની આપણને પુરસદ જ કયાં છે? અનાત્મ વસ્તુઓ મેળવવામાં આપણે પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી જઇએ છીએ. જગત્ એ અજ્ઞાનનું કારણ છે, અને અજ્ઞાન એટલે આત્માનો અવિચાર. જરા વિચાર કરતા થઇએ કે આ બધું નાનાત્વ માત્ર દેખાય છે, વસ્તુત એક જ પોતે સર્વત્ર વ્યાપક છે, તો ભ્રન્તિ દૂર થઈ જાય. જેમ સ્વપ્નમા પોતે એક જ છે છતા ભૂલથી જુદાં જુદા દશ્યો દેખાય છે, તેમ માયાના પ્રભાવથી આત્માને દેહ સાથે સંબંધ છે એમ જણાય છે. ચામદષ્ટિએ અનેક ભાસે છે, રામદષ્ટિએ બધુ એક જ છે. ગોસ્વામી તુલસીદાસજીનુ પણ ઉત્તરકાંડમાં કથન છે કે –

> વ્યાપિ રહેઉ સસાર મહુ, માયા કટક પ્રચડ
> સેનાપતિ કામાદિ ભટ, દંભ કપટ પાખડ
> સો દાસી રઘુવીરકી, સમુઝેં મિથ્યા સોપિ
> છુટૈ ન રામ કૃપા બિન, નાથ કહૌં પદ રોપિ.
>
> ( ઉ૦ ૯૯–૧૦૦. )

અર્થાત્ સંસારમાં માયાની પ્રચંડ સેના વ્યાપ્ત થઈ રહેલ છે, જેમાં

કામ, ક્રોધ, લોભ વિગેરે સેનાપતિરૂપે છે, તથા દંભ, કપટ અને પાખંડ યોદ્ધારૂપે છે. આ માયા રામચંદ્રજીની દાસી છે, તથા જ્ઞાન થયા પછી તે મિથ્યા છે; માટે હે સ્વામિન્ ! પદનું આરોપણ કરી અર્થાત્ હઠ કરી કહું છું કે રામચંદ્રજીની આ માયા તેમની દયા વિના છૂટતી નથી.

સર્વત્ર અભેદ દર્શન કરવું, દ્વૈતભાવને ટાળવો, આત્મ-દૃષ્ટિએ આપણો સર્વ વ્યવહાર ચાલે તેવું વર્તન રાખવું એ બધું ધારીએ છીએ તેટલું સહેલું નથી. સતત પુરૂષાર્થથી જ સાધ્ય છે. આ બધું અઘરૂં છે માટે આ કામ આપણું નહિ એમ સમજી ચુપ પણ બેસી ન રહેવાય. આત્મ-દૃષ્ટિ કેળવવી જ પડશે. વેદાન્તના સિદ્ધાન્તોને જીવનના દરેક પ્રસંગમાં અપનાવીએ નહિ તો એ વેદાન્ત શુષ્ક બને. ભેદભાવ દૂર થાય, મારૂંતારૂં મટી જાય, ઇર્ષા વેરઝેર શમે અને આપણી દૃષ્ટિ વ્યાપક બને તો આપણો વ્યવહાર સરળ જરૂર બને. આપણા જીવનના દરેક ક્ષેત્રમાં પળે પળે અને પગલે પગલે અનેકમાં એક જ આત્માનાં દર્શન કરવાનો આદર્શ ધ્યાનમાં રાખવો જોઈએ. ભેદનો ભાગ તદ્દન કાઢી નાંખવો જોઈએ. આવા ઉન્નત સિદ્ધાન્તોને અનુલક્ષીને વર્તન રાખશું તો આપણો નિત્યનો વ્યવહાર બહુ સુગમ બનશે અને આપણું જીવન પણ સુંદર, સરળ અને વિક્ષેપરહિત બનશે. એવું સુખમય જીવન પ્રાપ્ત કરવાનું કોને મન ન થાય? આપણા જીવન-પથમાંથી અનેક ક્લેશાદિ કંટકો દૂર થાય, અજ્ઞાનતમનો નાશ થાય અને સ્વયંજ્યોતિ આત્માના પ્રકાશ વડે એ જીવન-પથ સદા ઉજ્જવળ બને એવી ઇચ્છા કોણ ન કરે? પણ પુરુષાર્થ વિના એવું ઉત્તમ જીવન પ્રાપ્ત ન થાય. नायमात्मा बलहीनेन लभ्यः તો જે દેખાય છે તે મિથ્યા છે, વસ્તુતઃ એ ભગવાન જ છે, કલ્પિત માયાથી દ્વૈત ન સંભવે. કલ્પિત માયાથી પ્રભુનું સદ્દ્વિતીયત્વ ન થાય એવી ભાવના ચિત્તમાં ધારણ કરવા માટે સતત અભ્યાસની જરૂર છે. આનું

સાઃ મેળવવા માટે ચિત્તશુદ્ધિની ઘણી જરૂર છે અનેક વાસનાની જાળાંઓથી હૃદય ઢંકાઇ ગયું છે તે જાળાં વિખેરી નાખવા માટે પ્રભુનું અનન્ય ચિંતન જરૂરનું છે ગીતામાં શ્રી કૃષ્ણચન્દ્ર સ્પષ્ટ કહે છે કે—मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ માટે માયા તરી જવા માટે પ્રભુનું જ શરણ લેવું નવું જીવન પ્રાપ્ત કરવા માટે શુદ્ધ હૃદયથી ભગવાનને નિત્ય સંભારવા અને સર્વ સ્થળે તેને જોવા પ્રયત્ન કરવો જો ભગવદ્દૃષ્ટિ કેળવાય તો ઇશ્વર જીવ ઉપર અનુગ્રહ કરે માયાનાં પડળ દૂર થાય અને એ જીવ શિવરૂપ બને અખંડૈકરસ આત્મા ॥ આનંદામૃતનો સ્વાદ પણ ચાખતાં એ ભાગ્યશાળી બને એ વિષે શ્રી રામચન્દ્રજી પોતાના ભાઇ લક્ષ્મણજીને જે ઉપદેશ આપે છે તે હમેશાં ધ્યાન રાખવા યોગ્ય છે તે કહે છે કે—

भ्रातर्यदीदं परिदृश्यते जगन्
मायैव सर्वं परिहृत्य चेतसा ।
मद्भावनाभावित शुद्धमानस
सुखी भवानन्दमयो निरामय ॥

—અધ્યાત્મ રામાયણ

અર્થાત્ ભાઇ! જે કંઇ જગત દેખાય છે તે સર્વ માયા છે એમાંથી તારા ચિત્તને બહાર કાઢીને મારી ભાવનાથી શુદ્ધચિત્ત અને સુખી થઇને આનન્દપૂર્ણ અને કલેશશૂન્ય બની જા!

આ ધ્યાનમાં રહે અને તદનુસાર વર્તનમાં મૂકવામાં આવે તો જીવનમાં જરૂર પડે આવે.

卐

# અધ્યારોપ અને અપવાદ

લેખક —સ્વ૦ પ્રવાસી સ્વપ્નદત્ત (એમની નોધપોથીમાંથી.)



સર્પ નહિ એવી દોરડીમાં સર્પના આરોપની પેઠે વસ્તુ (અબાધ્ય આત્મા એ જ વસ્તુ)માં અવસ્તુનો આરોપ તે અધ્યારોપ કહેવાય છે. સત્, ચિત, આનંદ, અનંત, અન્દ્વય બ્રહ્મ એ વસ્તુ છે. અને અજ્ઞાનાદિ સકલ જડસમૂહ અવસ્તુ છે. એ અવસ્તુ જડસમૂહ મહાપ્રપંચ અને તદુપહિત વસ્તુ–ચૈતન્ય એ બેથી તપાવેલો લોઢાનો ગોળો જેમ અગ્નિ જોડે તાદાત્મ્ય થાય છે, તેમ અવસ્તુનો વસ્તુ જોડે અન્યોન્ય તાદાત્માધ્યાસ થાય છે એ અધ્યારોપ. અનાત્મા જડ છે અને ભાસ્ય છે; તે અવસ્તુ છે. અને તેનો ભાસક આત્મા ચૈતન્ય છે; તે વસ્તુ છે.

રજ્જુના વિવર્ત સર્પનું રજ્જુ માત્રત્વવત્, વસ્તુના વિવર્ત અવસ્તુ અજ્ઞાનાદિ પ્રપંચનું વસ્તુમાત્રત્વ તે અપવાદ કહેવાય છે. અર્થાત્ રજ્જુસ્વરૂપ પરિત્યાગ કર્યા વિના સર્પાકારે ભાસમાન રજ્જુ એ વિવર્ત. એ વિવર્તનો અપવાદ–બાધ એટલે અધિષ્ઠાન રજ્જુમાત્રતાએ કરી અવસ્થાન, તેની પેઠે ચિદ્ વસ્તુમાં વિવર્ત જે અજ્ઞાનાદિ પ્રપંચનો અપવાદ–બાધ એટલે ચિદ્વસ્તુમાત્રતાએ કરી અવસ્થાન એ અપવાદ. યથાસ્વરૂપે કરી અવસ્થિત વસ્તુનો અન્યથાભાવ બે પ્રકારનો થાય છે.

૧ પરિણામભાવ અને ૨ વિવર્તભાવ. યથાર્થથી સ્વરૂપને પરિત્યજીને સ્વરૂપાંતરની પ્રાપ્તિ તે વસ્તુનો પરિણામભાવ છે; જેમ દૂધ સ્વરૂપને પરિત્યજીને દધિ આકારે પરિણમે છે. અને, સ્વસ્વરૂપના પરિત્યાગ વિના સ્વરૂપાંતરે મિથ્યા પ્રતીતિ તે વસ્તુનો વિવર્તભાવ છે; જેમ દોરી સ્વસ્વરૂપના પરિત્યાગ વિના સર્પાકારે મિથ્યા પ્રતિભાસે છે. તેમ વેદાંતે બ્રહ્મમાં પ્રપંચના ભાનનો પરિણામભાવ અંગીકાર કર્યો નથી, કારણ કે દૂધની પેઠે બ્રહ્મને વિકારિત્વના પ્રસંગથી અનિત્યત્વાદિ દોષની આપત્તિ થાય બ્રહ્મના વિવર્તભાવના અંગીકારમાં એ દોષ નથી અધિષ્ઠાન અવશેષ એ જ કલ્પિત વસ્તુનો આત્યંતિક નાશ-બાધ છે, તેથી ચિદ્ વિવર્ત પ્રપંચનુ ચિન્માત્ર અવસ્થાન એ જ અપવાદ. જેમ રજ્જુમા વ્યાવહારિક સર્પનો ત્રૈકાલિક અભાવ આપ્તવાક્ય, યુક્તિ, ને જ્ઞાનથી જાણીને તે રજ્જુરૂપે અવસ્થાનરૂપ બાધમય અપવાદ થાય છે; તેમ 'બ્રહ્મમા પારમાર્થિક પ્રપંચનો ત્રૈકાલિક અભાવ શ્રુતિ, યુક્તિ, ને અપરોક્ષ જ્ઞાનથી જાણીને અધિષ્ઠાનરૂપે અવસ્થાનરૂપ બાધમય અપવાદ થાય છે પક્ષાંતરે ઉત્પત્તિના વિપરીત ક્રમે કાર્યને કારણમાં લય કરી, કારણરૂપે અવસ્થાન એ સ્થૂલ બુદ્ધિમાનને લયચિંતનરૂપ ધ્યાન ઉપદેશ્યુ છે. એ મુખ્ય અપવાદ નથી. બ્રહ્મમા પ્રપંચનો ત્રૈકાલિક અત્યંતાભાવ જ્ઞાનની પૂર્વે સિદ્ધ છે. તે વિષય-પ્રકારસ્વરૂપ-બાધ છે. તથા તેનુ પ્રકાશક વૃત્તિજ્ઞાન તે વિષયી-પ્રકાશકરૂપ થાય છે. તેમા જ્ઞાનરૂપ શાસ્ત્રીયજન્યબાધ-શાસ્ત્રવાક્યજન્ય,-યૌક્તિક-અનેકવિધ યુક્તિજન્ય અને અપરોક્ષ-અધિષ્ઠાનજ્ઞાનજન્યબાધ એ ભેદ કરી ત્રણ પ્રકારનો છે. તેમા પ્રથમ અને દ્વિતીય પરોક્ષબાધ છે અને ત્રીજો અપરોક્ષબાધ છે. એ ત્રિવિધ બાધ અપવાદ શબ્દનો અર્થ છે.

એમ પ્રથમ નિષ્પ્રપંચ આત્મ વસ્તુમાં પ્રપંચનો અધ્યારોપ કરી, પછી કારણ, સૂક્ષ્મ, સ્થૂલ પ્રપંચમા ઉત્પત્તિના વૈપરીત્ય વડે તેના કારણરૂપે અવસ્થાન કરવુ એ જ અપવાદ.

અધિકારભેદને લઈ આરંભવાદ, પરિણામવાદ, વિવર્તવાદ, અને અજાતવાદ એ ચાર રીતે પરમાત્મ–સ્વરૂપ સમજાવવામાં આવેલ છે. " પોતાનાં મૂળ સ્વરૂપને બદલ્યા વિના બીજારૂપે દેખાવું તે વિવર્ત. " અદ્વૈત સિદ્ધાંતમાં પરમાત્મા જ સંસારરૂપે ભાસે છે. શ્રીમત્ શંકરાચાર્ય મહારાજના અભેદવાદમાં એ અલૌકિકતા છે, કે સર્વ પ્રકારના ભેદને અવકાશ આપી પરમાત્માને નિર્વિકાર કાયમ રાખે છે.

અખંડ બ્રહ્મસ્વરૂપ વાણીને અગોચર હોવાથી લક્ષણા કર્યા વિના વિધિમુખે કરી ઉપદેશાવાને અશક્ય છે. તેથી અવિદ્યાએ અધ્યારોપિત મિથ્યા નાના પદાર્થનો નિષેધ મુખે કરી; ' नेति नेति ' ઉપલક્ષિત અખંડ ચૈતન્ય જ ઉપદેશાય છે. કોઈ વાર લક્ષણા કરી ' सत्यंज्ञानमनंतंब्रह्म ' એમ વિધિ મુખે પણ ઉપદેશાય છે. વિધિનિષેધાદિ સર્વ વેદાંત વાક્યોનુ સાક્ષાત્ વા પરંપરાએ કરી અદ્વિતીય આત્મ વસ્તુ પ્રતિપાદનમાં જ તાત્પર્ય છે. અનાત્મ વસ્તુ પ્રતિપાદન કરવામાં વેદાંત વાક્યોનો આદર નથી.

> नास्य कर्मणि जन्मादौ परस्यानुविधीयते ।
> कर्तृत्व प्रतिषेधार्थं माययाऽरोपितं हितत् ॥
>
> भा. द्वि. अ. १०–४

卐

# પ્રેમ

લેખક :—શ્રી હેમન્તકુમાર નીલકંઠ



'સર્વં ખલ્વિદં બ્રહ્મ' એવું શ્રુતિવચન જેટલું સાચું છે તેટલું જ સાચું સર્વં ખલ્વિદં પ્રેમ એ કથન છે. અંગ્રેજીમાં તો "પ્રભુ એ જ પ્રેમ છે" એવી ઉક્તિ છે પણ ખરી. સ્થૂળમાં સ્થૂળથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રેમ પ્રવર્તી રહેલો છે. એને જ લીધે સૃષ્ટિનું ધારણ થાય છે, પોષણ થાય છે. એને જ લીધે માનવી અને પશુ તથા પ્રાણિમાત્રમાં જિજિવિષાની અદમ્ય પ્રેરણા રહેલી છે, કેમકે જિજિવિષા ત્યારે જ હોય કે જ્યારે જીવવામાં રસ રહેલો હોય. એકલા સચેતન નહિ પણ અલ્પચેતન અથવા આપણે જેને જડ કહીએ છીએ તેવા પદાર્થો પણ પ્રેમબદ્ધ છે. આ કંઈ કોઈ તરંગી કવિનો કલ્પનાવિહાર નથી, પણ શુદ્ધ સત્ય હકીકત છે. પૃથ્વી અને બીજા ગ્રહો પરસ્પરના અને સૂર્યના આકર્ષણથી અને તારાઓ એક બીજાના આકર્ષણથી સ્વસ્થાન અને સ્વમાર્ગથી ચ્યુત નથી થતા અને તેથી સૃષ્ટિનો ક્રમ ચાલ્યાં કરે છે. પૃથ્વી ઉપર પણ દરેક જડ પદાર્થને પૃથ્વીનું આકર્ષણ છે તેથી જ તે પૃથ્વી ઉપર રહી શકે છે. આખું વિશ્વ કોઈ નિગૂઢ, અદૃષ્ટ સાંકળથી એક બીજા સાથે જોડાઇ રહ્યું છે. પછી તેને સાપેક્ષવાદનો નિયમ ( Law af Ralativity ) કહો કે બીજું કોઇ

નામ આપો. એ નિયમ, નિયમ હોવાથી સૂક્ષ્મ છે પણ તેથી જ તે આટલો શક્તિશાળી છે કે સમસ્ત વિશ્વમાં તે વ્યાપ્ત છે. આ નિયમ પણ પ્રેમનું જ સ્વરૂપ છે. કેમ કે પ્રેમ એટલે એક બીજાને જોડનારી સૂક્ષ્મ સાંકળ નહિ તો બીજું શું છે ? આ પ્રેમ જ્યારે દેખીતી રીતે એવા પ્રાથમિક સ્વરૂપમાં પ્રગટે છે કે તેમાં પ્રાણ ન હોય એમ આપણને લાગે ત્યારે આપણે એને જડ પદાર્થનું નામ આપીએ છીએ. એને સજીવ ભલે વૈજ્ઞાનિકો ન કહેતા હોય, પણ એ શક્તિનું સ્વરૂપ છે એમ તો એઓ પણ કહે છે. કોઈ પણ જડ પદાર્થનું પૃથક્કરણ કરતાં કરતાં વૈજ્ઞાનિકો જ્યાં સુધી પરમાણુ–Atom–સુધી પહોંચ્યા ત્યાં સુધી તો ઠીક હતું; પણ સૂર્યમાળામાં શ્રીકૃષ્ણ રૂપી સૂર્ય અને આસપાસ ગ્રહો રૂપી ગોપ–ગોપીઓની જે સનાતન રાસક્રીડા થયાં કરે છે, તેવી જ સનાતન રાસક્રીડા પેલા अणोरणीयान् જેવા પરમાણુમાં પણ થાય છે એવી જ્યારે શોધ થઈ ત્યારે તો પછી જડ પદાર્થનું જડપણું ન રહ્યું, અથવા રહ્યું ગણીએ તો પણ ત્યાં પણ કંઈક એવું આકર્ષણનું તત્ત્વ માલૂમ પડ્યું કે જેને 'પ્રેમશક્તિ' એવું નામ તાત્ત્વિક રીતે તો આપી શકાય; પછી ભલે એ ભૌતિક વિજ્ઞાનશાસ્ત્ર અનુસાર નામ ન અપાયું હોય.

સૃષ્ટિનું ધારણ અને પોષણ જેમ પ્રેમથી થાય છે, તેમ તેની ઉત્પત્તિ પણ પ્રેમથી જ થઈ છે. રસરાજ ભગવાનને લીલા કરવાની રસ ભોગવવાની ઇચ્છા થઈ અને एकोऽहं बहुस्याम् ની વૃત્તિ ઉત્પન્ન થતાં જ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ. અને સૃષ્ટિના ધારણ–પોષણ દરમ્યાન પણ સતત ઉત્પત્તિની જે ક્રિયાઓ થયાં કરે છે તેનું કારણ પણ પ્રેમ કે રસ જ છે, એ હકીકતનો ઇન્કાર કોણ કરી શકશે ?

આમ પ્રેમ વિશ્વવ્યાપી છે. "જડ" પદાર્થોમાં તે આકર્ષણના નિયમ તરીકે ઓળખાય છે, અને જીવંત પ્રાણીઓમાં તે વિષયવાસના અને તેના ઉચ્ચતર સ્વરૂપમાં પ્રેમ તરીકે ઓળખાય છે.

માનવીમાં પશુત્વનાં અવશેષ અને પ્રભુત્વનાં બીજ છે એ તો સર્વસ્વીકૃત સત્ય છે. માનવી માત્ર, (માનવી શું ? પ્રાણીમાત્ર, ચેતનમાત્ર ) અંતે તો પ્રભુમય થવાનો જ છે. તેથી જો એણે પોતાના સહજ વિકાસની ગતિ ત્વરિત કરવી હોય અને તે દ્વારા કેટલાંય નિવાર્ય દુ:ખો કે ચિંતા કે કર્મવિપાકમાંથી બચવું હોય કે તેને હળવાં કરી નાંખવા હોય તો અને આજકાલ જેનો સૂર પ્રધાનપણે વાગી રહ્યો છે એવી માનવસેવા તેના સાચા અર્થમાં કરવી હોય તોપણ, તેણે આ વિરાટતત્ત્વ–પ્રભુતત્ત્વ–પ્રેમને દિવ્ય અને દિવ્યતમ બનાવવો પડશે.

એ પ્રેમ ' દિવ્યતર ' ક્યારે બન્યો કહેવાય ? જ્યારે પ્રેમનાં બન્ને લક્ષણો–દ્વૈત અને અદ્વૈત–તેના પૂર્ણસ્વરૂપમાં પ્રગટ થાય ત્યારે. કંઈ પ્રભુ " એ " ના અસ્તિત્વ વિના નથી સૃષ્ટિનું અસ્તિત્વ, નથી પ્રેમનું. અધમમા અધમ સ્વાર્થી માનવી પણ પોતાના શરીરને કે મનને એટલું ચાહે છે કે તેને સુખસગવડો મળે તે હેતુથી અનેક નીચ કૃત્યો કરે છે. આમ શરીર, મન, સ્વભાવ, વગેરે પ્રકૃતિનો આવિર્ભાવ અને " હું " એ બેને તે જાણે અજાણે જુદાં ગણે જ છે. **સોઽહમ્** કે સર્વમિદં બ્રહ્મ એ સત્ય સમજવા માટે કંઇ નહિ તો બુદ્ધિથી " અહં " અને " સ " નો કે " સર્વ ઇદં " અને " બ્રહ્મ " નો ભેદ પાડયો પડયો. સોઽહમ નો અનુભવ તેને જ થાય છે કે જેને સ્વ: ઉપર પ્રેમ ઉપજે છે. પ્રેમ ત્યાં જ હોઈ શકે કે જ્યાં પ્રેમી હોય અને પ્રેમ પાત્ર હોય. એટલે કંઈક બીજું પણ હોય. પણ પ્રેમ એ પ્રભુનું તત્ત્વ હોવાથી તેમાં ઉર્ધ્વગતિ સાહજિક છે. તેથી જ એ દ્વૈતમાં પણ અદ્વૈતનો આદર્શ, તે પ્રતિ, વેગવાળું કે ધીમું, ભાનપૂર્વક કે સ્વભાવ વશ થઈને થતું, પ્રયાણ અને અદ્વૈતમાં લય કે સંમિલન– એ બધું જ પ્રેમમાં નિગૂઢ રીતે કે આવિર્ભૂત સ્વરૂપમાં રહેલું છે. આમ પ્રેમ એ જોડનાર–બાંધનાર–સાંકળ પણ છે અને મુક્તિ અપાવ

નાર સાધન પણ છે ખરી રીતે સાચો પ્રેમ એવી સાંકળ છે કે જે સાંકળ જ નથી પણ મુક્તિનું જ લક્ષણ છે કે મુક્તિનું જ સ્વરૂપ છે. માનવી કોની સાથે ખૂબ "છૂટ" થી વર્તી શકે છે? જેની સાથે તે પ્રેમની સર્વશક્તિમાન સાંકળથી બંધાયો હોય તેની સાથે. પરમ ચૈતન્ય તત્ત્વ સાથે બંધાયલો દેહધારી એટલે જીવન્મુક્ત એટલે જ જે પ્રેમ દ્વૈત વગર અશક્ય છે તે જ દ્વૈત તેના જીવન્મુક્ત શુદ્ધતમ રૂપમાં અદ્વૈત જ છે.

પ્રેમની આ સાહજિક ઉર્ધ્વગતિને જેટલે અંશે માનવ ભાનપૂર્વક સ્વપ્રયત્નથી વેગ આપશે, તેટલે અંશે તેને લાભ થશે. કેમકે સાચો પ્રેમ મેળવવામાં અને તેના પ્રયાસમાં તથા મેળવાતાં થતી મન, પ્રાણ, હૃદય, બુદ્ધિ વગેરેની ક્રિયા પ્રક્રિયામાં જ માનવી આપોઆપ વધારે ને વધારે શક્તિ કેળવતો અને મેળવતો જાય છે. પ્રેમ પ્રભુનું તત્ત્વ હોવાથી તે આપણને આપણી પ્રકૃતિના જન્મોથી પડેલા સંસ્કારો ઉપર આપણા કર્મ અને પ્રારબ્ધ ઉપર આપણી સરસાઈ અને આપણું નિયંત્રણ કરવા પ્રેર્યા કરતો હોય છે. પ્રેમ આપણને શુદ્ધ કરે છે કેમકે પ્રિયજનને ખાતર આપણી સર્વ મનીષાઓ અને માન્યતાઓનો ત્યાગ તે માંગી લે છે. પ્રેમ હોય ત્યાં "હું" અને "મારું" રહેતું નથી. જેટલે અંશે "હું" અને "મારું" હોય તેટલે અંશે પ્રિયજન ઉપર પ્રીતિ ઓછી જ હોય, કારણ પ્રેમ એટલે જ મારાપણું, નહિ પ્રિયજનપણું. "પ્રિયજનને ગમે તે જ મને ગમે" એવી જ્યાં ભાવના અને તદનુસાર વર્તન નથી હોતાં અથવા ઓછાં હોય છે ત્યાં એ પ્રેમ કહેવાય જ કેવી રીતે? ત્યાં તો કેવળ અધમ સ્વાર્થ જ ગણાય. પ્રિયજનને ગમતું જ કરવાની હોંશ જ્યારે હોય ત્યારે જ પ્રિયજન માટે સર્વસ્વનું સમર્પણ આનંદપૂર્વક થઇ શકે અને ત્યારે જ માનવી જેવા માટીના દેહવાળાથી પણ પરાક્રમ, દુ:ખસહન, વગેરે પ્રભુમય કે અતિમાનવ લક્ષણો પ્રાપ્ત કરી શકાય. ભાળકની અનેક જનની ત્રાસ કે

ઘૃણા ઉપજાવનારી કરણીને માતા આનંદથી ભોગવી લે છે તેનું કારણ પ્રેમ. સાચો પ્રેમ પ્રિયજન પાસેથી કશાની અપેક્ષા રાખતો નથી. પ્રિયજન પાસેથી પ્રેમની પણ અપેક્ષા રખાય તો તેટલે અંશે એ પ્રેમ કાચો છે અલબત આવા કેવળ નિરપેક્ષ પ્રેમનું પરિણામ મોડું વ્હેલું સામા પક્ષ તરફથી પ્રેમમાં પરિણામ પામ્યા વિના રહેતું જ નથી, તેમ છતાં સાચો પ્રેમ તો એવા કોઇ પણ જાતના પરિણામની ઈચ્છા કે આશા રાખતો નથી

ઉદાર માનસ એ તો પ્રેમનું પ્હેલું પગથીયું માત્ર છે. પરિસ્થિતિ અનુસાર સંબંધમાં આવતી અનેક પ્રકારના સ્વભાવવાળા વ્યક્તિઓને સહન કરી લેવી એ તો પ્રેમનો પ્રારંભ કહેવાય. અનેક ગેરસમજૂત, મર્મચ્છેદી વાકયોના ઘા, અન્યાયી વર્તન, કેવળ લુગાપીભર્યો કે કેવળ નીરસ કે ઉદાસીન અથવા વિરોધી વૃત્તિવાળો ભાવ, અનેક જાતના ખોટા આક્ષેપો, પણ એઇને દુઃખ દેવા ફેંકાયલા લોહબાણથી પણ કઠણ ગણાતાં વાગ્બાણ એ બધું જ મૂંગે મોઢે સહી લેવું એટલે માનસિક ઉદારતા. પણ માનસિક ઉદારતામાં પણ થોડું ઘણું દુઃખ અંતર્ગત રહેલું હોય છે. સાચા પ્રેમને તો એવું દુઃખ નથી અનેક શારીરિક કે માનસિક અડચણો પ્રેમ એક રુવાંડું પણ ફરકવા દીધા વિના શાંતિથી સ્વીકારી લે છે. એ કદી પોતે કરેલી કરણીને ગાઈ વગાડી જાણતો નથી.

પોતાના સર્વપણાની બાબતમાં પ્રેમ જેટલો મૌન રહે છે તેટલો જ નિરભિમાન રહે છે. અહંકાર, મદ, અને પ્રેમ એ બે વચ્ચે કદી મેળ ખાઈ શકે નહિ. તે સાથે પ્રેમને અને મોહને પણ તેજ-તિમિર જેવા સંબંધ છે. જેટલે અંશે મોહ તેટલે અંશે પ્રેમનો અભાવ. મોહ આંધળો છે, પ્રેમ વિરાટ્સ્વરૂપ ભગવાનનું લક્ષણ હોય અસંખ્ય આંખોવાળો છે. પોતાના પ્રિયજન પ્રત્યે તેના કલ્યાણના હેતુનો સતત ખ્યાલ રાખીને તે દેખીતી રીતે અત્યંત ક્રૂર થઇ શકે છે, કેમ કે પ્રેમ કંઇ

વેવલાપણું કે કેવળ કુમળી કુમળી, પોચી પોચી, લાગણી નથી. પ્રેમ પ્રિયજન પ્રત્યેના વર્તનની બાબત હંમેશ એક ખ્યાલ રાખે છે–પ્રિયજનનું કેવી રીતે શ્રેય થાય–એને પ્રિય લાગે એવું જ કરવું એ કંઈ પ્રેમ નથી, એ તો કાં તો કાયરતા છે કે ખુશામત. આવા એક માત્ર કલ્યાણ પ્રતિ દૃષ્ટિ રાખીને કરેલા વર્તનથી ઘણી વાર પેલું પ્રિયજન ઊંધું સમજે, ગુસ્સે થાય, દ્વેષ પણ રાખે, અહિત કરવા તત્પર થાય અને સાથેસાથ અહિત કરે પણ ખરું. તેમ છતાં પ્રેમ તો એની પ્રત્યે દેખીતી રીતે ભલે કઠોર વર્તન કરે તો પણ અંદરથી તો પોતાનું હૈયું સદાય ભીંજાયલું રાખશે, પ્રિયજનના આઘાતોનો પ્રત્યાઘાત હૃદયના ઊંડા પ્રેમભાવથી જ આપશે અને બધી વિંટંબણા પ્રભુની પ્રસાદી તરીકે સ્વીકારી અને વધાવી લેશે. અને પોતાનું કલ્યાણ જ કરવા આઘાતો તેને મળે છે એમ જ સમજશે. આવી રીતે સહિષ્ણુતામાંથી વિકસતાં વિકસતાં દ્વેષનો બદલો પ્રેમમાં પરિણામ પામે છે અને પછી એવું પ્રેમમગ્ન વર્તન એકાદ બે વ્યક્તિ કે અમુક સમૂહ પ્રતિ નહિ પણ પ્રાણીમાત્ર પ્રતિ થતાં, પ્રેમ ભગવાન બની જાય છે.

આવો પ્રેમ પ્રાપ્ત કરવાની ઉત્સુકતા ધરાવનારને જગતના સર્વ કોઈ પ્રસંગો, પોતાના કર્મવશાત્ સંબંધમાં આવેલાં સર્વ કોઈ પ્રાણીઓ પ્રેમનો પાઠ શીખવાડનાર થઇ પડે છે; પણ તે પોતાનું પ્રત્યેક વર્તન ભાનપૂર્વક, જ્ઞાનપૂર્વક, પોતાના આત્મશ્રેયનો હેતુ સતત લક્ષમાં રાખીને કરતો હોય તો. કેવળ પ્રકૃતિને વશ થઈને પ્રેમાળ વર્તન થતું હોય તો વિકાસ ઓછો થાય છે ને કેટલીક વાર પછડાવાનું પણ બને.

આનું પણ કારણ છે. સાચો પ્રેમ પૂરેપૂરો અનાસક્ત છે. આસક્તિ અને પ્રેમ વચ્ચેનું અતિસૂક્ષ્મ અંતપટ તો કેવળ સંતો જ પારખી શકે. સાધારણ રીતે પ્રેમ તરીકે જે ઓળખાય છે તે ઘણી વાર આસક્તિ હોય છે; કેમકે પ્રેમ એ એકાએક ઊછાળો મારતો અને પછી

શમી જતો આવેગ નથી. પણ એ તો શાંત, ગંભીર, ઊંડા જલનિધિ માફક સતત નિશ્ચયપણે વહેતો ભાવ છે. એમાં વિસ્તાર પણ છે અને ઊંડાણ પણ છે. એને સમુદ્ર કરતાં પણ વ્યોમની ઉપમા વધારે યોગ્ય રીતે આપી શકાય, કેમકે વ્યોમ સમસ્ત સૃષ્ટિમાં વ્યાપક છે, છતાં અલિપ્ત છે; અને સૃષ્ટિની પાર પણ જો કોઇ પ્રકૃતિનું તત્ત્વ રહેતું હોય તો તે આકાશતત્ત્વ છે. આસક્તિ માણસને પછાડે છે, પ્રેમ ઊંચકે છે. એવો અનાસક્ત પ્રેમ કેળવવો અને મેળવવો એટલે જ સાધના. એને સાધનાનું એક મહત્ત્વનું અંગ ગણવામાં આવે તો તે પણ અસ્પોહિત છે. જેમ એ સાધના છે, તેમ એ સિદ્ધિ પણ છે. કુશળ વર્તન, અનાસક્તિથી પ્રાપ્ત થતી કેવળ નિર્લેપ દૃષ્ટિ વગર અશક્ય છે; અને પ્રેમ, પ્રેમપાત્રનું કલ્યાણ જ વાછતો હોવાથી, કુશળ વર્તન તેને માટે અનિવાર્ય છે, યોગ્ય સમયે યોગ્ય હાર્દિક વલણ પણ એણે રાખવું જ જોઈએ. એવાં યોગ્ય વલણ અને વર્તનની ગમ હોવી, સૂઝ પડવી એ કંઈ પુસ્તક વાચનથી કે સ તોના એક રૂઢી–નિયમ તરીકે પાસા સેવ્યાથી કદી પ્રાપ્ત થતી નથી–સંસારમાં કાર્યદક્ષ ગણાતી બુદ્ધિથી પણ એવી સૂઝ મળતી નથી. એ તો અંતરાયરૂપ પણ થઈ પડે—જો એ સંસારી કાર્યદક્ષતાની પ્રાપ્તિ કે ઉપયોગ પાછળ સાધનાની દૃષ્ટિ રાખ્યા કરી ન હોય તો. એ સૂઝ તો સતત, એકધારું કેવળ શુદ્ધ પ્રેમ પ્રાપ્તિનું લક્ષ્ય રાખીને તદનુસાર વર્તન કરવાથી ધીમે ધીમે વધારે ને વધારે પડતી જાય છે વળી સૂઝ પડવી એ એક વાત છે અને તે જીવનમાં ઉતારવી, તેને સાકારરૂપ આપવું તે બીજી વાત છે. આપણે ઘણાયે એવા પંડિતો જાણીએ છીએ કે જેઓ ખરેખર વેદવેદાંતમાં નિષ્ણાત્ હોય. વાત કરવા બેસે ત્યારે પૃથ્વી ઉપર પગ જ ન રહે. પણ એમનું જીવન તો કંઈક બીજું જ બતાવતું હોય. મળેલી સૂઝને વર્તનમાં ઉતારવાનો ખંતપૂર્વક, સાચી નિષ્ઠાથી પ્રયાસ થાય તો જ નવી નવી સમજણ ઊગતી જાય; અને પેલી સૂઝ પ્રમાણેનું જીવન

ઘડાતું જાય. આ દૃષ્ટિએ જોતાં પ્રેમપ્રાપ્તિનો આદર્શ કદી પણ પૂરેપૂરો તો વર્તનમાં ઉતારી શકાય નહિ; અથવા એમ કહો કે તે આદર્શની ફલસિદ્ધિ ત્યારે જ થાય કે જ્યારે માનવી પ્રભુતું કેવળ-સર્વભાવે મંત થની જાય. આવો માણસ જ સાચો પ્રેમ શું તે સમજે છે, અને તેવો ભાવ ધારણ કરી શકે છે. સામાન્ય રીતે આપણે જેને પ્રેમ કહીએ છીએ ને જે ઉત્કટ પણ દેખાય, તેમાં અનેક અનિષ્ટ તત્ત્વો ભળી ગયેલાં હોય છે. સ્થૂલ વાસનાથી માંડીને પ્રિયજન ઉપર પોતાનો સૂક્ષ્મ પણ જોરદાર કાબુ રહે એથી ઊંડી ઇચ્છા જેવી કંઈ કંઈ વૃત્તિઓથી ભળેલો પ્રેમ સાચો પ્રેમ નથી. મનુષ્યનું આંતર્માનસ એવી ગૂઢ રીતે વર્તે છે કે તે મનુષ્યને પોતાને તેની કલ્પના પણ ઘણી વાર હોતી નથી. જેણે આંતર્નિરીક્ષણ સંપૂર્ણ તટસ્થ ભાવે કરવાની ટેવ પાડી હોય તેને જ તે દેખાતું જાય છે. પોતાની સર્વ સુખસગવડોનો ત્યાગ કરતી માતાના ઉત્કટ પ્રેમમાં પણ એ બાળક પોતાનું જ લોહી છે; પોતાનું સર્જન છે એવો ઊંડો ભાવ સદાય છૂપી રીતે વર્ત્યા કરતો હોય છે. તેટલે અંશે તે શુદ્ધ નથી, સંકુચિત છે. જગતની ઘણીખરી માતાઓ વાત્સલ્યપ્રેમમાંથી વિશ્વપ્રેમ પોતાનામાં પ્રગટાવી શકતી નથી, તેનું કારણ આ જ છે. પોતાના જ દેશ કે અમુક સામાજિક આદર્શ માટે પ્રાણાર્પણ કરવા તૈયાર થનારામાં ઉચ્ચ કોટીનો પ્રેમ નથી એમ તો કેમ જ કહેવાય ? તેમ છતાં એમાં પણ ઘણી વાર વિસ્તૃત અહંભાવ અને પાર્થિવ માપથી જ અન્ય જનને સમજવાની વૃત્તિ ને દૃષ્ટિ રહેલાં હોય છે અને તેથી ત્યાં રાગદ્વેષની માત્રા પણ ઘણી હોય છે. શુધ્ધ પ્રેમ તો આત્મસ્વરૂપ-પ્રભુસ્વરૂપ છે. એટલે એમાં ક્યાંય આવી પક્ષાપક્ષી ન હોઈ શકે. સંત નરસૈયાએ સાચું જ ગાયું છે કે "પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર."

સાચો પ્રેમ એટલે શુદ્ધતમ વિવેક. સંત કે પ્રભુ સમદૃષ્ટિ છે તેનો અર્થ એવો છે કે પોતાને પેલા સંતના મિત્ર કે શત્રુ ગણતા દરેકોઈ

પરત્વે સંત કશી પણ અંતર્ગત લાગણીની લાગણી વગર તે તેને યોગ્ય ભાવ ગણે "શત્રુ" નું શત્રુત્વ સંતને ક્ષોભ પમાડી શકતું નથી, કેમકે સંતનો ભાવ આવા આઘાત સામે પ્રકૃતિને વશ રહેનારથી થતા પ્રત્યાઘાતવાળો નથી પણ પોતાના જે રીતના વર્તનથી સામા માણસનું આત્યંતિક શ્રેય થાય તે રીતનો ભાવ સંત આવા આઘાતો પ્રત્યે ગણે છે "ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्" નો અર્થ મારી દૃષ્ટિએ આ છે. તેથી જ સંત સંસારમાં ત્યાંપણી રહેવા તરફ જે ભાવ ગણે છે તે કરતાં અનેક ગણો વધારે ભાવ સાધક કે શિષ્ય પ્રત્યે ગણે છે. સમદૃષ્ટિ એટલે નિર્લિપ્ત દૃષ્ટિ. આવી વિવેકભરી સમદૃષ્ટિ સાચા પ્રેમને જ સૂઝે છે, અને એ જ ગણી શકે છે. સામા માણસને આંતર્સત્ત્વ ( Inner Being ) ને પારખીને જેમ વૈદ્ય પ્રત્યેક દરદીને તેની તેની પ્રકૃતિ અનુસાર જુદી જુદી દવા આપે છે તેમ તેની પ્રત્યે તે કલ્યાણમાર્ગે કંઈક તો પ્રગતિ કરે એવો શુભાશય સદાય રહે અને તે પ્રમાણે વર્તન થાય એ તો સાચો પ્રેમ જ કરી શકે. એ શક્તિ કંઈ ઝટ મળી જાય એવી નથી. એને માટે પોતાના આંતર્માનસની સંપૂર્ણ શુદ્ધિની જરૂર છે પ્રેમ વિકસતો જાય છે તેમ તેમ આ શુદ્ધિ થતી જાય છે.

કદાચ આંતર્શુદ્ધિને માટે ઉત્તમમાં ઉત્તમ સાધન પ્રેમની ઉપાસના છે. કેમકે પ્રેમ જેટલી સમજણ આપે છે એટલે કે પ્રેમથી જેટલી જ્ઞાનપ્રાપ્તિ થાય છે, તેટલી બીજા કશાથી નથી થતી. માત્ર એ પ્રેમભાવ જ્ઞાનપૂર્વક, હેતુપૂર્વક, કેળવવો જોઈએ અને એ ભાવ અને લાગણી કે આવેગ વચ્ચે શો ભેદ છે તેનો ખ્યાલ આંતર્નિરીક્ષણ કરી કરીને મેળવતા રહેવું જોઈએ. બાળકને મા કે પતિને પત્ની જેટલાં સમજી શકે છે તેટલું કોઈ અન્ય જન નથી સમજી શકતું એનું કારણ પ્રેમ જ છે. કોઈપણ વિષય, ભૌતિક કે આધ્યાત્મિક, હસ્તગત કરવો હોય, તો પ્રથમ જરૂરિયાત તો એ વિષયમાં રસ હોવો જોઈએ આ

"રસ" એટલે પ્રેમ નહિ તો બીજું શું ?

આથી પ્રેમ એટલે જ્ઞાન. પ્રભુનું જ્ઞાન મેળવવા માટે પ્રભુ પ્રત્યે પ્રેમ અનિવાર્ય સાધન છે, અને પૂર્ણપ્રેમ અને પૂર્ણજ્ઞાન એ તો પર્યાયવાચક શબ્દો થઈ રહે છે. સૂક્ષ્મદેહમાં અને તે પછી સ્થૂલ દેહમાં શિરાએ શિરામાં શુદ્ધ પ્રેમનું તત્ત્વ વસે નહિ, ત્યાં સુધી જ્ઞાન પણ ન થાય. આવા પ્રેમના સંપૂર્ણ આવિર્ભાવ માટે તો જીવન પ્રેમમય થાય તે માટે પ્રયાસ કરવો જોઈએ. એટલે કે પ્રત્યેક કર્મ—મન, વાણી, દેહનું—એ પ્રેમને ખાતર થવું જોઈએ. આમ કર્મયોગ પણ જ્ઞાનયોગની માફક પ્રેમયોગ કે ભક્તિયોગનો પર્યાયવાચક શબ્દ થઈ રહે છે. તેવી જ રીતે કોઈ પણ વિષયમાં રસ ઉત્પન્ન થાય તો તેમાં આપણું ચિત્ત આપોઆપ એકાગ્ર થાય છે, તેથી પ્રેમયોગ, ધ્યાનયોગ પણ છે. આમ શાસ્ત્રમાં વર્ણાવાયલા ચારે માર્ગો આ દૃષ્ટિએ જોતાં એક જ છે.

જ્યારે આવો પ્રેમ પ્રગટે છે ત્યારે આપોઆપ સમર્પણ થયાં જ કરે છે પણ તે આનંદથી. પોતે કંઈ ત્યાગ કે બલિદાન કરે છે એ વૃત્તિ પણ પ્રેમની કચાશ બતાવે છે. આનંદપૂર્વકનું સમર્પણ એ તો પ્રેમનો સ્વભાવ છે. પણ સાચો પ્રેમી તો એના એવા સ્વભાવનો ઉપયોગ પણ જ્ઞાનપૂર્વક ભાનપૂર્વક કરે છે; તો જ તે પ્રિયજનનું અને પોતાનું કલ્યાણ કરી શકશે. પછી તો " પ્રિયજન " અને " પોતે " એમ જુદાં જ રહેતાં નથી.

ઘણા લોકો એમ માને છે કે સાચો પ્રેમ તો પોતાના આત્મકલ્યાણની દૃષ્ટિ પણ ન રાખે અને કેવળ પોતાના પ્રેમપાત્રના જ ભલાની વૃત્તિ રાખે. આ માન્યતા દેખીતી રીતે ઘણી ઉચ્ચ ભાવના વાળી લાગે છે. પણ જરા ઊંડો અનુભવ કરતાં માલમ પડશે કે જેનામાં આત્મકલ્યાણની દૃષ્ટિ હોતી નથી, ને અન્યનું કલ્યાણ કરવાની દૃષ્ટિ નથી, તે અન્યનું કલ્યાણ કરવાની વૃત્તિ જ સદાય રાખે છે એમ પોતે ભલે માને પણ ખરી રીતે કોઈ ખૂબ ઊંડો સ્વાર્થ, ખૂબ

## પુસ્તકાલયોને ખાસ લાભ

## ઉત્થાન—અર્ધા લવાજમે : રૂા. ૨-૨-૦ માં મળશે



મૂળ મોરબીના વતની પરન્તુ ઝરીઆમાં વેપાર માટે રહેતા મેસર્સ ભાઇશંકર ઍન્ડ કું. કોલીઅરી માલિકવાળા શ્રી. ભાઇશંકર ડાહ્યાભાઇ દવે તરફથી એમનાં સ્વ૦ ધર્મપત્ની મહાભગવતી અ. સૌ. હરિકુંવરદેવીના પવિત્ર સ્મરણાર્થે, લાયબ્રેરીઓને, સુયોગ્ય સાધુસંન્યાસીઓને, આશ્રમોને, તથા મઠમંદિરોને ખાતરીપૂર્વક પત્ર તથા અર્ધું લવાજમ આવતાં 'ઉત્થાન' ઉપર લખ્યું છે તે અર્ધા લવાજમે મળશે. હવે માત્ર થોડી જ રકમ બાકી છે તેથી જલદી લાભ લેવા વિનંતી છે.



૧: ગ્રાહકોને વિનંતી છે કે લવાજમ મોકલતી વખતે મ. ઓ. ની કુપનમાં, તથા પત્રવ્યવહાર કરતી વખતે પત્રમાં, પોતાનું નામ સ્પષ્ટ અક્ષરે અને પૂરેપુરા સરનામા સાથે લખે.

૨: આ ત્રીજા વર્ષથી ગ્રાહક નંબર બદલાય છે; સૌએ એની ખાસ નોંધ રાખી, પત્રવ્યવહારમાં એનો ઉપયોગ અવશ્ય કરવાનું ધ્યાનમાં રાખવું.

પ્રબન્ધક—'ઉત્થાન'
છોટાઉદેપુર.

ઉત્થાન કાર્યાલયમાં મળતાં પુસ્તકો :—

| | પૃષ્ઠ | મૂળ કિંમત | ગ્રાહકોને |
|---|---|---|---|
| ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ | ૧૮૦ | ૦-૧૨-૦ | ૦-૧૦-૦ |
| પરમામૃત | ૯૪ | ૦-૮-૦ | ૦-૭-૦ |
| કિરણકલાપ | ૧૭૫ | ૦-૧૨-૦ | ૦-૬-૦ |
| ભર્ગદર્શન | ૮૮ | ૦-૮-૦ | ૦-૪-૦ |
| મીરાં અને રાણો | ૪૦ | ૦-૨-૦ | ૦-૨-૦ |
| સદ્દગુરુ સ્તુતિશતક | ૩૫ | ૦-૩-૦ | ૦-૩-૦ |
| સદ્દગુરુ શિક્ષાશતક | ૩૫ | ૦-૩-૦ | ૦-૩-૦ |
| સ્વા. રામતીર્થ (સંક્ષિપ્ત) | ૧૬ | ૦-૨-૦ | ૦-૧-૦ |
| પંચીકરણપટ | | ૦-૨-૦ | ૦-૧-૦ |

તે કોણ અથવા ભક્તિપ્રભા—માત્ર પંદરેક પ્રત છે. ૧-૧૨-૦

પ્રેમાવતાર ચૈતન્ય દેવ પૃષ્ઠ ૨૩૮ ૨-૦-૦ ૧-૮-૦

ઉત્થાનનો પહેલા વર્ષનો સેટ અંક ૧ થી ૧૨ ૩-૮-૦

બીજા વર્ષના અંક ૧ થી ૬ ૧-૧૨-૦

પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારે

લખો પ્રબન્ધક 'ઉત્થાન'

છોટાઉદેપુર—પૂર્વ ગૂજરાત.

"જે જાતનું બીજ હોય છે તેવું ઝાડ ઊગે છે; શ્રી કૃષ્ણભગવાને જોયુ કે અર્જુનના મનમાં બીજ (વાસના) તો છે વેર વાળવાનું અને અત્યારે યુદ્ધમાં મોહને લીધે વાતો કરે છે દયાળુ સંન્યાસીના જેવી શમ શાન વૈરાગ્ય અને દંભજ્ઞાનની ! બાવળના બીજમાંથી તે પકવવા માગતો હતો સુંદર આંબાના વૃક્ષની કેરીઓ ! અને તેથી જ શ્રીકૃષ્ણે એને એ માર્ગમાથી વાળીને યુદ્ધકાર્યમા જોડયો ભાઈ ! ખાધો છે તો નેપાળો અને હવે શૌચ જતા શરમ આવે છે, કાં ? કર્મકાંડના વિષયમા પણ ભારતવર્ષની એજ દશા છે. હૃદયમાં વાસનાઓ વાવી બેઠા છે વીસમી સદીની અને વાતો કરે છે ઇસવીસન પૂર્વેના ત્રણેક હજાર વર્ષની. કર્મકાંડના વિષયમાં તો જેવી વાસના હશે, તેવા કર્ત્તવ્યકર્મ ભૂત બનીને માથા ઉપર ચડી બેસશે."

—સ્વા. રામતીર્થ



રમણલાલ નાનાલાલ શાહે સ્વા. સ્વયંજ્યોતિતીર્થ મુ છોટાઉદેપુર એમને માટે વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમા છાપ્યું અને ત્યાથી પ્રકટ કર્યું

ઑગસ્ટ : ૧
શ્રાવણ : ૧

# ઉદ્યોગ

ॐ

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.



# અનુક્રમણિકા



## ઉત્થાન—ના નિયમો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદ રૂ ૪-૪-૦ આફ્રિકા રૂ ૬-૮-૦, એક અંકની કીંમત રૂ ૦-૬-૦

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરુ થાય છે અને લવાજમ અગાઉથી જ લેવાય છે (૨) વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હંમેશા પૂરતી ટિકિટો બીડવી, તે વિના ઉત્તર નહીં મળે (૪) મ. ઓ. થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવા (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહીનાની તા. ૧૬મીએ પૂરતી કાળજીથી તપાસાઈ રવાના કરાય છે (૬) અંક ન મળે તો નજદીકની પો. ઓ. માં તપાસ કરવી ત્યાર પછી માસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે પાછળથી કીંમત લઈને અપાશે (૭) લેખ લવાજમ, તથા માસિક સંબંધી સઘળો પત્ર વ્યવહાર નીચેને સરનામે જ કરવો


પ્રબંધક 'ઉત્થાન'
જ્ઞાનસાધન આશ્રમ છોટાઉદેપુર
( પૂર્વ ગુજરાત )

ॐ

नमो नारायणाय ।


# ઉત્થાન

ર્ષ ત્રીજું ] ઑગસ્ટ ૧૯૪૩-શ્રાવણ ૧૯૯૯ [ અંક બીજો


ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

## श्री सिद्धान्तबिन्दुस्तोत्र

न सांख्यं न शैवं न तत्पांचरात्रम्
न जैनं न मीमांसकादेर्मतं वा ।
विशिष्टानुभूत्या विशुद्धात्मकत्वात्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ४ ॥

**ભાવાર્થ:**—સાંખ્યમત ઠીક નથી; નથી શૈવ કે નથી પાંચરાત્ર ઠીક. જૈનમત યોગ્ય નથી, તેમ મીમાંસકોનો મત પણ ઠીક નથી. વિશેષ અનુભવના માન વડે વિશુદ્ધ આત્મા જ એક છે તેથી એ એક, અવશિષ્ટ, અને અદ્વિતીય, શિવતત્ત્વ હું છું.

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા મૂર્તિમાન વિભાગ જે,
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

શ્લોકવિવરણ :—આમાં બીજાં દર્શનશાસ્ત્રોના સિદ્ધાન્તોનો નિષેધ બધાં દર્શનો એક યા બીજી રીતે દ્વૈતને નિર્મૂળ નં કરતાં, દ્વૈતના પ્રભાવક અસંગત કેળવી, આત્માનો અનુભવ કરવો અથવા શિવ, વિષ્ણુ કે એવ કોઈ વિશિષ્ટ ઈશ્વરનું દર્શન કરવુ, એને મુક્તિ કહે છે; જૈન તથા બુદ્ધ જેવ પોતપોતાના આચાર્યોના અનુભવપ્રમાણ જેવા શાસ્ત્રો પ્રમાણે મોક્ષની વ્યાખ્યા બતાવી આત્માનુભવ કરવાનું કહે છે; પૂર્વમીમાંસકો પણ કર્મકાંડ દ્વારા સ્વર્ગપ્રાપ્તિને પ્રતિષ્ઠી માને છે; આમ આ બધામાં એક સ્પષ્ટ વાત તરી આવે છે કે એક બાજુ આત્મા અને બીજી બાજુ તેની સામે અનાત્મા એટલે પ્રકૃતિ કે જગતનું અનાદ્યન્ત તત્ત્વ સ્વીકારવું; એમાં કોઈ કોઈ પણ ત્રીજા ઈશ્વરનું પણ સામ્રાજ્ય સ્વીકારે છે. આમ ઈશ્વર, જીવ અને જગત જેવી ત્રિપુટીનો સ્વીકાર કર્યા પછી અખંડ, પૂર્ણ અને અદ્વૈત આનન્દ કેવી રીતે અનુભવાય એ મહાપ્રશ્નનું સમાધાન દ્વૈતનો સ્વીકાર કરવાથી થઈ શકતુ નથી. ભગવાન્ ભાષ્યકાર કહે છે કે—જ્યાં બધાં દ્વૈતનો સ્વરૂપમાં લય કરીએ, જ્યાં દષ્ટિસ્વરૂપ સચ્ચિદાનંદ છે, સર્વ વ્યાપક છે એવો નિર્વિકલ્પ અનુભવ કરીએ ત્યારે તો તે અનુભવની દશામાં કેવળ, એક મંગલમય, अहम् તત્ત્વ જ રહે છે; અને એમાંથી વ્યુત્થાન પામીએ ત્યારે મન અનેકવિધ દ્વૈત-કલ્પના ખડી કરે છે; આમ દ્રષ્ટા અને દૃશ્યના દ્વંદ્વોમાં બન્નેનુ અનુસંધાન કરાવનાર દર્શનશક્તિ છે તે વિશુદ્ધ છે. એ જ્ઞાન છે, એ જ સત્ અને એ જ આનંદ છે; એના વિના કશો દ્વૈતવ્યવહાર થઈ શકતો નથી. બધો આધાર સાધકની મનોદશા ઉપર છે. જેને દ્વૈતનો સંપૂર્ણ વૈરાગ્ય ન હોય, દૃશ્યમાં આસક્તિ હોય, તેમને તો દ્વૈતમાં જ દ્વૈતની સાધના ઈષ્ટ લાગે છે; પણ વૈરાગ્યની પરિસીમાએ પહોંચેલા સાધકને તો દ્વૈતની કલ્પના પણ ભારરૂપ લાગે છે; દ્વૈતમાં ભય છે; સ્પર્ધા છે; અહં-મમત્વ છે; રાગદ્વેષ છે; મતમતાંતર છે; એટલે એમાં વિહરતા સાધકને અખંડ કે પરિપૂર્ણ અનુભવ થાય જ નહિ; તેથી જ નિશ્ચય થાય છે કે આત્મા તો વિશુદ્ધ છે, એટલે બધાનો બાધ કરતાં એ જ અવશિષ્ટ રહે છે; એ અવશિષ્ટ, કલ્યાણ સ્વરૂપ હું છું. (૪)

卐

# આત્મજ્ઞાન

લેખકઃ—તંત્રી

શ્રીકૃષ્ણયજુર્વેદના કૈવલ્ય ઉપનિષદનો પ્રારંભ બ્રહ્મવિદ્યાના આદ્ય પ્રદેશક ભગવાન્ બ્રહ્મા પાસે શિષ્યભાવે આશ્વલાયન ઋષિ જાય છે, ત્યાંથી થાય છે; આશ્વલાયન શિષ્યભાવે પ્રાર્થે છે કે :—

> अधीहि भगवो ब्रह्मविद्यां वरिष्ठां
> सदा सद्भिः सेव्यमानां निगूढां ।
> यथाऽचिरात् सर्वपापं व्यपोह्य
> परात्परं पुरुषं याति विद्वान् ॥२॥

શબ્દાર્થઃ—હે ભગવન્ ! સદા સંતોથી સેવાતી, અત્યંત ગુપ્ત અને સર્વશ્રેષ્ઠ બ્રહ્મવિદ્યા મને ભણાવો, જે વડે વિદ્વાન તરત જ બધાં પાપનો ત્યાગ કરીને પરથી પર એવા પુરુષને પામે છે.

આ શ્લોકમાં બ્રહ્મવિદ્યા માટે જે પ્રશંસાના શબ્દો વાપરેલા છે, તે વિચારવા જેવા છે; એ વિદ્યાને પ્રથમ વરિષ્ઠ–સર્વશ્રેષ્ઠ કહી છે; સંસારની વિદ્યાઓને અપરા વિદ્યાઓ કહી છે. એ કેવળ લોકલોકાન્તરમાં જ કામ આવે એવી હોય છે અને પરતત્ત્વનું જેથી જ્ઞાન થાય એ વિદ્યાને પરાવિદ્યા તરીકે બીજાં ઉપનિષદોમાં ઓળખાવી છે. બ્રહ્મવિદ્યાનો શિષ્ય આટલું તો અવશ્ય જાણે છે કે જે વિદ્યા એને શીખવાની છે તે બીજી લૌકિક વિદ્યાઓના જેવી અનિત્ય નહિ, પણ નિત્ય અને શ્રેષ્ઠ છે. આ વિદ્યાના શ્રેષ્ઠત્વમાં એક બીજો ધ્વનિ પણ નીકળી આવે છે, કે એ વિદ્યા પ્રાપ્ત કર્યા પછી જીવન વ્યવહારમાં એનો કેવો ઉપયોગ કરવો એવો પ્રશ્ન જ ઉદ્ભવતો નથી; કારણ કે દ્વૈતમય જીવન અને સંસારવ્યવહારનો અંતરથી મૂલોચ્છેદ થાય છે.

બીજું વિશેષણ આવે છે સદા સંતોએ સેવેલી. સત્‌નું જેણે અનુસંધાન, અનુશીલન અને અનુભવ કર્યાં હોય તે સન્ત એવો અર્થ પરાપૂર્વથી ચાલ્યો આવે છે; સાંસારિક વિદ્યા અને એ વિદ્યાથી સજ્જ થયેલા વિદ્વાનની અહીં વાત નથી; સાંસારિક વિદ્યાઓ ધર્મ, અર્થ અને કામના ક્ષેત્રમાં ઉપયોગી થાય; સમાજનાં બંધારણ અને માનવજીવનના ઘડતરમાં

એને સ્થાન હોય, પણ અહીં તો સમાજ, જીવભાવ, જગત્, ધર્માધર્મ તથા પાપપુણ્યના દ્વૈતમય સંસારથી પરપુરુષની વાત થાય છે; તેથી સાંસારિક વિદ્યાઓ સંસારના જેવી જ–અને જેટલી જ અસત્ છે, તેથી એ વિદ્યાનાં જાણકારને સન્ત કહી શકાય નહીં; અહીં જાણી જોઈને જ સન્ત શબ્દ વાપર્યો છે. પ્રશ્ન પૂછનાર આશ્વલાયન સમજે છે કે મારે સત્-વિદ્યા જોઈએ છીએ, અસત્ સંસાર અને એમાં ઉપયોગી થઈ પડે એવી અસદ્ વિદ્યાનું કામ નથી; અને એવી સદ્‌વિદ્યા જેણે મેળવી અનુભવી છે, એવા સંતોએ સેવેલી વિદ્યા મારે શીખવી છે.

ત્યારે એ વિદ્યા શું ચોરે અને ચૌટે પહોંચાય એવી છે? શહેરની ગલીઓમાં કે ગામડાને ગોદરે એનાં પારાયણો, કથાઓ કે સપ્તાહો ઉજવાય એવી છે? ના; એ ' નિગૂઢ ' છે; ગુપ્તમાં ગુપ્ત છે, અભેદ્ય રહસ્યમયી છે; કીમતીમાં કીમતી, છતાં અમોઘ હથીઆર જેમ આવડત વગરના હાથમાં જાય તો રાગદ્વેષથી ભરેલો એ માણસ પોતાનો અથવા બીજાનો સંહાર કરી નાંખે, એવા ભયથી એને તીજોરીના ભંડારમાં રાખવું પડે છે; ને સુયોગ્ય અધિકારી હોય તેને જ એ સોંપી શકાય છે; તેવું જ આ બ્રહ્મવિદ્યાના વિષયમાં છે. પ્રત્યેક સાંસારિક વિદ્યામાં પણ અધિકાર જ મુખ્ય ભાગ ભજવે છે, તેમ આ બ્રહ્મવિદ્યા જે સમસ્ત દ્વૈત પ્રપંચના સર્વ કારણનો ઉચ્છેદ કરે છે, રાગદ્વેષનાં મૂળને કાપી નાંખે છે; અશાંતિનાં કારણોને ધડમૂળથી ઉખેડી નાંખે છે, એવી એ તીવ્રતમ જ્ઞાન અને વૈરાગ્યની વિદ્યા રાગદ્વેષ અને શાંતિ અશાંતિના કારણો પોતાના અંતઃકરણમાં જ છે એમ જે નથી સમજતો, અને બાહ્ય જગતના પ્રાણી પદાર્થોને જ એમાં નિમિત્ત માને છે, એવા અર્ધદગ્ધ સંસારી ચિત્તના હાથમાં જાય, તો બકરું કાઢતાં ઊંટ પેસવા જેવી દશા થાય છે. એટલા માટે એ વિદ્યા સુયોગ્ય અધિકારીને જ આપવી અને અપાય એવી છે. જે બ્રહ્મવિદ્યાની જેમાં ચર્ચા અને આદાનપ્રદાન છે એવા મંત્રસમૂહને ઉપનિષદ્ એવું નામ પણ એટલા માટે આપવામાં આવ્યું છે કે એમાં બ્રહ્મર્ષિ–બ્રહ્મવિદ્ પાસે જિજ્ઞાસુઓ વિનમ્ર ભાવે, નિરભિમાન વૃત્તિથી, અને કેવળ નિઃસ્વાર્થપણે સેવક–શિષ્ય બનીને જતા; શિષ્યને અન્તેવાસી કહેવામાં આવતો, અને ઉપનિષદને રહસ્ય વિદ્યાનું

નામ અપાતું. અન્તેવાસી એટલે ગુરુના એકાન્ત સાન્નિધ્યમાં એમના પુનિત ચરણોમાં બેસી ગુરુના અંતરમા તેમ જ બાહ્યના એકાન્ત અરણ્ય વાસમાં એ તપશ્ચર્યા અને સેવા માટે ખડે પગે નિવાસ કરતો. ત્યાં જ ઉપ-પાસે રહીને નિ-ષદ-એનું અજ્ઞાન કપાતું. આમ ગુરુ અને શિષ્યના-શાસક અને શાસન કરવા યોગ્ય વિદ્યાર્થીના એકાન્તમાં પ્રાપ્ત થતી રહસ્ય વિદ્યાનું નામ ઉપનિષદ પડયું છે અને તેથી જ એને ગૂઢ-નિગૂઢ કહી છે.

અને એનું ફલ બતાવાય છે, પાપમાંથી મુક્તિ. સમસ્ત પાપનું મૂળ છે દેહબુદ્ધિ. હું શરીર છું, અને શરીરના સબંધોને લીધે આસપાસ મમત્વ બંધાતાં પ્રાણી પદાર્થો મારા ભોગવિષયો છે: એ ભોગવિષયોમાં વૃદ્ધિ કરવાની વૃત્તિમાંથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિગેરે ષડ્રિપુ મુખ્યત્વે, અને એનાં જ સગાસંબંધી જેવાં બીજાં આસુરી વૃત્તિનાં વલણમાં મનુષ્ય ગુંચાઇ જાય છે. એ માટેનાં જેજે કર્મ કરવાં પડે તેમાં અવશ્ય હિંસકવૃત્તિ રહેવાની,અને હિંસકવૃત્તિનું મૂળ જોવા જઇએ તો દેહબુદ્ધિ; એટલે દેહબુદ્ધિ રાખવી, અહંકારને પોષવો, મારી બુદ્ધિ, માન્યતા, મારી સમજણ, મારું જ્ઞાન, મારી આવડત, મારી સત્તા, આવાં અહંમમત્વનાં જે ઝાંખરાં એના દેહાધ્યાસને વળગેલાં હોય છે એમાંથી છૂટવાનો એક માત્ર ઉપાય છે એ દેહબુદ્ધિનો નાશ, અને એ નાશનો ઉપાય છે એકમાત્ર આત્માકારવૃત્તિ. આમ પાપનો ભાર ઉતારી નાંખવા માટેનું જો કોઇ અમોઘ અને તાત્કાલિક સાધન હોય તો તે બ્રહ્મવિદ્યા છે અને તેથી જ આશ્વલાયન ઋષિ એ માટે અચિરાત્ શબ્દ વાપરે છે. વિદ્વતા કે પાંડિત્ય વર્ણ કે આશ્રમનો આડંબર, ત્યાગ કે વૈરાગ્યનો અહંકાર, જ્ઞાન કે વિજ્ઞાન ગમ્ખવાનો ડોળ, ઉપરાંત તપશ્ચર્યા, ઉપાસના, કે પ્રાણવિદ્યાના સાધન દ્વારા સામર્થ્ય વધારી જગતને મુગ્ધ ને મૂઢ બનાવવાનો ચમત્કારિક સિદ્ધિસમૂહ એમાં નિરુપયોગી છે. જે વિદ્યાનાં અધ્યયન, અનુશીલન, અને અનુભવથી દ્વૈતની, સંસારની લોકલોકાન્તરની ઉન્નતિ-અધોગતિની, ઐશ્વર્યની, તેમ જ લોકસેવા કે એવાં બીજાં ધર્મ-અધર્મ અને પુણ્ય-પાપની બેકડીઓની રમતમાં મન રમ્યા કરે એવાં પ્રલોભનો જેમાં હોય તે વિદ્યા સંસારની વિસ્મૃતિ કરાવી શકતી નથી.

એટલાજ માટે અહીં એનું ફલ બતાવે છે પાપમાંથી મુક્તિ અને એ

વિશુદ્ધ અંતઃકરણમાં થતું પરાત્પર પુરુષનું દર્શન. આવું પરાત્પર પુરુષનું દર્શન વિદ્વાન પામે છે: આ વિદ્વાન તે લૌકિક વિદ્યાનો આચાર્ય કે અધ્યાપક નહીં; પણ વાસ્તવિક સત્-ચિત્-આનન્દ સ્વરૂપ જે જ્ઞાનઘન છે એનો જાણકાર જેનો પોતાના અંતઃકરણની વૃત્તિ ઉપર કાબુ છે, જે સ્વરૂપના અનુસંધાનમાં જ તત્પર છે, જેની વૃત્તિ લક્ષ્ય અને તત્ત્વસ્વરૂપમાં જ લાગી રહેલી હોય છે, અને જેની પાસે બ્રહ્મવિદ્યાનો અભ્યાસાર્થી જાય તો એને સંસારની વિસ્મૃતિ કરાવી, એકમાત્ર પરમતત્ત્વ પ્રતિ એના ચિત્તને અભિમુખ બનાવી, એમાં જ એકાગ્રતા ઉપજાવી, વિશુદ્ધ, સ્વરૂપથી અભિન્ન એવું એક જ તત્ત્વ સમજાવે; ઉપરાંત એ એક, અદ્વિતીય, કેવળ, સાક્ષી, નિર્ગુણ અને ચૈતન્ય છે એવું જ્ઞાન એની વૃત્તિમાં આરૂઢ કરાવી, દ્વૈતનો સમૂળો બાધ કરાવે એવો ઉપનિષદ્જ્ઞાનનો અદ્ભુત રહસ્યવિદ્.

બ્રહ્મવિદ્યાની આ વ્યાખ્યા સર્વમાન્ય છે. બીજાં ઉપનિષદો પ્રતિ ન તાં કેવલ આટલી જ એને સમજવું પડે તો પણ જિજ્ઞાસુ કે મુમુક્ષુને ટે બસ છે. જિજ્ઞાસુનું મુખ્ય કર્તવ્ય છે ચંચલવૃત્તિનો નિરોધ, અને માટે મુખ્ય આવશ્યકતા છે અનેક શાસ્ત્રો,અનેક તીર્થો, અનેક વ્યક્તિઓ પાસે જવાની, ઠેકઠેકાણે સાધન પૂછવાની, અનેક વિદ્વાનોના મતમતાંતરો જાણવાની જે કુતુહલવૃત્તિ છે એને રોકવાની.

છેલ્લા પચ્ચાસ વર્ષના ગાળામા આપણને જેટલો લાભ પુસ્તકપ્રકાશનોથી થયો છે, તેમાં થોડે અંશે નુકશાન એ થયું છે, કે શ્રવણ, મનન, નિદિધ્યાસનના સાધનનો બહુધા નિરાદર જોવામાં આવે છે. જિજ્ઞાસુનાં હાથમાં અનેકવિધ પુસ્તકો આવે છે. અનુભવના સ્પર્શ વિનાની બુદ્ધિના તર્કમાંથી લખાયેલાં, અહંવાદને જ પોષણ આપે એવાં, વ્યવહાર અને જગત રૂપી દ્વૈતને જ સત્ય ઠરાવનારાં પુસ્તકો એના હાથમાં આવે છે. ઉપરાન્ત મોટી મુશ્કેલી એ નડે છે કે બ્રહ્મવિદ્યામાં બાહ્ય ત્યાગ જરૂરી છે કે આન્તરિક વૈરાગ્ય, સંન્યાસ આશ્રમ, વનવાસ, ખાનપાનમાં કડક નિયમો ગુરુચરણની આવશ્યકતા છે કે નહિ, સ્વતંત્ર વિચાર શક્તિમાં શ્રદ્ધા રાખીને એ પ્રમાણે પોતાની જ બુદ્ધિને ગુરૂ માનવી, કે કોઇ સન્ત કે શાસ્ત્રમાં જ શ્રદ્ધા રાખીને એ પ્રમાણે સાધન કરવું, કયા મંત્રનો જપ કરવો, કયા દેવની પૂજા કરવી,

કયા સ્તોત્ર કે ગ્રન્થનો પાઠ કરવો, ધ્યાન કેવી રીતે કરવું, ને કોનું કરવું ? આસન પ્રાણાયામ કેમ કરવા—આવી આવી અનેક મુશ્કેલીઓથી અત્યારનો જિજ્ઞાસુ ઘેરાઈ ગયેલો છે. ઠેકઠેકાણે એને સન્તોનાં ટોળાં મળે છે, મોટા મોટા મહન્તો, આદ્ય શંકરાચાર્યની પીઠ પર આરૂઢ થયેલા અને શંકરાચાર્યના નામે જ ઓળખાતા સન્યાસી મહાત્માઓ અને મંડળેશ્વરો પરમહંસો અને દંડીઓ, ભગવાન્ શ્રીકૃષ્ણના કીર્તન, નૃત્ય, તથા સપ્તાહપારાયણ કરતા અને વિરહવેદનાનાં આંસુઓ સારતા ભક્તો, રામાયણોની રાગરાગણીઓની લહેરમાં પારાયણો કરનારાઓ, એકતારા, હારમોનિયમ કે તબલાંના સાજ સાથે ભજન લલકારનારાઓ, તીર્થો, કુંભમેળાઓ, અને સ્પેશ્યલ ટ્રેનની તીર્થયાત્રાઓના પ્રવાસો ખેડનારાઓ, આ બધા તરફ જ્યારે દૃષ્ટિ પડે છે ત્યારે એમ જ થાય છે કે ખરેખર ! વર્તમાન યુગના જિજ્ઞાસુ ! ત્હારી દશા દયાજનક છે ! કોઈને નવીન પદ્ધતિથી જ્ઞાન શીખવું છે ! કોઈને વિજ્ઞાન કે સાયન્સના પ્રયોગોથી સિદ્ધ થાય એવું દેવદેવતાની ઉપાસના અને યોગના રહસ્યને જાણવું છે કોઈને પોતાના ખાનપાન તથા રહેણીકરણીમાં ફેરફાર કર્યા વિના બ્રહ્મવિદ્ બનવું છે, કોઈને અનેક ગ્રન્થોના અભ્યાસ, ચર્ચા, અને એના ઉપર અભિપ્રાય આપવાની કળા ભણવી છે, જૂનવાણી કહીને જૂનાને ખોટું જ ગણી, અંધશ્રદ્ધાળુ ઠરાવીને નવાના મોહમાં મિથ્યાવાદી બનવું છે, તો કોઈને નવું એટલું કુસંસ્કારી કહીને જૂનવાણીના આગ્રહમાં દ્વેષવાદી બનવું છે, ટૂંકામાં પરિસ્થિતિ એટલી બધી વિકટ અને અતર્ક્ય બની છે કે અત્યારનો જિજ્ઞાસુ જે ખરેખર સાચો જ જિજ્ઞાસુ અને મહવિરાગ, અલ્પબુધ્ધિ, અને શ્રધ્ધાર ભલા ભૂળા,ર શીખનાર જ હોય તો એને એવો તો દિશાભ્રમ થાય છે કે વ્યવહાર પરમાર્થમાંથી ઉભયભ્રષ્ટ જેવો બની જઈ દોષદૃષ્ટિ જ એનો આસ્તિક કહેવ ાવવા છતાં નાસ્તિક જેવો મૂઢ બની બેસે છે.

સાચા જિજ્ઞાસુને આ શ્લોકમાંથી જે શીખવાનું મળે છે તેનો સાર નીચે પ્રમાણે તારવી શકાય.

(૧) આમાં ઉપદેશક સાક્ષાત ભગવાન છે, પણ પોતે નિર્વિકાર રહીને, પોતાનું આત્મજ્ઞાન સાચવી રાખી, એવા જ નિર્વિકાર ભાવે સમરત પ્રજા-

ડની રચના કરે તેથી જ એનું નામ બ્રહ્મવિદ્‌ના અર્થવાળું બ્રહ્મા કહેવાય છે. જેના અંતઃકરણમાં શુદ્ધ સત્ત્વગુણ હોય, એ સત્ત્વગુણના પ્રભાવે બ્રહ્મજ્ઞાન સતત્‌ જાગ્રત રહે, પોતાનું નિર્વિકારીપણું અખંડ અને અક્ષુબ્ધ રહે છતાં બ્રહ્માંડના સર્જન જેવો વ્યાપાર ચલાવવા રજોગુણનો જ્ઞાનપૂર્વક આશ્રય સ્વીકારે તે બ્રહ્મા.

(૨) શાસ્ત્રમાં આવું જ અનુભવપ્રમાણ બ્રહ્મવિદ્ માટે આપેલું છે. બ્રહ્મવિદ્ પણ સાક્ષીભાવે વ્યવહાર સંભાળે, ઈશ્વરના જેવી તટસ્થવૃત્તિથી નિર્માણ કે અવતાર અથવા આચાર્યનાં જેવાં સમર્થ લોકોદ્ધારક કર્મ કરે. અને છતાં સ્વરૂપસ્થ રહે તે બ્રહ્મવિદ્યાનો આચાર્ય અને એજ બ્રહ્મવિદ્.

(૩) આવા બ્રહ્મવિદ્ પાસે બ્રહ્મવિદ્યાનો વિદ્યાર્થી જાય છે. એવા વિદ્યાર્થીને એવું ભાન અવશ્ય હોવું જોઈએ કે બ્રહ્મવિદ્યા જ પરાવિદ્યા છે, બીજી વિદ્યાઓ કે જેના વડે લોકલોકાન્તરોમાં ઉન્નતિ, ઉત્ક્રાન્તિ કે ઐશ્વર્ય એ બધી વિદ્યાઓ નાશવાન પદાર્થો આપનારી છે, તેથી એ વિદ્યા વિનાશી કહેવાય; બ્રહ્મવિદ્યાનો સંબંધ અવિનાશી બ્રહ્મ સાથે છે; એનો પણ અવિષય બ્રહ્મ છે. બ્રહ્મ સર્વવ્યાપી હોઈ વિદ્યાસ્વરૂપ છે એટલે એ વિદ્યા જેટલી અવિનાશી છે એટલી જ સર્વશ્રેષ્ઠ છે.

(૪) સન્તોએ, સત્‌ના અનુભવીઓએ એ વિદ્યાના સેવનથી જ સન્તપણું મેળવ્યું છે; સત્‌ એટલે ત્રિકાળમાં નિત્ય રહે એવું ભાવસૂચક પરમ તત્ત્વ. એનું સેવન કરનાર પણ સત્‌સ્વરૂપ બને, અને તેથી એવા સન્તોએ સેવેલી વિદ્યા જ પરમ સત્‌ સમાન હોવી જોઈએ. સામાન્ય અસત્‌ સંસારનું જ્ઞાન આપતી અસત્‌ વિદ્યાઓ અને અસત્‌ પુરુષોએ સેવેલી વિદ્યા કરતાં એ કેવળ વિપરીત, સત્યસ્વરૂપ અને નિત્યપદ આપનારી છે, એવું રહસ્ય એમાં છે.

(૫) એ નિગૂઢ છે એટલે કે કેવળ ગુપ્ત છે; જેણે સમસ્ત લૌકિક પારલૌકિક વાસનાઓને તિલાંજલિ આપી હોય, જેનામાં કર્તવ્ય, પ્રાપ્તવ્ય, કે ભોગ્ય વિષયની લેશ પણ ભોગેચ્છા ન હોય, એને જ એ વિદ્યા પચી શકે એવી છે; સાંસારિક વિદ્યાઓના અભ્યાસમાંથી ઉત્પન્ન થતી અવનવી વાસનાઓને એ બાળી નાખે એવી છે, તેથી એવી વિદ્યાના ઈચ્છુકો બહુ સંખ્યામાં

હોતા નથી. ઉપરાંત એ પરમબલદાયિની છે; રાગદ્વેષના દ્વંદ્વમાં મદોન્મત્ત થયેલાને, કે ઐશ્વર્યની ભૂખમાં હવાતીઆં મારનારાને જો એ વિદ્યા મળે તો એમાંથી પ્રાપ્ત થતા ઐશ્વર્યથી એ પોતાનો તેમ જ જગતનો પણ સંહાર કરવા પ્રેરાય. તેથી એનો અધિકારી કેવળ નિષ્કામ હોવો જોઇએ; એવા નિષ્કામ, એકાગ્રચિત્ત, આચાર્યભક્ત, અને આજ્ઞાશીલ બનીને અભ્યાસતત્પર રહેનારને જ એ ઉપયોગી--પરમ કલ્યાણકારી થઈ પડે એવી છે, તેથી એ રહસ્યમયી અને ગુપ્ત રાખવા જેવી છે.

(૬) એનું ફળ છે પરાત્પર પુરુષનું દર્શન. પ્રત્યેક જીવાત્મા શરીરરૂપી પુરમાં પૂરાયેલો પુરુષ છે.* એનાં બાહ્ય અને આંતર એવાં બે સ્વરૂપ તો પ્રસિદ્ધ છે; બાહ્ય જગતમાં સ્થૂલ શરીર દ્વારા વ્યવહાર કરતું સ્વરૂપ સંસારમાં અવનવી કર્મભોગની ઉથલપાથલ કરે છે. અને બીજું અંતરનું વાસનામય સ્વરૂપ અસંખ્ય, લૌકિક પારલૌકિક ભોગ વિષયનું ચિંતન કરી, નવા નવા સંકલ્પો ગોઠવી, ભાવી જન્મની ગડમથલ કર્યા કરે છે; એનું સત્ય, નિત્ય, શિવસ્વરૂપ તો એ બન્નેથી પર છે; અવ્યક્ત અને વ્યક્ત સ્વરૂપ તો બીજ અને વૃક્ષ જેવાં જન્મમરણશીલ છે; એમાં એ પાપ અને પુણ્યના કાદવથી ખરડાતો જાય છે; દેહબુદ્ધિમાં બંધાતો જાય છે, અને દ્વૈતની જંજાળમાં એવો તો ગૂંથાતો વણાતો જાય છે કે છેવટે દેહબુદ્ધિ એ જ પાપ છે; અહંમન્યતા અને મમત્વમદ તો પાપકર્મ છે એવો વૈરાગ્ય આવે છે, ત્યારે એને એ બન્નેથી પર-પરથી પણ પર જે પુરુષ છે. જે નિર્વિકાર, પાપપુણ્યથી પર, બધાં દ્વંદ્વથી પર, સર્વાતીત તત્ત્વ છે તેને પામીને જ પાપમાંથી મુક્ત થવાય છે એવો નિશ્ચય થાય છે. એ વિના શાંતિ નથી એવી બુદ્ધિ એને સૂઝે છે; ત્યાર પછી એ ગુરુશરણ ગ્રહણ કરે છે અને પરાત્પર પુરુષ તે સાક્ષાત્ બ્રહ્મ છે, અને એ સંબંધીની વિદ્યા જ સાચી વિદ્યા છે, તેથી એ ભણવા માટે કમર કસે છે

તત્ત્વના જિજ્ઞાસુએ પોતાની બુદ્ધિથી પોતાનો અધિકાર વિચારી લેવો જોઇએ. બ્રહ્મવિદ્યાની જ જો જિજ્ઞાસા હોય તો પછી એને માટે બીજી દોડધામ, અનેક પુસ્તકોનું વાચન, ભિન્ન ભિન્ન ગ્રન્થકારો, વિવેચકો, અને તુલનાત્મક અભ્યાસના લખેલા ગ્રન્થો એને શાંતિ નહીં આપી શકે.

કામકામ ભટકવાથી. એની વૃત્તિમાંથી ચંચળતા નહિં હટે એથી તો ઉલટું પહેલાં જોઈ ગયા તેમ એવી મનોમુગ્ધ દશા થશે કે છેવટે જગતમાં એને બધે દોષ દેખાશે અને પરિણામે એ દુઃખનો ભંડાર બની એકાન્તમાં બધાં ધર્મશાસ્ત્રોની, સમસ્ત સાધુવૃન્દની, અને બીજા જિજ્ઞાસુઓની નિન્દા કરીને જ પોતાના તામસિક અહંકારને વધારશે.

આટલા માટે પ્રથમ જિજ્ઞાસુએ આત્મભાન કેળવવાની જરૂર છે. જે આત્માનું જ્ઞાન મેળવવું છે, એ આત્માનો નિવાસ અને એનું સ્વધામ દૂર નથી; આકાશ પાતાળમાં નથી, અલબત્ત સત્ પુરુષોના સહવાસમાં છે, પણ કાયમ શાસ્ત્ર જ સાંભળ્યા કરવાથી, રોજ કથાશ્રવણ, તીર્થયાત્રા, દેવદર્શન કે એવાં બહિરંગ સાધનોમાં સમય વિતાવવાથી જ આત્મજ્ઞાન મળતું નથી. આત્મજ્ઞાન મેળવવામાં મુખ્ય વાત આપણો અધિકાર ઓળખવાની છે. ઉપ- ા શ્લોકમાં બ્રહ્મવિદ્યાના વિદ્યાર્થીના જે લક્ષણો બતાવ્યાં છે, એ પોતાનામાં , નહિ એની તપાસ કરવી જોઈએ, પોતે ખરેખર નિષ્કામ તત્ત્વજિજ્ઞાસુ ,, અને દેખાદેખી ચીલે ચાલનારો, રખડાઉ નિશાળીઓ ન હોતા સુસંગત વિદ્યાર્થી છે એની એણે ખાત્રી કરી લેવી જોઈએ.

અત્યારની પરિસ્થિતિ વિપરીત છે એ વાત સાચી છે પણ પરિસ્થિતિને જ દોષ દેવાથી પરિસ્થિતિ સુધરતી નથી, ખરો જિજ્ઞાસુ અંતર્મુખી હોય છે; એ પોતાના ચિત્તના દોષ તપાસી જૂએ છે; નિષ્કામ અને સકામ કર્મોપાસનાના ભેદને તપાસી સકામ ભાવોને તિલાંજલિ આપે છે. જિજ્ઞાસા જો સાચી જ હોય તો બાહ્ય પ્રવૃત્તિમાંથી ચિત્તને નિવૃત્ત કરી, વ્યવહારમાં યથા-શક્તિ અને યથાસાધ્ય સમાધાન કેળવી એકલક્ષ્યપૂર્વક કોઈ આચાર્ય—બ્રહ્મવિદ્યાના જ આચાર્ય પાસે જઈ ઉપર પ્રમાણે પ્રશ્ન કરે છે.—અરે, એવા જિજ્ઞાસુના અંતરમાંથી આવો પ્રશ્ન જ સહજ અને સ્વાભાવિક રીતે નીકળી પડે છે, બીજો નહિ.

પુસ્તકો ખૂબ છપાઈ રહ્યાં છે ને છપાય છે; સન્તમહન્તો શું શહેર કે શું ગામડામાં, હિંદુસ્તાનના ખૂણેખૂણામાં બ્રહ્મવિદ્યાની લહાણી કરતા હોય એમ નજરે પડે છે; એમાં સાચાખોટાની પરીક્ષા થઈ શકે એમ નથી: ...રવી મે... પણ નથી; કારણ કે બ્રહ્મવિદ્યા કાંઈ અમુક જ આશ્રમ, વ...

વા કે અવસ્થાને વરેલી નથી; બ્રહ્મવિદ્યા તો બ્રહ્મને વરેલી છે, તેથી જેટલી એ નિગૂઢ છે, તેટલી જ બ્રહ્મવિદ્‌ના અંતરમાં નિગૂઢ રહેલી છે. એટલે કોણ બ્રહ્મદર્શી છે ને કોણ નથી એ કળી કહાડવું અઘરું છે; આવી દશામાં જિજ્ઞાસુને સગવડ કરતાં અગવડ વિશેષ છે. એક દૃષ્ટિએ જોતાં એને થોડે પરિશ્રમે સન્તો અને શાસ્ત્રોનો ઘેરબેઠાં લાભ મળે છે, ત્યારે બીજી દૃષ્ટિએ જ્યાં સંત અને શાસ્ત્રોની વિવિધના અને વિપુલતા નજરે પડે છે, ત્યાં એની અપક્વ દૃષ્ટિ બ્રહ્મવિદ્‌ને તારવી શકતી નથી. ઘઉંમાં કાંકરા છે કે કાંકરામાં ઘઉં છે–એવી મૂંઝવણ થઇ પડે છે!

જિજ્ઞાસુની દશા આને લીધે વિચિત્ર થઇ પડી છે. એ બ્રહ્મવિદ્યાની વાતો કરે છે; એનો રસીઓ બને છે; આ સન્ત અને પેલા સાધુ, આ શાસ્ત્ર અને પેલું પુસ્તક, નવું કે જૂનું આવી દોડધામમાં એનાં અશાંતિ, ચંચલતા, અને અશ્રદ્ધા વધતાં જાય છે. શાંતિ તો પોતાના પુરુષાર્થ અને પૂર્વસંસ્કારને લીધે જ્યારે સાચું સાધન થાય ત્યારે જ થાય છે; પણ એમાં વગોવાય છે સન્ત અને શાસ્ત્ર તથા જિજ્ઞાસુ અને ભક્ત. ખરું જોતાં અહીં બ્રહ્મવિદ્યા અને બ્રહ્મવિદ્યાનાં સાધન વગોવવાનાં નથી, પણ જિજ્ઞાસુનાં ધૃતિ અને બુદ્ધિ જ ખોટી દિશા ધારણ કરી બેઠાહોય છે, કારણ કે એમાં જ દોષ ભરેલા હોય છે.

બ્રહ્મવિદ્યા તો એક એવી અમોઘ અને અલૌકિક વિદ્યા છે કે હજુ સુધી એ એકસરખી નિર્દોષ રહી છે; કર્મ અને ઉપાસના, યોગ અને તંત્રશાસ્ત્રોના દ્વૈત પ્રપંચની વ્યાખ્યા બદલાશે, વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે તત્ત્વોની સંખ્યા ગણવામાં વધઘટ થશે, કારણ કે જ્યાં જ્યાં દ્વૈત છે, ત્યાં દ્રશ્યની પરીક્ષા, નિરીક્ષણ અને એની સંખ્યા કરવામાં બધો આધાર દ્રષ્ટાના અંતઃકરણ ઉપર રહે છે; જેવો દ્રષ્ટા એવું દ્રશ્ય એ આધારે એમાં તો હમેશાં મતભેદ રહેવાના જ; પણ જ્યાં દ્રષ્ટા અને દ્રશ્ય ઉભયને જોડનારી, બન્નેના અધિષ્ઠાનરૂપી કેવલ ચૈતન્ય, દૃગ્શક્તિ જ સત્ય છે, એવું દીવા જેવું સ્પષ્ટ દેખાડી આપનારી, નિત્ય અભેદનો જ ઉપદેશ આપનારી, અને સમસ્ત દ્વૈતપ્રપંચનો મૂલોચ્છેદન કરનારી બ્રહ્મવિદ્યા તો જેવી શોધાઈ અને સાંપડી છે તેવી જ રહેવાની છે એ નિઃસંશય અને નિર્વિવાદ વાત છે.

પણ હવે આપણે મૂળ મુદ્દા ઉપર આવીએ. આશ્વલાયન વિદ્યાર્થીના ઉત્તરરૂપે આચાર્ય બ્રહ્મા એને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે જે સાધન બતાવે છે, એનો વિચાર કરીએ કે જેથી આપણી મૂંઝવણનો પૂરેપૂરો નહીં તો કંઈક અંશે પણ ઉકેલ આવે. આચાર્ય એ અભ્યાસાર્થીને કહે છે કે :—

तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगात् अवेहि ॥२॥

શબ્દાર્થ :—તે પિતામહે એને કહ્યું: "શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાન એ ત્રણના યોગ વડે તું એને ઓળખ."

આ મુખ્ય વાત કહીને આગળ એ ત્રણ સાધન દ્વારા અભ્યાસ કેમ કરવો એનાં વિગત અને વિસ્તાર આપે છે, પણ જો પ્રથમ આ ત્રણને જ સમજીને જીવનમાં ઊતારવાનો પ્રયત્ન થાય તો પાછળની વિગતમાં ભૂલ પડવાનો સંભવ નથી. આ ત્રણે સાધનો બ્રહ્મપ્રાપ્તિનાં નહીં, પણ બ્રહ્મપ્રાપ્તિ ચિત્તને અધિકારી બનાવવાનાં છે. કારણ કે એનાં બાહ્યાંગ તરીકે જ ઋષિ કહે છે કે :—

न कर्मणा न प्रजया न धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥३॥

શબ્દાર્થ :—માત્ર ત્યાગથી જ ઘણા અમૃતત્વ (બ્રહ્મભાવ)ને પામ્યા છે, કર્મ પ્રજા કે ધન વડે નહીં.

આ નિષેધનો પ્રથમ વિચાર કરીએ. કર્મમાં હંમેશાં કર્તાપણું રહે છે; કર્તાના બુદ્ધિ અને ઇંદ્રિયો જેવાં હોય તે પ્રમાણે કર્મનું ફલ આવીને ઊભું રહે; એ કર્મમાં પ્રજા અને ધનની અપેક્ષા રહે છે; કર્મ એકલાં બની શકતાં નથી. સગાં-સંબંધી, સ્નેહી વર્ગ, અને ઇતર આચાર્ય તથા ઋત્વિજ વર્ગ વગેરેની એમાં ગરજ રહે છે; અને એ બધાના પોષણ માટે ધન જોઈએ. આ બધું અનિત્ય છે; અનિત્ય સાધનસામગ્રી વડે જે જે ઉપજાવી શકાય, તે બધું અનિત્ય હોય એ તો એક સર્વમાન્ય સિદ્ધાન્ત છે. એટલે અનિત્ય કર્મ અને વિનાશી સાધનથી નિત્ય બ્રહ્મ વસ્તુની પ્રાપ્તિ થઈ શકે નહિ એ ન્યાયે બ્રહ્મા કહે છે કે એ બધાંનો ત્યાગ કર્યા પછી જ,-ચિત્તમાંથી એનો નિર્મૂલ ઉચ્છેદ કરીને પછી જ-અમૃત સ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ-અનુભવ થાય છે. ફલિતાર્થ એ નીકળે છે કે પ્રથમ આ ત્રણેયનો અંતરથી નિષેધ અનુસરવો અને પછી ઉપર સાધન બતાવ્યાં છે એને ઠાંસી ઠાંસીને હૃદયમાં ભરવાં.

શ્રદ્ધા : આમાં પ્રથમ શ્રદ્ધાનો યોગ કરવાનો છે; શાસ્ત્રમાં આપણે શ્રદ્ધાની વ્યાખ્યા વાંચીએ છીએ તો નજરે પડે છે કે "ગુરુ અને વેદાન્ત વાક્યોમાં વિશ્વાસ." વાત સોળે મેળ આના સાચી છે, પણ આપણે ઉપર જોઈ તપાસી ગયા તેવી સ્થિતિમાં શ્રદ્ધા કયા સન્ત ઉપર કરવી? કઈ વ્યક્તિમાં શ્રદ્ધા રાખવી? કયું શાસ્ત્ર સાચું માનવું? શ્રુતિઓ ભિન્ન ભિન્ન છે, આચાર્યો ભિન્ન ભિન્ન છે; સૌ પોતપોતાના અનુભવ પ્રમાણે બોલે છે એમ આપણે માનવાનું રહ્યું. એવી દશામાં જિજ્ઞાસુની અપક્વ અને અજ્ઞાની બુદ્ધિ ક્યાંમાં શ્રદ્ધા રાખે એ પ્રશ્ન ઉપલક દૃષ્ટિએ વિકટ લાગે એવો છે.

જિજ્ઞાસુ કે મુમુક્ષુ વીર! તું વિચાર કરતાં શીખ: જિજ્ઞાસુ એટલે "બ્રહ્મજ્ઞાનને જાણવાની, અને મુમુક્ષુ એટલે મોક્ષની ઇચ્છા કરનાર." તને જો બ્રહ્મ જાણવાની સાચી ઇચ્છા હોય તો જ તું જિજ્ઞાસુ છે; એ માટે પ્રથમ શ્રદ્ધા જોઈએ એ સાવ સાચી વાત છે. પણ શ્રદ્ધા કયા શાસ્ત્રમાં રાખવી, અને કયા સન્તમાં ગુરુબુદ્ધિ કરી એમનાં વચનને બ્રહ્માના અક્ષર તરીકે કબૂલ કરી લેવાં?

આટલા માટે આત્મજ્ઞાન મેળવ્યા પહેલાં આત્મભાન હોવું જોઈએ: પોતાના અંતઃકરણની પ્રત્યેક વૃત્તિને તપાસી જોતાં શીખ; તારું અંતઃકરણ સાંસારિક ઘોડા દોડાવે છે કે અલૌકિક નિત્યસુખની ઝંખના કરે છે એનું ભાન કેળવ; તારી જ્ઞાનેન્દ્રિયો બાહ્ય અને અન્તરમાં વિશ્વને જ ઓળખે છે કે ગધે નિત્ય જ્ઞાનસ્વરૂપ પરમાત્માનું જ જ્ઞાન મેળવવા મથે છે એનું ભાન રાખવાનું તને સૂઝે છે? તારી કર્મેન્દ્રિયો અનિત્ય સુખ માટે જ કર્મ કરે છે કે નિત્યપ્રાપ્ય બ્રહ્માનંદરૂપી ફલ માટે દોડધામ કરે છે એની સાવચેતી રાખ! આમ આત્મજ્ઞાન મેળવતા પહેલાં આત્મભાન કેળવવાનું છે; ક્ષણે ક્ષણે તારી જાતને તપાસતાં શીખ; તારી જાત શુદ્ધ હશે, તારો ઉદ્દેશ પવિત્ર હશે, તારી ઇચ્છા નિર્મળ સુખ માટે જ ઝંખતી હશે, તારા અંતરમાં જ્ઞાન માટે અગ્નિ ધખધખતો હશે, તો અસત્ શાસ્ત્ર, અસદ્ગુરુ અને એનાં ઉપદેશોમાં અસત્ સાધનો સહજ સ્વભાવે જ ભસ્મીભૂત થશે. માટે પહેલાં આત્મભાન અને પછી આત્મજ્ઞાન એટલું કૃપા કરીને શીખી લે! આંધળો બનીને ક્યાં આશ્રય શોધવા નીકળ્યો છે? આત્મભાનરૂપી આંખો ઉઘાડ

એટલે બધું સરલ, સહજ, અને સ્વભાવસિદ્ધ લાગશે.

સૌથી પ્રથમ આત્મશ્રદ્ધા રાખ ! શાસ્ત્ર અનેક છે એમાં હેરફેર થઇ શકશે; સંતો અસંખ્ય છે એમાં પણ એક આચાર્ય બદલીને બીજાનું શરણ લેવાશે, પણ તું તને પોતાને બદલી નહિ શકે, કારણ કે જે કાંઈ લાભ હાનિ, પ્રાપ્તિ કે અપ્રાપ્તિ થવાની છે તે તને છે; માટે પ્રથમ તું તારામાં શ્રદ્ધા રાખ બ્રહ્મનીજ જો જિજ્ઞાસા હોય તો બીજી કોઈપણ સંસારી પદાર્થની વાસના તારા અંતઃકરણમાં ન હોવી જોઇએ એ સ્પષ્ટ છે, એટલે પોતાનામા શ્રદ્ધા રાખી, અંતઃકરણમાંથી લોક પરલોકના ભોગની વાસનાને નિર્મૂળ કરી નાંખ; શ્રદ્ધાનું પ્રથમ પગથીઉં છે અંતઃકરણની શુધ્ધિ. અંતઃકરણમાં હોય ભોગની વાસના અને દોડાદોડી હોય બ્રહ્મજિજ્ઞાસા માટે, તો જરૂર તું ઠગાઇશ, બ્રહ્મ કે બ્રહ્મનાં વાકયો પણ તને સંતોષ નહિ આપી શકે, આ વિદ્યાની પ્રાપ્તિમાં દંભ નહી ચાલે, અજ્ઞાન નહીં ચાલે, માટે તું અંતર તપાસી જો અનુ ગવાસનાને ભસ્મીભૂત કરી નાખ, એટલે તને એવા દિવ્ય ચક્ષુ મળશે કે જેથી કયું શાસ્ત્ર બ્રહ્મજિજ્ઞાસાને તૃપ્તિ આપે એવુ અને કયા આચાર્ય બ્રહ્મવિદ્યાનું દાન આપે એવા છે એ સમજાશે. શાસ્ત્ર અને આચાર્યના અધિકાર જોવા માટે દોડતાં પહેલાં અંતરના ઊંડાણમાં ઊતરીને પોતાના આત્મા ઉપર શ્રદ્ધા રાખ, જો તારામાં ત્યાગ હશે તો તારે કયાં ઠગાવાનું છે ! ઠગાવાની બીનાની પ્રજા, ધન, વૈભવ, કીર્તિ વિગેરે વસ્તુઓ તું પ્રથમથી જ ત્યાગીને બેઠો છેઃ અંતરમાંથી અને અનિત્ય સમજી બેઠો છે, પછી તારી પાસેથી એ આચાર્યો કે શાસ્ત્રોને લેવા જેવું કે તને અન્યમાર્ગે ભમાવવા જેવું રહ્યું શું ? આમ પોતાનાં જ્ઞાનચક્ષુ ઊઘડવાથી ઉપદેશ આપનાર આચાર્ય અને ઉપદેશની વિદ્યા જ્ઞાનમય છે કે નહિ એ તું સહેજે ઓળખી શકીશ. આવી રીતે પ્રથમ આત્મશ્રદ્ધા દ્વારા ત્યાગ અને પછી સત્શાસ્ત્ર અને સદ્ગુરુમાં અનન્ય શ્રદ્ધા અને શરણાગતિ !

ભક્તિઃ શ્રદ્ધા આવી એટલે સંતો પ્રતિ અનન્ય પ્રેમ પ્રીતિભક્તિ સ્વાભાવિક ઊગી નીકળવાનાં: શ્રદ્ધારૂપી અમૃતની અંતઃકરણરૂપી ક્ષેત્ર ઉપર વર્ષા થઇ કે ભક્તિનું બીજારોપણ થવામાં વિઘ્ન નહિ આવે. અને જ્યાં શ્રદ્ધા અને ભક્તિથી તરબોળ થયેલી ચિત્તભૂમિમાં બીજાંકુર ફૂટવા માંડયાં કે

ત્યાં ધ્યાનનું અક્ષય, અવિકારી અને સંપૂર્ણ નન્દનવન સમું એવું તો ભગવદ્દ્રક્ષ ફૂલશે ફાલશે કે દ્વૈત અને અદ્વૈતનો ભેદ કપૂરની પેઠે ઊડી જશે અન્તર્મુખી કે બહિર્મુખી, જગત કે ઈશ્વર, આત્મા કે પરમાત્મા, સગુણ કે નિર્ગુણ, સાકાર કે નિરાકાર–જેવા બધા મુખ્ય કે અવાન્તર ભેદો ગળી જઈને સર્વત્ર, સદા, સર્વથા, બ્રહ્માનન્દની જ એ ચિત્તમાં છોળો ઊછળશે.

**ધ્યાન :** ત્યાગદ્વારા આત્મશ્રદ્ધા આવી, શ્રદ્ધાદ્વારા સાચાં શાસ્ત્ર અને સાચા ગુરુ ( સદ્ગુરુ ) ની ઓળખાણ પડી; ત્યાર પછી એમના પ્રતિ બ્રહ્મભાવે અનન્ય પ્રીતિ ઉપજી; અને એ અદ્વિતીય ભક્તિદ્વારા ચિત્તનું જે સતત્ સ્મરણ, રટણ કે*અનુસંધાન રહ્યું એમાંથી તૈલધારાવત્ અખંડ, સહજ સ્વભાવે ધ્યાન રહેવા માંડ્યું એટલે શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનનો એવો તો ત્રિવેણીસંગમ થયો કે જ્યાં બ્રહ્મવિદ્યા જ બ્રહ્મરૂપે વિરાજી રહી.

અમૃતના ભોગેચ્છુ ! બ્રહ્મવિદ્યાના જિજ્ઞાસુ ! બંધમાત્રના મોક્ષેચ્છુ ! તું તારા અંતરને તપાસી જો ! જો એમાં તત્ત્વની જ ઈચ્છા હોય તો તારે સંપૂર્ણ ભોગવાસનાનો ત્યાગ કરવો પડશે. બ્રહ્મવિદ્યા જ ભણવી હોય તો બીજી બધી વિદ્યાઓ અને એની ચર્ચા ઉપર આગ મૂકવી પડશે; બંધ-માત્રથી છૂટવું હોય તો બધા સંબંધોને અનિત્ય માની કેવળ આત્મસંબંધ જ નિત્ય અને સંયોગવિયોગ વિનાનો છે એવી દઢતા કેળવવા દ્વૈતમાત્રના વિચારને તિલાંજલિ આપવી પડશે.

એવું ન હોય તો તું જિજ્ઞાસુ નથી, ભક્ત નથી, મુમુક્ષુ નથી, પણ ગતાનુગતિક ન્યાયે ચાલનારો ભટકતો જડજિજ્ઞાસુ છે ! અથવા વિકારી વસ્તુનો વેવલો ભગત છે ! તારી દૃષ્ટિ તો હોવી જોઈએ સાચી વસ્તુ ઉપર. સોની સોનું ખરીદવા જાય ત્યારે એ લગડી નાની છે કે મોટી, ચોરસ છે કે લંબગોળ, આઠ ખુણાવાળી છે કે પંદર ખુણાવાળી, એવાં નામરૂપ એમાં નથી જોતો; પણ શુદ્ધ સોટચના સોનાને જ જુએ છે; પણ એ પહેલાં એને સો ટચના શુદ્ધ સુવર્ણનું જ્ઞાન હોય છે; તું પ્રથમ બ્રહ્મવિદ્યાનાં સાચાં લક્ષણ જાણી લે; અને પછી નામરૂપની ઓથે રહેલા, દેહધારી બ્રહ્મવિદો કે જે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ જ છે, અને જેમનાં શરીર પ્રારબ્ધ ભેદે વિધવિધ વ્યવહાર કરે છે, એમાંથી સો ટચના સોનાની પેઠે શુદ્ધ

બ્રહ્મવિદ્‌ને ઓળખી શકીશ, બ્રહ્મવિદ્યા જ તને આપડશે એમા સેળભેળ હોય તો ત્યાગ કરતા આવડશે પરંતુ એમ કરતાં નામરૂપમાં ન ફસાઈશ: બ્રહ્મવિદ્યા ભણવી હોય તો શ્રદ્ધા દ્વારા પોતાના પુરૂષાર્થ ઉપર, અચલ વિશ્વાસ રાખ, વૈરાગ્યની તલવાર ઉપર ચાલતાં શીખ, અને પછી જો કે તને બ્રહ્મવિદ્યાના આચાર્યના દર્શન અને બ્રહ્મવિદ્યાનાં દાન મળે છે કે નહિ! અને એવી શ્રદ્ધા રાખીને પછી જે ભક્તિ તથા ધ્યાન થશે, એ જ સાચાં ભક્તિ અને ધ્યાન કહેવાશે.

ટૂંકા લેખમા કેટલુ કહેવાય? દોડાદોડી મૂકીને અંતર તપાસી જો! રઘવાયો ન થા, વેવલાપણુ છોડી દે! તુ તને જો જિજ્ઞાસુ કહેવરાવતો હોય, તો દિવસમાં દસ વાર મંદિરે મંદિરે દેવદર્શન કરવાની દોડધામ કરનારા, "થયા કે?–થઈ ગયા–થાય છે–જો–જો–"નો પોકાર કરનારા મંદિરભક્તો, છાશવારે તીર્થસ્નાન કરનારા યાત્રાળુઓ, અસખ્ય પારાયણો કરનારાં અને સાંભળનારાં શાસ્ત્રમહેરાઓ જેવો તુ ન થા, એમનાં દેવદર્શન અનિત્ય જ રહે છે, હજારો પારાયણો કરતા સાભળતા પણ એમને ભગવદ્‌ભક્તિ કે બ્રહ્મજ્ઞાન મળતુ નથી લાખો વાર તીર્થસ્નાન કરતાં તેઓ પાવન થતા નથી ને અસખ્ય યાત્રાઓના ફેરાફેરા ખાતા છતાં પણ એમનાં જન્મમરણનાં આવાગમન બધ થતાં નથી—એવો તુ કૃપા કરીને ન થા!

બ્રહ્મવિદ્યા જ ઉત્કૃષ્ટ વિદ્યા છે, એ અતિશય ગૂઢ છે, સંતોએ સવેલી છે, સમસ્ત પાપતાપને ધોઈ–બાળી નાખે એવી છે, અને એને જ બ્રહ્મજ્ઞાની પામે છે એ વાત નિર્વિવાદ છે ને નિર્વિવાદ રહેશે, એ સત્ય ત્રિકાલાબાધિત છે. એટલે એને અચિરાત્ અત્યારે જ જાણવા માટે ચાલો પુરૂષાર્થ કરીએ, કારણ કે સાક્ષાત્ બ્રહ્મ આજ્ઞા કરે છે કે,

श्रद्धाभक्तिध्यानयोगादवेहि ॥

  

 



# દાખવો પુણ્યપ્રકાશ



અંતર મારે એક જ આશ :
મને દાખવો પુણ્યપ્રકાશ.

તિમિર ભરેલું જીવન મારું, રમતી ભુતાવળ રાસ,
દેખી દેખીને દિલડું દાઝે, ઊડતો ઉર ઉલ્લાસ.
મને દાખવો પુણ્યપ્રકાશ.

ભટકી ભટકી ચરણો થાકયા, અંતર રહેતું ઉદાસ;
દાખવો કોઇ સંત મને તો, થાય તિમિર-વિનાશ.
મને દાખવો પુણ્યપ્રકાશ.

આવે આવે ને સોણલાં જાયે, દેખું ઘોર અમાસ;
રજનીરાણી રીસાઇ ગયાં ને, મળે ના ચંદ્રઉજાસ.
મને દાખવો પુણ્યપ્રકાશ.

શંકિત હૈયું ભૂલવે ભ્રમણા, દેખું જુદા કૈં ભાસ;
જીવન મારું તેજવિહોણું, યાચે અંતરથી દાસ.
મને દાખવો પુણ્યપ્રકાશ.

પ્રકાશ વસે છે કયા મુલકમાં, દાખવો એને પાસ;
દિલડું મારું દ્રવતું આજે, દર્શનની અભિલાષ.
મને દાખવો પુણ્યપ્રકાશ.

મૂળજીભાઇ પી. શાહ

# *એષણાત્રય

લેખક :—શ્રી. રમણીક અ. મહેતા



'ઉત્થાન' માસિક ત્રીજા વર્ષમાં પ્રવેશે છે, એ આનંદજનક ઘટના છે. એક સમયે ગુજરાતમાં, જનતાને સન્માર્ગે પ્રેરતાં, તેમની ધાર્મિક જિજ્ઞાસાને સંતોષ આપતાં, આધ્યાત્મિક વિષયોની ચર્ચા કરતાં, મનુષ્યને મોક્ષમાર્ગે અગ્રેસર કરતાં કેટલાક માસિકો હતાં. સમય બદલાતાં, એ વસ્તુસ્થિતિમાં પરિવર્તન થયું. ગુજરાતની જનતા નિવૃત્તિમાર્ગે જવા કરતાં પ્રવૃત્તિને પંથે આગળ જવાને કારણે કે લોકોમાં ધાર્મિક જ્ઞાનની ભૂખ ન્યૂન થવાને કારણે એવાં માસિકો બંધ થઈ ગયાં અને ધાર્મિક સાહિત્યની ચર્ચા કરતા માસિકની ખોટ ઘણાંને જણાવા લાગી. આવા સમયમાં સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થને પણ એક માસિક કાઢી લોકોની ધર્મવિષયક લાગણીને સતેજ રાખવા, લોકોમાં ઉન્નત વિચારો જાગ્રત કરવા અને તેમને શ્રેયસ્ માર્ગે વાળવા ઇચ્છા થઈ. આ ઇચ્છાના પરિણામે 'ઉત્થાન' અસ્તિત્વમાં આવ્યું હોય એમ સંભવે છે. સમય વિકટ હોવાથી, મુદ્રણના સાહિત્યનો ભાવ હદબહાર વધી જવાથી, આવા વિષયમાં લોકોની અભિરૂચિ ઓછી હોવાથી, આવું માસિક ટકશે કે નહીં, લોકો તરફથી પ્રોત્સાહન મળશે કે નહીં એ ચિંતાનો વિષય હતો, પરંતુ, હર્ષની વાત છે કે સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થના પ્રયત્નને જનતાએ આવકારદાયક લેખ્યો છે.

પૂજ્ય સ્વામીશ્રીની આજ્ઞા છે કે ત્રીજા વર્ષના પ્રથમ અંકને માટે મારે કંઈ લખવું, આથી એષણા વિષે લખવા પ્રેરાયો છું. ભગવાન ભાષ્યકાર શ્રી ઇશાવાસ્યોપનિષદ્‌ના પ્રથમ મંત્રના છેલ્લા પાદ પરત્વે–**મા ગૃધ કસ્ય-સ્વિદ્ધનમ્**–કહે છે કે, 'આવી રીતે એષણાનો ત્યાગ કર્યો છે, એવો તું ધનનો અભિલાષ મા કર.' એષણા એટલે શું? તે કેટલા પ્રકારની છે?

* ત્રીજા વર્ષના પહેલા અંકને માટે જ લખાયેલો લેખ ઘેરો મોડો આવવાથી બીજા અંકમાં છપાય છે.—તંત્રી

એનો વિચાર આપણે કરીએ. વેદાંતસંજ્ઞાવલીમાં કહ્યું છે કે:

पुत्रैषणा तथा वित्तैषणा लोकैषणा तथा।
एषणा त्रयमित्युक्तं तद्धिस्याद्बन्धकारणम् ॥ ८६ ॥

પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા એમ ત્રણ પ્રકારની એષણા-ઇચ્છા હોય છે. તે જ બંધનું કારણ છે. મને પુત્ર થાય તો ઠીક એવા પ્રકારની ઇચ્છાને પુત્ર-એષણા=પુત્રૈષણા કહે છે. આ ઇચ્છાને માટે પુરુષ સ્ત્રીસંગ્રહાદિમાં પ્રવૃત્ત થાય છે. મને ધન હોય તો સારૂં એવી ઇચ્છાને વિત્ત-એષણા -વિત્તૈષણા કહે છે. લોકૈષણાએ આ લોકના તથા પરલોકના સુખરૂપ ફળની ઇચ્છા છે. વિત્ત એટલે ધનના બે પ્રકાર છે. એક દૈવધન અને બીજું મનુષ્યધન. સ્વર્ગસુખ, દેવલોકનાં સુખને માટે કર્મ, ઉપાસના યજ્ઞયાગાદિમાં પ્રવૃત્ત થવું, એ સર્વ દૈવધન અને તેને માટે પ્રયત્ન છે. પશુ, ઐશ્વર્ય, સુવર્ણરૂપ ધન તે મનુષ્યધન કહેવાય છે. એષણા એટલે સુખની ઇચ્છા. પણ ઇચ્છાના વિષય તો અનંત છે તેથી ઇચ્છા પણ અનેક પ્રકારની સંભવે છે છતાં આ ત્રણની અંદર સર્વ ઇચ્છાનો સમાવેશ થાય છે. શ્રી શંકરાનંદ સ્વામી તો કહે છે કે બે પ્રકારની જ એષણા સિદ્ધ થાય છે. પશુ, ક્ષેત્ર, ધન પિતાને સુખના સાધનરૂપ છે, તેમ પુત્ર પણ પરલોકના સુખના સાધનરૂપ છે. અસ્તુ.

એષણાનું મૂળ શું છે ? આચાર્યશ્રી 'શતશ્લોકી'માં સમજાવે છે કે, "પ્રથમ બુદ્ધિમાં વિષયાભિલાષ ઉત્પન્ન થાય છે. તેથી મનમાં રૂપરસાદિ વિષયનું ચિંતન થાય છે. પછી મનુષ્ય અમુક વિષયની પ્રાપ્તિ માટે સંકલ્પ કરે છે. પછી ચક્ષુરાદિ ઇંદ્રિય દ્વારા તે વિષયને ગ્રહણ કરવા પ્રયત્ન કરે છે. પ્રયત્નમાં વિઘ્ન આવવાથી વિષયની પ્રાપ્તિ ન થાય તો ક્રોધ ઉત્પન્ન થાય છે. અને જો વિષય પ્રાપ્ત થાય તો, આ મારો વિષય છે, એનો અને મારો વિયોગ ન થાય એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે-અર્થાત્ કે તેના રક્ષણની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. જે લોભ છે." આમ કામ, ક્રોધ અને લોભ, એ ત્રણ બંધનની જડ છે. આત્મપુરાણમાં કહ્યું છે કે "ઇંદ્રિયો પોતાના શબ્દાદિ વિષય પ્રાપ્ત કરે તેથી કંઈ સુખ ઉપજતું નથી, માત્ર મનના ઔત્સુક્યની ક્ષણ વાર નિવૃત્તિ થાય છે." રેડિયો જોયો. લેવાનું મન થયું. લીધો. થોડા

દહાડા ગાયન સાંભળ્યાં. પછી-પછી એ રેડિયોનો મોહ જતો રહે છે. પડોશીને ત્યાં સુંદર ઘડિયાળ જોયું. તે ખરીદ કરી વસાવ્યું. પછી દહાડા જતાં તે ઘડિયાળનો મોહ જતો રહે છે. તેમાં આનંદ જણાતો નથી. માતાને બાળક અત્યંત પ્રિય હોય છે. તે તેને માટે સર્વ પ્રકારનાં દુઃખ સહન કરે છે. પોતે જ તેનાં મલમૂત્રાદિ કાઢી નાખે છે. પણ બાળકનો વિયોગ થતાં-બાળક મરી જતાં દુઃખ થાય છે. બાળકને પણ તેની માતા તેને તાડન કરે ત્યારે અપ્રિય લાગે છે. વાત એમ છે કે આત્માથી ભિન્ન અનાત્મ પદાર્થમાં સુખ નથી. આત્માથી ભિન્ન સર્વ પદાર્થો દુઃખ આપવાવાળા છે. આથી કામના પર વિજય મેળવવો. જો એમ કહેવામાં આવે કે કામ-ઇચ્છા-વાસનાની ઉત્પત્તિમાં કારણભૂત વિષયોના હોવા છતાં અને એને જોવાથી કામ ઉત્પન્ન થાય છે એવો અનુભવ હોવા છતાં કોણ કહેશે કે કામનો ત્યાગ સંભવિત છે ? જો આમ કહો તો અમે પુછીશું કે વિષયોના અસ્તિત્વમાં કામનો ઉદય થવો ; વિષયોનો સ્વભાવ છે ? કે પુરુષનો સ્વભાવ છે ? આમાં પહેલો પક્ષ તો સંગત લાગતો નથી. કારણકે જોયેલા ઘાસ ફૂલ આદિ કેટલાય પદાર્થ ભોગવવાની ઇચ્છા મનુષ્યને થતી નથી હવે જો બીજો પક્ષ લ્યો તો સ્ત્રીની સમીપમા બાળકને કામ જણાતો નથી. તો પછી કામનો ઉદય કેમ થાય છે ? આગળ કહ્યું તેમ બુદ્ધિમા કામનો ઉદય થાય છે. અર્થાત્ કે કામ સંકલ્પ-મૂલક છે. સંકલ્પ વાસનામૂલક છે. ભોગજન્ય સંસ્કાર તે વાસના છે. આથી વિષયોને ગ્રહણ ન કરવા. સર્વ બ્રહ્મરૂપથી જોનારને વિષયોનું ગ્રહણ ન કરવાથી વિષયવાસના આપોઆપ નષ્ટ થાય છે. આથી જ ક્રમશઃ પરમ પ્રાપ્તવ્યની પ્રાપ્તિ થાય છે. ગીતામાં કહ્યું છે કે

आपूर्यमाणमचलप्रतिष्ठं, समुद्रमापः प्रविशन्ति यद्वत ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥
ભ. ગી. ૨. ૭૦.

જેતરફ જળના સમૂહથી ભરાયેલા અચળ અને મર્યાદાવાળા સમુદ્રમાં પાણી જેમ પ્રવેશ કરે છે અને એકરૂપ થઈ જાય છે, તેમ જે પુરુષમાં કામનાઓ પ્રવેશ કરી તેને વિકારયુક્ત કરતી નથી, તે શાંતિને પ્રાપ્ત થાય છે, વિષયોની ઇચ્છા કરનાર નહીં.

. સદા એકરૂપથી રહેનાર સમુદ્રમાં ગંગા, સિંધુ, કાવેરી આદિ નદીઓનું પાણી પોતાના નીચ, પીતં, રૂપવિશેષ, રસવિશેષ, દુર્ગંધાદિ ગંધવિશેષ અને નામવિશેષને છોડી સમુદ્રભાવને પ્રાપ્ત થાય છે. સમુદ્રને પ્રાપ્ત થયા પછી, નામ, રૂપ, મહિમા સમુદ્રથી ભિન્ન નથી રહેતાં. તેમ બ્રહ્મનિષ્ઠમાં યોગ્ય વિશેષો પ્રવેશ કરી નામવિશેષ, રૂપવિશેષ, ગંધવિશેષ, સંસ્કારવિશેષને ત્યાગી, સમુદ્રમાં પ્રવેશ થનાર નદીઓનું જળ જેમ સમુદ્રભાવને પ્રાપ્ત થાય છે તેમ બ્રહ્મનિષ્ઠમાં બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. આવો માણસ બ્રહ્મવિદ્ છે. તેને જ પરમ શાંતિ વરે છે. વાસનાવિષ્ઠલને શાંતિ મળતી નથી. જેનું મન વિષયો પાછળ દોડે તેને શાંતિ ક્યાંથી ? શાંતિને માટે કામના ત્યાગ કરવી; અને એ અભ્યાસથી સાધ્ય છે. મોક્ષવાંછુએ તેને માટે યત્નશીલ થવું.

ॐ

"બન્ધુઓ ! જો નિજાનન્દ-નિત્યાનન્દ પ્રાપ્ત કરવો હોય તો અવિરત પુરુષાર્થ કરો, અને બીજી નીજી વાસનાઓ કરવી છોડી દો. શરીરનાં કામકાજને પ્રારબ્ધને અધીન કરી રાખો. એ કર્મો તો ભાગ્યાનુસાર થયા જ કરશે. તમે તો તમારા આત્મસ્વરૂપમાં નિમગ્ન થઇને રહો; તમારું મુખ્ય કામ–પરમ પુરુષાર્થ તો એ જ છે. આત્માનંદમાં મસ્ત થઈને ઇશ્વરપદને સંભાળી રાખો. તમારા સ્વરૂપને રાજરાજેશ્વરના સિંહાસનપર પદારૂઢ થવાની જ વાર છે. એમ થતાં જ બહારનાં શરીર માર્ફત થનારાં તમારાં બધાં કામકાજ આપોઆપ થયા જ કરશે; શરીર કર્યાં જ કરશે. શેઠ જેમ પેઢી ઉપર બેસતાં જ મુનીમ ને બીજાં માણસો પોતપોતાના કામકાજ કરવા મંડી જાય છે, તેમ બ્રહ્મનિષ્ઠ સંપૂર્ણ વિશ્વના સમ્રાટ્ સમા જીવન્મુક્ત પુરુષોનું મુખ્ય કામ તો સ્વરૂપના આનન્દમાં નિમગ્ન રહેવાનું જ હોય છે. બાકીનાં વ્યવહારનાં કામકાજ તો બિચારી શારીરિક પ્રકૃતિ પોતાના સ્વભાવને લીધે પોતાની મેળે જ કર્યા કરશે. પણ ભાઇ, એ બધું ત્યારે જ થાય કે તમે યોગ્ય પુરુષાર્થ કરો એટલે કે શરીરને ભાગ્યની ઉપર છોડી દો અને આત્મિક ઉન્નતિને માટે પુરુષાર્થ કરો. "

સ્વા૦ રામતીર્થ

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ

અને

# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

( ગતાંકથી ચાલુ )

લેખક :—સ્વા. શ્રી. માધવતીર્થજી

卐

## ( ૮ )

### ભાવરૂપ અજ્ઞાન ( Positive ignorance ) નો વિચાર

અરવિંદશિષ્ય—શ્રી અરવિંદના માર્ગમાં આત્માની શક્તિથી ત્રણ ગુણવાળી પ્રકૃતિ જીતવાનો ક્રમ છે તેમના 'આર્ય' માસિકમાં શરુઆતમા જ 'The two natures' એટલે બે પ્રકૃતિનો વિચાર છે એક પરા પ્રકૃતિ અને બીજી અપરા

શંકરશિષ્ય:—જ્યાં પ્રકૃતિના વિચાર ઉપર બહુ જોર આપવામા આવે છે તે માર્ગને રસ્યાનુરક્તિનો માર્ગ કહે છે તે એક અવસ્થાનો વિચાર છે. તેમા ત્રણ ગુણવાળી અપરા પ્રકૃતિને સાચી માનીને તેને જીતવાનો પ્રયત્ન કરવો પડે છે. શ્રી શંકરમતમાં પ્રકૃતિને જીતવા તરફ બહુ લક્ષ નથી, પણ તે કેવી છે, તેનું સ્વરૂપ કેવુ છે તેની તપાસ કરશો તો તે જતી રહેશે, અથવા આત્મા સાથે એવી મળી જશે કે તે જુદી મળશે નહિ જે જુદી ન લાગે અથવા સાચી ન લાગે તેને જીતવાની મહેનત કરવી એ નકામું છે, છીપમાં જેમ રૂપાનું જ્ઞાન થાય તે પ્રમા નથી તેમ બ્રહ્મમાં બીજુ જણાય એ પ્રમા નથી. પ્રકૃતિને સાચી માનો તો સાચું દ્વૈત હોય તેવુ જણાય અને જગતમાં બે ભગવાન જેવું થઈ જાય જ્યારે બે ભગવાન હોય ત્યારે એક કહે કે મારે સૃષ્ટિ ઉત્પન્ન કરવી છે અને બીજી સત્તા કહે કે મારે તેનો નાશ કરવો છે. બે સત્તાથી જગતનો વ્યવહાર ચાલે નહિ

સ્વપ્નાની પ્રકૃતિ જેમ ત્રણ ગુણવાળી નથી પણ અધ્યાસરૂપ છે તેમ જાગ્રતની પ્રકૃતિ પણ ત્રણ ગુણવાળી નથી પણ અધ્યાસ રૂપ છે. છીપનું જ્ઞાન થતાં જેમ રૂપું અને તેનું જ્ઞાન નિવૃત્ત થાય છે તેમ બ્રહ્મજ્ઞાનથી પ્રકૃતિની નિવૃત્તિ થાય છે. ત્યાં નિવૃત્તની નિવૃત્તિ છે. શ્રી અરવિંદની માફક પ્રકૃતિ જેવી કોઈ વસ્તુ છે એમ માનીને પ્રકૃત્તિની *નિવૃત્તિ કરવાની નથી.* Shri Aurobindo's system is something like a change from first love to final meeting and proceeds four part to the whole or from tune to the joy. Shi. Shankeracharya keeps us always united and negates the principle of separation in the enternal Union. Therefore he proceeds from whole to the whole or from *joy to the tune or from joy to the joy.*

અરવિંદ શિષ્યઃ–શ્રી અરવિંદ પોતાના યોગનું ફળ થોડા વર્ષમાં એવું બતાવશે કે જેનાથી આખું જગત ચકિત થઈ જશે.

શંકરશિષ્યઃ–બધા ક્રિયાયોગનું ફળ હમેશાં ભવિષ્યમાં રહે છે. જ્ઞાનનું ફળ સદ્યોમુક્તિ છે. ઉપનિષદમાં કહેલ છે કે **तत्त्वमसि** એટલે "તે તું છે." એમાં ભવિષ્ય નથી અને **अत्र ब्रह्म समश्नुते** એટલે અહીં જ બ્રહ્મનો આનંદ મળે છે એ વાક્યમાં બીજી જગ્યાનો નિષેધ કરેલ છે. એ ફળ સદ્‌ગુરુદ્વારા શ્રવણ મનન કરી વેદાન્તની પ્રક્રિયા પ્રમાણે આરોપની નિવૃત્તિ કરવાથી તરત પ્રાપ્ત થાય છે. તેમાં આપ્તની પ્રાપ્તિ છે. 'તે તું થઈશ' એમ ઉપનિષદમાં કહેલું નથી. યોગીને જે જે દેખાય છે તે ભાસ્ય કોટીનું હોવાથી શુદ્ધ તત્ત્વ નથી. શુદ્ધ તત્ત્વ ભાસક કોટીમાં રહે છે અને જ્ઞાનીને તે નિત્ય અનુભવમાં રહે છે.

અરવિંદશિષ્યઃ–જ્ઞાની પણ નિદ્રા લે છે ત્યારે તેને સુષુપ્તિમા રહેલી અવિદ્યા લાગુ થઈ જાય છે. તમે ત્રણ અવસ્થાની પ્રક્રિયાનાં વખાણ કરો છો તે શંકર મતમાં સ્પષ્ટ નથી. તે મતમાં સુષુપ્તિમાં ભાવરૂપ અવિદ્યા (positive ignorance) માનેલી છે એ મારા પ્રશ્નનો જવાબ હજુ તમે સ્પષ્ટ આપેલ નથી.

શંકરધિશ્વ–નિર્દિગો, અનવચ્છિન્ન જે શુદ્ધ ચૈતન્ય સર્વમાં આપણે રહેલ છે તેમાં મિથ્યાભૂત અનાત્મા અને તેનો સંબંધ અજ્ઞાની પુરુષોએ આરોપ કરેલ છે. તેનો અપવાદ કરીને, જેવી વસ્તુ છે તેવી બતાવીને તેનો નિશ્ચય કરાવી આપવા માટે બધા વેદાન્તશાસ્ત્રનો આરંભ છે એવું શ્રી શંકરાચાર્યે પોતાના પ્રસ્થાનત્રયના ભાષ્યમાં યુક્તિપુર:સર બતાવી આપેલ છે. જાગ્રતનો વ્યવહાર સમજાવવા માટે બધા વેદાન્તશાસ્ત્રમાં વિષય–વિષયી વિભાગ સ્વીકારીને આત્માનો વિવેક કરી બતાવે છે. સ્વપ્નામાં તે વ્યવહારનું મિથ્યાત્વ સહજ જાણી શકાય છે તેથી આત્માનું સ્વયંજ્યોતિપણું સિદ્ધ થાય છે. વળી જાગ્રત અને સ્વપ્નપ્રપંચ સમાન છે એવું બતાવીને વેદાન્ત વિષયોનું મિથ્યાત્વ જણાવે છે તો પણ તે બને અવસ્થામાં વિષયોનું સહચારીપણું છૂટતું નથી તેથી આત્મા જાણે કે સવિશેષ હોય અને વિષયથી અવચ્છિન્ન હોય એવું કેટલાક મંદમતિવાળાને લાગે છે. તેનું નિરાકરણ કરવા માટે બધા વિષયો જે અવસ્થામાં નથી એવી સુષુપ્તિ ( નિદ્રા ) નો અનુભવ આગળ બતાવી આત્માનું અસંગપણું વેદાન્ત હદ કરી જણાવે છે આવી રીતે ત્રણ અવસ્થાની પરીક્ષા કરીને જિજ્ઞાસુઓને આત્મતત્ત્વ સમજાવવામા આવે છે આ પ્રક્રિયા વેદાન્તીઓ આદરથી સ્વીકારે છે કારણ કે તેમાં દોષ નથી અને તે સૂક્ષ્મ બુદ્ધિવાળાને સમજાય છે. છતાં જેઓ આ રીતે અદ્વૈત તત્ત્વનો નિ:સંશય નિશ્ચય કરી શકતા નથી તે બીજી પ્રક્રિયાના મોહમા પડી જાય છે.

ભાગવિદશિજ્ય–જાને કે જાગ્રતમા વિદ્યમાન વિષયો સ્વપ્નમાં મળતા નથી અને સુષુપ્તિમાં કોઈ પણ વિષયોનો અનુભવ નથી એમ બધા જાણે છે તો પણ તેટલા અનુભવથી જ આત્માનું નિષ્પ્રપંચપણું સિદ્ધ થતું નથી. ઊંઘમાથી જાગ્યા પછી ગયા દિવસનો પ્રપંચ જાગ્રતમાં બધા અનુભવ કરે છે. કોઈને એવી શંકા થતી નથી કે જે ઘરમાં કાલે હું સૂતો હતો તે જ આ મારુ ઘર છે કે બીજું ઘર છે? વ્યવહારમાં પણ જે માણસ સાથે કાલે વ્યવહાર કર્યો હતો તેની સાથે જ આજે વ્યવહાર થાય છે તેમા વિસંવાદ થતો નથી. એક વાર ગઈ કાલે પરણેલા માણસોને માટે આજે જાગ્યા પછી ફરીથી પરણવું પડતું નથી. એક શાસ્ત્રી મને કહેતા હતા કે

જો પહેલેથી મને ખબર હોત કે સ્વપ્ન અને જાગ્રત સરખું છે તો હું સ્વપ્નમાં જ પરણી લેત અને જાગ્રતમાં પરણ્યા પછી જે ઉપાધિઓ ભોગવવી પડે છે તેમાંથી છૂટી શકત. વળી એક માણસને નિદ્રા આવી તેથી બધાને તેની અસર થતી નથી, બધાને નિદ્રા આવતી નથી. તેથી જગતનો વિચ્છેદ થતો નથી. નિદ્રામાં જો બધો પ્રપંચ ઉચ્છેદ પામે તો જાગ્રતમાં ફરી બધો પ્રપંચ નિયમસર કેમ મળી શકે છે ? દરેક દિવસે નવું જગત ઉત્પન્ન થતુ નથી. નિદ્રામાં જગતનો અભાવ હોય તો અભાવમાંથી ભાવ ઉત્પન્ન થાય નહિ. ગઈ કાલનું જગત આજે દેખાય છે એવો સૌને નિશ્ચય છે અને તેની પ્રત્યભિજ્ઞા* પણ થાય છે. તે પ્રત્યભિજ્ઞાનો કોઈ બાધક નથી. તેથી નિદ્રામાં પ્રપંચ નથી એ વાત ન્યાયવાળી નથી.

વળી સ્વપ્ન અને જાગ્રતની તુલના કરતાં જણાય છે કે સ્વપ્નામાં પણ પ્રપંચનો અભાવ નથી. ત્યાં પણ પ્રપંચનો ભાસ તો દેખાય છે. શ્રી શંકરાચાર્યના માર્ગવાળા કેટલાક કહે છે કે જાગ્રતમાં પ્રપંચનો આભાસ છે અને સાચો પ્રપંચ નથી એમાં પ્રમાણ નથી. ભ્રાંતિવાળા પ્રપંચથી આત્માનું સદ્વિતીયત્વ થતું નથી એમ પણ ન કહી શકાય. જાગ્રત સ્વપ્નના જેવું છે એટલી પ્રતિજ્ઞા માત્રથી બધા માણસોના અનુભવથી સિદ્ધ પ્રપંચનું વિષયપણું દૂર કરી શકાતું નથી. જાગ્રતમાં જે દેશકાળ, નિમિત્ત, અને સંપત્તિનો અબાધ રીતે અનુભવ થાય છે તે સ્વપ્નાના જેવો નથી. તે સ્વપ્નાના અનુભવથી વિલક્ષણ છે: વળી સ્વપ્નનો અનુભવ તો ( ઇન્દ્રિય વગરના સ્થાનમાં ) અંતઃકરણમાં રહેલ દોષના નિમિત્તથી ઉત્પન્ન થયેલ પ્રત્યયના પ્રવાહરૂપ છે: તેથી સ્વપ્ન અને જાગ્રતના અનુભવમાં જરૂર ભેદ છે. શ્રુતિ પણ કહે છે કે—સ્વપ્નમાં રથ વગેરે નથી અને તેથી તે પ્રપંચ મિથ્યા છે. જ્યાં ઇન્દ્રિયો ઉપરામ પામે છે અને મન ઉપરામ પામતું નથી ત્યાં જે વિષયોનું સેવન થાય છે તે સ્વપ્ન દર્શન છે. જાગ્રતનું મિથ્યાત્વ એવી રીતે કોઈ શાસ્ત્રમાં કહેલ નથી, તેમ તેવો અનુભવ પણ થતો નથી કે જેથી જાગ્રત સ્વપ્ન જેવું માની શકાય.

---

* જે પહેલા જાણ્યું હોય તેનું સ્મરણ.

વળી જાગ્રત અને સ્વપ્નમાં ભેદ નથી એમ કોણ કહી શકે ? તે બંને અવસ્થાના સુખદુઃખમાં ભેદ છે એમ કોણ ના પાડી શકે ! તેથી એ બંને અવસ્થા વિલક્ષણ હોવાથી શ્રી શંકરમતવાળા કહે છે કે જાગ્રતનો પ્રપંચ સ્વપ્નની માફક આભાસ માત્ર છે, એ વાત સાચી ઠરતી નથી, જાણે એક દ્રવ્ય છે અને અગ્નિ પણ એક દ્રવ્ય છે તેથી બંનેના ધર્મ એક થઇ જતા નથી. તેથી એમ સિદ્ધ થઇ શકે છે કે સ્વપ્નમાં પ્રપંચનો આભાસ છે અને જાગ્રતમાં સાચો પ્રપંચ દેખાય છે, તેથી સ્વપ્નમાં આત્મા પ્રપંચવાળો છે અને જાગ્રતમાં તો તે વિષે કાંઇ શંકા જેવુ નથી

વળી સુષુપ્તિમાં જગત અને આત્માનો સંબંધ છુટી જાય છે એવું અનુમાન થઇ શકતું નથી તેથી માત્ર ત્રણ અવસ્થાની પરીક્ષાથી નિષ્પ્રપંચ શુદ્ધ આત્માનો અનુભવ થાય એવું તો મૂર્ખ લોકો માને. તમે કહો છો તેમ જો માત્ર નિદ્રાથી બધો પ્રપંચ છુટી જતો હોય તો મૂર્ખ અને પંડિત બધા નિદ્રામાં મુક્ત થઇ જાય અને વેદાન્તના શ્રવણ મનન માટે અધિકારના વિચારની જરૂર રહે નહિ. વળી સુષુપ્તિ ( નિદ્રા ) મા મોક્ષ મળે અને ફરી જાગ્રતમાં નવા પ્રપંચથી બંધન થાય તો મોક્ષની આશા પણ રાખી શકાય નહિ, તેથી તમારો જ્ઞાનયોગ યુક્તિથી વિરૂદ્ધ છે, તે સ્વીકારીએ તો શાસ્ત્રો નકામા થઇ પડે

વળી મેં પહેલાં તમને કહ્યુ હતું તેમ શ્રી શંકરમતના કેટલાક અનુયાયીઓ સુષુપ્તિમાં પ્રપંચનો લય બતાવે છે, છતાં ત્યાં અજ્ઞાન જેવી ભાવરૂપ વસ્તુ બતાવે છે, તેઓ કહે છે કે આ આત્મા સંસારની દશામાં અનાદિ અવિદ્યાથી ઘેરાયેલો હોવાથી પોતાનું કર્તાપણું અને ભોક્તાપણું કદાપિ છોડતો નથી. જો કે સુષુપ્તિમાં બધા પરિચ્છેદ શૂન્ય થઇ જાય છે તો પણ મિથ્યાભૂત અજ્ઞાનનો સંબંધ ત્યાં રહે છે. તે અજ્ઞાન માત્ર આત્મજ્ઞાનથી બાધ્ય થાય છે, તેથી જો કે અજ્ઞાન મિથ્યા છે તો પણ જ્યાં સુધી મુક્તિ થઇ નથી ત્યાંસુધી માત્ર નિદ્રાથી કોઇને કૈવલ્ય-મોક્ષની પ્રાપ્તિ થતી નથી, એ અજ્ઞાનને કોઇ માયા કહે છે, કોઇ અવિદ્યા કહે છે, કોઇ પ્રકૃતિ કહે છે, કોઇ બીજ-અવસ્થા કહે છે. એકંદરે તે અજ્ઞાનની કારણ અવસ્થા અને કાર્ય અવસ્થા એમ બે અવસ્થા બને છે. સુષુપ્તિમાં તેની કારણ અવસ્થા છે

અને જાગ્રત તથા સ્વપ્નમાં તેની કાર્ય અવસ્થા છે. જે સત્ય છે તે સુષુપ્તિમાં ગ્રહણ થતું નથી, તેનું કારણ ત્યાં અંજક નથી. પણ કાંઇ નથી એમ નહિ સુષુપ્તિમાંથી ઊઠયા પછી એમ યાદ આવે છે કે "ઊંઘમાં મેં કાંઇ જાણ્યું નહોતું." એટલું જ નહિ પણ તે અજ્ઞાનના પ્રતિયોગી જ્ઞાનનો પણ અભાવ સુષુપ્તિમાં હતો. વળી જાગ્યા પછી કહે છે કે "હું મને જાણતો ન હતો" આત્મ-વિષયક અજ્ઞાનનો પરામર્શ પણ થાય છે. તેથી વેદાન્તના મત પ્રમાણે પણ :—

૧ કોઈ વૈભત ગ્રહણનો અભાવ ન થાય એવા નિત્ય સ્વયંજ્યોતિ આત્મસ્વરૂપના અજ્ઞાનનો બીજો હેતુ ન મળવાથી,

૨ સુષુપ્તિમાં વિપરીત ગ્રહણરૂપ મિથ્યા જ્ઞાનનો અભાવ હોવાથી, અને

૩ કેવળ મિથ્યા જ્ઞાનના સંસ્કાર તત્ત્વજ્ઞાનને પ્રતિબન્ધક થઈ શકે નહિ.

તેથી જ્ઞાનનું વિરોધી એવું ભાવરૂપ સૂક્ષ્મ અવસ્થાવાળું કાંઇક આવરણ સુષુપ્તિમાં છે એમ સ્વીકારવું પડશે.

જાગ્રત અવસ્થામાં પણ માણસ કહે છે કે "હું મને જાણતો નથી." એ પ્રત્યયના બળથી કાંઈક આવરણ પ્રત્યક્ષ જણાય છે. જો આવરણ ન હોય તો આવરણ નથી એવો અનુભવ થવો જોઇએ પણ એવો અનુભવ થતો નથી. જે અજ્ઞાન સ્પષ્ટ રીતે પ્રત્યક્ષ અનુભવમાં આવે છે તે જ્ઞાનના અભાવવાળી વસ્તુ નથી પણ અજ્ઞાનનો ભાવ છે, એટલે કે positive ignorance છે. એ કારણને લઇને જ શ્રી અરવિંદ શ્રી શંકરાચાર્યની વિરુદ્ધ પડેલા છે. શ્રી અરવિંદ ભાવરૂપ અજ્ઞાન માનતા નથી પણ મિથ્યા જ્ઞાન માને છે. અભાવ (એટલે Negation) પોતે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નથી. તે માત્ર છઠ્ઠા પ્રમાણથી એટલે અનુપલબ્ધિ પ્રમાણથી જણાય છે. જેઓ અનુપલબ્ધિ પ્રમાણને માનતા નથી તે અભાવને પ્રત્યક્ષ માનતા નથી. એક ખાલી ઓરડામાં કોઇ ચોર જાય તો તેને લાગે કે અહીં સોનું નથી. કોઈ બાઈ બાઉ લેવા જાય તો કહે છે કે અહીં ગ્મોડાની જગ્યા નથી. તેનો/દીકરો કહે છે કે અહીં મારે અભ્યાસ માટે જગ્યા નથી અથવા ફરનીચર નથી. જો અભાવ એ ઓરડાનો સ્વભાવ હોય તો સૌને એક જ પ્રકારની લાગણી થવી જોઇએ.

શંકરશિષ્ય :–જેમ ઓરડામાં કાંઇક વસ્તુનો અભાવ જણાય છે તેમ

અમુ અવસ્થામાં જ્ઞાનનો અભાવ ( absence of knowledge ) કદાચ સ્વીકારી શકાય; પણ ભાવરૂપ અજ્ઞાન ( positive ignorance ) અમે સ્વીકારતા નથી.* જ્ઞાનનો અભાવ દૂર થઇ શકે પણ ભાવરૂપ અજ્ઞાન દૂર થઇ શકે નહિ.

અરવિંદશિષ્ય :—અભાવનો પ્રતિયોગી આત્મા અને તેનું જ્ઞાન જણાય છે કે નહિ ? જો જણાય છે તો તે જ આત્મામાં જ્ઞાનનો અભાવ ગ્રહણ થશે નહિ અને જો નથી જણાતાં તો જે ધર્મી પ્રતિયોગી બીજા જ્ઞાનની અપેક્ષા રાખે તે પોતે જ્ઞાનનો અભાવ શી રીતે ગ્રહણ કરી શકે ? તેથી બન્ને રીતે અભાવ પ્રતીત થતો નથી. તેથી જાગ્રતમાં જે પ્રત્યક્ષ અનુભવમાં આવે છે તે ભાવરૂપ અજ્ઞાન છે એમ શંકરમતમાં સિદ્ધ થાય છે. અભાવ કોઈનું ઉપાદાન અથવા આવરક થાય નહિ તેથી અજ્ઞાનને અભાવરૂપ કહી શકાય નહિ એવું તમારા મતવાળા કહે છે.

શંકરશિષ્ય :—જો ભાવરૂપ અજ્ઞાન સ્વીકારીએ તો તેનો નાશ થાય નહિ અને એક બ્રહ્મ અને બીજું અજ્ઞાન એવું દ્વૈત રહી જાય.

અરવિંદશિષ્ય :—એ જ શંકરમતના માયા-વાદનો મોટામાં મોટી ખામી છે.

શંકરશિષ્ય :—તમારી સમજણમાં મોટી ભૂલ રહેલી છે. તમારી બધી દલીલનો હું ક્રમસર જવાબ આપી શકીશ પણ તે પહેલાં તમારી બધી દલીલ હું જાણવા માગું છું. માયાવાદ બરાબર સમજવામાં ઘણા પુરુષાર્થની જરૂર છે. સ્વપ્નામાં કોઈ બહારનો પદાર્થ નથી છતાં બંધન જેવું કેમ દેખાય છે ? અને નિદ્રા વખતે બહારના પદાર્થ સામાન્ય દષ્ટિએ હોવા છતાં બંધન કેમ દેખાતું નથી ? એ સમજવામાં ઘણી બુદ્ધિની જરૂર છે. જેમ સ્વપ્નાનો બાધ જાગ્રતમાં થાય છે તેમ જાગ્રતનો બાધ સ્વપ્નામાં થાય છે. જાગ્રતના પદાર્થ સ્વપ્નામાં કામ આવતા નથી, તેથી બન્ને દશા સમાન છે.

અરવિંદશિષ્ય :—શંકરમતમાં ચોખ્ખું માનેલું છે કે જાગ્રતમાં અનુભવમાં આવતું આવરણ સ્થૂલ રૂપવાળું છે અને તેનું કાર્યપ્રપંચ પ્રત્યક્ષ છે. સ્વપ્નામાં પણ વાસનાસહિત મનની કલ્પનાથી ઉત્પન્ન થયેલ પ્રપંચ હોવાથી

* વેદાન્તના જીજ્ઞાસુઓએ આની ભાષા સમજવાની ટેવ પાડવી જોઇએ.

ત્યાં પણ સ્થૂલ અવિદ્યા છે. ત્યાં નિદ્રાથી ઉત્પન્ન થયેલ દોષ સાથે છે એટલું વિશેષ છે. સુષુપ્તિમાં એ અવિદ્યા સૂક્ષ્મ થાય છે એમ મેં પહેલાં તમને કહેલ છે. તેથી કાર્યરૂપ અવિદ્યા સુષુપ્તિમાં સૂક્ષ્મભાવને પામી કારણરૂપ અવિદ્યા અથવા મૂળ-અવિદ્યા અથવા મૂલાવિદ્યા એવા નામથી બોલાય છે. તે કર્મ-યુક્ત વિક્ષેપના સંસ્કારના બીજવાળી હોવાથી અવિદ્યા-શેષ છે એમ પણ તમારા મતવાળા કહે છે. કાર્ય-કારણવાળું આવું આવરણ અવિદ્યાના નામથી ઓળખાય છે. તે અવિદ્યા જ્ઞાનની વિરોધી હોવાથી શંકરમતમાં તેને અજ્ઞાન કહે છે.

શંકરશિષ્ય :—એવું ભાવરૂપ અજ્ઞાન શ્રી શંકરાચાર્યે માનેલ નથી, છતાં એવું અજ્ઞાન હોય તો તેનો નાશ તમે કેવી રીતે માની શકશો ? માણસ કાંઈ જાણતો ન હોય તો કાંઈ ઉપાધિ નથી પણ દરેક માણસ અને દરેક જીવ કાંઈક જાણે છે. જે જાણે છે તે તે દશા માટે ક્ષણવાર ઠીક પણ હોય છે, છતાં જે જ્ઞાન બાધ્ય થાય છે તે મિથ્યા છે. એવા મિથ્યા જ્ઞાનને કોઈ ભૂલથી અજ્ઞાન માને છે. મિથ્યા જ્ઞાન દૂર થઈ શકે પણ ભાવરૂપ અજ્ઞાન ( positive ignorance ) દૂર થઈ શકતું નથી. Our senses tell us something about an object but never tell us more than a fraction of the facts concerning it. Whatever we know from this source should be corrected by reasoned inquiry.

અરવિંદશિષ્ય :—મન અને ઇંદ્રિયો સાચું જ્ઞાન આપતાં નથી એ વાત તો શ્રી અરવિંદ પણ માને છે. સાચું જ્ઞાન મેળવવાના સાધનને શ્રી અરવિંદ supermind ( વિજ્ઞાન ) કહે છે અને એવા જ્ઞાની પુરૂષને superman કહે છે.

શંકરશિષ્ય :—શરૂઆતમાં શ્રી અરવિંદ મનની ઉપરના ક્ષેત્રને supermind અથવા વિજ્ઞાન કહેતા હતા. હમણાં તેમણે તે ક્ષેત્રના બે ભાગ પાડ્યા છે અને તેને overmind અને supermind કહે છે. ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિએ એમ મનાય છે કે માણસો વાંદરામાંથી આવેલા છે. છતાં માણસોને જેમ super-monkey કહી શકતા નથી, તેમ યોગીને superman કહી શકાય એમ નથી. આવા શબ્દો માણસોને બહુ ગોટાળામાં નાંખે છે. superman

ખીલવણી પણ ક્રમાનુસાર થાય છે પ્રથમ પ્રેરણારૂપે જણાય પછી કારણ અને કાર્યનું અસ્પષ્ટ અનુસંધાન કરી શકે અનુભવથી અને સ્વપ્રયત્નથી જેમ જેમ બુદ્ધિ સૂક્ષ્મ અને પરિપક્વ થતી જાય તેમ તેમ તેનામાં સારાસારના વિવેકનો ઉદય થાય છે અને હિતાહિતનો નિશ્ચય કરી ભવિષ્યને માટે આચારવિચારનો નિર્ણય કરી શકે છે

મનુષ્યમાં પોતે પોતાને જાણી શકે તેવી બુદ્ધિનો ઉદય થએલો હોય છે તેથી જ ધર્મવિચાર અને મનુષ્યને ઘણો પાસેનો સંબંધ છે એમ કહી શકાય સારાસાર વિવેકયુક્ત બૌદ્ધિક જ્ઞાન થાય તો તે આત્મજ્ઞાનનું પ્રથમ પગથિયું છે આવા પરોક્ષજ્ઞાન વિના અપરોક્ષજ્ઞાન પ્રાપ્તિની ઉત્કંઠા ઉત્પન્ન થતી નથી અને મનુષ્ય પ્રયત્નશીલ થતો નથી વસ્તુસ્થિતિ આવી હોવાથી સ્વસ્વરૂપનો યથાર્થ નિર્ણય કરી શકે તેવી શક્તિની જાગૃતિ એ જ ધર્મ છે અને મનુષ્યો અને પશુઓ વચ્ચેનું ભેદદર્શક ચિન્હ આજ છે એમ કહેવામાં કોઈ પણ પ્રકારની અતિશયોક્તિ નથી

જગતના પ્રારંભથી તે આજ પર્યન્ત સર્વત્ર વાતાવરણ અશાંતિનું જ માલુમ પડ્યું છે અને પડે છે આપણા મનમાં પૂર્વ જન્મના સંસ્કારો અનુસાર એક વાસના સપાટી ઉપર આવે છે તેની તૃપ્તિ માટે આપણે ઉદ્યોગ કરીએ છીએ તે કાર્યમાં અર્ધે રસ્તે જ પહોંચીએ છીએ એટલામાં તો બીજી જ ઈચ્છા ઉત્પન્ન થાય છે, અને અસંતોષની લાગણી પહેલાના જેટલી જ તીવ્ર બને છે એક લક્ષ્યબિંદુને પ્રાપ્ત કરવા સતત્ પ્રયત્ન કરીએ છીએ અને તે દિશામાં થોડી પ્રગતિ કરીએ એટલામાં તો તેનો મોહ ઉતરી જાય છે અને મન બીજી જ દિશામાં ગતિમાન થાય છે મનુષ્યના સમસ્ત જીવનનો આ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો જણાય છે કે દુનિયામાં અતૃપ્તિ અને નિરાશા સિવાય કાંઈ છે જ નહી આથી જ ઉપલક નજરથી જોનાર કેટલાએક પાશ્ચાત્ય ચિંતકોએ એવો જ મત પ્રદર્શિત કર્યો છે કે સંસાર દુઃખમય જ છે આપણને કશાની જરૂર નથી એવો વિચાર આપણા મનમાં ભાગ્યે જ આવે છે અહોનિશ કાંઈ ને કાંઈ ઊણપ લાગ્યા જ કરે છે કોઈ વખતે આ અસંતુષ્ટતા વિશેષપણે પ્રકટ થાય છે અને કોઈ વાર ચિત્તમાં સુષુપ્ત અવસ્થામાં રહે છે અનુકૂળ સંજોગો પ્રાપ્ત થતાં વેંત જ

પ્રગટ થાય છે અને આપણા જીવનને ડામાડોળ સ્થિતિમાં મૂકી દે છે. આ નિર્વેદનું મુખ્ય કારણ એ જ છે કે આ સંસાર તથા તેના સર્વ નાશવંત પદાર્થો મનુષ્યને નિત્યાનંદની પ્રાપ્તિ કરાવી શકે તેમ નથી અને જ્યાં સુધી દુનિયાના અનિત્ય પદાર્થોમાંથી આસક્તિ છૂટે નહીં ત્યાં સુધી પરમસુખની આશા રાખવી એ ફોગટ કાંફાં જ છે.

વેદાંતના મતમાં પરમતત્ત્વની ઉચ્ચતમ ભાવના સચ્ચિદાનંદમાં સમાવી દેવામાં આવી છે, પરમાત્મા સંબંધી આપણે જે કાંઈ કલ્પના કરી શકીએ, તે સર્વનો સમાવેશ આમાં થઇ જાય છે. અને તેને પામવાથી, તેનો અનુભવ કરવાથી મનુષ્ય નિરામય પદને પામે છે.

જ્યાં સુધી સચ્ચિદાનંદરૂપી ધ્યેયને આપણે મેળવતા નથી ત્યાં સુધી પ્રકૃતિના બંધનમાં જ સંતુષ્ટ રહેનારી સ્વાભાવિકી મનુષ્ય બુદ્ધિ અને હૃદયના ઊંડાણમાં રહેલી અને પરમાત્મા તરફ આકર્ષણ કરતી દૈવી પ્રેરણા વચ્ચે દારુણ સંઘર્ષણ ચાલ્યા જ કરે છે. આ યુદ્ધને જ આપણે જીવનની સંજ્ઞા આપી શકીએ. જ્યાં સુધી આંતરક્ષેત્રમાં આ ગડભાંજનો અનુભવ થતો નથી ત્યાં સુધી મનુષ્યનું જીવિત પશુવત્ છે એમ જ કહી શકાય. આ ઉભય શક્તિઓના વિગ્રહમાં જે શક્તિ વધારે બળવાન હોય છે તે જીવાત્માને પોતાના તરફ ખેંચે છે; અને આ પ્રમાણ પરથી માણસની ઉન્નતિ અથવા અવનતિનું માપ થાય છે. માનવજાતિમાં ભિન્ન ભિન્ન પ્રકારના સંપ્રદાયો ને પંથોનું અસ્તિત્વ આપણે જોઈએ છીએ તેનું કારણ એટલું જ છે કે મનુષ્યજાતિના સર્વાંગી વિકાસ માટે આવા વૈવિધ્યની ધાર્મિક ક્ષેત્રમાં આવશ્યકતા છે. પૂર્વ જન્મના સંસ્કારો પ્રમાણે મનુષ્યજાતિમાં પ્રકૃતિભેદ નૈસર્ગિક હોય છે અને જ્ઞાનપ્રાપ્તિના અધિકારમાં વિભિન્નતા હોવાથી સાધનોમાં પણ વિધવિધતા હોવી જ જોઇએ. ત્યારે જ પ્રત્યેક મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે પ્રગતિનો માર્ગ ગ્રહણ કરી શકે. આ સર્વનો હેતુ એક જ છે એવો નિશ્ચય દૃઢ થાય તો પછી ધર્મવિગ્રહને સ્થાન રહેતું નથી.

આપણને દરેક વસ્તુમાં કારણ અને કાર્યની સંકલનાની પ્રતીતિ થાય છે તેથી સામાન્ય રીતે મનુષ્ય એમ માની લે છે કે આ કારણ કાર્યના નિયમને આધીન થઇને વર્તન કરવામાં જ હિત સમાએલું છે. પણ વિચારશીલ

મનુષ્યોને કોઈપણ પ્રકારના બંધનમાં રહેવાની ઇચ્છા થતી નથી. સંપૂર્ણ મુક્તિ એ જ મનુષ્યના આત્માનો નિત્ય અને સતત્ ધ્વનિ છે. મનુષ્ય બંધનોથી જકડાએલો છે છતાં તે તેવી સ્થિતિમાં કાયમ રહેવા ઇચ્છતો નથી. એ જ મનુષ્ય અને અન્ય પ્રાણિઓ વચ્ચે ભેદ છે. આ મુક્તિ મેળવવા માટે મનુષ્ય અસહ્ય કષ્ટ ઉઠાવે છે જગતમાં બંધનોનું સ્વરૂપ જેમ જેમ વધારે સ્પષ્ટ થતું જાય છે, જેમ જેમ શુભ સંસ્કારોનો ઉદય થતો જાય છે, તેમ તેમ આ ભાવના સુદૃઢ થતી જાય છે. સંસારબંધનમાંથી મુક્ત થવાની જીવાત્માની જિજ્ઞાસા નાશ પામે તો મનુષ્યનું જીવન ટકી શકે જ નહીં. 'જીવન એટલે આદર્શની પ્રાપ્તિ માંટે પ્રયત્ન. સંસારનાં બંધનોથી આપણે બંધાએલા છીએ એ વાત જેટલે અંશે અનુભવસિદ્ધ છે તેટલે જ અંશે સ્વાતંત્ર્યની કલ્પનાનું અસ્તિત્વ પણ પ્રત્યક્ષ છે.

પ્રકૃતિ દ્વંદ્વમય છે. બંધન અને મુક્તિ, પાપ અને પુણ્ય, વિદ્યા અને અવિદ્યા—આ સર્વ વિરોધી ભાસતી કલ્પનાઓ સાથે ને સાથે જ રહેનારી છે. પશુવર્ગની ઇચ્છાઓનું નિરીક્ષણ કરવામા આવે તો આપણને જણાઇ આવશે કે તેમની સર્વ વાસનાઓ સ્થૂલશરીરમાં જ કેન્દ્રિત થએલી હોય છે. સ્થૂલદેહનું પોષણ કરવુ. તેનુ રક્ષણ કરવું તથા રતિભોગ દ્વારા સંખ્યામા વૃદ્ધિ કરવી, આથી વિશેષની આવશ્યકતા પશુને હોતી નથી. મનુષ્યજાતિમાં પણ તદ્દન અસંસ્કારી વર્ગની અભિલાષાઓ આ જ વર્તુળમા મર્યાદિત થએલી હોય છે. જેમ જેમ આંતરિક વિકાસ થતો જાય છે તેમ તેમ દૃષ્ટિ દેહમર્યાદાની પર જાય છે. શરીરરક્ષક અને પોષક પદાર્થોની પ્રાપ્તિમા સુખ ન મળવાથી માણસ માનસિક અને કાલ્પનિક સુખની શોધમાં પડે છે. આ ભાવના જો કે પ્રથમ ભાવના કરતાં ઉચ્ચ કોટિની છે તો પણ તે ચિરસ્થાયી તૃપ્તિદાયક નથી. તેથી સાચું શું છે, નિત્ય તત્ત્વ શું છે, તેનું સ્વરૂપ કેવું છે આ પ્રશ્નનો વિચાર કરતાં કરતાં અંતે જ્ઞાનપ્રભાકરનો ઉદય થવા માંડે છે અને સ્વતંત્રતાના યથાર્થ સ્વરૂપનો ખ્યાલ સ્પષ્ટ થાય છે.

ઉત્કૃષ્ટ જીવનનું ધ્યેય આત્મસાક્ષાત્કાર છે. આત્મજ્ઞાન મેળવવું એ જ ધર્મ છે. સ્વસ્વરૂપની અનુભૂતિ કરવી, પ્રકૃતિ ઉપર વિજય મેળવવો, એ જ ઉન્નત જીવનની અવધિ છે. કેવળ સાધના મેળવીને જ અટકી જવાનું નથી.

વિશુદ્ધ જીવન અને નીતિમય–વ્યવહાર–એટલાથી જ ધર્મની સમાપ્તિ થતી નથી. ધાર્મિક જીવનની એ છેલ્લી સીમા નથી. ઊર્ધ્વગામી જીવનનો એ મધ્ય મુકામ છે એ ખરું પણ તે અંત નથી એ આપણે યાદ રાખવું જોઇએ. પરમ સત્યનો અને વિચાર આચારનો જ્યાં સુધી વિયોગ રહેશે ત્યાં સુધી સમષ્ટિનું કે વ્યષ્ટિનું કોઇનું પણ કલ્યાણ થનાર નથી. પરમ સત્યાનુસાર વિચાર અને તદનુસાર આચારમાંથી જ ભવ્ય કર્તવ્યપરાયણતા અને સ્વાર્પણ બુદ્ધિ ઉદ્‌ભવે છે. તે સિદ્ધ ન થાય ત્યાં સુધી પ્રતારણતા, ભય, શંકા, દીનતા, કૃપણતા વ્યાવહારિક અને પારમાર્થિક, સર્વ પ્રકારના જીવનનું નિયંત્રણ કરે છે; અને વાસ્તવિક ધાર્મિકતા આવતી નથી. સમષ્ટિ-ભાવનાનું બુદ્ધિથી ગ્રહણ થાય, એકત્વનો અનુભવ થાય અને આચાર, વિચાર સર્વમાં સદાય તેનો આવિષ્કાર થતો રહે એ જ આત્મજ્ઞાનની કસોટી છે સાદી સીધી સાધુતા પણ ઉન્નત જીવનની પરાકાષ્ઠા છે એમ કહી શકાય નહીં કારણકે તેમાં પણ પ્રાકૃતિક બંધનમાંથી મુક્તિ નથી.

વસ્તુમાત્રના યથાર્થ સ્વરૂપનો વિચાર કરવામા આવે તો આ સમસ્ત જગત મૂળમાં એક જ વસ્તુરૂપ છે એ નિશ્ચય બુદ્ધિમાં દૃઢ થયા વિના રહે નહીં. આપણે અને ઇશ્વર વાસ્તવિક દૃષ્ટિએ એક જ છીએ–આ વિચાર, ઘણાને આશ્ચર્યજનક લાગે છે અને તેઓ તેને હાસ્યાસ્પદ ગણે છે. પરમાત્મા સર્વજ્ઞ છે–આપણે અલ્પજ્ઞ છીએ, પરમાત્મા સર્વ શક્તિમાન છે–આપણે શક્તિહીન છીએ, પરમાત્મા નિત્ય છે–આપણા સ્વરૂપમાં કાયમ પરિવર્તન થયા કરે છે, પરમાત્મા વિભુ છે–આપણે અણુ છીએ, માટે એકતાનો વિચાર કરવો એ મૂર્ખાઈ છે એવો ઘણા લોકોનો મત છે. પણ તત્ત્વની દૃષ્ટિએ જોતાં આ યુક્તિમાં કાંઇ તથ્ય નથી. એક નિરાકાર, નિર્વિકાર તત્ત્વને સ્વીકારવામાં આવે તો પછી તેમાં ભાગલા પડવાનો સંભવ નથી. તેમ થાય તો તેમાં વિકાર ઉત્પન્ન થાય. તેથી આ ચરાચરમાં વાસ કરનાર ચૈતન્ય એક અને અવિભાજ્ય જ છે અને આ સમગ્ર સંસાર પણ તેનું જ બાહ્ય સ્વરૂપ છે. સર્વ શક્તિઓ–સર્જનશક્તિ અને સંહારશક્તિ–પણ, એક જ તત્ત્વના ભિન્ન ભિન્ન આવિર્ભાવો છે, આ જ ભાવના વાસ્તવિક છે, તેમ યુક્તિયુક્ત પણ છે. આપણામાં માનસિક દુર્બળતા

ધણી હોય છે, તથા ક્ષુદ્ર પદાર્થો માટે મનમા આસક્તિ એટલી દૃઢ હોય છે કે ભગવાનના ઉગ્ર કાળરૂપ સ્વરૂપને જોઈને આપણે દૂર નાસી જઈએ છીએ, અને ત્રાહિત્રાહિ પોકારવા મ ડીએ છીએ તેનું મૂળ કારણ એ છે કે લીલા માયા વગેરે શબ્દોનું ઉચ્ચારણ આપણે મુખથી કરીએ છીએ પણ તેનો ખરો અર્થ મનમાં સ્થિર થતો નથી ઘણે ભાગે આપણી ભક્તિમાં પણ પામરતા જ ગુપ્ત રીતે રહેલી હોય છે ' ભગવાનની ભક્તિ કરીશુ તો આપણે સુખી થઈશું', દ્રવ્ય પ્રાપ્તિ થશે, શરીર સ કટમાથી મુકત રહીશુ, આપણા બાળબચ્ચા પણ સુખી રહેશે " આવા ક ગાલ અને તુચ્છ વિચારો થી જ આપણે સામાન્ય રીતે ભક્તિમા પ્રેરાઈએ છીએ, અને ભગવાનની સાથે પણ છળ કરવાનો પ્રયત્ન કરીએ છીએ આવા પ્રયત્નોમાથી આખરે તો નિરાશા જ ઉદ્‌ભવે છે પ્રકૃતિનો ઉદ્દેશ પુરુષને મુક્ત કરવાનો છે જ્યાં સુધી સ સારનાં દૃશ્ય પદાર્થોમા અને શરીરમા આસક્તિ રહેશે ત્યા સુધી દુ ખ અવશ્ય આવવાનુ જ. આ સિદ્ધાત તો અબાધિત છે ઢોંગ ધતિગથી અથવા બાહ્ય આડબરથી ભગવાનને છેતરી શકાય તેમ નથી આપણા જીવનમા વિઘ્ન ઉત્પન્ન કરનારા તથા આપણી અનેક રીતે કસોટી કરનારા પ્રસંગો આવે ત્યારે તેનાથી ભડકીને આઘે નાસી જવાનો પ્રયત્ન કરવો જોઈએ નહી પણ માથાને તૃણવત્ ગણી તેમનો પ્રતિકાર કરવો જોઈએ આપત્તિઓ સ કટોની સામે હિંમતથી, ધૈર્યથી, શાંતપણે અડગ નિશ્ચયથી થયા વિના મુક્તિ મળી શકતી નથી જીવનને ઉન્નત કરવામાં સતત યુદ્ધની અનિવાર્ય આવશ્યકતા છે ખરૂ મનુષ્યત્વ વિરોધી અને અડચણકાર પ્રસંગોનો સામનો કરવામા છે વિકાસના પથમા આવા સ જોગો આવવાના જ.

(ક્રમશ)

卐

# મૃત્યુ અને તત્પશ્ચાત્

લેખક :—શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી, બી. એસસી.

( ગતાંકથી ચાલુ )

## ભૂવર્લોક

મનુષ્ય જાતનો ઘણો ખરો ભાગ એવી માન્યતા ધરાવે છે કે, મરણબાદ એવો કંઈ પણ ભાગ અવશેષ રહેતો નથી, કે જેને પુનર્જન્મ કે કર્મ એવું કંઈ પણ લાગુ કરી શકાય. તેઓ તો સ્થૂલ ઇન્દ્રિયો વડે જે કંઈ જોઈ જાણી શકાય તેટલું જ સત્ય અને બાકી સર્વ કલ્પના અને મિથ્યા તરીકે ગણી કાઢે છે. પરંતુ સદ્‌ભાગ્યે કેટલીક વિજ્ઞાનની તેમ જ અન્ય શોધખોળ દ્વારા આ માન્યતામાં સત્વરે ફેરફાર થતો હોય તેમ જણાય છે. તેમાં પણ યુરોપીય મહાન વિગ્રહો દરમિયાન જે લોકો લડતાં લડતાં એકાએક મરણ પામે છે, તેઓ પોતાનાં સગાંવહાલાંઓને કેવી રીતે મળે છે ? અને મરણ પછીની પરિસ્થિતિ વર્ણન કરે છે ? તે સંબંધી ખાતરીલાયક માહિતી મેળવવામાં યુરોપ અને અમેરિકાના કેટલાક સારા સારા વિદ્વાનોનું ધ્યાન આકર્ષ્યું છે. અને શોધખોળને પરિણામે આ વિષયમાં કેટલાંક સારાં સારાં પુસ્તકો પણ પ્રસિદ્ધ થએલાં છે, તે પૈકી સર ઑલિવર લૉજનું "રેમન્ડ" ( Raymond ) નામનું પુસ્તક ખાસ અવલોકનમાં લેવાલાયક છે. આ વિષયના જિજ્ઞાસુને વિશેષ માહિતી મેળવવા તીવ્ર ઇચ્છા હોય તો અન્ય પણ ઘણી માહિતી ઉપલબ્ધ થઈ શકે તેમ છે. આપણામાં ઘણુંખરું તેને વહેમ તરીકે ગણી કાઢી મૂકવામાં આવે છે. પરન્તુ બારીકાઈથી તપાસ કરીએ તો તેની સચ્ચાઈ વિષે ખાત્રી થઈ શકે છે.

ઘણાંક અથવા આપણા સૂર્યમંડળમાં રહેલી અમુક સ્થૂલ-સૂક્ષ્મભૂમિકાઓ ( લોક ) સંબંધી હકીકત અન્ય ધર્મ પુસ્તકોમાં મળી આવે છે, પરન્તુ મુખ્યત્વે કરી હિન્દુધર્મનાં પુસ્તકોમાં આ હકીકત વિસ્તારપૂર્વક વર્ણવેલી છે. તેમાં આપણાં સૂર્યમંડળમાં સપ્તલોકની રચના કરવામાં આવી છે, એવું સ્પષ્ટ કહેવામાં આવેલું છે. તે સપ્તલોકને અનુક્રમે (૧) ભૂલોક (૨) ભુવર્લોક (૩) સ્વર્લોક (૪) મહર્લોક (૫) જનલોક (૬) તપલોક અને

(૭) સત્યલોક એ પ્રમાણે કહેવામાં આવે છે. આ દરેક લોકનું મહાભૌતિક સત્ત્વ ઉત્તરોત્તર એકબીજાથી સૂક્ષ્મ હોય છે.

હવે ભૂલોકના પદાર્થોની વસ્તુસ્થિતિ સાત વિભાગમાં યોજાયેલી છે. તે અનુક્રમે (૧) નક્કર (૨) પ્રવાહી (૩) હવાઈ અને (૪ થી ૭) ચાર પ્રકારની ઈથરિક (આકાશિ). તેવી જ રીતે ભુવર્લોક અને સ્વર્લોકનાં સૂક્ષ્મ મહાભૌતિક દ્રવ્યના પણ સાત સાત વિભાગો છે. ભુવર્લોકનો સાતમો નક્કર વિભાગ અત્રેનું જલતત્ત્વ છે, અને સ્વર્લોકનો સાતમો નક્કર વિભાગ એ અત્રેનું તેજ અથવા અગ્નિતત્ત્વ છે. આ દરેક લોક એકબીજાથી અલગ અલગ હશે, અને એકની ઉપર બીજો એમ અવકાશમાં દૂરદૂર આવેલા હશે, એવું સમજી બેસવાની ભૂલ થવી ન જોઈએ. તેવી રીતે એકબીજાથી અલગ અલગ અને દૂરદૂર આવેલા નથી, પરન્તુ એકબીજાની અંદર ઓતપ્રોત થઈને રહેલા હોય છે. એટલે પૃથ્વીના કેન્દ્રમાં પણ સૂક્ષ્મ ભૂમિકાઓના પ્રાકૃત દ્રવ્યનો અભાવ હોય એવું નથી, પરન્તુ તે સમાનતાથી સર્વત્ર વ્યાપક થઈ રહેલ છે, જે પ્રમાણે આકાશની અંદર સર્વ કંઈ રહેલું છે, અને આકાશ સર્વત્ર વ્યાપક છે.

પરમાત્માએ પોતાના શુદ્ધ સંકલ્પ વડે લીલારૂપે આ જગત નિર્માણ કર્યું. તેમા પોતાના શુદ્ધ અંશથી વ્યાપક થઈ, એક સૂક્ષ્મ અણુ (બીજ)થી માંડી મહાન સૂર્યપર્યંત તેમ જ તેની અંદરના જુદા જુદા લોકો (ભૂમિકાઓ) અને પ્રાણીપદાર્થોની રચના કરી. વળી દરેક મનુષ્યના હૃદયસ્થ આત્મસ્વરૂપે રહી મનના સંયોગ વડે વ્યક્તિગત થઈ પોતે પોતાનું અલગ અલગ જગત રચવાની પણ ગોઠવણ કરી. આ પ્રમાણે પરમાત્મા તેમ જ તેના શુદ્ધ અંશ આત્માની લીલારૂપ આ જગતની રચના થઈ. તેમાં સળંગ એકનો એક જ— અનેકરૂપ જગતના આધારભૂત રહી સાપેક્ષપણાથી સર્વ સર્જનના અને વ્યવસ્થા કરી રાખી છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાને સર્વથી અલગ વ્યક્તિ તરીકે માની અર્થાત્ અહંકારનો આશ્રય કરી બહિર્મુખ વૃત્તિથી વર્તે ત્યાં સુધી તેને પોતાની અસત્ અથવા નિરપેક્ષ સ્થિતિનું ભાન થતું નથી—એ તો જ્યારે ... અંતરમાં—હૃદય દર્પણમાં પોતાનું શુદ્ધ સ્વરૂપ જુએ, ત્યારે જ જો

મહેતાએ કહ્યું છે તેમ "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" એ સ્થિતિનો અપરોક્ષ પરિચય કરે.

મારા ચાલુ વિષયથી આડે માર્ગે જઈ મારે કેટલીક અસંગત બાબતો કહેવી પડે છે. તેનું કારણ એટલું જ છે કે, સત્ અને અસત્ જગતનો ખ્યાલ લક્ષમાં રાખીને અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતિ અને લય તેમ જ દેશ, કાળ અને ગતિની મર્યાદામાં રહેલા લોકો અને તેમાં વસતાં પ્રાણીપદાર્થોના સંબંધમાં કહેવાનું છે. એટલે જેટલે દરજ્જે સ્થૂલભૂમિકા (ભૂલોક)ના પ્રાણીપદાર્થો સાચા માની વ્યવહાર કરવામાં આવે છે તેટલે જ દરજ્જે ભુવર્-લોક અને સ્વર્લોકના પ્રાણીપદાર્થો અને દેવો વગેરે સાચા માની વ્યવહાર કરવામાં આવે છે.

સ્થૂલસૃષ્ટિમાં જેમ સર્વ પ્રાણીપદાર્થો સર્વદા પ્રવલનશીલ છે, તેવી જ રીતે ભુવર્લોકમાં વસતાં પ્રાણીપદાર્થો અધિક પ્રમાણમાં પરિવર્તનશીલ છે, કારણ આ ભૂમિકા, માનસિક ભૂમિકાની અત્યંત નજીકની ભૂમિકા હોવાથી, તેમ જ તેનું મહાભૌતિક સત્ત્વ અત્યંત સૂક્ષ્મ હોવાથી કોઈ પણ પ્રકારનો વિચાર કે સંકલ્પ કરતાંની સાથે વસ્તુસ્થિતિમાં ઘણું જ ઝડપથી પરિવર્તન થાય છે. એટલા માટે તેને માયાવી અથવા ઐંદ્રજાલિક જગત્ કહેવામાં આવે છે. સ્થૂલ જગત્ પણ તેટલું જ ફેરફારવાળું છે, એટલે સ્થૂલ અને સૂક્ષ્મ જગત્ના પ્રાણીપદાર્થોની અનિત્યતા અને અસ્થિરતામાં લેશ પણ તફાવત નથી.

ભુવર્લોકનો છેલ્લો નક્કર વિભાગ લઈએ તો અત્રેના જલ-તત્ત્વ સમાન છે, અને તે પ્રવાહી છે, એટલે આ ભૂમિકા પરનું સઘળું મહાભૌતિક સત્ત્વ મહાસાગરના જલની માફક મોજાંઓ અને લહરિઓથી અત્યંત ચંચલ હોય છે. આ ભૂમિકા મુખ્યત્વે કરી રાગ-દ્વેષાત્મક લાગણીઓ, વાસનાઓ અને ઊર્મિપ્રાધાન્ય છે, તેથી તેને વાસનાલોક કે કામલોક (Emotional World) પણ કહેવામાં આવે છે.

મનુષ્ય, સ્થૂલશરીરનો મરણ સમયે ત્યાગ કરી, પોતાના સૂક્ષ્મશરીરમાં જેવો આ ભુવર્લોક અથવા કામલોકમાં પ્રવેશ કરે છે, તેવો થોડા કલાકો સુધી તો બેભાન જેવી સ્થિતિ—અર્થાત્ ગાઢ નિદ્રા કે સ્વપ્ન જેવી સ્થિ

રહે છે, અને પછી જુએ છે, તો જાણે સ્થૂલ જગત તેની આજુબાજુથી અદૃશ્ય થઈ ગયું હોય તેમ જણાય છે. તેનું સ્થૂલશરીર જે બિછાનામાં, અને જે સ્થળમાં પડેલું હોય, તે સર્વ અદૃશ્ય થઈ જાય છે. પોતે હલકો પવન જેવો થઈ ગયો હોય તેમ જણાય છે, તથા કોઈ મહાન પોલાણ કે અવકાશમા આવી પડ્યો હોય તેવું ભાન થાય છે. આ સુનસુનાકાર સ્થિતિમાંથી એટલે એવી ભયાનક અને ગભરાટ ઉત્પન્ન કરે એવી સ્થિતિમાંથી પસાર થઈ ધીમે ધીમે ભુવર્લોકની પરિસ્થિતિ અને પ્રાણીપદાર્થોની રચનાને તે પરિચિત થતો જાય છે. દરમિયાન તેણે જ્યા સ્થૂલશરીર છોડયું હોય, તેને લગતા સ્થૂલ સંબંધો, સગાસ્નેહીઓના વળગણો, લેણદેણ, રાગદ્વેષ વગેરે સ્થૂલજીવનના અનેક સારાગાઢા પ્રસંગો પ્રાતિભાસિકપણે સૂક્ષ્મસ્મૃતિના પટ પર તરવરી આવે છે. એટલે ઘડીમાં આવા ભૂતકાળના સ્થૂલજીવનના અનુભવો અને પ્રસંગો તરફ તેનું ધ્યાન ખેંચાય છે, અને ઘડીમાં તેની વર્તમાન વિચિત્ર એકાંત સ્થિતિનું ભાન થાય છે. તે સ્થૂલજગતની પોતાની પરિચિત પરિસ્થિતિના સંબંધમાં આવવા વલખાં મારે છે, છતાં આજુબાજુ સઘળુ ખાલીખમ જેવું જણાય છે તેથી તેની ગભરામણમા અધિક વધારો થાય છે. પરંતુ આવી સ્થિતિ લાંબો સમય રહેતી નથી તેણે જેવા પ્રકારનું સ્થૂલજીવન ગાળેલું હોય તેવા પ્રકારના અને વર્ગના બીજા મનુષ્યો ભુવર્લોક પર જે વિભાગમાં વસતા હોય, તેવા વિભાગ તરફ તે સ્વાભાવિક રીતે ખેંચાઈ જાય છે, અને પ્રાપ્ત સંયોગોને ધીમે ધીમે પરિચિત થઈ જાય છે. આવા સામાન્ય કોટિના (વિકાસના) લોકોનો સમૂહ–ભુવર્લોકનો નીચેથી ગણતાં ત્રીજે વિભાગ જે પૃથ્વીની સપાટીથી શરૂ થઈ તેની આસપાસ ઉંચે ઘણા માઇલો સુધી વિસ્તારમાં આવેલો છે, તેમા ઘણા મોટા પ્રમાણમાં વસેલો જોવામાં આવે છે. જેમ એક મોટા શહેરમાં ભિન્ન ભિન્ન વર્ગના લોકો જુદા જુદા લત્તા બાંધી રહે છે, અને પોતપોતાનું સ્વાર્થમય અને સંકુચિત જીવન ગાળે છે, તેવી જ રીતે મરણ બાદ લોકોના સ્વભાવમાં એકાએક મોટો ફેરફાર થતો નથી. અહીં ભુવર્લોકમાં દાખલ થયા પછી પણ તેવી જ જાતનું ભાંજગડમય જીવન ગાળે છે, અને પોતાની પસંદગી પ્રમાણે વિચારો વડે કલ્પિત પરિસ્થિતિની રચના કરી, તેમાં સમાધાન માની તલ્લીન થઈ રહે છે.

ત્રિલોકીમાં ભ્રમણ કરવાને જે પ્રમાણે મનુષ્ય ત્રણ શરીર ધારણ કરે છે, તે જ પ્રમાણે આપણી પૃથ્વીને પણ ત્રણ શરીરો રૂપી ત્રણ લોક રચાયેલા છે. તે ત્રણે એક બીજાની સાથે ઓતપ્રોત થઇ રહેલ છે. એટલે મરણ સમયે કંઇ સ્થળાંતર કરવાનું હોતું નથી, પરન્તુ સ્થિત્યંતર કરવાનું હોય છે. સ્થૂલ ઇન્દ્રિયો વિખૂટી થતાં સૂક્ષ્મ ઇન્દ્રિયો ખૂલે છે.

મનુષ્યો જેવાં સારાં માઠાં કર્મો કરે છે, તે અનુસાર પોતાને માટે અને જગતને માટે સ્વર્ગ અથવા નરકના જેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે. મનુષ્ય પોતે જ સુખદુઃખનાં કારણો ઊભાં કરે છે. એ રીતે આખી મનુષ્ય જાતિમાંથી ઇર્ષ્યા, દ્વેષ, સ્વાર્થ, કામ, ક્રોધ અને અનેક પ્રકારની હિંસા વગેરેના અત્યંત મલિન અને ભયકર વિચારોનો સમૂહ એકત્ર થઇ હાલના જગતની જે કટોકટીની સ્થિતિ ઉપસ્થિત કરેલી છે, તેવી મહામારીની સ્થિતિ ઉપસ્થિત કરે છે. એવા અધમ અને આસુરી વિચારોની અસરથી ભૂલોક અને ભુવર્લોકમાં વાતાવરણ અત્યંત ઝેરી, કલુષિત અને મલિન થઇ જાય છે, જેનું પ્રત્યક્ષ પરિણામ હાલમાં આપણે અનુભવી રહ્યા છીએ. તેમાંથી બચવાને માટે સદાચરણ, સદ્‌વિચાર, વાણી અને વર્તનની અત્યંત શુદ્ધિ એ જ માર્ગ છે. આ વિષે મનુષ્યો અત્યંત નિષ્કાળજી ધરાવે છે, અને પરિણામે પોતાને તેમ જ બીજાઓને નુકસાન કરે છે.

હાલના વિજ્ઞાનના જમાનામાં લોકોને કહેવામાં આવે છે કે દરેક પ્રકારના તાવ, કોલેરા, પ્લેગ, શીતળા વગેરે ચેપી રોગો ફાટી નીકળે છે, તે વખતે તેનાં સૂક્ષ્મ જંતુઓ ( Germs ) ખોરાકના પદાર્થો અને પાણી તેમ જ હવામાં મોટા પ્રમાણમાં ફેલાઇ મનુષ્યોને જેમ જેમ અસર અને સંસર્ગ વધે છે, તેમ તેમ તે પ્રાણઘાતક નિવડે છે, અને તેનાથી મનુષ્યો મોટા પ્રમાણમાં તત્કાળ મરણને શરણ થાય છે તેથી તેવા ચેપી રોગો વધારે પ્રમાણમાં ફેલાય નહિ, તેને માટે જોઇતી સાવચેતી અને સાફસુફીના અટકાયત માટે અનેક ઉપાયો યોજવામાં આવે છે, કારણ તેનું પ્રત્યક્ષ પરિણામ સંખ્યાબંધ મનુષ્યો એકાએક મરણ પામે છે, તે છે. તેથી લોકો ગભરાઇ જઇ તેમાંથી બચાવ કરવા માટે અનેક પ્રકારની દોડધામ કરી મૂકે છે. સરકારનાં આરોગ્ય-રક્ષણ ખાતાંઓ એવા ચેપી રોગની અટકાયત માટે તેમ જ લોકો તેનું

યથાર્થ રીતે પાલન કરે, તે વિષે સખ્ત નિયમો ઘડી કાઢે છે, તેમ જ તેની સાથે એ નિયમો પ્રમાણે વર્તન નહિ કરનારને સખત શિક્ષા કરવામાં આવશે, એમ પણ સૂચવવામાં આવે છે.

ઉપરની સર્વ વાર્તા તો સ્થૂલ એવા રોગોને માટે થઇ, એટલે કે શુદ્ધ આહાર, વિહાર, સ્વચ્છતા વગેરે આરોગ્યરક્ષણના નિયમોનું પાલન નહિ કરતાં તેનું ઉલ્લંઘન કરવામાં આવે તો, એ પ્રકારનું પરિણામ આવે છે. પરન્તુ તેના કરતાં અસંખ્ય ઘણું ભયંકર પરિણામ ઉત્પન્ન કરે એવા પ્રકારના સૂક્ષ્મ ચેપી રોગો, મનુષ્યો પોતાનાં સૂક્ષ્મ શરીરદ્વારા આસપાસના વાતાવરણમાં કેવી રીતે અને કેટલા અધિક પ્રમાણમાં ફેલાવે છે, તેનું જો મનુષ્યોને સહેજ ભાન અને જ્ઞાન થાય તો જ તેઓ સમજી શકે કે, દરેક મનુષ્યની પોતાનાં વર્તન, વાણી, ગુસ્સો લાગણી, ઊર્મિઓ અને વિચારો પરત્વે કેટલી બધી જવાબદારી છે ! અને તેને નિરંકુશપણે છૂટ આપવાથી આખા જગતમાં હાલના મહાન વિગ્રહ જેવાં અત્યંત અનિષ્ટ અને ભયંકર પરિણામ લાવી મૂકે છે, તેની સમજ આવે ! મનુષ્યો નિરંતર ક્રોધના, દ્વેષના વિષયવાસનાના, સ્વાર્થના તેમ જ હિંસા વગેરેના મલિન વિચારો કરીને આજુબાજુનું વાતાવરણ એટલું બધું ગંદુ અને ચેપી બનાવી મૂકે છે, કે જે મનુષ્યની સૂક્ષ્મ ઇન્દ્રિયો ખીલેલી હોય અર્થાત્ જેને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ હોય તે જોઇ શકે છે કે, ખરી રીતે સ્થૂલ અને સૂક્ષ્મ (ભુવર્ લોકનું) વાતાવરણ તો આવી રીતે રહેવાને અયોગ્ય અને નરક તુલ્ય બની જાય છે. એટલા માટે દરેક મનુષ્યની પવિત્ર ફરજ છે કે પોતાના વાણી, વર્તન અને વિચારોને શુદ્ધ બનાવી તેને સંયમશીલ કરી પોતાનું તેમ જ બીજાઓનું જીવન આ જગતમાં જીવવા લાયક થાય એવી સુંદર પરિસ્થિતિ ઘડે. સામાન્ય મનુષ્યો કે જેઓ માત્ર ચર્મચક્ષુથી દેખે તેટલું જ સાચું માને, અને તે સિવાય જેટલું અદૃશ્ય હોય તે અસત્ય અને કલ્પના માત્ર છે, એમ માને તે સ્વાભાવિક છે, પરન્તુ જેઓ તત્ત્વદર્શી છે, તેઓ અવશ્ય સમજી શકે છે કે જે કંઇ અદૃશ્ય છે, તે જ સત્ય છે અને દૃશ્ય છે, તે ફેરફારવાળું અને અસત્ય છે ! ચર્મચક્ષુથી જે કંઇ પ્રાણી પદાર્થો જોઇએ છીએ, તે તો માત્ર ઉપરની સપાટીનાં પ્રતિબિંબો જ દેખાય

છે. એટલે સ્થૂલ દૃષ્ટિ ઘણી જ અપૂર્ણ છે; અને તે જ પ્રમાણે બીજી ઇન્દ્રિયો પણ જગતનું ઘણું જ અપૂર્ણ જ્ઞાન ગ્રહણ કરે છે. જગતનો જે મોટો ભાગ સૂક્ષ્મ અને અદૃશ્ય જેવો જણાય છે, તેને ગ્રહણ કરવાને તો સૂક્ષ્મ ઇન્દ્રિયો જાગ્રત કરવાની આવશ્યકતા રહે છે, અને તે ધ્યાનયોગના અભ્યાસ-દ્વારા જાગ્રત થઇ શકે છે.

આપણી સ્થૂલ ઇન્દ્રિયો એટલી બધી મર્યાદિત છે, કે જે હવાનો આપણે સ્પર્શ કરી શકીએ છીએ શ્વાસોચ્છ્વાસમાં લઇએ છીએ, હવાનું તોફાન હોય ત્યારે તેમ જ સમુદ્રો, મહાસાગરો, અને પર્વતો તથા વનોમાં તેનું ચલન વલન જોઇએ છીએ, ત્યારે જ સમજાય છે કે, હવાની અસર પ્રાણી પદાર્થો પર કેટલી બધી છે ? છતાં તે એટલી સૂક્ષ્મ છે કે, તે ચર્મ ચક્ષુ વડે જોઇ શકાતી નથી. આપણામાં જો સૂક્ષ્મ દૃષ્ટિ ( Etheric sight ) ખીલી હોય તો જ હવાનો વિશાળ મહાસાગર અને તેની અંદર ઉછળતાં મહાન મોજાંઓ—આંદોલનો જોઇ શકાય.

મનુષ્યનું શરીર એક અંધારા કોઠા જેવું છે. તેમાં બહારનું જગત જોવા અને જાણવા માટે જેમ નાનાં બાકોરાં મૂક્યાં હોય, તેની રીતે ઇન્દ્રિયો આવેલી છે. તેનાથી પંચમહાભૂતો અને તેનાં કાર્યો સાથે ઘણા જ અલ્પાંશે સંબંધ થઇ શકે. ઉદાહરણ તરીકે લઇએ તો આકાશ(ઇથર)ના મહાસાગરમાં પ્રકાશનાં, ધ્વનિનાં, ગરમી, શરદી વગેરે કુદરતી પ્રવાહોનાં આંદોલનો મંદ-ગતિથી અથવા તીવ્ર ગતિથી વહન કરી રહ્યાં છે. તેમાંનાં ઘણાં જ થોડાં આન્દોલનો આપણી ઇન્દ્રિયો ગ્રહણ કરી શકે છે. બાકીનો મોટો ભાગ ગ્રહણ કરી શકાતો નથી. પરન્તુ જ્યારે મનુષ્ય પોતાની અંદર રહેલી એકાદ બે સૂક્ષ્મ ઇન્દ્રિયો ખીલવી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરે ત્યારે જ ભૂવર્લોકનું જગતની માફક ભાન થાય. ત્યાં સુધી સામાન્ય મનુષ્યોને તો જેમ સ્થૂલ ( ભૂર્લોક ) ભૂમિકાનું ઘણું જ મર્યાદિત ભાન હોય, તેમ ભૂવર્લોકનું ભાન પણ ઘણું જ મર્યાદિત હોય છે.

ભૂવર્લોકનો નીચેનો પહેલો અને બીજો વિભાગ પૃથ્વીના કેન્દ્રમાંથી શરૂ થઇ ઉપરની સપાટી સુધી આવેલો છે. ત્રીજો વિભાગ સપાટીથી શરૂ થઇ ચંદ્રના આભામંડળ સુધી પહોંચે છે. તેમ જ પાંચમો, છઠ્ઠો અને સાતમો

વિભાગ પણ દૂર કરતા રહો સુધી લંબાયેલ છે. ત્રીજો વિભાગ જેમાં સામાન્ય કોટિનાં મનુષ્યો મરણ પછી રહે છે, તે સંબંધે વિસ્તારથી ઉપર વર્ણન કરવામાં આવેલું છે.

અહીં જે લોકો ભૌતિક વિજ્ઞાનની શોધખોળ પાછળ પોતાનું જીવન ગાળનારા છે, તેઓ મરણ બાદ ચોથા વિભાગમાં પોતાની શોધખોળનું કામ (ત્યાં પણ) ચાલુ રાખે છે. સ્થૂલ ભૂમિકા પર પોતાની કલ્પના પ્રમાણે ફળીભૂત પરિણામ ન આવેલાં તે અહીં તેની કલ્પના પ્રમાણે સંતોષકારક પરિણામ આવતાં હોય તેવું તેને જણાય છે. વળી અહીં જે લોકો ધર્મોની બાબતમાં સંકુચિત મતવાળા અને અંધશ્રદ્ધાળુઓ પોતપોતાના મતપંથના વાડાઓ બાંધી બેઠેલા છે, તે પ્રમાણે મરણ બાદ પણ ભુવર્લોકના પાંચમા અને છઠ્ઠા વિભાગમાં પણ પોતપોતાના અનુકૂળ મતપંથના વાડાઓ બાંધી મચી પડેલા હોય છે. સાતમો વિભાગ સ્વર્ગ ભૂમિકાની તદન નજીકનો હોવાથી ત્યાં કેટલાક નિર્દોષ જીવન ગાળનારા તેમ જ સૌંદર્યના પૂજારીઓ નિવાસ છે. દરેક વિભાગના લોકોનો જેમ જેમ ભુવર્લોકનો અવધિ પૂરો થતો છે, તેમ તેમ આગળ સ્વર્ગ લોક તરફ પ્રયાણ કરતા જાય છે. પરન્તુ જે લોકોનું સ્થૂલ જીવન અતિ શુદ્ધ અને પવિત્ર હોય, તેમ જ જેઓ પોતાના ઉચ્ચ આદર્શ પ્રમાણે જીવન ગાળે છે, તેઓને ભુવર્લોકમાં વધારે વખત રોકાવું પડતું નથી મરણ બાદ ઘણું કરી તેવા લોકો સુખમય નિદ્રામાં પડેલા હોય તેવી રીતે તેવી સ્થિતિમાં ભુવર્લોકમાંથી પસાર થઈ સ્વર્લોકમાં જાગ્રત થાય છે.

દિવ્ય દૃષ્ટિથી સ્થૂલ પ્રાણી પદાર્થો જોઈએ તો તેનાં દરેકે દરેક અણુઓ છૂટાં છૂટાં અને જેમ પાણી ઉકળતું હોય તેવી રીતે અત્યંત તીવ્ર ચલન વલન કરતાં જણાય છે. એટલે બધા પદાર્થો લગભગ પારદર્શક જેવા જણાય છે. આ વિષય સંબંધી વધારે વિવેચન ચતુર્થ પરિમાણ (fourth Dimension) નામના લેખમાં હવે પછી કરવામાં આવશે. એ સિવાય ભુવર્લોકમાં અદૃશ્ય મદદગારો કેવા પ્રકારનું કાર્ય કરે છે, એ હકીકત જાણવી એટલી જ અગત્યની છે. એ વિષે પણ કોઈ પ્રસંગે કહેવામાં આવશે.

**ભુવર્લોકની વસ્તી અને તેના પ્રકારઃ**—ભુર્લોકની વસ્તી, પ્રકાર

અને વિસ્તાર સંબંધી વિવેચન કરવામાં કેટલાં પુસ્તકો લખવાં પડે ? ત્યારે ભૂવર્લોકની વસ્તી, તેના પ્રકાર અને વિસ્તાર સંબંધી વિવેચન કરવામાં કેટલું બધું સાહિત્ય તૈયાર કરવું પડે ! એટલું બધું વિસ્તૃત વિવેચન કરવાને મારે સમય તેમ જ સ્થાનની અનુકૂલતા પણ નથી,–તેથી આ લેખ પૂરતું સંક્ષિપ્તમાં જેટલું આપી શકાય તેટલું આપી સંતોષ માનવાનો રહ્યો. ભૂવર્લોકની વસ્તી, તેના પ્રકાર અને વિસ્તારને વ્યવસ્થિત રીતે ગોઠવી તેનું વર્ણન કરવું અતિશય અઘરૂં કામ છે. તથાપિ મુખ્ય મુખ્ય બાબતોનો ખ્યાલ આવી શકે, એટલા માટે સંક્ષિપ્તમાં કહેવાનો પ્રયત્ન કરવામાં આવે છે. સરળતાની ખાતર તેની ચિત્ર વિચિત્ર અને વિવિધ પ્રકારની વસ્તીના ત્રણ વિભાગ પાડવામાં આવે છે.

૧ મનુષ્ય–મનુષ્યોની વસ્તીના બે વિભાગ છે એક તો જીવંત (સ્થૂલ શરીરધારી) મનુષ્યો અને બીજા જેને આપણે મરણ પામેલા કહીએ છીએ તેનો મોટો ભાગ છે.

(૧) જીવંતમાં મહાત્માઓ અને તેમના શિષ્યો. તેઓ ઘણુંખરૂં તેમના માનસિક શરીરમાં રહે છે. અને જ્યારે કાર્ય પરત્વે જરૂર પડે ત્યારે તેઓ ભૂવર્લોકના મહાભૌતિક સત્વમાંથી તાત્કાલિક “માયાવી શરીર” તૈયાર કરી ભૂવર્લોકના દરેક વિભાગોમાં યથેચ્છ વિચરી શકે છે. આ વિભાગ પ્રમાણમાં ઘણો જ થોડો હોય છે. મહાત્મા ગુરૂના સંપર્કમાં રહેતા શિષ્યોને માયાવી શરીર બનાવવા વગેરેની પ્રક્રિયાઓ બતાવવામાં આવે છે.

(૨) મહાત્મા ગુરૂની મદદ શિવાય પૂર્વ સંસ્કારથી જેનામાં ગુપ્ત શક્તિઓનો વિકાસ થયો હોય તેવા મનુષ્યો–આ લોકો પરાવિદ્યામાં બહુ આગળ વધેલા ન હોય, છતાં ભૂવર્લોકમાં ભાનપૂર્વક દાખલ થઈ શકે છે, પરન્તુ ગુરૂકિલ્લીરૂપી પ્રત્યક્ષ જ્ઞાનના અભાવે ત્યાંના પ્રાણી, પદાર્થોની યથાર્થ પરિસ્થિતિ સમજી શકતા નથી, તેથી ઘણી જ ભૂલો અને ભ્રમણાના ભોગ થઈ પડે છે; અને તેમના વિકાસના પ્રમાણમાં ત્યાં જે કાંઈ જુએ છે તેનું બળતું જ અને ખામીવાળું વર્ણન કરી શકે છે.

(૩) સામાન્ય મનુષ્યો–જેમનામાં ગુપ્ત શક્તિઓનો વિકાસ થયેલો હોતો નથી, પરંતુ નિદ્રા દરમિયાન પોતાના સૂક્ષ્મ શરીરમાં બેભાન સ્થિતિમાં

આમતેમ તરતા હોય તેમ જણાય છે. આ લોકો તેમના સ્થૂલ શરીરથી બહુ દૂર જઈ શકતા નથી. તેમ જ ભૂવર્લોકની 'આજુબાજુની પરિસ્થિતિનું પણ ભાન હોતું નથી, તેથી તેમણે સ્થૂલ જાગ્રત અવસ્થામાં કરેલા વિચારોમાં જ ગુંચવાઈ, પોતાની જ કલ્પનાઓની ભાંજગડ કર્યા કરે છે ઘણી વખત સામાન્ય મનુષ્યો સ્વપ્નાની વાતો કરે છે પણ તે કાં તો આછાં યાદ રહેલા હોય છે, અથવા બીલકુલ યાદ પણ રહેલા હોતા નથી. તેનું કારણ સૂક્ષ્મ સંસ્કારોની છાપ સ્થૂલ મગજ ઉપર એકદમ સ્પષ્ટ રીતે પડી શકતી નથી તે છે સૂક્ષ્મ સંસ્કારોની સ્પષ્ટ છાપ મગજ ઉપર ઉતારવા માટે સર્વ નકામા વિચારોને દૂર કરી જેમ જેમ ધ્યાનનો અભ્યાસ વધારવામાં આવે તેમતેમ મગજ તદ્દન શાંત થવાથી તેના ઉપર સૂક્ષ્મ સંસ્કારો અને આન્દોલનોની છાપ સ્પષ્ટ રીતે ઝીલી શકાય છે મનુષ્યના મગજ પ્રમાણે " રેડિયો " યંત્રની બનાવટ કરેલી છે પૃથ્વી ઉપરના ઈથરના મહાસાગરમાં જેમ પ્રકાશના આન્દોલનો ઘણી જ ઝડપથી ફરી વળે છે, તેમ જ અવાજ ધ્વનિના આન્દોલનો ( મોજાઓ ) ઝડપથી ફરી વળી વ્યાપક થઈ જાય છે, અને એકી સાથે દુનિયાના જુદાજુદા ભાગોમાં જ્યાં " રેડીઓ રિસીવર " યંત્ર હોય ત્યાં સાંભળી શકાય છે તેવી જ રીતે જો સ્થૂલ મગજને ધ્યાનના અભ્યાસથી એકાગ્ર કરવામાં આવે તો તેવા સૂક્ષ્મ અને ભૂવર્લોકને લગતાં આન્દોલનો ગ્રહણ કરવાને લાયક તે બની શકે છે.

દુનિયાની આગળ વધેલી પ્રજાઓમાંના સઘળા કેળવણી પામેલા લોકોની સૂક્ષ્મ ઇન્દ્રિયોનો વિકાસ વધતો જાય છે. તેઓ ધારે તો આ બાબતના અભ્યાસમાં આગળ વધીને, તે વિષેની સત્યતાની પોતે જાતે ખાતરી કરી શકે છે, પરન્તુ જે લોકો આ જગતના મોજશોખમાં એકદમ ડૂબી ગયા છે, તેમ જ જે લોકો 'બ્રહ્મસત્ય અને જગત્ મિથ્યા' કહી એકદમ માયાથી મુક્ત થઈ ગયા છે, તથા જે અંધશ્રદ્ધાળુ પ્રેમઘેલાઓ છે, તેમને માટે તો શું કહેવું ? તેમને માટે બીજો સરળ માર્ગ નથી. જગત્ મિથ્યા કહેનારા શુષ્કવેદાન્તીઓ તેમ જ અંધશ્રદ્ધાળુ પ્રેમઘેલાઓ માટે પણ આ ત્રિલોકી ( ભૂ-ભૂવર્ અને સ્વર્ )નું ભ્રમણ બંધ પડતું નથી. તેમને માટે પણ વિશ્વના નિયમો એક સરખી રીતે લાગુ પડે છે. જ્યાં સુધી તેઓ અહંભાવને ખોઈને જગતની

સહાયતાના કાર્યમાં સમર્પણ ન થાય, ત્યાં સુધી મિથ્યા કહેવામાત્રથી બંધનમુક્ત થઈ શકાય નહિ. એટલે ટૂંકમાં એટલું જ કહેવાનું કે જે લોકો પોતાની વાણી, વિચાર અને વર્તનને સંપૂર્ણ રીતે શુદ્ધ બનાવી જમાનાની નિદ્રાનો ત્યાગ કરી જાગ્રત અને ઉન્નત જીવન જીવવા માગતા હોય, તેમણે એવા સમર્થ ગુરૂઓના સંબંધમાં આવી ઈશ્વરી યોજનાને સમજવાને પ્રયત્ન કરવો ઘટે છે.

જેમનાં સૂક્ષ્મ શરીર સુવ્યવસ્થિતપણે કેળવાયેલાં હોય છે, તેમાં તેમના સ્થૂલ શરીરની છાપ સ્પષ્ટ રીતે પડેલી હોવાથી, ભૂવર્લોકમાં તેઓ સહેલાઈથી ઓળખી શકાય છે. પરન્તુ જે સામાન્ય મનુષ્યો છે, તેઓ મોટા પ્રમાણમાં હોવાથી તેમાંથી અમુક માણસને કેવી રીતે પારખી કાઢવો એ એક પ્રશ્ન છે. સૂક્ષ્મ શરીર બરાબર વ્યવસ્થિત કેળવાયાં ન હોય, તો પણ સ્થૂલ શરીરની છાપ તેમાં પડેલી હોય છે. તે ઉપરથી કેળવાયેલી દિવ્યદૃષ્ટિવાળા તે અમુક માણસ ચોક્કસ છે, એમ પારખી કાઢે છે. જેમ જેમ સમય જશે, તેમ તેમ કેળવાયેલાં સૂક્ષ્મ શરીરોવાળાઓની સંખ્યા વધતી જશે, અને ત્યારે જ આ બાબતની પ્રતીતિ વિશેષ પ્રમાણમાં થતી જશે.

(૪) વામમાર્ગીઓ અને તેમના અનુયાયીઓ :–પહેલા પ્રકારના લોકોની માફક આ લોકોનો પ્રકાર પણ નિરાળો હોય છે, પહેલા પ્રકારના લોકોમાં મહાત્માઓ અને તેમના શિષ્યો હોય છે, તેઓ પોતાની બધી સિદ્ધિ અને શક્તિનો ઉપયોગ પરમાર્થ માટે જ કરે છે, જ્યારે આ વામમાર્ગીઓ પોતાની સિદ્ધિ શક્તિનો ઉપયોગ કેવળ સ્વાર્થ માટે જ કરે છે. આ પ્રકારના લોકોમાં આફ્રિકાની હબસી જાતિમાં–ઓબિયા, અને વુડૂ તરીકે ઓળખાતા લોકો છે. એ સિવાય કેટલીક જંગલી જાતોમાં આવા લોકો હોય છે. તેના કરતાં તંત્ર વિદ્યામાં વધારે કેળવાયેલા એવા તિબેટ અને ભૂતાનના લોકો છે. તેઓ વામમાર્ગની પ્રક્રિયાઓમાં વધારે કેળવાયેલા અને ભયંકર લોકો છે. તેઓ શુદ્ધ માર્ગીઓના કટ્ટા શત્રુ છે. તેમને "દુગપા" તરીકે કહેવામાં આવે છે. તેમનામાં પણ કેટલાક ભેદ છે. આ લોકો ભૂવર્લોકમાં ભાન સાથે પ્રદર્શિત થાય છે.

૨. મરણ પામેલાઓ

" મરણ પામેલા " અથવા " મરેલા " એ શબ્દ ભૂલ ભરેલો છે. મરણ પામેલા લોકો

જરૂરીઆતો હોય છે. માનવી એટલે તો જરૂરીઆતોની જીવતી જાગતી મૂર્તિ. માનવી જરૂરીઆત, જરૂરીઆત, કરતો જન્મે છે, જીવે છે અને મરે છે.

તો પછી જે મનુષ્યને અજન્મા, અજર, અમર, પરમાનન્દ સ્વરૂપે વર્ણવવામાં આવ્યો છે તેની સાથે આવા મનુષ્યનો શો સંબંધ હોઈ શકે? આ બે સમાન કેવી રીતે હોઇ શકે, એકબીજા સાથે જોડાઇ કેવી રીતે શકે? તેમાંનો એક તો સર્વ પ્રકારની ન્યૂનતા, હીનતા, અભાવ, ભય, જન્મ, મરણથી પર છે; જ્યારે બીજો તો બીકણ છે, કામનાઓથી ભરેલો છે, જન્મે છે અને મરે છે. આમ ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ જેટલા અંતરવાળા આ બે મનુષ્યો વચ્ચે સામ્ય શી રીતે હોઇ શકે? અને છતાં પણ સામ્ય અને સંબંધ જરૂર છે. આવો જન્મ અને મરણને અધીન પુરુષ, સાન્ત અને મર્યાદિત મનુષ્ય પોતાના અનન્ત અમર્યાદ સ્વભાવનો નિર્દેશ કરે છે. માનવી નિરન્તર અશાન્ત છે, એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે, કારણ તેને તૃપ્તિ ી નથી, કાયમી સંતોષ મળતો નથી. મનુષ્ય પોતાના પરિમિત, સાન્ત ભાવથી અસંતુષ્ટ રહે છે એ જ વસ્તુ બતાવે છે કે આ તેની સ્વાભાવિક સ્થિતિ નથી. તેને અસંખ્ય મહત્ત્વાકાક્ષાઓ છે, વધારે ને વધારે મેળવ્વાની તીવ્ર તલસાટ છે, એ જ સાબીત કરે છે કે મનુષ્ય સ્વભાવે અપરિમિત, અમર્યાદિત છે.

કોઇ પણ મનુષ્યનો દાખલો લો; આપણને એકદમ જણાશે કે તે પોતાની મર્યાદિત અવસ્થાથી અતૃપ્ત છે. આપણામાંનો કોઇ પણ ખરી રીતે સંતુષ્ટ નથી. કદાચ કોઇ કહે કે મને મળતા માસિક વેતનથી હું પરિતુષ્ટ છું, પણ એ તો આળસ છે. સંતોષ અને આળસને એકબીજા સાથે સેળભેળ થવા દેવાં જોઇએ નહીં. સાચો સંતોષ કેવો હોય તે નચિકેતા પાસેથી આપણે શીખવાનું છે. યમે તેને દ્રવ્ય, ગજસત્તા, સુંદરીઓ-વગેરેની લાલચ બતાવી પણ તે ડગ્યો નહીં; નચિકેતાને ખબર હતી કે કેવળ સત્ય જ તેને સંતોષી શકશે, અને તેથી તેને બીજી કોઈ વસ્તુ જોઇતી ન હતી. કોઇ આપણો માસિક પગાર બમણો કરી આપે તો આપણે તે લઈએ કે નહીં?—એ પરથી જ આપણને માલૂમ પડશે કે આપણને આપણી વર્તમાન સ્થિતિથી સંતોષ

નથી. જો આપણે આપણું પૃથક્કરણ કરીશું તો જણાશે કે આપણી આકાંક્ષાઓનો અંત નથી. એ બધી ઇચ્છાઓનો પાર ક્યારે આવે? 'હું આખા વિશ્વનો સ્વામી છું, મારે કંઈ પણ જોઈતું નથી, હું મૃત્યુથી પર છું, કોઈને જુગ્ગોદાર નથી'–આવી ભાવના જાગે ત્યારે જ. જ્યાં સુધી આવી સ્થિતિ પ્રાપ્ત થાય નહીં, ત્યાં સુધી આશા તૃષ્ણા રહેવાની જ. બધી મર્યાદાઓની પેલી મેર જવાનું છે; અને જ્યાં સુધી આપણામાંનો દરેક એમ કહી શકે નહીં કે, 'હું અમર છું, અવિનાશી છું,'–ત્યાં સુધી તેને શાશ્વત શાન્તિનાં દર્શન થશે નહીં.

આવી સ્થિતિનું નામ મુક્તિ કે મોક્ષ છે. તેથી જો કે આ મગતરા જેવો લાગતો મનુષ્ય પેલા વિરાટ સ્વરૂપ પુરુષોત્તમથી તદ્દન વિરુદ્ધ સ્વભાવનો દેખાય છે, છતાં પણ જ્યાં સુધી આ મનુષ્યજંતુ તે વિરાટ પુરુષોત્તમની સાથે એકરૂપ થશે નહીં ત્યાં સુધી એ કદી પણ જંપવાનો નથી; અને તેથી સિદ્ધ થાય છે કે એ જ તેનો સાચો સ્વભાવ છે. જો આપણે એક માછલીને શહેનશાહ શાહજહાનના મયૂરાસન પર બેસાડી તેને મુજરો કરીએ, તો તેથી શું તેને સુખ થશે? ઊલટું તે તો કહેશે કે મને ગમે તેવા ગંધાતા, પણ પાણીમાં નાખો.

પોતાનો ગુમાવેલો સ્વભાવ પાછો પ્રાપ્ત કરવાને મનુષ્ય પ્રયત્ન કરે છે, એ તેની અશાન્તિનું કારણ છે. આવી દિવ્ય અશાન્તિવાળા પુરુષને ધન્ય છે. જે મનુષ્ય પોતાની વર્તમાન સ્થિતિથી સંતુષ્ટ રહે છે, તેનામાં પશુ કરતાં શી વિશેષતા છે? એક હાથીને બાંધી રાખી તેને ઘાસચારો આપ્યા કરીએ, તો તે આખી જિંદગી સુધી બીજી કંઈ દરકાર કરશે નહીં. તેથી આવી પશુ જેવી તૃપ્તિમાં રાચનાર મનુષ્યોને ઢોપશ્વાં નહીં તો બીજું શું નામ આપી શકાય?

જ્યાં જ્યાં અતૃપ્તિ છે ત્યાં ત્યાં મહત્તાનું બીજ રહેલું છે. મહાપુરુષોના જીવનના અભ્યાસ પરથી માલૂમ પડશે કે તેઓ નિરન્તર ખૂબ પ્રવૃત્તિશીલ અને કર્તવ્યપરાયણ રહેતા, આગળ ને આગળ જવાની ઇચ્છાવાળા હતા. આરામને ચાહનારા, મહત્ત્વાકાંક્ષાથી રહિત મનુષ્યો તો વૈતરું કરવાને જ સરજાયેલા છે, પાંગળા બળદની માફક તેઓ ઘાણીની આસપાસ આખી

જિંદગી ફર્યાં કરે છે, પણ એક તસુ યે આગળ વધતા નથી. માટે આત્મોન્નતિના અભિલાષીએ કદી પણ પ્રવૃત્તિ છોડવી નહીં.

અલ્પથી કદી પણ સંતુષ્ટ થવું નહીં આપણે અમર્યાદ છીએ, પરિપૂર્ણ છીએ, અને જ્યાં સુધી એવા સ્વભાવને પ્રાપ્ત કરીએ નહીં, ત્યાં સુધી આપણે અટકવાનું નથી. આપણી બુદ્ધિ મર્યાદિત છે, એમ કદી પણ ધારવું નહીં. આપણામાં તો સોક્રેટિસનું બુદ્ધિબળ છે ન્યૂટનની પ્રતિભા છે. ફક્ત એટલું જ કે આપણે તેના પર ધૂળના ઢગ જામવા દીધા છે. એ બધું સાફ કરી નાખી ઉચ્ચ અભિલાષાને જાગૃત કરવી, કાર્યશક્તિને ઉત્તેજિત કરવી અને શ્રદ્ધા રાખવી કે આપણામાં બધી શક્તિનો વાસ છે,—આપણે મર્યાદિત નથી જ કાલ અને દેશની સીમાથી અબદ્ધ ઋષિમુનિઓ જેવા અને જેટલા જ આપણે પણ અબાધિત છીએ.'

'મનુષ્યને પાપી કહેવો એ મહાપાપ છે'—એમ આપણાં ધર્મશાસ્ત્રો ઉપદેશે છે. આપણી જાતને પાપી કે નિર્બળ માનવા લાગીએ કે તરત જ આપણે ॐ પૂર્ણમદઃ પૂર્ણમિદમ્—એ આપણો સાચો સ્વભાવ ભૂલી જઈએ છીએ, અને દેહમનની સાથે એકરૂપ થઈ પડીએ છીએ. આવી એકરૂપતા આપણાં બધાં દુઃખોનું મૂળ છે. જો આપણી પૂર્ણતાનો સાક્ષાત્કાર કરવો હોય તો આપણે આપણા મર્યાદિત સ્વભાવ સાથેનો બધો સંબંધ તોડી નાખવો પડશે. આપણે દેહમનને ભૂલી જવાં તે બન્નેથી અલગ છીએ એવી ભાવના વારંવાર દૃઢ કરવી. વસ્તુતઃ આપણે મોટે ભાગે તેમ કરીએ છીએ. 'હું ઉંચો છું કે નીચો છું, ગોરો છું કે કાળો છું, જાડો છું કે પાતળો છું,'—એમ શું આપણે કાયમ વિચાર્યા કરીએ છીએ. જ્યારે આપણે દર્પણની સમક્ષ ખડા રહીએ છીએ ત્યારે જ માત્ર આવા આવા વિચારો આવે છે. આરોગ્યની વ્યાખ્યા શી છે? પોતાને શરીર છે એવું યાદ આવતું નથી, એ સંપૂર્ણ આરોગ્યની નિશાની છે. માથું દુખે છે ત્યારે યાદ આવે છે કે આપણે માથું છે, પગમાં દુખાવો ઉપડે છે ત્યારે ખ્યાલ આવે છે કે પગ છે. આપણે તો આત્મા છીએ, ચેતન છીએ આપણા ઉપર દેહ ખૂબ સત્તા ચલાવે છે એ ખરું, છતાં પણ દેહની વિસ્મૃતિ થઈ જાય એવી સ્થિતિ પણ ...ની અમાપ છે. કોઈ સુંદર દૃશ્ય નિહાળતા હોઈએ, અથવા મધુર

સંગીતનો રસાસ્વાદ લેતા હોઈએ ત્યારે દેહનું બધુ ભાન ચાલ્યું જાય છે, એટલે કે તે સમય પૂરતા આપણે દેહથી પર જઈએ છીએ. એ આપણી સાચી સ્થિતિ છે અને તેથી જ આપણને એ અવસ્થામાં ખૂબ આનન્દ આવે છે. પ્રશાન્ત, સ્થિર, વિચારમગ્ન સ્થિતિમાં પણ દેહભાન ચાલ્યું જાય છે, અને જ્યારે આ અવસ્થામાંથી ચલાયમાન કરવાને એકાએક કંઈ આવી પડે છે ત્યારે આપણે તેને દુઃખ તરીકે ગણીએ છીએ.

આનન્દમાં વિચારનું પર્યવસાન થાય છે. તલ્લીન થઈ જવું, દેહ અને મનથી પર થવું એનું નામ જ સાચું સુખ છે. આનન્દ એ આપણો સાચો સ્વભાવ છે અને તેથી આનન્દ સર્વને અતિપ્રિય છે. મનુષ્ય નિરન્તર સુખની શોધમાં ભટકતો રહે છે, અને પોતે ખોયેલો આનન્દ પાછો મેળવવા એક ગામથી બીજે ગામ, એક શહેરથી બીજે શહેર, એક દેશથી બીજે દેશ રખડ્યા કરે છે. આ આનન્દની શોધ અને ઈશ્વરની શોધ બન્ને એક જ છે, કારણ ઈશ્વર અને આનન્દ જુદા નથી. એકબીજાના પર્યાય છે. આ પરથી સહજ સમજાય છે કે, 'મારા અંતરમાં ઈશ્વર નથી,' એમ સૂર્ણા જ બકે છે. ઈશ્વરમાંથી જ બધો આનન્દ ઉદ્ભવે છે, અને આનન્દને શોધનારો દરેક ખરી રીતે તો ઈશ્વરને જ શોધી રહ્યો છે.

આનન્દ, આનન્દ,—એ પરમાત્માની આપણી વ્યાખ્યા છે. એવો કોઈ પણ નાસ્તિક નહીં હોય કે જે આનન્દને, સુખને નહીં ચાહતો હોય. અને એ સુખ પરમાત્મા છે. आनन्देनह्हि खल्विमानि भूतानि जायन्ते, आनन्देन जातानि जीवन्ति, आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ॥ આનન્દમાંથી સકળ જગતની ઉત્પત્તિ થાય છે, આનન્દમાં જ જગતની સ્થિતિ છે, અને આનન્દમાં જ તેનો લય થાય છે. આ દૃષ્ટિએ જોતાં કોઈ પણ મનુષ્ય એમ ન કહી શકે કે પોતે નાસ્તિક છે, કારણ દરેક માણસ સુખ તો શોધે છે જ. અને તે પણ કેવું સુખ ? જે સુખનો કદી પણ અંત ન આવે એવું સુખ. આપણે સંસારના વિષયભોગ ભોગવીએ છીએ, કારણ તેમાંથી પણ આપણને થોડો ઘણો આનન્દ મળે છે; પરંતુ આપણો આદર્શ તો એવા સુખનો છે કે જે સુખનો કદી પણ અંત આવે નહીં.

વિરામ વિનાના સુખનું નામ ઈશ્વર છે. જે સુખનો છેડો છે તેનું નામ

વિષયભોગ છે. મર્યાદિત સુખથી થોડો સમય આપણે સંતુષ્ટ રહીએ, પણ આપણો આદર્શ તો અક્ષય, આત્યન્તિક સુખનો છે. જે માણસ ખાધું ન ખાધું ને પોતાની ઓફિસે કે પેઢીએ દોડે છે, અને આખો દિવસ વૈતરું કરે છે તે પણ ખરું કહીએ તો સુખને માટે જ ફાંફાં મારે છે. આવો માણસ માને છે કે ધનપ્રાપ્તિથી સુખ મળી જશે, અને તેથી આખો દી ની તેની પાછળ મંડ્યો રહે છે. જે માણસ એક ખૂણામાં બેસી એકાગ્ર ચિત્ત કરી, પોતાની આસપાસ ચાલી રહેલું બધું ભૂલી જવા પ્રયત્ન કરે છે અને અન્તર્દૃષ્ટિ કરી પ્રભુનો સાક્ષાત્કાર કરવા મથે છે, તે પણ એ સુખની જ શોધ કરી રહ્યો છે.

હવે ઉપર જણાવેલી બંને રીતિનો આપણે વિચાર કરીએ. પહેલી રીતે વર્તનાર માણસ ધનની પાછળ ગાંડો બને છે, કારણ તે ધારે છે કે તે દ્વારા તેને પોતાને તથા તેના કુટુંબને અન્નવસ્ત્ર, એશઆરામ અને ભોગ વિલાસ મળશે. દ્રવ્ય અને શક્તિદ્વારા પોતાને જે ચીજો તે કુદરત પાસેથી મેળવી શકશે એમ સમજી મનુષ્યો તે પ્રાપ્ત કરવા તનતોડ પ્રયાસ કરે છે. પરંતુ આ રીત ઘણી અનિશ્ચિત અને અધુરી છે. માણસને ધન મળે, પણ કદાચ એવું બને કે તે દ્વારા ખરીદેલો ખોરાક પોતે પચાવી શકે નહીં, અથવા તેનાથી પ્રાપ્ત થયેલો એશઆરામ ભોગવી શકે નહી. એવા ઘણા કરોડાધિપતિઓ છે કે જેઓ જનનું પાણી સુદ્ધાં મહામુસીબતે પી શકે છે. આવા કરોડાધિપતિઓની દશા શું હલકા ગણાતા પણ પૂરી તંદુરસ્તી ભોગવતા મજૂરો કરતાં વધારે શોચનીય નથી ? વળી પૈસો હોવા છતા તેનો ઉપભોગ કેટલા સમય સુધી થઇ શકે ? શરીર ટકે ત્યાં સુધી જ. જીવન અતિ ક્ષણભંગુર છે. પારણામાં પોઢેલા બાળક પાસે, યુવાન તેમ જ વૃદ્ધ પાસે, ધનવાન તેમ જ નિર્ધન પાસે યમરાજ જઇ પહોંચે છે, અને જો આપણે શરીર સાથે એકરૂપ થઈ જઇએ, જો આપણે માનીએ કે શરીરને વા મનને સંતોષનાથી ' ખરો હું ' સંતોષાય છે, તો પછી આપણું સુખ પણ ક્ષણિક અને નશ્વર થઇ જાય તેમાં નવાઈ નથી.

( સંપૂર્ણ )

# *વસ્તા વિશ્વંભર

લેખક :–શ્રી. લીલાધર મૂળશંકર ભટ્ટ

*   *   *

વસ્તે વસ્તુ પહેચાણુ ભય, વસ્તે 'વસ્તુ ભરપૂર;
અક્રય કયા એ તો કથી હરદમ હાલ હજુર. ૧૬
વસ્તે વસ્તુ કો તોલ હૈ વસ્તે વસ્તુ કો મોલ.
વસ્તે વસ્તુ પહેચાણુતાં વસ્તે વસ્તુ અમોલ.
( અંગ પહેચાણુ કો )

*   *   *

પ્રેમ પ્રેમ સબ કો કહે (પણ)પ્રેમ કી ન્યારી બાત,
પ્રેમ પ્રકટયા જબ જાણીએ દેહ સ્વાર્થ સબ જાત.
સાત પાંચ પ્રેમી મળી કરે પ્રેમ કી બાત,
પૂરણ પ્રેમસ્વરૂપ કા કો વિરલા કે હાથ.

*   *   *

પ્રેમ પરચા જા કુ ભયો ઔર પરચા નવ્ જાય,

*   *   *

પાદશાહ ચલ્યા મુલ્કમેં તાકુ કયા પરદેશ,
સબ ચિજ સંગે ચલે સબ હિ અપના દેશ. ૨૨

*   *   *

સમદૃષ્ટિ આવે નહીં જો કદાપિ આય,
ઉનકુ એસા નીમ હે ફિર પીછી ના જાય. ૨૬
જો આય કે ફિર જાત હૈ સો તો ઉલટી હાણુ,
આયા પીછે જાવે નહીં સો વસ્તુ નિર્વાણુ. ૨૭

---

* તા. ૨૩-૧૨-'૨૬નો લખેલો લેખ 'પ્રબોધ' પત્રમાં તે વખતે છપાયો હતો. 'ઉત્થાન'ના વાચકોને ઉપયોગી સમજી અહીં ઉતાર્યો છે.—તંત્રી

સમદષ્ટે સાહેબ ભર્યાં ઓળખો ભરપૂર,
જીનકુ સમદષ્ટિ નહીં તીનકુ સાહેબ દૂર. ૨૮
પાસેકા પરખે નહીં દૂર કહાં સે જાય ?
જાકુ સમદષ્ટિ નહીં સાહેબ કયું ઓળખાય ?

(અંગ ઓળખાણુ કો) ૨૯

ગઢ જીતવો સહેલ હૈ મુલક જીતવો સ્હેલ,
કામ જીતી સાહેબ પરખવો એ બડો મુશ્કેલ. ૮
વેદ પુરાણુ મહી સાંભળ્યા સબથેં ઉંચા સંત.

*        *        *

ગંગા તીરે ઘર કરે પીવે પૂરે આશ,
શીતળ અંગ સદા રહે ઉનકુ કૈસી પ્યાસ ? ૨૭

*        *        *

રામ આતુર જબ ભયા કામાતુર સબ જાય.
રામે રામ મળી રહે તન મન શીતળ થાય.

( અંગ ઈંદ્રજિત કો ) ૩૮

*        *        *

મન જીત્યે તન જીતિયા, તન જીતે આચાર;
આચાર સે વિચાર પ્રકટે એહિ સમજણુ સાર. ૨

*        *        *

સેવા પૂજા મનમહીં, મનમેં ભક્તિભાવ,
સંસાર સમુદ્ર અગાધ હૈ મન તરવે કો નાવ.

( અંગ મન કો ) ૩૧

હદે હદે સબ કો ચલે બેહદ ઘરે ન પાય,
બેહદ કેરે પંથ મેં ચલના હોય સો આય. ૧

હદ ચલે સોહિ ભલા બેહદ કહાંસે આપ ?
બેહદ માંગ વિકટ હૈ, આપ મતા ઉડ જાય, ૨

ઘર બાળી તીરથ કરે ઉનકા હૈ વહાં કામ,
ઘર રખી-તીરથ કરે, બેહદ માંહી નહીં ઠામ. ૩

બેહદ મારગ સંત કા હદ કા મારગ વેદ,
હદ-બેહદ દો જીત લે, સોહિ ગુરૂગમ ભેદ.

(અંગ બેહદ કો) ૧૪

લિખતા થા સો રહ ગયા ભયા અલખે અલખ,
અલખ માંહી ભલ ગયા કોણુ લખે અલખ ? (૧)

લિખા લિખા તો બહુ લિખા, ના લિખા તો કછુ નાહીં,
લિખને વાલા કૌન હૈ આપ અલખ કે માહીં. (૨)

લખ-લખ કરકે જો લિખા સોહિ હુવા અલખ,
અલખ અલખ સબ ભર રહા ભાસે નહીં કો ખલક.

(અંગ આમ આલખ કો) (૩)

સમુદ્રતીરે મેં ગયા નિર્મળ દેખ્યો નીર;
ભરી ભરીને હાલવું થાકી ગયો શરીર. ૪

મેરે મન મે વિચારીયા કહા અચરજ કીન ?
ઉનકો લેકર ઉનમેં ફિર ફિર ઢોલે દીન, ૫

મે દેખ્યા નહીં મુજમેં મટી ગઈ સબ ભર-ઢોલ,
વસ્તુ વસ્તુમેં મિલ રહી હુલમલ પ્રેમ ઝકોર.

(અંગ સમર્પણ કો) ૬

રસ વડે રસ નીપજે સો સતગુરૂ કે ઘેર,
એક પિયાલો પીવતા ઉતર જાય સબ ઝેર. ૨

દુજો પ્યાલો સંચરે રોમ રોમ સબ અંગ,
અમૃતો રસ જબ જાણીએ ગગો ન દુજા સંગ. ૩

ત્રીજે પ્યાલો પીવતાં રહે ન કૂછ ચહાય
પ્યાસ પુરાણી સબ મિટે રસરૂપ આપે થાય. ૪
ચોથે પ્યાલે ચતુર્ભુજ સબ લોકમાંહી દેખાય,
દેવ લોક ચરણે નમે નર નારાયણ થાય. ૫
પંચમ પ્યાલો પીવતા ધરપદ હોયે ધ્યાન,
ગર્ક ત્રિવિધ તુરત ગળે રામરસ કો નિધાન. ૬
ષટમો પ્યાલો પીવતાં સ્વરૂપ દષ્ટે આય,
આપ સઝી રહે આપમે સ્થિરતા રૂહેત ઠરાય. ૭
સપ્તમે પ્યાલે સબ ગળે હુન્તુ ને સંસાર.
આદ્ય પુરષ આપે રહે નિરંતર એકધાર. ૮
પુગ જન એ જીરવે અધુરા ફાટી જાય.
પ્યાલા રામરસ તણા તો મહાજન માહી સમાય. ૯

**આગે શીષ ઉતાર લે પિછે પ્યાલા પાય,**
**વસ્તા વિશ્વભર યું કહે તબ હિ એ જીરવાય**

(અંગ રામરસ કો)

દેવ અમારા સો કર્યા જો બોલે આપોઆપ,
દમ-દમ ઉત્તર કરે જપુ તાહીકા જાપ. ૮
ખાનપાન સબ હિ કરે બોલે મધુરાં વેણ,
મુસક મુસક અંતર હસે તાસે લલચે નેણ. ૯
અદ્ભુત લીલા દેખ કે સુખ કે નીર ઝરંત.
નિજ દાસ શીતળ હો રહા અંગો અંગ કંપંત.
નમતા પહેલાં નાગ રહા કોમળ સુખ વિલાસ.

(અંગ દાસ કો)

જૈસી કથે ઐસી રહે, સોહિ સાચા સંત;
વસ્તા વિશ્વંભર યું કહે ઉનસે મેરા અંત.

(અંગ રહેણી વિના કથની કો)

ચંદન વન મેં એક હોય સબ વન ચંદન થાય,
એસે અંતર હરિ વડે હરિ-હરિ દર્શાય.

( અંગ ચંદનકો ) ૧

### ગુરુ સાચો વેષ જુઠો ( વસ્તુ વિકાસ ).

રોળક જગતના કોહીનૂર ' રસ્તાનાસજી ગુરુ વિશ્વંભરજી 'નું પિછાણ આપતા પહેલાં તેમની અગાધ વાણીમાંથી ઉપરછલ્લે કેટલાંક અવતરણો આપણે જોયાં.

પ્રાચીન સાહિત્ય ભંડારની ભાળ હમણાં હમણાં એટલે છેલ્લા પચાસેક વર્ષ થવાથી માંડી છે. ઘણું કરીને સાહિત્યભંડારો ઘણાં દેવાલયો, આશ્રમો પંડિતો અને સંતસાધુઓના અખાડામાં જ હોવાનું સાબીત થયું છે. દેવાલયો આશ્રમો અને પંડિતોના વારસોમાંથી નીતિનિયમનો જેમ જેમ શિથિલ થતાં ગયાં, તેમ તેમ ત્યાંથી સાધુતા-સમતા--વિદ્વતાનો લોપ થયો અને તેથી ઘણા અપ્રસિદ્ધ સુંદર સાહિત્યના ભંડાર હતા તેમાંથી ઘણો ભાગ ઉંદર-ઉધેઇને ભોગ થઇ પડયા. ગુરુની વાણી એટલે '**ગુપ્ત રાખવાની વસ્તુ**' એમ ઘણા ભક્તોનું માનવું છે. માગ મત પ્રમાણે ગુપ્ત તો ' ગુરુમંત્ર જ ' હોઈ શકે અને ગુરુવાણી તો જેમ વધુ ને વધુ પ્રચલિત થાય તેમાં જ ગુરુ અને શિષ્ય--ઉભયની શોભા—સાર્થકતા છે.

ભરૂચ જીલ્લાના જંબુસર તાલુકામાં કહાનવા ગામ પાસે એક સુંદર આશ્રમ છે. સો વર્ષ પહેલા તે સ્થાને એક અદ્ભુત—ચમત્કારી- પરમહંસે સમાધિ લીધેલી. સ્થાન ગાયકવાડ કદ્દુંગે બંધાયેલું હોવાથી ' બંગલો ' કહેવાય છે. સંતો અને શિષ્યો તેને ' પુણ્યાશ્રમ ' નામથી ઓળખે છે. ત્યાંય એક નાનોશો સાહિત્યભંડાર હતો. એ આશ્રમના જ પરમહંસોની વાણીનું '**સંતોની વાણી**' નામક પુસ્તક તે આશ્રમના હાલના અધિકારી શ્રી, ભગવાનજી મહારાજે પ્રકટ કર્યું છે. તેનો ઉપોદ્ઘાત રા. સાગરે લખ્યો છે અને તેનું વિસ્તારી અવલોકન 'સાહિત્ય' માસિકમાં સા. શ્રી. છોટાલાલભાઈ ભટે કર્યું હતું.

એ અપ્રસિદ્ધ સાહિત્યભંડાર જોતાં તેમાંથી અનેકાનેક સંતોની વાણી મળે

છે. તે પૈકી ઘણીક તો પ્રસિદ્ધિને પણ પામેલી છે અપ્રાપ્યની પ્રકટ થઈ છે તેવી જ બીજી વાણી ત્યાં નહિત છે તે પ્રકટ કરવા સારૂ રા. સાગરને સુપ્રત થયેલી છે.* કહાનવાના આ સાહિત્યભંડારમાં સૌથી વધુ દિલ ખેંચે એવી એક સમર્થ ' સંત ગહંતની વાણીમતિ હું આકર્ષાયો, રા. સાગરે આખોય સાહિત્યભંડાર તપાસેલો એટલે મને કહે " એ અદ્દભુત સંત છે, હો ! તારી જ્ઞાતિના હતા ખંભાતના." મને રોમાંચ થયેલા. હૃદય આનંદોર્મિથી ઉભરાવા લાગ્યું. આવા સમર્થ પરમહંસ ટોળકજ્ઞાતિમાં થયા છે એ વાતથી મને હર્ષાશ્રુ આવ્યા અને એ સંત-પરમહંસ તે આપણા વસ્તારામ એમાનું ઘણું ખરું વસ્તુ હું ઉપલક દૃષ્ટિથી જોઈ ગયો કે, ક્યાંય ખંભાતના અગર ટોળક જ્ઞાતિના સમર્થનમાં સહજ પણ ઇશારો નીકળે છે ? આખો દરિયો ડહોળ્યો અને મળ્યું ત્યારે નિરાશામાંથી-છેવટના કક્કામાંથી:—

ગુજરાત મધ્યે ખંભાત ગામ સકરપુર માંહી છે નિજ ઠામ
સંવત ૧૮૪૧ મધ્યઃ અક્ષર એક થયા છે શઘ
આસો સુદ ૭૮ અજવાળી સાર શુભ સમજો શ્રી બૃહસ્પતિવાર.

અપૂર્ણ

* ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, તરફથી શ્રી. રસગર સંપાદિત 'અક્ષયવાણી' ગ્રન્થ થઈ ચૂક્યો છે.—ત ની

# ઉપનિષત્‌નું અભ્યાસગૌરવ*

લેખક :—શ્રી. નલિન મ. ભટ્ટ, એમ. એ.

॥ हरिः ॐ ॥ स तपः अतप्यत । स तपः तप्त्वा आनन्दः
ब्रह्मेति व्यजानात् । आनन्दाद्ध्येव हि खलु इमानि भूतानि
जायन्ते, आनन्देन जातानि जीवन्ति, आनन्दं प्रयन्ति
अभिसंविशन्ति इति ॥ (तै० उ० भृ० व० ६ अनुवाक)

તૈત્તિરીય ઉપનિષદ્‌ની "ભાર્ગવી વારુણી" વિદ્યામાંથી ઉપલું અ
તરણ લીધું છે. એમાં જીજ્ઞાસુ પુત્ર, વિજ્ઞ પિતા પાસે જીવનનું સર્વો
હૃદયનું સમાધાન થાય એવું, દર્શન વાંચે છે. અને ઉપલી શ્રુતિમાં, પિતા
વિવેકદષ્ટિએ માનવહૃદયનું સર્વશ્રેષ્ઠ જીવનદર્શન, કરાવ્યું છે. શ્રુતિ
શબ્દાર્થ આ પ્રમાણે થાય છે. "તેણે=ભૃગુએ તપ કર્યું. તપ કરી તે
સ્વાનુભવે જાણ્યું કે આનન્દ બ્રહ્મ છે. કેમકે, આનન્દમાંથી નિશ્ચય ર
તમામ ભૂતો જન્મે છે, જન્મેલાં એ તમામ ભૂતો જીવનકાળે આનંદથી
જીવે છે તથા પ્રયાણ કરતાં હોઇને અંતકાળે આનન્દમાં જ ચોમેરથી પ્રવે
છે." અર્થાત જીવનમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું એક કારણ
આનન્દ. આનન્દ એ સૃષ્ટિ, સ્થિતિ અને લયનું રહસ્ય છે. આ આન
અને બ્રહ્મ=પરમાત્મા એ બે જુદી વસ્તુ નથી. બ્રહ્મનું જ બીજું ના
આનંદ છે. તો આ આનન્દ એટલે શું ? આનન્દ એટલે નિરુપાધિક સુખ
સુખ–પ્રીતિ–અનુકૂલ વેદના–વગેરે શબ્દો આકારે જુદા છે, અર્થે જુ
નથી. અર્થાત્ જે સુખ કોઈ આંતર બાહ્ય ઉપાધિમાંથી જન્મ્યું નથી પ
સ્વયમેવ સિદ્ધ છે–સ્વયંભૂ છે એવાં નિરૂપાધિ સુખનું નામ આન
છે. આવાં નિરૂપાધિ ઘનસુખનો જાત અનુભવ કરી, વરુણનો કૃતકૃત્ય પુ
ભૃગુ, પોતાનું દર્શન ભાવિ યુગોને વારસામાં સોંપતો ગયો છે. આ અમૂ
અનુભવને ભગવતી શ્રુતિએ સંઘરી છે. અને એ શ્રુતિસંપ્રદાયવાદી
એની પ્રમાણિકતામાં સંશય નથી!

પણ ભૃગુનું આ જીવન–દર્શન અને આપણો રોજિંદો અનુભવ–

* લેખકના હમણા જ પ્રસિદ્ધ થયેલા ઇશાદિ–ઉપનિષત્‌–પંચમની ભૂમિકા—ના:

બે વચ્ચે કશો મેળ જ નથી ખાતો ! જાણે બન્નેની વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલું અંતર દેખાય છે ! જે સૃષ્ટિને ભૃગુએ કેવલ આનન્દઘન અનુભવી તે જ સૃષ્ટિ આપણને કેવળ દુઃખઘન ભાસે છે. આપણો પ્રત્યેક અનુભવ આપણને જોરથી જાણે તમાચો મારીને શીખવે છે કે આ દુનિયામાં પ્રાય દુઃખ જ છે ! જે કાંઈ ક્વચિત્ સુખ જેવું લાગે છે તે પણ પરિણામે દુઃખરૂપ જ છે !

વળી આપણો અનુભવ એ 'આપણો' હોવાથી જ આપણને વધુ સાચો લાગે છે. અને ભૃગુનો અનુભવ એ ભૃગુનો હોવાથી એટલે કે પરાયો હોવાથી આત્યાયક=વિશ્વાસ ન ઉપજાવે એવો લાગવાનો પૂરો સંભવ છે. સંભવ જ નથી; આપણું હૃદય સમસ્ત બળે પોકારી ઊઠે છે કે ભલા ! જ્યાં હમોને દુઃખ દુઃખ અને દુઃખ જ જણાય છે ત્યાં આપ બળાત્કારે કેમ ખાત્રી કરાવી શકો કે અહીં સુખ સુખ અને સુખ જ છે ? આથી ભૃગુના અનુભવ સ્હામે આપણું–સામાન્ય માનવનું હૃદય બળવો પોકારી ઊઠે એમાં નવાઈ નથી !

તો પછી આ બેમાં સાચું શું ? ભૃગુઋષિનું અનુભવ વચન સાચું કે આપણો અનુભવ બોધ સાચો ? આ છે એક જટિલ સમસ્યા. આ સગરયાના પ્રામાણિક ઉકેલમાં ઉપનિષદનું દર્શન છે. આ બે પરસ્પર વિરોધી ભાસતાં દર્શનોનો યથાર્થ અવિરોધી નિશ્ચય કરવા પ્રયાસ કરવો ગણો.

આપણો અનુભવ ગમે તેટલો જૂઠો હોય છતાં તે આપણો માર્ગદર્શક બનતો હોઈને તેના ઉપર આપણી અતૂટ મમતા રહે છે. આથી આપણો અનુભવ ખોટો ન જ હોઈ શકે એવો વહેમ અને આગ્રહ પણ રહી જાય છે. અને આ બાજુ ઋષિહૃદયનો પણ અનુભવ છે. એને પૂરો વિચાર્યા સિવાય, એ અસાચો છે એમ સ્થાપિત કરવાની વૃત્તિ રાખવી એ પણ મહા સાહસ છે; આથી અહીં તટસ્થ ભાવે નિર્મલ વિચાર જ આપણો ગુરુ છે. તટસ્થપણે વિચારતાં ખાત્રી થશે કે ભૂમિકાભેદે આપણી અને ભૃગુની દૃષ્ટિમાં વિરોધ નથી. વિરોધનો અભાવ છે એટલું જ નહિ પણ બન્ને દર્શન પરસ્પર ઉપકારક છે, અને મિત્રભાવે વર્તીને રહેલાં છે. એટલું જ નહિ પણ બન્નેને અન્યોન્યની અનિવાર્ય જરૂર છે. આ બન્ને દર્શનોની વચ્ચેનો

અવિરોધ, પરસ્પર ઉપકારિતા, મૈત્રી અને અન્યોન્ય સહાયકતા જેવી, જાણી અને તે મુજબ જીવનને વળાંક આપી, સદેહે જીવનનું સાફલ્ય અનુભવવું એ છે વિચારનો વિષય. એ છે અહીં ધ્યેય.

ભૃગુઋષિના અનુભવનો ઉપસંહાર કરતાં એ જ પ્રકરણમાં ભગવતી શ્રુતિ કહે છે કેઃ—' **सा एषा भार्गवी वारुणी विद्या, परमे व्योमन् प्रतिष्ठिता** "–અર્થાત્ " તે આ ભાર્ગવી વારુણી વિદ્યા પરમવ્યોમમાં પ્રતિષ્ઠિત " છે. અહીં વપરાયેલો " **परमे व्योमन् प्रतिष्ठिता** "– આટલો શબ્દ-ગુચ્છ, ઉપલી વિચારસરણીનો નિર્ણાયક છે. એટલે કે ભૃગુનું દર્શન " પરમવ્યોમમાં " રહેલું છે. અર્થાત્ ભૃગુની આકૃ માણસ જ્યારે પરમવ્યોમમાં પ્રતિષ્ઠિત થાય છે ત્યારે તે ભૃગુનું દર્શન સાંપડે છે. સૃષ્ટિ એ આનન્દઘન છે–આ દર્શન માટે " પરમવ્યોમમાં પ્રતિષ્ઠા–સર્વોચ્ચ હૃદયાકાશમાં નિષ્ઠા, " એ નિયામક બલ છે. આથી પરમવ્યોમમાં પ્રતિષ્ઠા સિવાયની જે દૃષ્ટિ છે તેને જો સર્વત્ર દુઃખાનુભવ થાય તો તેનો આપણે વાંક કેમ કાઢીએ? આથી એ પરમદૃષ્ટિને પ્રાપ્ત કરવા માટે, હિમાલયના સર્વોચ્ચ શિખર ઉપર આરૂઢ થવાને માટે, તળેટીથી માંડીને બીજાં તમામ શિખરો પગથીઆંરૂપ છે. આ શિખરોનો અનાદર કરીને કોઈ સર્વોચ્ચ શિખર ઉપર ન જઈ શકે! આથી આ પરમદર્શનની પ્રાપ્તિ માટે અંવર દર્શનોની ન્યાયી વિચારણા કરવી જ રહી. તો જ પરમદર્શનમાં છેવટની નિષ્ઠા જન્મે.

" પરમવ્યોમમાં પ્રતિષ્ઠા " સિવાયની બીજી અવસ્થા તટસ્થ અને નિર્મલપણે વિચારણીય છે. કેમકે નીતરો વિચાર માણસને હેય અને ઉપાદેયનો વિવેક શીખવે છે. માણસને માટે અહિત હેય=ત્યાજ્ય છે, અને હિત ઉપાદેય=સ્વીકાર્ય છે. આ હિત અને અહિતની અનુક્રમે પ્રાપ્તિ અને પરિહારમાં પુરૂષાર્થની સમાપ્તિ છે.

પ્રાણીમાત્રના દૈનંદિન અનુભવને પૂરેપૂરો છણીને, પૂર્વ વિચારકોએ સંક્ષેપમાં તેની પૂરી અને સુન્દર વિચારણા કરી છે. પ્રમાણિક વિચારકમાત્રના પ્રતિનિધિરૂપ, સાંખ્યકારિકાના પ્રણેતા, મહામુનિશ્રી ઈશ્વરકૃષ્ણ, પોતાના સાંખ્ય શાસ્ત્રની શરૂઆતમાં, મૂંગી માનવજાતના અનુભવને, મિતાક્ષર અને છતાં અમિતાશય ભાષામાં વર્ણવતાં કહે છે કેઃ—

दु:खत्रयाभिघातात् जिज्ञासा तदभिघातये हेतौ ॥
दृष्टे सा अपार्थी चेत् न एकान्तात्यन्ततोऽभावात् ॥ १ ॥
दृष्टवद् आनुश्रविक स हि अविशुद्धिक्षयातिशययुक्तः ॥
तद्विपरीत श्रेयान् व्यक्ताव्यक्तज्ञविज्ञानात् ॥ २ ॥

ઉપરની કારિકાઓનો અર્થ આ મુજબ છે. ત્રિવિધ દુઃખના [illegible] સંબંધને બોધે તેનો=ત્રિવિધ દુઃખનો નાશ કરનારા શાસ્ત્રીય ઉપાય માટે જિજ્ઞાસા યોગ્ય છે. એ ઉપાય પ્રત્યક્ષ છે તેથી શાસ્ત્રીય ઉપાય માટે જિજ્ઞાસા નકામી છે એમ કહેવુ યોગ્ય નથી. કેમકે પ્રત્યક્ષ ઉપાય અજમાવવાથી ત્રિવિધ દુઃખથી એકાન્તપણે અને અત્યંતપણે નિવૃત્તિ થતી નથી. અને વળી પ્રત્યક્ષ ઉપાય જેવો જ વૈદિક ઉપાય છે. કેમકે તે પણ અવિશુદ્ધ–ક્ષય અને અતિશયતાથી યુક્ત છે ,આથી પ્રત્યક્ષ અને વૈદિક ઉપાયથી ઉલટો શાસ્ત્રીય ઉપાય વધારે વખાણવા યોગ્ય છે. આ શાસ્ત્રીય ઉપાય વ્યક્ત અવ્યક્ત અને જ્ઞાનના વિશેષ જ્ઞાનથી સિદ્ધ થાય છે. માટે ત્રિવિધ દુઃખની નિવૃત્તિ માટે શાસ્ત્રીય ઉપાય જ એકમાત્ર ઉપાય છે. " ( ૧–૨ સાં. કા. )

ઉપર કહ્યું છે તેમ આ કારિકાઓ મિતાક્ષર=માપેલા અક્ષરોવાળી છે પણ અર્થદૃષ્ટિએ અમિતાશય=અમાપ ભાવવાળી છે. કેમકે શાસ્ત્રીય ઉપાયનું જ્ઞાન કેમ મેળવવુ એનું એમાં પ્રતિપાદન છે. એટલે કે " પરમવ્યોમમાં પ્રતિષ્ઠા " કયા હેતુથી મેળવવી રહી, એનો, એમાં નિઃસંશય અને પ્રાકૃત બુદ્ધિને પણ સમજાય એવો પ્રામાણિક વિચાર વૈભવ છે. આથી આ કારિકાઓના અર્થનો યથામતિ વિચાર અહીં યોગ્ય છે.

" દુઃખત્રયાભિઘાતાત " આટલા કારિકાંશનો વિચાર કરતાં નીચેની વિચારણા સ્ફુરે. એ વિચારણા અહીં રજૂ થાય તે પહેલાં આટલું સૌ યાદ રાખે કે " અહીં શાસ્ત્રીય ઉપાય એટલે કે ત્રિવિધ દુઃખને દૂર કરવા માટે શાસ્ત્રોએ બતાવેલો ઉપાય એ જ એક ઉપાય છે. માટે તે ઉપાયને યથાર્થપણે બતાવનારાં શાસ્ત્રોનો અભ્યાસ, સંસારદુ ખભીરુઓએ, કરવો રહ્યો એ સાધ્ય છે, અને તે બધાં શાસ્ત્રોમાં પણ ઉપનિષદ્શાસ્ત્ર=વેદાન્તશાસ્ત્ર શિરોમણિ છે, અને આથી તે અભ્યસનીય છે." આટલુ સૌ ધ્યાનમાં રાખી આગળ વિચારે "દુ:ખત્રયા०"–આ કારિકા ભાગની સામે નીચેના વિકલ્પો ઉદ્ભવી શકે —

卐 [અપૂર્ણ

# પ્રસંગસ્ફૂર્તિ

—કાગળ તથા બીજી છાપવાની વસ્તુઓની મોંઘવારીને લીધે મુંબઈ સરકારે શાળાના પાઠ્ય પુસ્તકોની કીમતમાં ૪૦ થી ૪૫ ટકાનો વધારો મંજૂર કર્યો છે.—ગુર્જર બ્રાહ્મણ એજ્યુકેશન સોસાયટીની વાર્ષિક સભા મુંબઈમાં મળી હતી. સંસ્થાનો ઉદ્દેશ બ્રાહ્મણ વિદ્યાર્થીઓમાં વિદ્યાવૃદ્ધિ કરવાનો છે.—હિંદુ વારસા હકના ખરડાની વિરુદ્ધ અમદાવાદમાં સભા ભરાઈ હતી. પૂના, પંઢરપુર તથા શોલાપુરની મહિલાઓએ જાહેર સભાઓ ભરી એનો વિરોધ કર્યો હતો.—મુંબઈ, ચીનેપાટીમાં સ્વામી શ્રી બ્રહ્માનંદજી મહારાજ ચાતુર્માસ નિમિત્તે ડૉ. ધ્રુવના બંગલામાં ઉપનિષદ્ ઉપર પ્રવચન કરે છે.—મુંબઈ ગુજરાતી સભામંદિરમાં દિ. બ. કૃ. મો. ઝવેરીના પ્રમુખપદે "ગુજરાતની કોમોના હાનિકારક રિવાજો અને તેના સુધારાના ઉપાયો" નામનો ઇનામી નિબંધ શ્રી. શાંતિલાલ નગીનદાસ શાહ બી. એ (ઑનર્સ) એમણે વાંચ્યો.—ખ્યાવરમાં જૈન ગુરુકુલનો વાર્ષિક ઉત્સવ તા. ૨૪, ૨૫, ૨૬ જુલાઈ એ ત્રણ દિવસ ઉજવાયો. પ્રમુખ તરીકે પાલણપુરના શ્રી. છોટુભાઈ હેમુભાઈ મહેતા હતા. વિદ્વાનોનાં વ્યાખ્યાનો થયાં તેની સાથે વર્તમાનપત્રોનું પ્રદર્શન, જૈનશિક્ષણ પરિષદ; તેમ જ બીજા અવધાનના પ્રયોગોની યોજના હતી.—અમદાવાદમાં જગન્નાથજીના મંદિરમાંથી અષાઢી બીજે દર વર્ષની માફક આ વર્ષે પણ રથયાત્રા નીકળી હતી. એ નિમિત્તે શહેરના જાણીતા મીલમાલિકો, વેપારીઓ તથા મંદિરના ૧૫૦૦ જેટલા સાધુઓએ ભાગ લીધો હતો.—ઇંદોરના મહારાજ શ્રી. યશવંતરાવ હોલ્કરે એક અમેરિકન પત્નીથી તા. ૬ઠી જુલાઈએ છૂટાછેડા મેળવી તે જ દિવસે સાંજે બીજી અમેરિકન પત્ની સાથે લગ્ન કર્યું હતું.—ડાકોરમાં રથયાત્રાના દિવસે હાથીખાનામાંથી હાથીને સાનુમારીને બહાર કાઢતાં તે વિફર્યો હતો. એ તોફાનમાં એકનું મૃત્યુ અને બીજાને ઈજા થઇ હતી.—કાઠિયાવાડમાં વરસાદ ખૂબ જોરથી પડ્યો. ઉપલેટા ગામમાં સેંકડો ઘરો પડી ગયાં ને જાનમાલને નુકસાન થયું.—લડાઈની ગતિ મિત્રરાજ્યોના પક્ષમાં ઊતરતી જાય છે. મુસોલિનીએ સત્તા ગુમાવી છે. સીસીલીમાં મિત્રસેના આગળ વધે છે; અને જે રીતે હવે કેક જલદી અંત આવશે એવી આશા બંધાતી જાય છે.—કાપડ કેક સસ્તું થયું છે; અનાજના તેમ જ બીજી ચીજોના ભાવમાં કશો ધ્યાનપાત્ર સુધારો નથી થયો.—એકંદરે હજુ બધે અનિશ્ચિત વાતાવરણ છે. પરમાત્મા હવે સત્વર સોંઘવારી અને શાંતિનું સામ્રાજ્ય લાવે એવી ઇચ્છા ઠેરઠેર દેખાય છે।



"આત્મજ્ઞાન વિના કાર્ય કરનાર મનુષ્યની દશા અંધારા ઓરડામાં કામ કરનારા મનુષ્યના જેવી છે. તેનું માથું ભીંત સાથે અફળાય છે, ટેબલથી ઘૂંટણ ભાગે છે, ખુરશી ઉપરથી એ ઉથલી પડે છે અને બધી રીતે હેરાન થાય છે. પ્રકાશમાં કામ કરનારને આવો કશો ભોગ વેઠવો પડતો નથી. જ્ઞાનહીન માણસ ઘોડાનું પૂછડું પકડીને આખે રસ્તે લાત ખાતો જાય છે અને જ્ઞાનવાન મનુષ્ય ઘોડાની પીઠ પર સવાર થઈને આનંદપૂર્વક માર્ગ કાપે છે. એવી જ રીતે આત્મજ્ઞાની મનુષ્યને કોઈ કર્મ કર્મ તરીકે લાગતું જ નથી. વસન્તનો વાયુ પુષ્પની સુગંધને જેટલી સહેલાઈથી લઈ શકે છે, તેટલી જ સરળતાથી આત્મજ્ઞાની મનુષ્ય પહાડ જેવડું પ્રચંડ કાર્ય સરલતાથી કરે છે. શંકરાચાર્ય કહે છે કે 'આત્મજ્ઞાની મનુષ્ય કાંઈ કર્મ કરતો જ નથી' એનો અર્થ એવો થાય છે કે બધાં કામો તેને રમત જેવાં લાગે છે, તેને કોઈ પણ કર્મ બંધનરૂપ હોતું નથી. એ તો પરિસ્થિતિનો રાજા બને છે. તેના મનથી તો બધાં કર્મ થઈ ચૂકેલાં હોવાથી તેને તો માત્ર કોઈ ઠેકાણે નિમિત્ત બનવાનું જ હોય છે. ને ઉદ્વેગ કરતો નથી. તેની બુદ્ધિ અહંતા મમતાથી બંધાતી નથી. એ તો હંમેશાં ધીર, ઉત્સાહી અને ઉપાધિથી મુક્ત, શાન્ત, ગંભીર હોય છે."

—સ્વા. રામતીર્થ

રમણલાલ નાનાલાલ શાહે સ્વા. સ્વયંજ્યોતિતીર્થ શ્રુ છોટાઉદેપુર ઓમને માટે
વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં છાપ્યું અને ત્યાંથી પ્રકટ કર્યું
તા ૧૫— ૧૯૪૩




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક! જાગો ને આચાર્યવર મેળવો;

આત્મબોધ મળે એવા વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રી

સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

જ્ઞાનસાધન આશ્રમ

# અનુક્રમણિકા



---

## ઉત્થાન—ના નિયમો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદ રૂા. ૪–૪–૦, આફ્રિકા રૂા. ૬–૮–૦, એક અંકની કીંમત રૂા. ૦–૬–૦.

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને લવાજમ અગાઉથી જ લેવાય છે. (૨) વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે. (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હમેશાં પૂરતી ટાંક ટિકિટ બીડવી; તે વિના ઉત્તર નહીં મળે. (૪) ગઠ઼ ઓ. થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવાં. (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહીનાની તા. ૧૬મીએ પૂરતી કાળજીથી તપાસાઈ રવાના કરાય છે. (૬) અંક ન મળે તો નજીકની પો. ઓ. માં તપાસ કરવી; ત્યાર પછી માસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે. પાછળથી કીંમત લઈને અપાશે (૭) લેખ, લવાજમ, તથા માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો.


પ્રબન્ધક 'ઉત્થાન'
જ્ઞાનસાધન આશ્રમ, છોટાઉદેપુર
(પૂર્વ ગુજરાત)

नमो नारायणाय ।

# ઉદ્યોત

વર્ષ ત્રીજું ] સપ્ટેમ્બર ૧૯૪૩–ભાદ્રપદ ૧૯૯૯ [ અંક ત્રીજો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

## श्री सिद्धान्तबिन्दुस्तोत्र

न चोर्ध्वं न चाधो न चान्तर्न बाह्यं
न मध्यं न तिर्यङ्ङ् न पूर्वापरा दिक् ।
वियद् व्यापकत्वादखण्डैकरूपम्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ५॥

ભાવાર્થ:—એ નથી ઊંચે કે નથી નીચે; નથી અંદર કે નથી બહાર; નથી વચમાં કે નથી ત્રાંસું; નથી પૂર્વમાં કે નથી પશ્ચિમમાં; પણ તે આકાશની પેઠે વ્યાપક હોવાથી અખંડૈકરૂપ, એક અવશિષ્ટ, શિવ, કેવળરૂપ હું છું. (૫)

ઈશ, સદ્ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ છે;
વ્યોમશા વ્યાપ્ત એવા જે, દક્ષિણામૂર્તિને નમું.



શ્લોકવિવરણઃ—એ પરમતત્ત્વની સર્વવ્યાપકતા આમાં બતાવે છે; કોઈ એક જ દિશામાં, ઊંચે આકાશ કે એથી પણ સ્વર્ગ વગેરે ઉર્ધ્વલોકમાં; નીચે પાતાળ વગેરે અધોલોકમાં, આ બ્રહ્માંડની કેવલ અંદર જ, તેમ જ આ વિશ્વની આસપાસ બધે બહાર, અથવા પૂર્વાપર–એટલે પૂર્વ દિશામાં કે પશ્ચિમ દિશામાં અથવા પહેલાં હતું ને અત્યારે નથી છતાં હવે પછી હશે એવા પૂર્વાપર સંબંધવાળું એ છે એમ નથી; શ્રુતિ કહે છે કે "आकाशवद सर्वगतश्च नित्यः" આકાશના જેવું સર્વવ્યાપક અને એ નિત્ય છે; ઉપરાન્ત "महतो महीयान्" એટલે એ મોટામાં મોટું છે; આવું એનું સર્વવ્યાપકપણું હોવાથી કોઈ એક જ સ્થિતિમાં, સ્થાનમાં કે સમયમાં એ છે, અને બીજી દશા, દેશ, કે કાલમાં એનું અસ્તિત્વ નથી એમ નથી. આવું હોવાં છતાં એ ઉપર નીચે ક્યાંય પણ નથી એમ કહેવાનું તાત્પર્ય એ છે કે જિજ્ઞાસુના સ્થૂલ, સૂક્ષ્મ, કારણ–એવા ત્રણે દેહોમાં એ ઓતપ્રોત છે, અણુએ અણુમાં છે; એના પ્રત્યેક ભાવમાં છે; સમસ્ત વૃત્તિઓનું એ અધિષ્ઠાન છે: એના જીવનનું જીવન, પ્રાણનું પ્રાણ; અને આત્માનો પણ આત્મા છે; કારણ કે જ્યાં એનો વિચાર કરવા બેસીએ એટલે બુદ્ધિ ગળી જાય છે; ભાવભક્તિથી એના પર પ્રેમ કરવા જઈએ ત્યાં હું–તુંના ભેદ શમી જાય છે; ત્યારે એ છે કેવું ? આચાર્યદેવ કહે છે કે, એ એક જ છે, એના વિના બીજું કશું નથીઃ તેથી જ્યાં એ હોય ત્યાં એને અમુક ઠેકાણે, આવું કે તેવું એમ કહી શકાય. પણ આ તો બધી, બે, કે પાંચ પચ્ચીસની વાતો બંધે પડે, ત્યારે એક, કેવલ અનુભવગમ્ય જે સત્–ચિત્–આનન્દઘન, શિવ–કલ્યાણ-સ્વરૂપ રહે છે એટલે એમ નિશ્ચય થાય છે કે એ જ આ બધા વિશ્વનું કારણ છે, બધાં કારણોનું મહાકારણ છે, અને બધાં કાર્યોનું એ કારણ છે, તો હું અને મારું અસ્તિત્વ, પણ બ્રહ્માંડમાં એક જો કાર્ય તરીકે ઓળખાય તો મારું કારણ પણ એ જ છે; આમ કાર્ય અને કારણના અભેદને લીધે હું કેવળ, શિવસ્વરૂપ જ છું એ સિદ્ધાન્ત છે. (૫)

લેખક :—સ્વા. શ્રી. માધવતીર્થજી



બ્રહ્માનો આનંદ મેળવવા માટે તે આનંદની આડું જે આવરણ હોય તે દૂર કરવું જોઇએ.

તે આવરણ બ્રહ્માકાર વૃત્તિથી દૂર થાય છે.

બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન કરવા માટે નિદિધ્યાસનની જરૂર રહે છે. નિદિધ્યાસન એટલે સજાતીય પ્રવાહ રાખવો અને વિજાતીય પ્રવાહ દૂર કરવો.

નિદિધ્યાસન બરાબર થઇ શકે તેટલા માટે શ્રવણ અને મનનની જરૂર છે.

શ્રવણ અને મનનમાં પ્રીતિ થવા માટે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતાની જરૂર છે. એ ઉપયોગી વાત શાસ્ત્રોમાં વારંવાર આવે છે અને જિજ્ઞાસુઓ સાંભળે છે, છતા તે તરફ પૂરતું લક્ષ આપતા નથી અને પોતાનો અધિકાર પ્રાપ્ત કર્યા વગર કોઇ મહાત્મા આવી માથા ઉપર હાથ મુકી દે અને અમારો સંસાર એવો ને એવો રાખીને આત્મસાક્ષાત્કાર કરાવી આપે એવી ભ્રમણામાં ઘણા જિજ્ઞાસુઓ નકામો વખત ખુએ છે. જે કોઇ મહાત્મા મળે તેને જિજ્ઞાસુઓ પૂછે છે કે મનને વશ શી રીતે કરવું ? એ પ્રશ્ન ઘણો જરૂરી છે, ઉપયોગી પણ છે છતાં તેનો ઉત્તર અઘરો નથી. ગીતામાં, ભગવાન્ પતંજલિના યોગદર્શનમાં અને શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં સ્પષ્ટ કહેલું છે કે અભ્યાસ અને વૈરાગ્ય વગર મનનો નિગ્રહ થઇ શકે તેમ નથી—તેથી જિજ્ઞાસુઓએ અભ્યાસ વધારવો જોઇએ અને સંસારના સુખમાં વૈરાગ્ય પણ વધે તેમ રહેવું જોઇએ. ખોટું સુખ છોડયા વગર સાચા સુખનો માર્ગ ખુલ્લો થશે નહિ. સંસારનાં સુખ દેહનું અભિમાન વધારે છે અને દેહનું અભિમાન એ આત્માના સુખ માટે મોટામાં મોટું વિઘ્ન છે.

કેટલાક જિજ્ઞાસુઓ એમ પણ પ્રશ્ન કરે છે કે સંસારમાં પણ ભગવાન છે તો વ્યવહાર અને પરમાર્થ બંને સાથે શા માટે ન રહી શકે ? તેનો ઉત્તર પણ આપી શકાય તેવું છે.

તમારે સંસારમાં રહેવું હોય તો રહો પણ તમારામાં સંસાર રહેવો જોઈએ નહિ એ મુખ્ય સરત છે. સંસારમાં રહીને પોતાનામાં સંસાર રહેવા ન દેવો એ કામ બહુ અઘરૂં છે અને શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા વિરલ જ કરી શકે છે તેથી સંસારમાં રહેવા છતાં અંદર સંસાર પેસી ન જાય તેટલા માટે સંગમાં અને સંસારી વાતોમાં બહુ ધ્યાન રાખવું પડશે. એટલું જ નહિ પણ વ્યવહારમાં સાચું બોલવું, નીતિથી ચાલવું પડશે અને કામ, ક્રોધ અને લોભ વિગેરે જીતવા પડશે. તેમાં કેટલીક વાર અગવડો આવશે છતાં સંસારી લાભ કરતાં પોતાનો સ્વભાવ સુધારવો એમાં અનંતગણો વધારે લાભ છે. કારણ કે બ્રહ્મનો આનંદ જેનું અંતઃકરણ શુદ્ધ હોય તે જ લઈ શકે છે. તેથી દરેક પ્રકારના વ્યવહાર ઉપર, દરેક પ્રકારના વિચાર ઉપર ચોકી રાખવી પડશે. આ લોકના તથા પરલોકનાં બધા સુખની ઇચ્છા છૂટી જાય તેને વૈરાગ્ય કહે છે. એવો વૈરાગ્ય કેળવવા માટે જ સંસાર છે. તેમાં ક્ષણે ક્ષણે ભૂલો થાય છે અને તે સુધારવી પડે છે. જેનામાં વૈરાગ્ય બરાબર નથી આવ્યો તે જો કર્મ છોડી દેશે તો વિક્ષેપ રહિત થશે નહિ. જ્યાં સુધી સંસારના સુખમાં જરા પણ રાગ છે ત્યાં સુધી જિજ્ઞાસુનો સંસાર જશે નહિ. ...ને હરણમાં પ્રીતિ રહી ગઈ તો હરણ થવું પડયું હતું તેવી જ રીતે ...ાં સુધી વાસનાનો 'વા' રહી જશે ત્યાં સુધી તે માણસ સંસારમાં રહેવાને લાયક રહેશે

એટલું ખરૂં છે કે સંસારમાં રહીને ભક્તિ કરવી એ ઊંટ ઉપર બેસીને હોકો પીવા જેવું છે અથવા પાયખાનામાં બેસીને ફૂલની સુગંધ લેવા જેવું છે. તેમાં વારંવાર વિઘ્નો આવ્યા કરે છે તેથી જેના સંજોગો અનુકૂળ હોય તેમણે સત્સંગમાં રહીને પોતાની વૃત્તિ વધારે વેગથી આત્મા તરફ વાળવી જોઈએ—જેમના સંજોગો અને પ્રારબ્ધ એવાં હોય કે સંસાર છોડાતો ન હોય અને છતાં બ્રહ્મજિજ્ઞાસા પણ રહેલી હોય તેમણે સંસારમાં રહીને વ્યવહાર શુદ્ધ કરવો જોઈએ અને તે શુદ્ધ કરવામાં જે મુશ્કેલી આવે તે બધી સહન કરવી પડશે. જેને ઊંચું જીવન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેનું જીવન સામાન્ય માણસના જીવન જેવું રહી શકતું નથી. પણ જો સંસારની વાતોમાં એટલે દ્વૈતની વાતોમાં બહુ રસ આવશે તો બીજા માણસોને એમ લાગશે કે

આને આવી વાતો ગમે છે તેથી તેવી વાતો વધારે પ્રમાણમાં આવશે અને અદ્વૈતભાવ ટકવા દેશે નહિ.

ઘણા એમ પણ પ્રશ્ન કરે છે કે જો બ્રહ્મ અને સંસાર જુદાં નથી તો આટલી સંભાળ રાખવાની શી જરૂર છે? જે બ્રહ્મનું સ્વરૂપ છે તે જ સંસારનું સ્વરૂપ છે–આ અને તે કાંઇ જુદાં નથી. नेह नानास्ति किंचन એ વાત સાચી છે પણ સંસારનાં કામોમાં એ ભાવ કેટલો વખત ટકે છે તેની ખાત્રી કરવી જોઈએ. સંસારનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે પણ જેવો ઉપાધિ-વાળો સંસાર સામાન્ય માણસની દૃષ્ટિએ દેખાય છે અને જેવા રાગદ્વેષ અને કામક્રોધ સામાન્ય માણસના અનુભવમાં આવે છે તે બ્રહ્મનું સ્વરૂપ નથી અને તે સંસારનું વાસ્તવ નથી, પણ ઉપાધિના ધર્મ છે. જે ધર્મ કાયમ રહે તેવા ન હોય તેને ઉપાધિના ધર્મ કહે છે; તેથી જિજ્ઞાસુઓ માટે સત્ અને અસત્નો વિવેક કરવો એ પહેલું મુખ્ય સાધન છે અને અસત્માં વૈરાગ્ય રાખવો એ બીજું સાધન છે. એ વૈરાગ્ય ટકાવવા માટે ષટ્સંપત્તિ એ ત્રીજું સાધન છે અને સાથે સાથે અસત્થી છૂટવાની ઇચ્છા રાખવી એ ચોથું સાધન છે જેને મુમુક્ષુતા કહે છે. એટલાં સાધન તૈયાર કરીને શ્રવણ,-મનન અને નિદિધ્યાસન થાય તો તેના પરિણામમાં બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થશે, તે વૃત્તિ આવરણભંગ કરશે અને સ્વરૂપનો પ્રકાશ અને આનંદ મેળવવા માટે જગ્યા ખાલી કરશે.

વૃત્તિનો સ્વભાવ એવો છે કે જે વસ્તુ જેવી હોય તેવી વૃત્તિ થાય તો જ આવરણ ભંગ થાય છે. બધું બ્રહ્મરૂપ હોવા છતાં જેવી વૃત્તિ વારંવાર જગત-આકારે થઈ જાય તેનામાં કલ્પિત આવરણ ઉભું થાય છે; કારણ કે જેવી વસ્તુ છે તેની તેની વૃત્તિ થતી નથી તેથી વૈરાગ્યની સાથે સાથે અભ્યાસની પણ તેટલી જ જરૂર છે. એકલા વૈરાગ્યથી કામ નહિ થાય અને એકલા અભ્યાસથી પણ કામ નહિ બને. બહુ વૈરાગ્યવાળા અભ્યાસીની નિંદા કરે છે અને બહુ અભ્યાસી વૈરાગ્યવાળાની નિંદા કરે છે. અભ્યાસ અને વૈરાગ્ય એવા પ્રકારનાં જોઇએ કે સંસાર ઉપર રાગ ન થાય તેમ સંસારનો દ્વેષ પણ ન થાય. સંસારના સુખ ઉપર દોષ બુદ્ધિ આવવી જોઈએ પણ સંસારના માણસો તરફ દ્વેષ બુદ્ધિ આવવી ન જોઇએ. એ કામ અઘરું છે છતાં કરવું પડશે તે

સિવાય ખરેખરી સમતા કેળવી શકાશે નહિ. સમતા એ જ બ્રહ્મનું સ્વરૂપ છે.

અભ્યાસમાં મદદ માટે ગુરુ જોઈએ. ગયા અંકમાં જણાવ્યું તે પ્રમાણે જો જિજ્ઞાસુમાં સાચી શ્રદ્ધા હશે તો તેને યોગ્ય ગુરુ જરૂર મળી જશે. તેથી સૌથી પહેલી જરૂર અધિકાર પ્રાપ્ત કરવાની છે. તે હશે તો ઈશ્વરકૃપા, કે ગુરુકૃપા મળતાં વાર લાગશે નહિ.

અભ્યાસ માટે કયા ગ્રંથ વાંચવાથી તરત જ મોક્ષ મળી જાય, એ પ્રશ્ન બરાબર નથી. ઉપર કહ્યું તેમ એકલા વાચનથી કાંઈ વળતું નથી. શ્રવણ, મનન અને નિદિધ્યાસન-દ્વારા કરેલા સજાતીય વૃત્તિ પ્રવાહનું નામ અભ્યાસ છે અને એવા અભ્યાસની મદદમાં સાથે સાથે વૈરાગ્ય જોઈએ. માત્ર પુસ્તકો વાંચવાથી અથવા કોઈ સાધુ પાસે જઈ ચર્ચા કરવાથી કાંઈ પ્રગતિ થતી નથી. હાલ પુસ્તકોની સગવડ બહુ વધી ગઈ છે તેથી માણસો વાંચે છે ઘણું પણ તેનું મનન કરી જીવનમાં પરિવર્તન કરતા નથી. તેથી થોડો વખત સામાન્ય પ્રકૃતિના માણસોના સંગથી અસંગ રહી પોતાનો સ્વભાવ બરાબર તપાસવાની જરૂર છે. જો રોગની બરાબર ચિકિત્સા અને દવા કરવામાં આવી હોય તો તે રોગ વારંવાર ઉથલો મારે છે. તેથી પોતાના સ્વભાવની બરાબર પરીક્ષા કરવાની જરૂર છે અને તે માટે એકાંતની પણ જરૂર છે.

કેટલાક એમ પણ પ્રશ્ન કરે છે કે અમારે શું ખાવું ? શું પીવું ? કેમ વર્તવું વિગેરેનો ચોકકસ ઉપાય કોઈ બરાબર બતાવે તો ઠીક. તો તેના જવાબમાં ભગવાને ગીતામાં સોળમા અધ્યાયમાં જે દૈવી પ્રકૃતિનું પાલન કરવાનું સમજાવેલ છે તે પ્રમાણે પાલન કરવું અને આસુરી પ્રકૃતિ છોડવાનું કહેલ છે તે પ્રમાણે આસુરી પ્રકૃતિને વશ કરવી જોઈએ. ખાવાપીવા માટે પણ ગીતાના ૧૭ મા અને ૧૮ મા અધ્યાયમાં ખાનપાન અને વર્તનના ત્રિગુણાત્મક ભેદ બહુ સ્પષ્ટ રીતે આપવામાં આવેલ છે, તે પ્રમાણે રહેણીકરણી ગોઠવવી. હાલની સ્કૂલો અને કોલેજોમા સત્ત્વગુણી જીવન, રજોગુણી જીવન અને તમોગુણી જીવન કોને કહેવું તે સમજાવવાની ખાસ જરૂર છે. અંગ્રેજી કેળવણીમાં એ ઉપયોગી બાબત બહાર દષ્ટિ અથવા જરાતરા પણ સમજાવવામા આવતી નથી.

કેટલાક એમ પણ માની બેઠેલા છે કે કોઈ સટો કરી હજાર રૂપીઆ

કમાણો તેમાંથી સો બસો દાનમાં વાપર્યા એટલે ધર્મ પૂરો થઈ ગયો અથવા કોઈને પુસ્તક લઈ આપ્યાં, અને કોઈને બે પુસ્તક ભણાવ્યાં એટલે ધર્મનું કામ પૂરું થઈ ગયું.

બીજાને મદદ કરવી એ સારો ગુણ છે પણ તેનાથી પોતાનો સ્વભાવ સુધરે છે કે નહિ તેની બરાબર તપાસ કરવી જોઈએ. જે સેવા રાગદ્વેષ અને અહંકારપૂર્વક થાય છે તેનાથી સેવા કરતાં છતાં સ્વભાવ સુધરવાને બદલે ઊલટો બદલે-બગડે છે. રાગદ્વેષ અને અહંકારપૂર્વક આપેલા લાખો રૂપીઆના દાનથી પણ દાન આપનારને ચિત્તમાં શાંતિ મળતી નથી. શાંતિનો મુખ્ય આધાર પોતાના અંતઃકરણની સ્થિતિ ઉપર છે અને તે માટે સત્સંગ અને સદ્‌વર્તન બરાબર રહે છે કે નહિ અને કુસંગ અને કુવર્તન છૂટે છે કે નહિ તેની ખાસ સંભાળ રાખવી પડશે. મનુષ્યની જિંદગી એ એક જાતનું યુદ્ધ છે, તેમાં હાર જીત થયાં જ કરશે. પણ ખરો સત્યાગ્રહી સત્યનો આગ્રહ રાખે છે, જે ખોટો છે તે માત્ર આગ્રહ રાખે છે અને સત્યને ભૂલી જાય છે. તેથી સાચો સત્યાગ્રહી સત્ય અસત્યનો વિવેકી હોય તો જ સત્યાગ્રહી થઈ શકે છે.

વળી કેટલાક જિજ્ઞાસુઓ કેવલ પ્રારબ્ધવાદી તો કેટલાક પુરૂષાર્થવાદી થઇ ગયા હોય છે અને કેટલાએક તે બેમાં કોણ સાચું તેના ઝઘડામાં નકામો વખત ગુમાવે છે. ખરી રીતે પ્રારબ્ધ બે પ્રકારનું છે. મંદ ને તીવ્ર. મંદ પ્રારબ્ધ પુરૂષાર્થથી તુટે છે. જો એકલું પ્રારબ્ધ સાચું હોય તો વૈદક શાસ્ત્ર અને ધર્મ શાસ્ત્ર નકામાં થઇ પડે. તેથી પુરૂષાર્થ કરી મંદ પ્રારબ્ધ તોડવું જોઇએ. પૈસા કમાવા માટે માણસો પુરૂષાર્થ કરે છે અને આત્મજ્ઞાન કોઈ સાધુ માથે મુકીને આપી દે તો ઠીક એવું ઇચ્છે છે, તે ભૂલ છે. આત્મજ્ઞાન માટે વધારે પુરૂષાર્થની જરૂર છે. જે કર્મ પહેલાં જે ભાવે કર્યાં હોય તેનું ફળ આવશે તો તેવો ભાવ ઉત્પન્ન થવા લાગશે પણ તેવા ભાવમાં ભળવું નહિ અને પોતાના આત્માની શક્તિનો ઉપયોગ કરી ખરાબ ભાવને અટકાવી સારો ભાવ ઉત્પન્ન કરવો એ પુરૂષાર્થ છે. જીવમાં ઇશ્વરના જેવો જ સ્વભાવ છે પણ તેનો ઉપયોગ ન કરેલો હોય ત્યારે તેની ખબર રહેતી નથી. ઉપયોગ કરવાથી ખબર પડે છે.

ખરી રીતે જીવ બ્રહ્મસ્વરૂપ જ છે, પણ તેને પોતાના સ્વભાવની ખબર નથી અને અધિકારી થઇને નિશ્ચય કરેલો ન હોવાથી " હું હું " કરતો બદ્ધ

નાનો બની બેસે છે. જેમ સ્વપ્નામાં મોટો મટીને નાનો થાય છે, વિભુ મટીને હલકો થાય છે તેમ જાગ્રતમાં પણ તેવું જ બને. છે. નિરાકાર બ્રહ્મસ્વરૂપને જન્મ નથી, મરણ નથી, તે સદા સત્ ચિત્ આનંદરૂપ છે. એ સ્વરૂપ સૌનું છે છતાં જેને તે માટે ખરી ધગશ લાગી નથી તેના અનુભવમાં તે આવશે નહિ. જેને ખરું દર્દ થાય છે તેને દાકતર મળી રહે છે અથવા તે મેળવી લે છે. જેને ખરી ભૂખ લાગી હોય છે તે ગમે ત્યાંથી ખાવાનું મેળવી શકે છે

કેટલાક જિજ્ઞાસુઓને વળી સિદ્ધિઓનો મોહ હોય છે. જ્યાં કાંઈક સિદ્ધિ કે ચમત્કાર જેવું જણાય ત્યાં જ જાણે ભક્તિ કે જ્ઞાન હશે, એવું ઘણાં માની લે છે; પણ ડાહ્યા માણસો સમજે છે કે સિદ્ધિમાં દ્વૈતભાવ રહી જાય છે. તેથી ભગવાને શાસ્ત્રોમાં ઘણી જગ્યાએ ચેતવણી આપેલી છે કે સિદ્ધિના મોહમાં પડવું નહિ. કેટલીક સિદ્ધિ કેટલાકમાં જન્મથી હોય છે જેમકે પક્ષીઓમાં ઊડવાની સિદ્ધિ જન્મથી હોય છે. કેટલીક સિદ્ધિઓ તપથી પ્રાપ્ત થાય છે, કેટલીક એકાગ્રતાથી, કેટલીક મંત્રથી અને કેટલીક ઔષધીથી પ્રાપ્ત થાય છે. કેટલીક યોગવિદ્યાથી પ્રાપ્ત થાય છે. એ બધી સિદ્ધિઓ ખરા જ્ઞાનમાં અને ખરી ભક્તિમાં અંતરાય રૂપ છે. એક મહાત્મામાં ઘણી સિદ્ધિઓ હતી. તેણે તેનો ખૂબ ઉપયોગ કર્યો હતો છેવટે શરીર છોડતી વખતે તેણે કહેલ હતું કે સંસારી માણસને સંસાર છોડવો સહેલો છે પણ ત્યાગીને સિદ્ધિનો મોહ છોડવો એ કરતાં પણ કઠણ છે. રાવણમાં એટલી સિદ્ધિ અને શક્તિ હતી કે તેણે દેવોને પણ વશ કર્યા હતા છતાં તે રામની શક્તિ આગળ હારી ગયો હતો. જેનામાં જ્ઞાન ન હોય, ભક્તિ ન ન હોય, જે દુરાચારી હોય તેમનામાં પણ સિદ્ધિઓ આવે છે તેથી જિજ્ઞાસુએ બહુ સાવધ રહેવાનું છે. કેટલાક સિદ્ધિવાળા કોઈને પ્રસાદ કે પાણી આપીને વશ કરી લે છે, કોઈ ચાવેલું પાન આપી બીજાને વશ કરી લે છે. કોઈ મંત્ર શક્તિથી બીજાને વશ કરી લે છે, કોઈ ઔષધીથી ચમત્કાર બતાવી શકે છે પણ એ બધા પ્રયોગોમાં દ્વૈતભાવ અને રાગદ્વેષ જરૂર રહી જાય છે. દ્વૈતભાવ રહી જાય છે ત્યાં બધા પ્રભુરૂપે જોઈ શકાતા નથી અને તેથી ત્યાં સાચી ભક્તિ નથી અને સાચું જ્ઞાન પણ નથી.

કોઈ સાધુએ એક જિજ્ઞાસુને કહ્યું કે "હું તમને અમુક વખતમાં

ભગવાનનાં દર્શન કરાવી આપું." એવું કદાચ એકાદ વાર બને તેપણ જ્યાં સુધી શિષ્યનું અંતઃકરણ શુદ્ધ થયું હોતું નથી ત્યાં સુધી એવું દર્શન નિત્ય રહેતું નથી અને જીવતમાં પરિવર્તન ન થાય એ એવા દર્શનથી વિશેષ લાભ થતો નથી. માણસના જીવનનો મુખ્ય હેતુ ભગવાનનું સ્વરૂપ સમજીને તેન્મય થઈને તેનો આનંદ લેવાનો છે. જે ભગવાન દર્શન આપીને પાછા જતા રહે તે ભગવાનનું સાચું સ્વરૂપ નથી. જ્યારે ભગવાનના સાચા સ્વરૂપનો અનુભવ થાય છે ત્યારે તે સ્વરૂપ પાછું જતું રહેતું નથી. તેથી જિજ્ઞાસુઓએ આવી બાબતોમાં ઘણી સંભાળ રાખવાની છે.

કોઈ કહે છે કે અમુક સાધુએ મને પરીક્ષામાં પાસ કરાવી આપ્યો. કોઈ કહે છે અમુકની કૃપાથી અમુક દરદ મટી ગયું. કોઈ કહે છે કે અમુક સાધુની કૃપાથી મારા વેપારમાં મને ઘણો ફાયદો થયો. વિગેરે વિગેરે. એવું કદાચ કાકતાલીય ન્યાયે બની શકે છતાં પણ એ બધા સંસારી લાભ છે. તેવા લાભ આપવા માટે કોઈ સાધુને કહેવું અને સાધુ તેવા લાભ આપવામાં પોતાની વિદ્યાનો ઉપયોગ કરે તેમાં બંને માટે અંતે સારું પરિણામ આવતું નથી અને બન્નેની જીંદગીનો સારો ભાગ નકામો જાય છે.

વળી સત્સંગ કેમ કરવો તે જિજ્ઞાસુએ ખાસ જાણવું જોઈએ. કેટલાક જિજ્ઞાસુઓ સાધુઓ પાસે જઈને તરત વ્યવહારની વાતો કરે છે. તેનાથી સાધુને નીચી દશામાં આવવું પડે છે. સારા જિજ્ઞાસુઓ વ્યવહારની વાતો અટકાવીને, સાધુઓને સારા પ્રશ્ન પૂછીને, સાધુને સારી દશામાં લાવીને પછી તેની પાસેથી સારા ઉત્તર મેળવી લે છે. માટે જ્યાં સત્સંગ માટે જવું ત્યાં પહેલાં થોડીવાર શાંતિથી બેસવું. પછી વ્યવહારની વાતો ચાલતી હોય તો કોઈ સારો પ્રશ્ન પૂછીને તે વાતો બંધ કરાવવી. બધા સાધુઓ હમેશાં બધે વખતે ઉંચી દશામાં બેઠેલા હોતા નથી. જેમ સંસારના પ્રેમ માટે અનુકૂળ વખત જોઈએ છે તેમ પ્રભુના આનંદ માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરવું પડે છે. સારો સત્સંગ કેમ મેળવવો તેમાં ઘણી કળાની જરૂર છે. જો જિજ્ઞાસુમાં તે કળા ન હોય તો સારા સાધુ પાસેથી પણ કાંઈ લાભ મળતો નથી.

તે ઉપરાંત બધાના ગુણ જોવાની ટેવ રાખવી; પણ દોષ જોવાની ટેવ ન રાખવી. છતાં કોઈનું વર્તન બહુ દોષવાળું હોય અને તેનો સંગ કરવો પડે

એવી સ્થિતિ હોય ત્યારે એવા સંજોગોમાં અસંગ રહેતાં શીખવું. સત્સંગનું એક ફળ એ છે કે તે ખોટા સંગમાંથી છોડાવે છે.

સત્સંગ વગર પોતાની ભૂલોની ખબર પડતી નથી. અને પોતાના અધિકારની પણ ખબર પડતી નથી તેથી જિજ્ઞાસુએ સત્સંગ ચાલુ રાખવો જોઈએ. ક્યાં સત્સંગ સારો મળી શકે? એ પ્રશ્ન ઘણા જિજ્ઞાસુઓના મનમાં થાય છે, અને તે પ્રશ્ન વ્યાજબી છે. પણ છતાં જો તેની દૃઢ જિજ્ઞાસા હશે તો તેને યોગ્ય સત્સંગ મળી રહેશે. જેમ રેડીઓની જેવી વેવલેન્ગ્થ મૂકીએ તે પ્રમાણે ગાયન તેમાં પકડાઈ જાય છે, તેવી જ રીતે જેવી જિજ્ઞાસુની વૃત્તિ દૃઢ હોય, જેવો તેનો અધિકાર હોય તે પ્રમાણે સત્સંગ મળી રહે છે.

કેટલાક સંસારી માણસો એમ પણ પ્રશ્ન પૂછે છે કે સાધુઓએ અમને અધિકારી બનાવવા જોઈએ. થોડે અંશે એ કામ થઈ શકે છે પણ બધાને બ્રહ્મજ્ઞાનના અધિકારી બનાવી શકાતા નથી. તેનું ખરું કારણ એ છે કે બધાને બ્રહ્મજ્ઞાન જોઈતું નથી પણ સંસાર ગમે છે. જેમને સંસાર ગમે છે તેમને બ્રહ્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થઈ શકતો નથી. દાખલા તરીકે જો બ્રહ્મજ્ઞાનની ઉંચી વાતો હાલની હાઈસ્કૂલો કે કોલેજોમાં કરવા જઈએ તો વિદ્યાર્થી વિદ્યાના અર્થી હોવા છતા તે વાતો સમજી શકતા નથી. આપણાં શાસ્ત્રોમાં તો જે વિદ્યાથી મુક્તિ મળે તેને વિદ્યા કહેવામાં આવેલ છે. હાલની હાઈસ્કૂલો અને કોલેજોની વિદ્યા એ માત્ર રોજી મેળવવાની વિદ્યા છે. તેનાથી જીવ, જગત અને ઈશ્વરનાં તત્ત્વ સમજાતાં નથી એટલું જ નહિ પણ તે વિદ્યાના સંસ્કાર બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવામાં આડા આવે છે. જ્યાં ઘણાં વર્ષ સુધી દ્વૈતનું શિક્ષણ મળેલ હોય, અને તેના સંસ્કાર પડી ગયા હોય ત્યાં અદ્વૈતની વાતો સમજવા જેટલી શક્તિ રહેતી નથી. એવી બુદ્ધિ પ્રાપ્ત કરવા માટે અંતઃકરણની શુદ્ધિની જરૂર છે. હાલની વિદ્યા અંતઃકરણની શુદ્ધિ તરફ બહુ ધ્યાન આપતી નથી, તેથી સુધારા ઉપર સુધારા કરવા પડે છે. આગળના વખતમાં જીવન બગડે નહિ તેની સંભાળ શરૂઆતથી રાખવામાં આવતી હતી.

મુખ્ય મુશ્કેલી એ રહે છે કે ઘણા જિજ્ઞાસુઓને બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થયા પહેલાં તેમનો સંસાર બહુ વધી જાય છે અને પછી એવી મોટી ઉમ્મરે

થાય છે કે અમારો સંસાર એમ ને એમ રહે અને બ્રહ્મનો આનંદ પણ મળી જાય. પણ તેઓએ સમજવું જોઇએ કે જેમ સ્વપ્નાની વસ્તુઓ અને સ્વપ્નાના સંબંધ રાખીને જાગી શકાતું નથી, તેવી જ રીતે જાગ્રતના ખોટા અને મિથ્યા સંબંધ રાખીને બ્રહ્મદશા પ્રાપ્ત થઈ શકતી નથી. તેથી જુના ભાન બાળવાની તૈયારી રાખવી જોઇએ. એ કામમાં પોતાના પુરુષાર્થની જરૂર છે. સત્સંગથી તે કામમાં મદદ થાય છે પણ પોતાના સ્વપ્નામાંથી પોતે જ જાગવું જોઇએ. પોતાની ભૂલો શોધવાની અને તે દૂર કરવાની તૈયારી રાખવી અને તે દૂર કરવી એ જ ખરો પુરુષાર્થ છે. અરીસો સાફ કર્યા વગર જેમ મોઢું બરાબર તેમાં દેખાતું નથી તેમ અશુદ્ધ ચિત્તમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. વેપાર અથવા નોકરીમાં ખોટું બોલવાથી કદાચ બે પૈસા વધારે પ્રાપ્ત થઈ શકે છે પણ તેનાથી અંતઃકરણ એવું મલિન થઈ જાય છે કે બ્રહ્મજ્ઞાનની વાતો તે માણસ સમજી શકતો નથી. તેથી બધો વ્યવહાર પ્રમાણિકપણે શુદ્ધબુદ્ધિથી કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને તેવું અંતઃકરણ બ્રહ્મજ્ઞાનની વાતો સમજી શકે છે અને જીવનમાં ઉતારી શકે છે.

વળી હાલના ઘણા માણસો શાસ્ત્રોનો અભ્યાસ કરતા નથી અને ન્યુસપેપરોનો અભ્યાસ વધારે કરે છે તેથી જો કોઈ પુસ્તકમાં અથવા માસિકમાં રાજદ્વારી બાબતો આવે તો જ તેમને ઠીક પડે છે. ખાસ કરીને ગુજરાતમાં તો રાજકીય વાતાવરણ એટલું ઘેરાએલું રહે છે કે એવી વાતોમાં જ લોકોને બહુ રસ પડે છે અને જે વાતોમાં ઘણા માણસોને રસ પડતો હોય તે જ જીવન જાણે કે સાચું હોય તેવી માન્યતા બંધાઇ જાય છે. એવા સંસ્કારવાળાનાં મન રાગદ્વેષવાળાં રહે છે અને તે મનથી બ્રહ્મજ્ઞાનની વાતો સમજવામાં આવતી નથી. તેથી બધો આધાર અથવા મુખ્ય આધાર જિજ્ઞાસુઓની મનોદશા ઉપર છે. તે મનોદશા ઠીક કર્યા વગર માત્ર મહાત્માં જે તે સાધુઓ પાસે આમતેમ આથડવાથી જિજ્ઞાસુઓને કાંઈ ફળ મળતું નથી. શાસ્ત્રોમાં પણ અધિકારનો વિચાર પહેલો કરવામાં આવે છે. બ્રહ્મજ્ઞાનનાં શાસ્ત્રો અમુક પ્રકારના અધિકારી માટે જ છે–બીજાને તે ઉપયોગી નથી. જેને સંસારનું સુખ ગમતું હોય એવા કોઈ માણસને બ્રહ્મજ્ઞાન હજુ સુધી થયું નથી અને થવાનું નથી. તેથી બધાં સારાં શાસ્ત્રોમાં અનુબંધ ચતુષ્ટયનો વિચાર

પહેલા થાય છે. એટલે કે અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન, એ વિચાર કર્યા વગર શાસ્ત્રના આગળના સિધ્ધાંત સમજી શકાતા નથી. બ્રહ્મનું સુખ બધા પાસે છે પણ બધા તેના અધિકારી નથી. જેને તે જોઇએ તેણે પોતાનો અધિકાર બરાબર કરી લેવો જોઇએ.

  

 





# આઘાત અને પ્રત્યાઘાત

લેખક—શ્રી. હેમન્તકુમાર નીલકંઠ

આઘાત થાય મનને અપકામહોથી  
ના સ્પર્શવા પણ ઘટે મનને કશેથી.  
એવું સદા મનનું કેળવવું ઘટે તે,  
તે ટેવથી મન અલિપ્ત બધાથી રે'શે.

જેમ જેમ આપણે વધારે ને વધારે આત્મચિંતનથી આપણા પોતાનામાં ઊંડા ને ઊંડા પ્રવેશતા જઇએ છીએ તેમતેમ આપણને અનુભવ થતો જાય છે

કેસ્થૂલ અને સૂક્ષ્મમાં તાત્વિક ભેદ કશો નથી. એ તો અંધકાર અને પ્રકાશની માફક માત્રાઓની, અંશની, એક ઉત્તરોત્તર વિકસતી ને ચઢતા દરજ્જાની બનતી હારમાળા છે–series and gradation છે. આઘાત અને પ્રત્યાઘાતની બાબતમાં પણ આજ નિયમ લાગુ પડે છે. "જેવો આઘાત તેવો જ પ્રત્યાઘાત" એ જડ વસ્તુઓમાં પ્રચલિત નિયમ છે. ભીંત ઉપર હાથ પછાડીએ તો જેટલા જોરથી પછાડ્યો હોય તેટલા જોરથી આપણને વાગે. રૂની બાબતમાં તેવું થતું નથી, પણ ત્યાં પણ જેટલા જોરથી રૂ દબાવીશું તેટલું તે સંકોચાશે. ઇચ્છાપૂર્વકનો પ્રત્યાઘાત કરવો એ જડ વસ્તુનો સ્વભાવ કે ગુણ નથી.

પણ જેમ એક દૃષ્ટિએ જોતાં સૃષ્ટિમાં 'જડ' જેવું કશું જ નથી, બધું જ ઓછા વત્તા પ્રમાણમાં ચૈતન્યમય છે તેવી જ રીતે આઘાત-પ્રત્યાઘાત સંબંધમાં પણ વિકાસ, ચૈતન્યના વિકાસના પ્રમાણમાં, થતો જાય છે. પશુઓમાં, ખાસ કરીને નર નહિ પણ નારીજાતિમાં, અજાણમાં થયેલા કે રમતમાં કરેલા પોતાનાં બચ્ચાંનાં દુઃખ દેનારા આઘાતો મા પ્રેમથી સહી લે છે. પણ એ જ મા બીજાંના આઘાતો પ્રત્યે ઉલટા વિશેષ જોરથી પ્રત્યાઘાત કરે છે. પશુઓમાં જે વેરવૃત્તિ સાધારણ રીતે જોવામાં આવે છે, તે પણ આઘાત-પ્રત્યાઘાતના ભૌતિક સિદ્ધાન્તનું સૂક્ષ્મ સ્વરૂપ છે. માનવીમાં પણ વેરવૃત્તિ છે ને તેટલે અંશે તે પશુ છે. માનવીમાં પણ જેમ નીચી કોટી તેમ, આઘાત તેવો જ પ્રત્યાઘાત અને શક્તિ હોય અને કડતો આઘાત હોય તો વધારે દુઃખ દેનારો પ્રત્યાઘાત—એવો નિયમ પ્રવર્તતો હોય છે. ભલું કરનારનું પણ ભૂંડું કરનારના કિસ્સા માનવીમાં બને છે કેમકે માનવીમાં છેક હલકી જાતથી છેક ઊંચી જાત સુધીના થરોની શકયતા છે. વળી એવા ભૂંડું કરનારા ઉપર સંસ્કાર, પ્રારબ્ધ, ઇતર જનોનાં કર્મો વિગેરેના એવા આઘાતો પડેલા હોય છે કે તેના પ્રત્યાઘાત તરીકે જ તે વ્યક્તિ-વ્યક્તિમાં ફેર જોતો નથી અને સ્વભાવવશ સદાય રહીને ઉપકારનો બદલો અપકાર વડે આપે છે. પણ એકંદરે માનવી પશુ કરતાં આઘાત-પ્રત્યાઘાતના નિયમને ઓછો વશ હોય છે. પોતાની વેરવૃત્તિ શાંત કરવા અને આઘાતથી થતા દુઃખને શમવવા માનવીએ અનેક જાતનાં બીજાં બળો ઉત્પન્ન કર્યાં

છે: રૂઢિ, પોતાનો જ જાગ્રત પ્રયત્ન, અહંકારાદિથી માનવી પેલા નિયમથી થોડો ઘણો મુક્ત રહી શક્યો છે.

આવા જ કારણોસર મનુષ્યનું પણ જેમ જેમ ઊર્ધ્વગમન થતું જાય છે તેમ તેમ આઘાતની સાથેના એના પ્રત્યાઘાતમાં ફેર પડતો જાય છે. દુઃખ આઘાતની સામે તરત જ વેર જેવો પ્રત્યાઘાત એ એની પ્રકૃતિની પ્રેરણા છે પણ એ જ પ્રકૃતિમાં સ્વવિકાસનો ગુણ રહેલો હોવાથી માનવીનું એવું નિર્માણ ( Destiny ) હોવાથી તેનામાં બીજી સામી પણ પ્રેરણા રહેલી હોય છે ને તેના બળ વડે પેલા નિયમો માનવી પોતાને વશ રાખવામાં ઉત્તરોત્તર વિશેષ શક્તિમાન થતો જાય છે ઘણી વાર મનમાં અત્યંત તિરસ્કાર અને દ્વેષ હોય પણ બહારથી મીઠાશથી વર્તતા માનવીઓ આપણે જોઈએ છીએ તેઓ તેવું વર્તન રાખી શકે છે કેમકે તેમનામાં બુદ્ધિએ સમજણનું એક નવું બળ આપ્યું છે, ને તેથી તેઓ જાણે છે કે મીઠાશભર્યું વર્તન ન રાખવાથી તેમને પોતાને જ હાનિ થશે આ થયું કેવળ વિચારને લીધે આઘાત-પ્રત્યાઘાતના નિયમનું નિયમન. આગળ જતાં સારી બુદ્ધિ અને હૃદય બંનેનાં બળોનો એટલો જમાવ કે વિકાસ કરતો થાય છે કે આઘાત અને પ્રત્યાઘાત વચ્ચે તેથી અંતરપટ વધારે ને વધારે ગાઢ થતો જાય છે અને છેવટે આઘાત અને પ્રત્યાઘાત એ બે ક્રિયાઓ જુદી જ પડી જાય છે. જ્યામાં

ઘણો પુરુષાર્થ, એકાગ્ર ચિંતન ને કુશળ વર્તન, પ્રભુકૃપા, ઇત્યાદિ અનેક સાધનોની આવશ્યકતા છે, તેમ છતાં એ શક્ય છે અને સાધ્ય છે. શરૂઆતમાં જે આઘાતોથી ઘણું દુઃખ લાગે તે અથવા તેવા જ પ્રકારના આઘાતોથી ઓછું ને ઓછું દુઃખ લાગતું જાય અને છેવટે તો બિલકુલ દુઃખ ન લાગે એવી મનોદશા જરૂર કેળવી શકાય છે. પણ આ સ્થિતિ અને જેને નઠોર માનવી કહેવાય છે એવાની મનોદશા એ બેમાં ઘણો ફેર છે. માનવીમાત્રમાં ગમે તે રીતે આનંદ મેળવવાની અથવા દુઃખને હળવું કરવાની કુદરતી પ્રેરણા હોવાથી કેવળ એવી સ્વભાવની પ્રેરણાને જ વશ થઈને કેટલાક માણસો અમુક જાતના આઘાત તરફ જડભુટ્ટા–નઠોર થઇ જાય છે. અમુક જાતની અમુક માણસો પાસેથી કઠોર વાણી સાંભળવાની તેઓને એવી ટેવ પડી જાય છે કે પછી તેમને તે બાબત દુઃખ નથી લાગતું. પણ આ તો કાચબો જેમ પોતાનાં અંગો પોતાની ઢાલની અંદર સંકેલી લે છે તેના જેવું છે. એ કંઈ આધ્યાત્મિક દૃષ્ટિએ ઉચ્ચ માનસનું લક્ષણ નથી. પણ જ્યારે જ્ઞાનપૂર્વક સહનશીલતા કેળવાય છે ત્યારે ઉદ્વેગ તો ક્યાંયે જતો રહે છે એટલું જ નહિ પણ પ્રસન્નતા ઘણી વધારે રહે છે, તે સાથે પોતાનું શ્રેય કેવી રીતે, કેવી જાતના વર્તનથી, થશે તેની સૂઝ તેને પડતી જાય છે, ને કોઈપણ આઘાતનો જવાબ તે નીચલા થરના માનવી કરતાં જુદી જ રીતે વાળે છે. પછી તો જ્ઞાનપૂર્વક યોગ્ય રીતે આઘાતનો પ્રત્યાઘાત કરવાની એને એટલી ટેવ પડી જાય છે કે તે જ એનો સ્વભાવ થઇ જાય છે, અને આઘાત આપનાર વ્યક્તિ પ્રત્યે પ્રેમ રાખીને તેનું કલ્યાણ જ થાય તેવી રીતે તે વર્તી શકે છે. આમ આઘાત પ્રત્યાઘાત વચ્ચે શુભહેતુનું અને આંતર્બુદ્ધિનું પડ આવી જાય છે. આવો સંતાત્મા આઘાત કરનાર વ્યક્તિ પ્રત્યે પ્રત્યાઘાત તરીકે ગુસ્સે ન જ થાય કે એને નિર્દય–કઠોર–લાગે એવું વર્તન ન જ કરે એવું કંઇ નથી. સંતાત્મા અમુક આઘાત પ્રત્યે કેવી જાતનું વર્તન રાખશે એ અગાઉથી કહેવું અશક્ય છે. એ તો પરિસ્થિતિને યોગ્ય અને સામાનું કલ્યાણ થાય એવું વર્તશે. પછી જગતની નજરે ભલે એ વર્તન યોગ્ય ન દેખાય. એનો એવો ગુસ્સે થવાનો કે કઠોર રીતે વર્તવાનો પ્રત્યાઘાત પણ સહેતુક–ભાનપૂર્વક–હશે. એ ક્રોધ સ્વભાવવશ નહિ હોય–પ્રકૃતિજન્ય નહિ હોય–પણ સામાનું કલ્યાણ થાય એવી

રીતે જ એટલા પ્રમાણમા જ તે વ્યક્ત થતો હશે ને તેથી સંપૂર્ણ ભાન ને જાગૃતિપૂર્વક કરાયલો ક્રોધ હશે.

અલબત્ત, આવી જાતનું વર્તન પારખવું સહેલુ નથી, પણ જેમ જેમ સાધક આંતર્શુદ્ધિ મેળવતો જાય છે તેમ તેમ એને પ્રકૃતિ–વશ પ્રત્યાઘાત અને સંતના સહેતુક કલ્યાણકારી પણ પ્રકૃતિ–વશ જેવા જ દેખાતા પ્રત્યાઘાત વચ્ચે રહેલો ઊંડો ભેદ સમજાતો જાય છે, અને અમુક પ્રસંગે કેવી જાતનો પ્રત્યાઘાત છે તેની પણ તેને સમજણ પડતી જાય છે. સામાન્ય રીતે તો માનવીનુ વર્તન એટલું બધું પ્રકૃતિ–વશ હોય છે કે 'આઘાત' શબ્દનો રૂઢ અર્થ તો "દુઃખ" કે "મારવુ તે" છે. પણ આઘાત એટલે કરાતું કશા સાથે અથડાવુ, સંપર્કમા આવવુ કે સંબંધમા તેવો અર્થ પણ સંતાત્માને વિષે થઈ શકે છે સદાય પ્રસન્નાત્મા હોવાથી, સમુદ્રનાં મોજાં ખડકની સાથે પછડાઈને જતે જ "પ્રત્યાઘાત" પામીને વેરવિખેર થઈ જાય છે તેમ એવા જગતની દૃષ્ટિએ દુઃખ દેનાર આઘાતો તેવા સંત સાથે અથડાતા પાછા ફરે છે અને આઘાત કરનારમા જ તેનો પ્રત્યાઘાત થાય છે. સંતની સામે વેર રાખનારની વૈરવૃત્તિ આવી જ રીતે પાછી ફરીને વૈરીને જ નુકસાન કરે છે. પેલા સંતને શારીરિક હેરાનગતિ જરૂર થાય, પણ દેહથી પર ...થી તેને તે "હેરાનગતિ" લાગતી નથી, અને લાગે તો પણ એમાં તે ... પ્રારબ્ધ જ ભોગવી લે છે એમ સમજીને સ્વસ્થ રહે છે ને જરા પણ ...ી, મનથી થતો નથી. બાળક કડવી દવા પીતા રડે છે, પણ ઉંમર વધતાં તેને સુપ્રસન્ન રીતે તેનું દુઃખ જરા પણ લાગતું નથી તથા કેટલાક તો ટેવ વૈરવૃત્તિ ઉતાવું મોં પણ વિકૃત થવા દેતા નથી, તેના જેવું જ આ છે.

ઘણી વાર આઘાત–પ્રત્યાઘાતનો નિયમ સાર્વત્રિક હોવા છતાં તેની ઉપર કોઈ બીજા ઉપરેલુ જ નહિ પણ પ્રકૃતિમા જ એવો એક બીજો ગુણ છે કે કદાચ છે, તેમાં સમસમની પર થઈ શકાય છે. આઘાતનો બદલો ગુસ્સામાં છે. સંયમે રચેલો એ અભી થવું એ આઘાત–પ્રત્યાઘાતના નિયમને હળવા આઘાત થાય ત્યારે તેનો બદલો જીવી એ કચાશ જ બતાવે છે. એથી પણ પર વૃત્તિ ઊઠવા દેવી, કેવો ભાવ થવાપણ પણ નથી.

કાણુની વાત છે એવો સાધકને ॥ 卐

# એક ગુંજન



વેદકવિઓએ તારાં ગીત ગાયાં: હજી યે ગવાય છે—તો યે અધૂરાં પડે છે.
તારા ગૌરવને છાજે તેવાં રૂપકો, ઉપમાઓ—એ લાવવાં ક્યાંથી ?
તું જ તારું ગુંજન છે, રૂપક છે, ઉપમા છે.
અત્યુક્તિને તો ત્યાં અવકાશ જ નથી.
અર્ણવ ?
ઓછો પડે છે;
તુફાનના કારમા ઝંઝાવાત ?
ગતિમંદ લાગે છે;
નીલ આકાશ ?
ફટકરંગી જણાય છે;
અઘોર વન ? રસ વગરનાં ભાસે છે, અને ચાંદો સૂરજના તેજપુંજ ફિક્કા લાગે છે,
તારી ઝાંખીના વર્ણન કાજે.
આ અવનીપિંજરમાં સીમાબદ્ધ પડેલું જીવન નીરસ થઇ પડે છે, એની સામે !
તારા અનગળ પ્રભાપુંજ આગે અલ્પજ્ઞાન વિજ્ઞાન મતિમૂઢ થઈ અવાક્ ઊભું છે.
કહે, કહે—
કોને તેં તારો ભેદ ભણાવ્યો છે ?
કોના અંતર અરિસાએ તારાં પુણ્યપ્રતિબિંબ ઝીલ્યાં છે ?
અને ક્યાં છે તારો સ્પર્શ ?
મધુર પુષ્પની સુંવાળી પાંદડીએ ?
વિનમ્ર, તણખલાની શરમાળ ટોચે ઉલ્લાસે હીંચતા ઝાકળમણિને ચમકારે?

કે ઉન્નત હિમાચલના ગર્વશુંદિત શિખરે ઝળકતા મુકુટમણિ શા હિમાકુરે ?

કયા સદ્‌ભાગી અંતરમાં તારા પડછંદા પડયા છે ?

શિશુના, કે આ વિગ્ધ સાધુના ?... .જેને કશું ન જોઈએ તેને તું મળે છે-સર્વસ્વ મળે છે.

અહો ! विधेर्विचित्राणि विचेष्टितानिवा ।

—રમેશ રંગનાથ ગૌતમ બી. એ.

卐

# ‘ પથિક ’

સુણ પ્રવાસી ! એક જ મારી વાત:
સુણતાં વીતશે દુઃખની રાત.
કોણ તું ને કોણ સંબંધી, કયાં છે તુજ મુકામ ?
પરિચયહીણા વિશ્વમાં તારે, આગળ ચાલવા કામ—સુણ૦
સાથી સંબંધી ચાર ઘડીના, ચાર ઘડીનો ખેલ;
માયા ને મમતા છોડીને જાણ, રેતીનો જાણે મ્હેલ—સુણ૦
પોટલી ભર તું પુણ્યની સાથે, સાચો ધરી વિશ્વાસ,
એકલો જાને દૂર મુલકમાં, ત્યાં છે તારો નિવાસ.—સુણ૦

—મહીડાકુમાર શ્રી નરેન્દ્રસિંહજી

# માન્યું હતું કે....

માન્યું હતું કે તારું સિંહાસન માન અવમાનના શિખરે કે ખીણમાં હશે; આજ સુધી પ્રયાસ કર્યો કે તને ખૂબ માનાર્ક્રિન ભાવ અને સત્તાના આસન ઉપર બેસાડું, અથવા-તો પેલી પતિત ગણાતી પુણ્યની પથારીમાં પોઢાડું !

આજે જાણ્યું કે તું વિરામ લે છે, માનઅવમાનની બે ભયંકર ભેખડો વચ્ચેની પગદંડી ઉપર. મારું પ્રયાણ પણ એ જ માર્ગે પ્રભુ ! એ જ માર્ગે !

માન્યું હતું કે તારે મન્દિરે શુભ્ર તેજસ્વી કીર્તિનાં કે માનવતાનાં, પવને નમી પડતી નમ્ર ધ્વજાઓનાં માન છે. આજ સુધી પ્રયાસ કર્યો નિષ્કલંક કીર્તિ અને અશુભમય અપકીર્તિનાં વિજયચિન્હો લઈ આવી તારે મંદિરે ધરવાનો. આજે જાણ્યું કે તારું સ્થાન તો છે કીર્તિ અને અપકીર્તિના મહા ભયંકર પ્રવાહોની વચ્ચે ! મારું પ્રયાણ હો એ જ માર્ગે, એ જ માર્ગે, પ્રભુ!

માન્યું હતું કે તું પોઢે છે ગુલાબ મોગરાની પાંખડીઓ ઉપર કે જગતનાં દુઃખવ્યથાની કાંટાળી પથારી ઉપર; આજે જાણ્યું કે તારું શયન છે પુષ્પશય્યા અને કંટકકુંજની સદાયે હોડમાં ઊતરેલી આ બે નિશાભરી આરામશય્યાની વચમાં. મારું શયન હો, મારું શયન હો તારા શ્વાસ નિઃશ્વાસભરી આ સચેતન શય્યા ઉપર—સચેતન શય્યા ઉપર પ્રભુ !

માન્યું હતું કે તારું હૃદય અંકિત થાય છે કોઈ રાધાના કૃષ્ણલાંછન ઉપર અથવા કોઈ ભગવાન્ ભૃગુના વિષ્ણુલાંછને ! માન્યું કે મેળવી લઈશ તારા ઉરની પરાગ પ્રણયના અભંગ પ્રણયયોગે કે મારા બ્રહ્મત્વનાં સર્વવિજયી બ્રહ્મામૃતના સાંનિધ્યના અધિકારે. આજે જાણું છું પ્રભુ ! કે તારા ઉરનો પરાગ વેરાયો છે આ માનની વિશ્વાસભરી, અવમાનની અવિશ્રાન્ત, કીર્તિની સંતોષભરી, અપકીર્તિની આરતભરી, ગુલાબ મોગરાની કમનીયતાભરી, તીવ્ર કંટકની વેદનાવડે જાગતી રહેતી આર્તનાદભરી, રાધાના રમણીય કૃષ્ણલાંછનની સમાધિસ્થ ઉન્માદભરી, અને ભૃગુના સ્થિર બ્રહ્મનાં બ્રહ્મયોગભરી આ સાંકડી કેડી ઉપર. સ્થળે સ્થળે અહીં તો જડે છે તારા ઉરની પાંખડીઓનાં એંધાણ; દૂર દૂર બોલાવે છે, તેં પાથરેલા પ્રણયફૂલના પમરાટ; અને જો આવે છે-હવે તો સ્પષ્ટ દેખાય છે; આ આવતાં—આ સામે પડેલાં તારા વિરાટ રૂપનાં સ્વરૂપો ! આ માર્ગે જ—આ માર્ગે આત્મા, તારું પ્રયાણ હો ! પ્રયાણ હો પ્રભુ !

સૌ. કુસુમ ઠાકોર, એમ. એ.

# ઉત્કૃષ્ટ જીવન

લેખક :—સ્વા. શ્રી અદ્વૈતાનંદજી

( ગતાંકથી ચાલુ )

( ૨ )



ધર્મનો નિશ્ચય થયા વિના વ્યવહારના માર્ગનો સત્ય નિશ્ચય થતો નથી. ધર્મ એટલે શું ? તેનો વાસ્તવિક અર્થ શો છે ? પ્રાચીન મતને અનુસરનારા કર્મકાંડીઓ કહે છે કે સ્નાન, સંધ્યા વિ. નિત્ય, નૈમિત્તિક કર્મો કર્યા કરવાં તે જ ધર્મ છે. જેઓ આ ન કરે તેઓ ધાર્મિક થવાનો દાવો કરી શકે નહીં. ભક્તો એમ માને છે કે ઇષ્ટદેવનું યથાવિધિ પૂજન, અર્ચન વિ. કરવું ને શ્રવણ, કીર્તન, નામસ્મરણ કરવું એ જ ધર્મ છે. જ્ઞાનમાર્ગીઓ કહે છે કે આત્મચિંતન કરવું એ જ ધર્મ છે. જેઓનું મન સ્થૂલ સૃષ્ટિમાં જ રમ્યા કરે છે તથા દેહની પર જેઓની દૃષ્ટિ જતી નથી તેઓને મન દયા, દાન એ જ ધર્મ છે. ઘણાક એમ ગણે છે કે ગુરુ બતાવે તે રસ્તે જ જવું ને તેમની આજ્ઞાનું વગર વિચારે પાલન કરવું એ જ ધર્મ છે. હાલના જમાનાના સુધરેલામાં ખપનારા સજ્જનોના મત પ્રમાણે આવશ્યક કર્તવ્ય–ફરજ એ જ ધર્મ ( duty ).

કેટલાકના કહેવા પ્રમાણે ધર્મના બે વિભાગ કરી શકાય. સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ. સામાન્ય ધર્મ સર્વ દેશોમાં, સર્વ લોકોમાં એક જ પ્રકારનો હોય છે; જેમ કે સત્ય બોલવું, સંયમ રાખવો, નિઃસ્વાર્થી થવું, ચિત્તને વિશાળ બનાવવું, ભગવાનની ભક્તિ કરવી, તેને પ્રાપ્ત કરવા માટે નિરંતર પ્રયત્ન કરવો, ને સર્વ કર્મો ભગવાનને અર્પણ કરવાં: ઇત્યાદિ. વિશેષ ધર્મ જુદા જુદા છે. ઈશ્વરને ભજવાની રીતિમાં, આચારમાં, વિચારશ્રેણીઓમાં પ્રભેદ ઘણો છે.

ધર્મનાં આવાં અનેક લક્ષણો બતાવવામાં આવે છે. એ ઉપરથી ઘણા વિદ્વાનોએ એવો મત બાંધ્યો છે કે ધર્મ કેવળ શ્રદ્ધાનો વિષય છે, બુદ્ધિનો કે તર્કનો વિષય નથી. આ મતમાં તથ્ય ઘણું છે. ધર્મ અનુભવનો વિષય છે. તેથી તર્કની મર્યાદામાં રમણ કરનારાઓને ધર્મનું તત્ત્વ સમજાતું નથી. બુદ્ધિથી નિર્ણય કરી પોતાના નિશ્ચયમાં અચળ શ્રદ્ધા રાખી તેથી પર જવાનો નિરંતર પ્રયત્ન કરવો જોઈએ. આનું નામ જ અભ્યાસ.

શ્રદ્ધા બે પ્રકારની હોય છે. જડ અને વિચારયુક્ત. જે વાતમાં આપણને બિલકુલ સમજણ ન પડતી હોય તેની બાબતમાં તે વિષયના જાણનારના વચનોમાં શ્રદ્ધા રાખી તે મુજબ વર્તન કરવું તેનું નામ જડ શ્રદ્ધા. નાનાં બાળકો જેટલા વિષયો શીખે છે તે આ પ્રમાણે જ શીખે છે. આવી જડ શ્રદ્ધામાંથી કાલાંતરે વિચાર કરવાની શક્તિ ખીલે છે. તેથી જેમનામાં વિચાર કરવાની શક્તિ ન હોય તેમનામાં આવી શ્રદ્ધા હોય તો તે ખોટી નથી. બીજા પ્રકારની શ્રદ્ધા ઘણી ઉત્તમ છે. બન્ને પ્રકારની શ્રદ્ધામાં ખામીઓ તો રહેલી જ છે. ઘણી વાર એવું બને છે કે જે મનુષ્યના વચનમાં આપણે પૂર્ણ વિશ્વાસ રાખીએ તે મનુષ્ય તેને યોગ્ય નથી હોતો ને આપણને ખરે રસ્તે દોરવાને બદલે ઊંધે રસ્તે દોરે છે. પોતાની જ દૃષ્ટિ પરિમિત હોય તેવો માણસ બીજાને યથાર્થ દોરવણી આપી શકે નહીં. જો વિચારશક્તિનો ઉપયોગ કરવામાં આવે તો તેમાં પણ ત્રુટી તો રહેલી જ છે. ઘણા ખરા માણસોમાં શાંત અને સ્થિર ચિત્તથી વિચાર કરવાની શક્તિ હોતી નથી. પોતાનામાં યથાર્થ નિર્ણય કરવાની શક્તિની ઊણપ હોય ને બીજાના વિચારો માન્ય ન રાખે તો પરિણામ વિપરીત જ આવે એ નિઃશંક છે. ખામીઓ તો ઉભય પક્ષમાં છે જ. પણ આ સંસારમાં જીવાત્માઓએ વિધવિધ પ્રકારના અનુભવો કરીને જ આગળ વધવાનું છે, તેથી વિચારશીલ મનુષ્યે વિચારયુક્ત શ્રદ્ધાનો આશ્રય લેવો ને બાળચિત્તોએ જડ શ્રદ્ધાને વળગી રહેવું એ જ વિકાસનો માર્ગ છે.

સંસારમાં જન્મ લઈને આત્મજ્ઞાન ન પ્રાપ્ત કર્યું તો જન્મ વ્યર્થ ગયો એ તો સિદ્ધ વાત છે. તેથી જ ઉન્નત જીવનનો-ધર્મનો-વિચાર સ્ત્રીપુરુષ બંનેને કર્તવ્ય છે. આ ઉપરાંત અચલ શ્રદ્ધાની પણ જરૂરિયાત છે. શ્રદ્ધા

વિના કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. જે મહાન કાર્ય કરનારા અત્યાર સુધી થઇ ગયા છે તેઓની આત્મશ્રદ્ધા અસાધારણ હતી. આવો વિશ્વાસ હોય ત્યારે જ વિચાર પ્રમાણે આચરણ થઈ શકે. જે ધર્મગુરુઓ આત્માના સ્વરૂપનો ઉપદેશ કરે છતાં પોતે જ ડરકણ હોય તો તેમના વચનોમાં વિશ્વાસ બેસે નહીં. જે માણસમાં પોતાના વિચારોને ક્રિયાત્મક સ્વરૂપ આપવાની શક્તિ હોય છે તે જ બીજાઓનું નેતૃત્વ લઇ શકે છે અને પોતાના જીવનમાંથી પ્રેરણા આપી શકે છે. આવું પ્રોત્સાહન આપવું તે જ ખરો શક્તિસંચાર છે.

આત્મશ્રદ્ધા ઉપરાંત ઉન્નત જીવન માટે શાસ્ત્રાધ્યયન, સત્સંગ ને પ્રયત્નની આવશ્યકતા છે. શાસ્ત્રો એટલે આપણા ધર્મના તેમ જ અન્ય ધર્મોના આર્ષ ગ્રંથો. સત્સંગ એટલે સંત પુરુષોનો સમાગમ. સંત પુરુષોમાં નિમ્નલિખિત લક્ષણો અવશ્ય હોવાં જોઇએ. પ્રથમ તો દૃશ્ય પદાર્થોમાંથી પ્રીતિ અને આસક્તિ ઊડી ગએલી હોવી જોઇએ. જ્યાં સુધી મનમાં ઐહિક વાસનાઓ હોય ને નામ રૂપાત્મક વિષયો માટે આસક્તિ હોય ત્યાં સુધી જ્ઞાનપ્રાપ્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. બાહ્ય પદાર્થોમાં અભિનિવેશનો ત્યાગ જ્ઞાનીનો ખાસ ગુણ છે. તદુપરાંત એકત્વની ભાવના પણ દૃઢ હોવી જોઇએ. "હું અને આ જગત સર્વ એક જ છે" આ વિચાર એટલો સ્થાયી હોવો જોઇએ કે વ્યવહાર પણ તે જ પ્રમાણે થાય. તેમનો પ્રેમ વિશ્વવ્યાપક હોય. તેમની દૃષ્ટિમર્યાદા પામર જંતુઓની માફક પોતાનાં માની લીધેલાં, પોતાની આસપાસ રહેનારાં ચાર પાંચ હરતાં ફરતાં પ્રાણિઓમાં મર્યાદિત થએલી ન હોય. ચિત્ત પણ વિકારો રહિત હોવું જોઇએ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરનો સદંતર અભાવ હોવો જોઇએ. મહાત્મા પુરુષો હંમેશ નિત્યતૃપ્ત, અને પારદર્શી બુદ્ધિવાળા હોય છે. તેઓમાં ઉપશમ, સંતોષ, અસંગપણું અવશ્ય હોય છે. સંત પુરુષ જિતેંદ્રિય, મદ, માન દૈન્યરહિત, ચિંતા વિનાના, અને હર્ષશોકના વિકારોરહિત હોય છે. તેઓમાં આંતરિક ઇચ્છા અને બહાર યાચનારૂપી દીનત્વ હોતું નથી. આવા ઉચ્ચ કોટિના જીવાત્માઓના સંબંધી જ આંતરિક પ્રગતિ થઇ શકે. એમના સંપર્કથી જાણે અજાણે પ્રોત્સાહન મળ્યા જ કરે છે અને અન્ય મનુષ્યોમાં શક્તિનો પ્રવેશ કરે છે.

જે મહાનુભાવોમાં આવા ગુણોનો આવિર્ભાવ થતો હોય તેમને આપણા હૃદયની પૂર્ણ ઉદારતાથી, અસંકોચથી અને પ્રસિદ્ધ રીતે અર્પવી. કેવળ શુદ્ર પ્રકારની સિદ્ધિઓથી (વિચાર જાણવાની, નજદીકનું ભાવી કહેવાની વિ.) ફોસલાઈ જવું નહીં. આવી શક્તિઓ હોય ને આધ્યાત્મિક વિકાસ બિલકુલ ન હોય તે સંભવ છે. આવી સિદ્ધિઓ જપથી, તપથી, એકાગ્રતાથી આવી શકે પણ મનમાંથી મલિનતા ગઈ ન હોય, તો અખૂટ સંકલ્પ બળ (જે સર્વોત્તમ સિદ્ધિ છે અને જેના આગળ બીજી સર્વ સિદ્ધિઓ તૃણવત્ છે) તે પ્રાપ્ત થતું નથી. મનમાંથી દીનત્વ જતું નથી. આધ્યાત્મિક પ્રગતિમાં પ્રથમ આવશ્યકતા અનુપમ મનોબળની છે, તે યાદ રાખવું. વાસના અને આસક્તિથી તે ક્ષીણ થઇ જાય છે.

જીવનના સુખ વિષયમાં જગતમાં ઘણી વાતો અને ચર્ચાઓ ચાલે છે પણ યથાર્થ સુખ શામાં છે તે બાબતમાં અજ્ઞાનતા ઘણી જ છે. સમજણ વિના મિથ્યા વૈખરી વાણીનો ઉપયોગ બહુધા કરવામાં આવે છે. ચિંતાતુર હૃદયે અંધ પરંપરા સુખની શોધમાં ઘણા ખરા મનુષ્યો દોડયા કરે છે. એટલા માટે ઇચ્છા કરતાં પહેલાં વિચાર પરિપૂર્ણ રીતે કરવો જોઇએ અને એવી ખાતરી થાય કે અમુક આદર્શની પ્રાપ્તિથી નિજાનંદની, મુક્તિની, સર્વોત્કૃષ્ટ જીવનની સિદ્ધિ થશે તો પછી તે મેળવવાનો તાત્કાલિક માર્ગ કયો ગ્રહણ કરવો તેનો વિચાર કરવો એ જ વિકાસનો ક્રમ છે. જેઓ અયથાર્થ માર્ગે ચઢી ગયા હોય તેમની પાછળ અથવા તેમના શબ્દના અનુસંધાનની પાછળ દોરાવું નહીં. ગતાનુગતિક થઇ ગાડરના પ્રવાહ જેવું વર્તન ન રાખવું. બીજા મનુષ્યોના તરંગોનું અનુકરણ ન કરવું પણ સ્વાત્મનિશ્ચયને જ અચળ શ્રદ્ધાથી વળગી રહેવું. સામાન્ય રીતે મનુષ્યોની દશા પીઠ દદ કરતા સૈનિકો જેવી હોય છે. પ્રથમ એક ઠોકર ખામને પડે છે એટલે બીજાઓ પણ ગભરાટમાં ને ગભરાટમાં તેની ઉપર અથડાઈને પડે છે, અને સમસ્ત યુદ્ધ ક્ષેત્ર પરાજિત થએલા અને નિરાશાના સમુદ્રમાં ડૂબેલા માનવસમૂહથી છંટાઈ જાય છે. ઉન્નત જીવનના પ્રશ્નો નિકાલ જડમતિના ધોરણથી થઇ શકતો નથી. સાધારણ રીતે જનસમુદાયને વિચાર કરવા કરતાં બીજાનું અનુકરણ કરવામાં ને, માની લેવામાં વધારે આનંદ પડે છે. આ જનસમૂહમાં ચમૃદ્ધિ-

ન્વાન, સત્તાધારીથી તે સાધારણ શ્રમજીવી સુધીનો સમાવેશ થઇ શકે. ઉચ્ચ-નીચનો ભેદ ઉપલક દૃષ્ટિથી કરવાનો નથી. પ્રાપંચિક સમૃદ્ધિ અને ક્ષણિક સત્તા મેળવવાથી વાસ્તવિક મહત્તા આવી જતી નથી. યથાર્થ મહત્તા આંતરિક છે. તેનો આધાર મનના વિકાસ ઉપર છે. એકંદરે ધનાઢ્ય ને પદવીધારી મનુષ્યોમાં દીનત્વ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે કારણ કે તેઓ આશાના અને ભયના બંધનમાંથી છૂટતા નથી ને છૂટવાનો પ્રયત્ન પણ કરતા નથી.

મનુષ્યપ્રાપ્ય જે મહાસુખ છે તે આપણા પોતાનામાં જ છે. આપણે આંખો બંધ કરી જે દિશાએ જવું જોઈએ તેનાથી વિરોધી દિશામાં જ ગતિમાન થઇએ છીએ. મનઃક્ષોભથી મુક્ત રહેવા રૂપ શાંતિ જે મનુષ્યની પરિપક્વ અવસ્થાનું ચિહ્ન છે તે પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપણા પોતાનામાં જ છે. જે યથાર્થ નિશ્ચય કરી શકે છે ને તેને અડગપણે વળગી રહે છે તે જ શાશ્વતી શાંતિ અનુભવે છે, તેને વસ્તુમાત્રનું ખરૂં સ્વરૂપ એકદમ સમજાય છે. તેનાં સર્વ કર્મોમાં વ્યવસ્થા, નિયમ, ક્રમ, સમતોલપણું હોય છે તથા તેનું હૃદય વિશાળ ને પરોપકારની વૃત્તિથી ભરપૂર હોય છે.

જીવનનો આધાર એકત્વની ભાવના ઉપર હોય છે. વિશુદ્ધ અંતઃકરણ વિના સુખી જીવન, ઉન્નત જીવન શક્ય નથી. ભાગ્યના પ્રસાદ સંબંધમાં ઉદાસીનતા રાખવી. પ્રમાદ, ભય, વિ શોકનો સદંતર ત્યાગ કરવો જોઈએ. મનુષ્યમાત્રમાં સમતામાં વિષમતા ઉપજાવનાર વાસના અને ભય છે. આત્માનો આનંદ અખંડ છે. સર્વસ્થાને, સર્વકાળે તેની સ્થિતિમાં ફેરફાર થતો નથી. સમત્વ પ્રાપ્ત કરેલા ચિત્તમા આ આનંદનો સતત્ આવિષ્કાર થયા કરે છે. આ આવિર્ભાવ નિત્યશાંતિ અને પ્રસન્નતાના રૂપમાં થાય છે. હર્ષ અને વિષાદ રૂપે તે દેખાતો નથી. આ ઉર્મિઓ તો વિકારો છે. ખરી પ્રસન્નતા ને ખરો હર્ષ હમેશ ગંભીર અને શાંત હોય છે. અટ્ટહાસ્ય કરવામાં ને તોફાન કરવામાં ને રુદન કરવામાં ખરો આનંદ છે એમ સમજવું તે મોટી ભૂલ છે. માયાબધ્ધ પુરૂષોનો ઊર્મિનો આનંદ નિરાધાર, નિ સાર તથા ઉપર ઉપરનો જ હોય છે, ક્ષણિક હોય છે. તે ઊર્મિ સમાપ્ત થતાં જ નિર્વેદની લાગણી મનમાં ઉત્પન્ન થાય છે, જે આનંદ વાસ્તવિક છે અને જેનું સ્થાન

આપણા આત્માની અંદર છે, જે આપણા આત્માનું સ્વરૂપ જ છે તે સનાતન અને શાશ્વત છે. જે વીર પુરુષ પોતાના ભાગ્યને પોતાના પગ તળે રાખી શકે છે, જે મૃત્યુને હસતે ચહેરે ભેટી શકે છે, જે સર્વ પ્રકારના દુઃખો, પોતાના આદર્શની પ્રાપ્તિને માટે સહન કરવા સદા તત્પર હોય છે, જેઓ મન ઉપર સંપૂર્ણ વર્ચસ્વ રાખી શકે છે, માયાને તુચ્છ અને તૃણવત્ ગણવા ને તે પ્રમાણે આચાર કરવા તૈયાર હોય છે, તેને જ વિધાતા અનાહાર્ય આનંદનો સ્વાદ ચખાડે છે અને તે જ જીવનને ઉત્કૃષ્ટ બનાવી શકે છે.



"જે હજી અધિકારી જ થયા નથી તેવા અનેક પામરને તેમજ કનિષ્ઠ અધિકારવાળા કેટલાકને પણ એવી શંકા થાય છે કે આવો અભેદ અનુભવવાથી શો લાભ છે? આનન્દ, આનન્દ, કહેવામાં આવે છે તે શાનો આનન્દ છે?–ખાવાનો, પીવાનો, અધિકારનો, શક્તિનો કે જે ધારીએ તે થઈ જાય એવી કોઈ મહાસિદ્ધિનો? શાનો આનન્દ છે? આનન્દ અમુકથી "ઉપજે છે" એમ માનવાપણું જ્યાં સુધી રહ્યું છે ત્યાંસુધી આ પ્રશ્ન પૂછવાનો પણ અધિકાર નથી એમ કહેવામાં બાધ નથી. આકાશમાં ઊડતા ગરુડનો આનન્દ ભૂમિ ઉપર ભમતી કીડીને સમજાવી શકાય, ઉત્તમ કાવ્યકલ્પનામાં નિમગ્ન કવિનો આનન્દ તે કાવ્યના કાગળના પડીકાં બાંધનાર ગાંધીને સમજાવી શકાય, તો અભેદનો આનન્દ આવા પ્રશ્ન કરનારને સમજાવી શકાય. સર્વે પોતપોતાની ભૂમિકાની વાત સમજી શકે છે, પરભૂમિકા માટે તો અનુમાન કે શબ્દ કે ઉપમાન એક પ્રમાણ માનવું ઉચિત છે, ભિન્ન ભૂમિકામાંથી પ્રત્યક્ષ સંભવતું નથી, તો આ પ્રસંગે શાસ્ત્ર જ નિર્ણાયક છે. છતાં પંચદશીકારે યોગ્ય કહ્યું છે કે આખા વિશ્વના જે જે આનન્દ છે તેને ભેગા કરીએ તો બ્રહ્માનન્દના એક બિન્દુ બરાબર થાય પરંતુ એટલું સિદ્ધ છે કે જે જે વસ્તુથી આનન્દ "ઉપજે છે" એમ મનાય છે તેમાં એ આનન્દ રહેતો નથી, યોગસિદ્ધિ પર્યન્તમાં પણ એ આનન્દનું સ્થાન નથી; સદસમસ્તની જગમાંથી સર્વથા મુક્ત થઈ પોતાનું જે આનન્દમય દિવ્ય સ્વરૂપ છે તે અનુભવે છે. આનન્દમાં વિક્ષેપ કરનાર સંશય માત્રથી નિર્મુક્ત થઈ, નિર્ભય થઈ પરપ્રમોદ પામે છે.

પ્રો. મણિલાલ ન. દ્વિવેદી; ગીતાનો ઉપોદ્ઘાત

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ

અને

# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

લેખક :—સ્વા. શ્રી. માધવતીર્થજી

( ગતાંકથી ચાલુ )

## સાચા પ્રમાણની શોધ

( ૯ )

અરવિંદ શિષ્ય –આ સંસારને મૃગજળની માફક મિથ્યા માની શકાય તેવું નથી

શંકર શિષ્ય—અમે સત્ય કે અસત્યનો નિષેધ કરતા નથી. માત્ર ભ્રાંતિથી માનેલ સત્યનો નિષેધ કરીએ છીએ.

અરવિંદ શિષ્ય –તમે જેને બ્રહ્મ કહો છો, સત્ય કહો છો, તે અખંડ વસ્તુ હોવાથી તેમા પ્રેમને માટે બિલકુલ અવકાશ રહેતો નથી.

શંકર શિષ્ય –અમે પ્રેમનો નિષેધ કરતા નથી પણ ભ્રાંતિથી માનેલ પ્રેમનો નિષેધ કરીએ છીએ

અરવિંદ શિષ્ય –જ્યા સંબંધ નથી ત્યા સુખ નથી. તમારા બ્રહ્મમાં સંબંધ થતો નથી તેથી સુખ મળે તેવુ નથી જેમ તાજમહેલ ઉપર કોઇ પ્રેમ કરે અને તેને વખાણે તો તાજમહેલને તેની ખબર પડતી નથી તેમ તમારા બ્રહ્મને બીજાનું જ્ઞાન ન હોવાથી તેની કોઇ ભક્તિ કરે તો તેની તેને ખબર પડતી નથી. An experience that is not owned by a subject is a contradiction in terms In your Jnana marga truth, beauty and goodness have no reality એ કરતાં માખી જેમ સાકરનો સ્વાદ લઈ શકે છે તેમ જીવ બ્રહ્મના અંશ તરીકે રહે તો સંબંધ થઇ શકે અને આનંદ પણ મળી શકે જળમાં ડૂબેલો જેમ જળ પી શકતો નથી તેમ બ્રહ્મમા ડૂબેલો બ્રહ્મનો સ્વાદ લઇ શકતો નથી

શંકર શિષ્યઃ—સાકર પોતાનો સ્વાદ આપી શકની નથી કારણ કે તે જડ વસ્તુ છે તેથી માખીને જુદું રહેવું પડે છે; પણ બ્રહ્મ પોતાનો સ્વાદ આપી શકે છે. માખીને સાકરથી જુદું પડી જવાની બીક પણ રહે છે. બ્રહ્મજ્ઞાની બ્રહ્મથી જુદો પડતો નથી. તાજમહેલ પણ જડ હોવાથી તેના વખાણ કોઇ કરે તો તેની તેને ખબર પડતી નથી. પણ બ્રહ્મ સ્વસંવેદ્ય છે. વળી સંબંધ વગર સુખ મળતું જ ન હોય તો ઊંઘમાં સુખ મળવું ન જોઇએ. ત્યાં કોઈ પ્રકારનો સંબંધ નથી છતાં જીવ ઉઠીને કહે છે કે " હું સુખથી સૂતો હતો." કોઇ માણસ બે ત્રણ દિવસ નિદ્રા ન લે તો દુઃખ થાય છે અને નિદ્રા લે તો સુખ થાય છે. સંસારી પ્રેમમાં પણ બે રહે ત્યાં સુધી સુખ મળતુ નથી અને એકતામા સુખ મળે છે. જ્યા બેપણું મટી જાય છે ત્યાં ખરું સુખ મળે છે. પ્રેમમા પડ્યો રહી શકતો નથી. પ્રેમ વખતે બીજા છે એવું લાગે તો પણ પ્રેમનો લાભ લઈ શકાતો નથી. નિર્ગુણ બ્રહ્મ રસરૂપ છે એટલે કે તેમાં માણસની કલ્પના જેવો, માણસના જીવન જેવો પ્રેમ નથી છતાં આનંદ છે. તે આનંદની એક માત્રા જ માણસોને સંસારના સંબંધથી મળે છે. પ્રેમના રસમાં માણસોને સ્થાયીભાવ બહુ ગમે છે. તેવો રસ માત્ર બ્રહ્મજ્ઞાનથી જ મળે. સ્વરૂપનો આનંદ જ સ્થાયી રહે છે. સંબંધવાળો જન્ય આનંદ અનિત્ય થઇ જાય છે.

અરવિંદશિષ્યઃ—એવો અખંડ પ્રેમ અને એવું નિત્ય સુખ તમે બતાવી શકો તો બધા માણસો સંસારનું ખોટું સુખ છોડવા તૈયાર થઇ જાય.

શંકરશિષ્યઃ—કોઇ કન્યા સાબાપને એમ કહેતી નથી કે મને પહેલાં સાસરાનું સુખ બનાવો તો જ હું સાસરે જાઉં. જેટલી શ્રદ્ધાથી કન્યા સાસરે જઈ નવું સુખ પ્રાપ્ત કરે છે તેટલી શ્રદ્ધા પણ આજના વિદ્વાન માણસોમા હીં નથી એ શોચનીય વાત છે.

અરવિંદશિષ્યઃ—કોઇને બ્રહ્મનો આનંદ મળ્યો છે કે નહિ તેની ખાતરી ી રીતે કરવી ?

શંકરશિષ્ય —જ્યાં ઘણી સ્ત્રીઓ બેઠી હોય ત્યાં કઈ પરણેલી છે અને ઈ કુંવારી છે તે તેના ચહેરા પરથી અને વાણી ઉપરથી જણાઈ આવે છે.

અરવિંદશિષ્યઃ—ઘણા માણસો બ્રહ્મજ્ઞાનની વાતો સાંભળે છે છતા તેમના

ચહેરા ઉપર કાંઈ તેજ કે આનંદ દેખાતાં જ નથી.

શંકરશિષ્યઃ—તેઓ સાધનચતુષ્ટય તૈયાર કરીને બ્રહ્મજ્ઞાન લેતા નથી. વળી તેમની અસત્ પ્રવૃત્તિ તત્સ્મૃતિને ભૂલાવી દે છે.

અરવિંદશિષ્યઃ—એવી ભૂલામણીને જ શંકરમતવાળા અજ્ઞાન માને છે.

શંકરશિષ્યઃ—એ મિથ્યા જ્ઞાન છે, અજ્ઞાન નથી. છતાં અજ્ઞાન હોય તો તેનો નાશ તમે શી રીતે માનો છો?

અરવિંદશિષ્યઃ—શ્રી શંકરમત જે અતિપ્રસિદ્ધ છે તે દષ્ટિએ હું તમને જવાબ આપું છું. જે ભાવરૂપ અજ્ઞાન અથવા માયા શંકરમતમાં માનવામાં આવેલ છે તે જેણે વેદાન્તનાં વાક્યનું શ્રવણ મનન કરેલ હોય તેનામાં દૂર થાય છે અને તેનામાં જીવ–બ્રહ્મની એકતાવાળું જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે અજ્ઞાન ગયા પછી જ્ઞાનીને જે પ્રપંચ દેખાય છે તે અવિદ્યા–લેશના સંસ્કાર રૂપ છે. તે પ્રારબ્ધ કર્મનો ભોગ આપે છે. તે ભોગની નિવૃત્તિ થતાં એવી આત્માકારવૃત્તિથી અવિદ્યાલેશ અથવા લેશાવિદ્યા નાશ પામે છે અને દેહ પડયા પછી વિદેહકૈવલ્ય નામથી જણાતા નિર્વિશેષ ચૈતન્ય સાથે જ્ઞાનીને એકતા પ્રાપ્ત થાય છે. આ પક્ષમા તમે કહો છો તે પ્રમાણે જાગ્રત વિગેરે ત્રણ અવસ્થાની પ્રક્રિયા પ્રયોજનવાળી છે. તેના ચિંતનથી બધો અનાત્મ- : આત્માથી જુદો પાડી શકાય છે. વળી સુષુપ્તિના દષ્ટાંતથી દશ્ય ..નો નાશ થતા સ્વરૂપપ્રાપ્તિ પણ કેટલાક શંકરમતવાળા સિદ્ધ કરે છે, જો કે સુષુપ્તિમા પુનરાવૃત્તિ રહિત પરમાત્મભાવ મળતો નથી તો પણ વિપરીત જ્ઞાનની નિવૃત્તિ સિદ્ધ કરવામા સુષુપ્તિનો ઉપયોગ છે. તેથી અવસ્થાનો વિચાર કરવામાં તે મતમા લાભ માનેલો છે. શ્રવણ, મનન નકામાં નથી કારણ કે તે સિવાય સમ્યક્ જ્ઞાન થતું નથી. સમ્યક્ જ્ઞાનથી જ અજ્ઞાનનો નાશ કરી શકાય છે એમ માનેલું છે. પણ જો વાસ્તવિક અજ્ઞાન હોય તો જગતમાં બે સાચી સત્તા જેવું થાય અને જે વાસ્તવિક હોય તેનો નાશ કેમ થાય? એ બાબતમાં શંકરમતમાં ઘણો ગોટાળો છે.

શંકરશિષ્યઃ—અજ્ઞાન વાસ્તવિક છે એ મતમાં કંઈક પ્રમાણવાક્ય કે ઉદાહરણ આપો તો ઠીક. હાલના કાળમાં કેટલાક માત્ર પોતાની બુદ્ધિના તર્કથી, યુક્તિથી અને વચનથી પોતાની માન્યતા દૃઢ કરતા હોય તેવું

જણાય છે. જ્યારે કોઇ સિદ્ધાંત નક્કી કરવો હોય ત્યારે વાદી એક અભિપ્રાય લે અને પ્રતિવાદી બીજા અભિપ્રાયનું અવલંબન લે અને પહેલાના વચનમાં દૂષણ નાંખે તો તેમાં બન્નેમાંથી કોઇનો પક્ષ સ્થિર રહેતો નથી, અને કોઇ તત્ત્વનો નિર્ણય થઈ શકે નહિ, તેથી આપણા વાદમાં કયું પ્રમાણ લેવું તે પહેલાં નક્કી કરવું જોઇએ.

અરવિંદશિષ્યઃ—હું તમને શ્રુતિના આધારે જ પૂછું છું. જે વાત શ્રુતિને આધારે કહેવાય છે તે પ્રમાણભૂત છે. વળી શ્રુતિ નિત્ય છે, અપૌરૂષેય છે તેથી તેમાં પ્રમાદ નથી તેમ તે છેતરવાની ઇચ્છાવાળા પુરુષના દોષથી રહિત છે. જે વાત બીજા પ્રમાણથી જાણી શકાતી નથી તેમાં શ્રુતિનું પ્રમાણ અવશ્ય સ્વીકારવું જોઇએ. વળી વાદી અને પ્રતિવાદીના પક્ષમાં જે પક્ષ શ્રુતિને સંમત હોય તે પક્ષ જ સાચો છે, બીજો પક્ષ સાચો નથી, એવી વ્યવસ્થા બરાબર છે. ઘણા માણસો હાલની કેળવણીથી મોહિત થાય છે અને સમાજનો મત એ સાચો મત માની બેસે છે. પણ એવા અજ્ઞાની બહુમતિવાળાના મતથી કાંઇ નિર્ણય થતો નથી. We are now facing a period which is ethically a dangerous period. It is wrong thinking that is ruining the present society. Right thinking only can redeem it.

શંકરશિષ્યઃ—હું પણ એમ જ માનું છું. જગત અનિત્ય છે એ તો સૌના અનુભવની વાત છે; પણ એટલા જ્ઞાનથી તેમાંથી રાગ ઓછો થતો નથી. જગત મિથ્યા છે એટલે જ્ઞાનદષ્ટિથી જોતાં છે જ નહિ એવું જ્ઞાન થાય તો જ રાગ મટી શકે. સોનીના દુકાનમાં રૂપું પડ્યું હોય, તે અનિત્ય છે, એમ તે જાણે છે છતાં તેમાંથી રાગ જતો નથી પણ જો તેને એવું જ્ઞાન થાય કે તે મિથ્યા છે તો રાગ દૂર થતાં વાર લાગે નહિ. જે વસ્તુ મિથ્યા છે તેનું જ્ઞાન પણ મિથ્યા છે. The wonder is not that philosophy pronounces a real world to be unreal but that our empirical consciousness is unable to recognise even an unreal experience to be unreal at the moment of experience as in the instances of a dream tiger or a

rope-snake The element of unreality is not in it but in our interpretation of it. આપણી સામાન્ય માન્યતામાં ઘણી ભૂલો છે.

અરવિંદશિષ્ય-હું પણ કહું છું કે આપણે શ્રુતિનું પ્રમાણ લઈને તત્ત્વનો નિર્ણય કરીએ.

શંકરશિષ્ય,-હું પણ શ્રુતિના પ્રમાણને માનું છું, છતાં હાલના કાળમાં ઘણા ભણેલા માણસોને શ્રુતિમાં વિશ્વાસ નથી, તેથી શ્રુતિના પ્રમાણની સાથે અનુભવના પ્રમાણનો અને યુક્તિનો પણ ઉપયોગ કરવો જોઈએ. હાલમાં કેટલાક વાદી એમ પણ કહે છે કે તમે નિત્યત્વમાં શ્રુતિનું પ્રમાણ આપો છો અને શ્રુતિપ્રમાણમાં નિત્યત્વની અપેક્ષા રાખો છો તેથી વેદ-નિત્યત્વ પરસ્પર અપેક્ષાવાળો થઈ જાય છે વળી ખ્રીસ્તીઓ બાઈબલને પણ પ્રમાણ માને છે, મુસલમાનો કુરાનને પ્રમાણ માને છે. તેથી માત્ર શ્રુતિથી હવેના માણસોને સંતોષ થશે નહિ શ્રી અરવિંદના આશ્રમમાં પણ ઘણા મતવાળા ભેગા થયેલા છે.

અરવિંદશિષ્ય:-એ વાત કેટલાક અંગે વ્યાજબી લાગે છે. વળી શ્રુતિમાં પણ ઘણા પ્રકારના અભિપ્રાયો નજરે પડે છે તેમાં સગુણશ્રુતિ છે તેમ જ નિર્ગુણ શ્રુતિ પણ છે. ઉપનિષદનો પક્ષ જેમણે લીધો છે તેવા શ્રી શંકર, ભાસ્કર, શ્રીરામાનુજ, વિજ્ઞાનભિક્ષુ, શ્રી વલ્લભાચાર્ય, શ્રી મધ્વાચાર્ય વિગેરેએ પ્રસ્થાનત્રયનો આધાર લઈને જે ટીકા કહેલ છે તેમાં અને તેમના અનુયાયીઓમાં પણ મતભેદ છે. વળી હાલના કાળમાં ગીતા ઉપર લોકમાન્ય તિલકે નવી જાતની ટીકા લખી છે. શ્રી અરવિંદે પણ પોતાને યોગ્ય લાગ્યું તે પ્રમાણે ગીતા અને વેદના અર્થ પોતાને ઠીક પડે તેમ કરેલા છે, મહાત્મા ગાંધીજી એ પણ ગીતાનો અર્થ પોતાને ઠીક પડે એમ લખેલ છે, તો એ બધામાં પ્રસ્થાનનો ખરો અર્થ એટલે કે ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્રોનો ખરો અર્થ શો છે ? તેનો નિર્ણય કોણ કરશે ? વળી આ બધા મહાત્માઓનો અમુક જ અભિપ્રાય છે એવો પણ કોણ નિર્ણય કરી શકશે ?

શંકરશિષ્ય -પુરૂષની બુદ્ધિ નિરંકુશ હોવાથી શ્રુતિનું તાત્પર્ય અન્યથા થઈ જાય છે માટે તેમાં ઉપક્રમ અને ઉપસંહારના લિંગથી નિશ્ચય કરવો એમ કહેવું પણ કેટલાક માને તેમ નથી. વળી કોઈ કેટલાક સિદ્ધાંતમાં એક-

કયતા હોય તો પણ પ્રક્રિયામાં ભેદ જણાય છે. કેટલાક લેખકો સિદ્ધાંતમાં એકવાક્યતા કરે છે પણ બીજાના દોષ બતાવવામાં બહુ વ્યગ્ર થઇ જાય છે. તેથી મને લાગે છે કે આપણે પ્રાચીન પદ્ધતિ સ્વીકારવી જોઇએ. તેનાથી તત્ત્વનિર્ણય થઇ શકશે. પ્રાચીન લેખકો કેવળ આત્માની એકતા સિદ્ધ કરે છે. વ્યવહારસિદ્ધ વિષયના આલંબનવાળી વિવિધ પ્રક્રિયાઓમાં તેઓને આદર નથી. જે રીતે માણસની બુદ્ધિ પ્રત્યક્ આત્માને અનુસરતી હોય તે જ સાચી પ્રક્રિયા જાણવી. તેથી અદ્વૈતમતવાળા બીજી પ્રક્રિયાને સ્વપ્ન જેવી જાણે છે.

અરવિંદશિષ્યઃ–હાલના કાળમાં માત્ર પ્રાચીન પદ્ધતિથી વિચાર થઇ શકે તેમ નથી. કેટલાક તત્ત્વચિંતકો કહે છે કે ભગવાને અમને પણ ભેજું આપ્યું છે તો અમે શા માટે સ્વતંત્ર વિચાર ન કરીએ? અમે પણ નવું પ્રસ્થાન શા માટે ન રચીએ અથવા આત્મદર્શનનો નવો માર્ગ શા માટે ન બતાવીએ ? સમ્યક્દર્શનનો માર્ગ તો એક જ હોવો જોઇએ. છતાં પક્ષ અને પ્રતિપક્ષના આગ્રહથી ઘણાઓ વાદમાં પડેલા છે. તે બધાના સિદ્ધાંતમાં પણ કોઇ શંકા લાવી તટસ્થ રહે તો તેને કોણ સમજાવશે ? દાખલા તરીકે, ક્રાઇસ્ટ, મહમ્મદ, જરથૂસ્ત, જૈન, બુદ્ધ વિગેરે ધર્મમાં થયેલા આપ્ત પુરુષોએ જે રસ્તો લીધો છે, તેમનાં વચનમાં જેમની શ્રદ્ધા છે, તેઓ પોતાનો જ મત સાચો માની બીજાને પણ પોતાના મતમાં દોરે છે. પોતાની યુક્તિ લગાડી પોતાનો મત ચલાવનાર એવા આપણા ભારતવર્ષમાં પણ ઘણા છે. પશ્ચિમના દેશોમાં પણ કેટલાક સ્વતંત્ર વિચારવાળા સ્પેન્સર, હક્સલી, બર્કલી, બર્ગસન વિગેરે છે. તેઓ વેદના પ્રમાણને માનતા નથી. એ બધા શ્રુતિની બહાર હોવાથી નાસ્તિક છે એમ કહેવાથી કાંઇ વળશે નહિ. તેઓમાં ઘણા લેખકો આપણા દેશના આસ્તિક માણસોનાં મન પણ ડગાવી દે છે. તેથી વેદની બહારનું દર્શન કેવું છે તેની પણ પરીક્ષા કરવી પડશે અને એવા કેટલાક તાર્કિકોને પણ જવાબ આપવો પડશે.

શંકરશિષ્યઃ–એ તમારી વાત સાચી લાગે છે. જ્યાં માત્ર શાસ્ત્રથી તાત્પર્ય મળે તેમ ન હોય પણ અનુભવની જરૂર હોય ત્યાં શાસ્ત્રનું પ્રમાણ આપીને તે પ્રમાણે અનુભવ થાય છે એમ બતાવવું જોઇએ, કારણ કે

જિજ્ઞાસુની જિજ્ઞાસા તો અનુભવપ્રમાણથી જ તૃપ્ત થાય છે. અનુભવ વિરુદ્ધ શાસ્ત્ર હોય તો તે સ્વીકારવું નહિ એમ તો હું પણ માનું છું. તેથી આપણા વાદમા અનુભવથી વિરુદ્ધ ન હોય એવી યુક્તિઓ લગાડવામાં હરકત નથી જ્યા હું શાસ્ત્રની વાત કરું ત્યા તમારે પણ શાસ્ત્રનું પ્રમાણ આપવું અને જ્યારે હું અનુભવ અને યુક્તિની વાત કરુ ત્યાં તમારે પણ અનુભવ અને યુક્તિની વાત કરવી, એ ક્રમ નાખવો. જ્યા યુક્તિ ન આપી શકાય ત્યા શાસ્ત્રથી જવાબ આપવો અથવા જ્યા શાસ્ત્રની ચર્ચા ચાલતી હોય ત્યા માત્ર યુક્તિ વાપરવી એ યોગ્ય નથી.

અરવિંદશિષ્ય:—તેથી આપણે તત્ત્વનો નિર્ણય કરવામાં પહેલા યુક્તિ અને અનુભવનો ઉપયોગ કરીએ અને પછી શાસ્ત્રના પ્રમાણમા વાત કરીએ તો ઠીક. યુક્તિ વિરુદ્ધ સો વાર શાસ્ત્રનાં પ્રમાણ આપીએ તો પણ જે વસ્તુ નથી તે છે એમ સિદ્ધ કરી શકાય નહિ શબ્દપ્રમાણમાં માત્ર નવીન આચાર્યોને શંકા થયેલી છે એટલુ જ નહિ પણ પ્રાચીન આચાર્યોને પણ *શંકા થયેલી છે આસ્તિક દર્શનકારોએ જે સાચુ છે તે પ્રમાણભૂત છે એમ* સ્વીકારેલ છે, છતાં શબ્દ અથવા શાસ્ત્ર નિત્ય છે કે અનિત્ય ? પૌરુષેય છે કે અપૌરુષેય ? વિગેરે બાબતમા જ્યાં શાસ્ત્રમા પરસ્પર વિરોધ હોય ત્યાં શાસ્ત્રની પ્રબળતા અથવા દુર્બળતા જણાતા પરસ્પર વિરુદ્ધ મત આસ્તિકોમાં પણ હોય છે. તેથી માત્ર શાસ્ત્રના આધારે વાદનો આરંભ થઇ શકે નહિ પણ યુક્તિ અને અનુભવના પ્રમાણમા કોઇ વાંધો હેતુ નથી અને લઇ શકે તેમ નથી. જ્યાં સિદ્ધ વસ્તુનો વિચાર હોય ત્યાં બીજા પ્રમાણ કોઇ ન સ્વીકારે તો પણ યુક્તિ અને અનુભવ બધા સ્વીકારે છે.

વેદાન્તમા કોઇ ઠેકાણે એમ કહેલ છે કે તર્કની પ્રતિષ્ઠા નથી. પણ તે વાત બરાબર મને સમજાતી નથી. બધા તર્ક ખોટા નથી. તર્કના સાધનમાં પણ તર્કની જરૂર છે. વેદાન્તમાં માત્ર શુષ્કતર્ક કરવાની મના કરેલ આવેલ છે. જો બધા સામાન્ય તર્કનું નિરાકરણ થશે તો વેદાન્ત કે, પૂર્વમીમાંસા કે યોગ કોઇ પણ શાસ્ત્રનો આરંભ પણ થઇ શકશે નહિ. તેથી તર્કનો સર્વથા ઇન્કાર થઇ શકશે નથી તેમા અનુભવ સાથે રાખને [illegible] કરે છે અનુભવને અનુસારી વિષય હોય તોજ તર્ક કરી

શકાય છે. શ્રી અરવિંદ પણ અનુભવ અને તર્કથી પોતાનો મત સિદ્ધ કરી બતાવે છે. તેથી જે જે પ્રમાણ અનુભવ આપે તેવાં હોય તેજ યથાર્થ જ્ઞાન કરાવવામાં ઉપયોગી છે. નહિતર ભ્રાંતિજ્ઞાન કે સમ્યક્જ્ઞાન બન્નેમાં સાચું શું છે તેનો નિર્ણય થઈ શકશે નહિ. જે અનુભવ આપણને બન્નેને અથવા ઘણાને સંમત હોય અને જેનો બીજા અનુભવથી બાધ ન થાય તે સ્વીકારવો જોઈએ અનુભવથી જ સિદ્ધિ મળે છે એ વાત સ્પષ્ટ છે.

શંકરશિષ્યઃ—હું પણ એ વાત કબુલ કરું છું. યુક્તિ અને અનુભવથી વિષય નક્કી કર્યા પછી શાસ્ત્રનું પ્રમાણ લેવામાં હરકત નથી. વાદને અંતે પ્રતિવાદી મને જીતી ગયો. એવો ઉદ્વેગ કોઇને ન રહે તે માટે વાદીનો પરિહાર કરવા માટે, અને યુક્તિ અને અનુભવના ટેકામાં શાસ્ત્ર ઉપયોગી છે. અમારો પક્ષ માત્ર કપોલકલ્પિત નથી. પણ શ્રુતિથી પણ પ્રમાણ થયેલ છે એવું બતાવવા માટે શાસ્ત્રની પણ જરૂર છે. વળી વાદની વચ્ચે પણ સર્વથા શાસ્ત્રનો બહિષ્કાર થતો નથી શાસ્ત્રના સંમત માર્ગથી બન્નેપક્ષવાળા તર્ક કરી શકે છે. જ્યાં શાસ્ત્રવાક્યને જાણનાર, પોતાના વાદની વચ્ચે શાસ્ત્રનું પ્રમાણ આપે ત્યાં પ્રતિવાદી એ વાક્યનું મૂળ પ્રમાણ માને અથવા ન માને, છતાં, તેટલા કારણથી કાંઇ અપરાધ થતો નથી. વાદી જે-જે વાક્ય કહે તે આપ્ત વાક્ય હોય કે ન હોય, તેના અર્થ માટે પ્રતિવાદીને સ્વતંત્રતાથી શંકા કરવાની છૂટ છે. હું તર્ક અને અનુભવનો અનાદર કરતો નથી. તેનો અનાદર કરીને માત્ર શાસ્ત્રથી જે પોતાનો પક્ષ સિધ્ધ કરવા માગે છે તેમનો મત હાલના કાળમાં ખાસ કરીને માન્ય થઈ શકે તેવું નથી. શાસ્ત્રના અનુવાદપણાથી તેનું પ્રમાણ રહેતું નથી. આપ્ત વાક્યની પણ તેવી જ દશા છે.

અરવિંદશિષ્યઃ—જે ન જાણ્યું હોય તે જણાવે તેને પ્રમાણ કહે છે. તેમાં જો તર્કથી તત્ત્વનો નિર્ણય થઈ જાય તો પછી જે શાસ્ત્રનું પ્રમાણ આપવામાં આવે તે સ્વતંત્ર પ્રમાણ તરીકે કેવી રીતે ગનાશે ?

શંકરશિષ્યઃ—અમારા સંપ્રદાયમાં એમ માનેલું છે કે અજ્ઞાતજ્ઞાપક અબાધિત અર્થ ને જણાવે તે જ પ્રમાણ છે. તમે તર્કથી અને અનુભવથી અબાધિત અર્થ બતાવો તો અમને હરકત નથી. પણ તેવા અર્થમાં તર્ક અને અનુભવ ઉપરાંત શાસ્ત્રનું પ્રમાણ પણ રહે છે. તર્ક શાસ્ત્ર પ્રમાણે થઈ

શકે છે. જે તર્ક તત્ત્વનો નિર્ણય કરી આપે છે તે શ્રુતિએ માન્ય કરેલ છે તેથી તર્કની અપેક્ષાએ શ્રુતિ માત્ર અનુવાદક નથી. તાત્પર્ય શોધવામાં પહેલાના આચાર્યોએ યુક્તિઓ વાપરેલ છે. તર્ક શ્રુતિને અનુકૂળ હોવાથી બન્ને પ્રમાણ છે. તેથી શાસ્ત્ર પણ અપ્રમાણ નથી. જે તર્કને અનુવાદક પ્રમાણની જરૂર પડે તેવા શાસ્ત્રની અપેક્ષા રાખ્યા વગર કેવળ તર્ક પણ પ્રમાણ થશે નહિ. બધે ઠેકાણે અપ્રમાણનું કારણ અબોધ અથવા સંશય બોધ અથવા વિપરીત બોધ હોય છે તેમાં શાસ્ત્ર યુક્તિસહિત વાત કરે તે શાસ્ત્રનું દૂષણ નથી પણ ભૂષણ છે. જ્યાં અનુભવની અપેક્ષા રહે છે ત્યાં પણ શાસ્ત્ર અપ્રમાણ થતું નથી. બધા પ્રમાણનું પ્રમાણપણું યથાર્થ અનુભવમાં રહેલું છે જ્યાં અનુભવ થાય તેવું ન હોય અથવા જ્યાં અનુભવથી વિરુદ્ધ અર્થ હોય ત્યાં શાસ્ત્ર અથવા આચાર્યનું કહેવું પ્રમાણ થતું નથી તેમનો ઉપદેશ અનુભવથી સિદ્ધ થવો જોઈએ. તેથી હું પણ તમારા મતને મળતો આવું છું કે તર્ક અને અનુભવ લીધા પછી શાસ્ત્રપ્રમાણ લેવું તર્ક વગર ાત્ર સોગન ખાવાથી કોઈ પક્ષ સાધ્ય થતો નથી તેમ બાધ્ય પણ થતો નથી તેથી હું જે સિદ્ધ કરવા માગું છું તે શાસ્ત્રથી સિદ્ધ છે એટલું જ નહિ પણ અનુભવથી પણ સિદ્ધ છે અને યુક્તિથી પણ સિદ્ધ થઇ શકે તેવું છે.

અરવિંદશિષ્ય :—યુક્તિથી જોતાં એમ લાગે છે કે સગુણ બ્રહ્મ ઉપર પ્રેમ થઈ શકે છે, નિર્ગુણ બ્રહ્મ ઉપર પ્રેમ થઇ શકતો નથી.

શંકરશિષ્ય :—આપણી સામાન્ય માન્યતાઓમાં ભૂલો રહેલી હોય છે. પતિ વિશે જે ખ્યાલ કન્યાને કુંવારી દશામાં હોય છે તેવો ખ્યાલ પતિ વિશે પરણ્યા પછી રહેતો નથી. તેવી જ રીતે અજ્ઞાનદશામાં આપણે બ્રહ્મ વિશે જે મત બાંધીએ તે જ્ઞાનદશામાં રહી શકતા નથી. નિર્ગુણ બ્રહ્મ ઉપરનો પ્રેમ સિદ્ધ છે, સાધ્ય નથી નિર્ગુણ બ્રહ્મમાં બધા નિત્ય એક અખંડ સ્વરૂપમાં સદા પ્રેમથી જોડાયલા રહે છે તેથી માત્ર ભેદનો નિષેધ કરવામાં આવે છે અને એ રીતે પ્રેમ અવિચળ બની રહે છે. સગુણ બ્રહ્મમાં પ્રેમ કરી જીવ અને બ્રહ્મની એકતા કરવી પડે છે. તે એકતા ક્રિયાસાધ્ય છે. જે ક્રિયાથી સાધ્ય હોય તે અનિત્ય રહે છે.

અરવિંદશિષ્ય :—એ તો તમે માણસની કલ્પના પ્રમાણે મત બાંધો છો

જ્યાં ભગવાનના અનુગ્રહથી એકતા થાય ત્યાં ફળ નિત્ય રહે છે.

શંકરશિષ્ય :—એ વાત સાચી છે. અનુગ્રહનો ખરો અર્થ એ છે કે ભેદ થવા ન દેવો: ભગવાનની દૃષ્ટિથી ભેદ બનતો નથી.

અરવિંદશિષ્ય :—તમે તો જીવ જગતને મિથ્યા માનો છો તેથી તે બાદ કરતાં બાકી રહેલ તમારું નિર્ગુણ બ્રહ્મ શૂન્ય જેવું થઇ જાય છે.

શંકરશિષ્ય :—જેને સ્વપ્નમાંથી જાગવું હોય તે સ્વપ્નની ચીજો અને સ્વપ્નના સંબંધ રાખીને જાગી શકે નહિ. શ્રી અરવિંદ જાગ્રત દશાના સંબંધ રાખીને નવી દશા પ્રાપ્ત કરવા માગે છે. નવી દશામાં જુની દશાના સંબંધ રહી શકે નહિ. If you add or deduct something in a settled equation, the whole equation is disturbed. જીવ જગતનું સાચું સ્વરૂપ એ તેમનું અધિષ્ઠાન છે. તે ત્રિકાલ અબાધ્ય છે. તે સ્વીકારીને જગતના ખોટા સ્વરૂપને મિથ્યા માનવાથી એકડા ઉપર મીંડા જેવી દશા થાય છે ( ૧૦૦૦૦૦૦૦૦ ) પણ તેનાથી એકની કિંમત વધે છે. તમે એક ભગવાની સાધના બધા ભેદ મટાડીને કરો છો. ગણિતમાં કેટલાક અપૂર્ણાંકના દાખલા એવા હોય છે કે તેને સાદું રૂપ આપવાથી જવાબમાં ૧ આવે છે. એ પ્રમાણે તમને એક મળે છે. અમે ભેદનો નિષેધ કરતા હોવાથી અમારા ૧ ઉપર મીંડા ચડે છે તેથી અનંત શક્તિવાળું, અનંત સુખવાળું પૂર્ણ સ્વરૂપ અનુભવમાં આવે છે. ખરી રીતે બન્ને એક છે. છતાં યુક્તિયા જોતાં અમારું તત્ત્વ શૂન્ય થતું નથી. હું શ્રી અરવિંદનો માર્ગ ખોટો છે એમ કહેવા માગતો નથી. જે અધિકારી તેમના માર્ગ માટે લાયક હોય તેમને માટે તે ઠીક છે. પણ શ્રી અરવિંદ અને તેના શિષ્યો જે શંકર-મતનો વિરોધ કરે છે તેનો જવાબ આપવાનો હું પ્રયત્ન કરૂં છું.

અરવિંદશિષ્ય :—તમારા માર્ગમાં 'મિથ્યાત્વ' એ શબ્દ પણી ગેરસમજ ઉત્પન્ન કરે છે. તે માટે મારે હજુ વધારે ખુલાસો જોઇએ છે.

શંકરશિષ્ય—આજે વખત ઘણો થઇ ગયો છે, તેથી તે બાબતમાં વધારે ખુલાસો હું આવતી કાલે કરીને તમને સમજાવીશ. અપૂર્ણ.

卐

# વસ્તા વિશ્વંભર

( ગતાંકથી ચાલુ )

લેખક :—શ્રી. લીલાધર મૂળશંકર ભટ્ટ

મારા એક વકીલ મિત્રને મેં આ તપાસ કરવા ખંભાત લખ્યું. સદરપુર હું ખંભાતની પોળ માનતો હતો. એ મિત્રે તરદી લઇ લખ્યું, કે ' સદરપુર તો ખંભાતની નજીક ( ૭॥ માઇલ ) એક નાનું ગામ-પરૂં છે, ત્યાં વસ્તા વિશ્વંભરનું સમાધિસ્થાન છે. એક સાધુ રહે છે. વસ્તા વિશ્વંભરની સમાધિ અને છબીનું પૂજન-દર્શન-થાય છે. ખારવા લોકો એ સ્થાનને વધુ મહત્વનું સ્થાન સમજે છે. ' હું ત્યાં યાત્રાએ ગયો. સાધુને મળ્યો: તેમણે વાત કરવાનો અણગમો બતાવ્યો. એ સાધુને કાઢી એ સ્થાને હું ગોઠવાઈ જાઉં એવી તેમને બીતિ હતી. સમાધિસ્થાન પાસે એક પુસ્તક હતું. મેં જોવા માગ્યું. બહુ બળાત્કારે તેમની હાજરીમાં જોઈને પાછું આપવાની શરતે તેમણે હા પાડી, પુસ્તક આપ્યું. ઉપલક દૃષ્ટિથી જોતા મારી પાસેના પુસ્તકમાં એ સર્વ આવી જતું હતું. નવું થોડું પણ તેમાં ન જોયું, એટલે મેં પાછું આપ્યું. સમાધિનાં દર્શન કર્યાં. છબિને હું નમ્યો: છબિ કંઇક કબીર સાહેબને મળતી છે. એક નાના તાકામાં છે. સવાર-સાંજ ત્યાં આરતી ઉતરે છે. પહેલાં ત્યાં ઘણા શિષ્યો આરતી વખતે અને બાકીના સમયે આવતા-જતા; પણ તે સ્થાનના અધિકારીની પાત્રતાના અભાવે ઘણા શિષ્યો ઘેર ગુરુવાણી ગણી પૂજાદર્શન કરે છે. એવા એક ભાઇ મળ્યા. તે કંઇક સમજી શકે તેવી સ્થિતિમાં હતા. મારી પાસેનું સાહિત્ય તેમને બતાવ્યું, પણ તે ભાઇ અભણ હતા: છતાં ગુરુની વાણી તેમણે એવી અજબ શ્રદ્ધા અને માનભેર જોઇ કે મને લાખો તર્ક-વિતર્ક થઇ ગયા. તેમને ત્યાં ગુરુવાણી હતી તે મેં જોવા માગી અને દરથ ફેરવાયું. છતાં કચવાતા મને પણ આખરે મને ગુરુભાઇ ધારીને તેમને ત્યાં લઇ ગયા. એ ભાઇ લખવા અને વાંચવામાં જ અભણ હતા; બાકી ગુરુપૂજન-સ્મરણ અને ધાર્મિક બાબતોના વિદ્વાન હતા. ગુરુવાણીના પુસ્તકની આજુબાજુ દેવદર્શન જેવું કરેલું. ઘીનો દીવો કરતા, અગરબત્તી સળગાવતા, દર્શન કરતા અને પૂજનથી પોતાને શુદ્ધ થયા માનતા.

તેમની પવિત્રતા જોતાં ભલભલા પણ વિદ્વાનને શરમાવે એવા શ્રદ્ધાવાન હોય છે એની ખાતરી થઈ. શ્રદ્ધા અને બુદ્ધિને તો કાળજુના ઝઘડા છે.

એ ભાઈને એક મોટી મૂંઝવણ થઈ. સાતે કપડાં સાથે તેમના પવિત્ર પુસ્તકને સ્પર્શ કરીએ તે તેમને નહોતું ગમતું. તેમના ગુરુની મારી પાસેની વાણીને હું આમ મેળવણી કરવા લઈને ફરતો તેથી એ તેમને દુઃખ થયું. તેમને ખાત્રી આપી કે, ગુરુનામમાં, ગુરુસ્થાનમાં અને ગુરુધૂનમાં અપવિત્રતા આવી જ શકે નહિ. પછી મારી પાસેના સંગ્રહમાંથી પ્રબોધના ચાલુ પ્રથમાંકમાં પ્રકટ થયેલું વસ્તારામનું તથા બીજાં પદ સંભળાવ્યાં. એ ભજન તેમની પાસેના સંગ્રહમાં ન હતાં. તેઓ એ સાંભળી દીંગ થયા. તેમના ગુરુ-પ્રત્યે મારો આ ભાવ જોઇ તેઓ અર્ધાઅર્ધા થઈ ગયા. તેમણે પછી તો સ્વેચ્છાએ પ્રેમથી તેમની પાસેનો ગુટકો રજૂ કર્યો. જોયું તો શરૂઆતનાં પાનાં?—એક કંપારી આવી ગઈ. તેમના ને મારા ધ્યેયમાં આસમાન જમીનનું અંતરઃ શરૂઆતનાં પાન ઉપર સુખડ–કંકુ ને કેસરનાં ચંદનછાંટણાં ઉપર ફૂલની પાંદડીઓનાં સખ્ત ચોટણાં હતાં. પછીનાં પાનાં જોઈ છૂટકારાનો દમ ખેંચ્યો. જે વાણી વાંચી શકાય તેમ ન હતી, તેનો પાછળનો ભાગ જોતાં તે મારી પાસેની પ્રતમાં અક્ષરશઃ હતી. મારી પ્રતો સાથે તેમના ગુટકાની મેળવણી કરવા માંડી. તે ગુટકામાં ઘણું નવું હતું, કે જે મારી પાસે ન હતું. તે ભાઈ પાસે એ ગુટકો માગ્યો. તરત જ તેના મોંના ભાવ પલટાયા. તેમનો ચહેરો, સ્થિતિ જોતાં અમે નિરાશ થયા, પણ તેમના ગુરુને હું માનું છું એ જ ભાવના, અને મારા જામીન તરીકે ખંભાતના એક કાપડના વહેપારી અને પેલા વકીલ મિત્ર હાજર હોવાથી–જેમ બને તેમ તરત નકલ કરી પાછી સોંપવાની શરતે તેમણે મને આખરે આપી તો ખરી. તેમાંનું નવું તમામ સાહિત્ય નકલ કરવાને આળસ કરાય તેમ ન હતું; કારણ હમેશાં ઉઘરાણી ચાલુ જ રહેતીઃ કામ થઈ રહેતાં એ ભાઇને એ સાહિત્ય સુપરત કરવામાં આવ્યું.

ખંભાતમાં બીજા એક–બે ગૃહસ્થોને ત્યાં 'ગુરુવાણી' તરીકે એવાં પુસ્તક છે એવી ખબર મળીઃ તપાસ કરતાં તે ભાઈઓ ન મળ્યાઃ પછી તપાસ થઇ નથી.

ઘણું ખરું 'જાન્યુઆરી ૧૯૨૨'ના 'સાહિત્ય' અંકમાં રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ 'મુસલમાની સાહિત્ય' સંબંધી વસ્તુસૂચન કરી તેમને જોવા મળેલાં હસ્તલિખિત પુસ્તકોમાંથી કેટલાક ઉતારા રજુ કરેલા કેટલાક મુસલમાન ભક્તોએ હિંદુ ભક્ત લખે તેવું સાહિત્ય આપેલું તેમાં હતું. આપણા વસ્તારામની પણ 'ગુરુસંગ'ની કેટલીક સાખીઓ તેમાં જોઇ રા. બ. કાંટાવાળાએ અન્ય મુસલમાન ભક્તો સાથે વસ્તારામની પણ તેમાં ગણના કરેલી. એવા સાક્ષર ગણાતા સજ્જને વસ્તારામના સાહિત્યમાં ભાષા, ભાવના ને કલ્પનાનું ઝીણવટથી નિરીક્ષણ નહિ કર્યાનું એ અક્ષમ્ય પરિણામ છે. મુસલમાની ભક્તોના સાહિત્ય સાથે હિંદુ ભક્તના સાહિત્યને પણ મુસલમાન ભક્તનું સાહિત્ય ઠરાવવામાં તેમણે આમ્ય લોકોક્તિને માન આપ્યાનું જણાય છે. દશપંદર ઓસધર્માં એક પુરુષ પણ સ્ત્રી (!?) અને દશપંદર પુરુષસંઘમાં એક સ્ત્રી હોય તો તે પણ પુરુષ (!?) મેં રા. બ. કાંટાવાળાને વસ્તારામ હિંદુ હોવાની અને તેમનું લગભગ ઘણું સાહિત્ય મારી પાસે હોવાની ખબર કરી તદુપરાંત તેમની પાસેના સાહિત્ય સાથે મારા સાહિત્યની મેળવણી કરવા ઇચ્છા બતાવી. જવાબમાં તેમણે દુર્ગાઈ (તા. )ના સુધી પા. હીરાભાઈના પુત્રે મુસલમાની સાહિત્યનાં પુસ્તકો પૂરાં કરેલાં તે કામ પતતાં તેમને પાછાં પહોંચાડવાની ખાત્રી આપી. હજી એ ભાઇ સાથે એ મેળવણીનું કામ બાકી જ છે.

'મુંબઈ ફાર્બસ સભા'ના અપ્રસિદ્ધ સાહિત્ય ભંડારમાં એક પુસ્તક 'વસ્તારામ'ની વાણીનું મેં જોયેલું. તેમાં ય નવું ઘણું હતું એમ ધારું છું.

વસ્તારામની જન્મ-મરણની તિથિ તેમના સમાધિસ્થાનમાંથી પણ મળી શકી નથી, પણ તેમનો જન્મ વિ-સં ૧૮૦૦ પહેલાં હોવો જોઇએ તેઓ જ્ઞાતે ઉદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ હોવાની દંતકથા છે. બચપણથી જૈન છોકરાઓની સોબત અને પૂર્વજન્મના અજબ સંસ્કારથી તેમનામાં જીવદયાનો સિદ્ધાંત પ્રાધાન્ય ભોગવતો. ભાભીના મ્હેણાથી તેને કારી ઘા થયો અને ઘર છોડ્યું. ભણવામાં 'ઢ' હોવાથી એ પ્રસંગ ઉદ્ભવેલો. ઘર છોડ્યું અને તીર્થક્ષેત્રો કરતાં આખાય હિંદુસ્તાનની મુસાફરી કરી ચૂક્યા. મૂળથી સત્યવક્તા, જીવદયામાં માનનારા, આગ્રહી, બ્રાહ્મણ અને ટોળકિયા એટલે

જરા તીખા પણ ખરા, છતાં આનંદી અને ફક્કડ હતા. પૂર્વના સંસ્કાર ને દેશાટન, આર્ત તૃષા અને મિષ્ટ જળઃ પછી પૂછવાનું શું હોય ! રામાનંદી સંપ્રદાયના 'વિશ્વંભરદાસજી' નામના મહંતની મુલાકાત થતાં પરસ્પરને પૂર્વનાં સંસ્કરણો થતાં અધૂરા રહેલા યોગ પૂરા કરવા બન્ને સંમત થયાઃ દીક્ષા લીધીઃ ગુરુસેવા કરતાં ગુરુગમ જડી. અને એક વખતના નિરક્ષર વરતારામ પછી તો વિદ્વાનને હંફાવે એવા સમૃદ્ધ થયા. અહિંસા પરમો ધર્મઃ જીવનનું કર્તવ્ય માની સાધુ દશામાં તેમણે જીવદયાનો ઉપદેશ દેવાનું આરંભ્યું.

પણ એક સુજનજીનો કોયડો વરતારામે ઉકેલ્યો છે તેવો કોઇએ નથી ઉકેલ્યો. સુધરવાનો જેમને અવકાશ હોય છતાં જાણીબૂજીને બગડે-એટલે કે જ્યાં શ્રદ્ધા કરતાં બુદ્ધિનાં જ સામ્રાજ્ય પ્રાધાન્યપદે ભોગવાય તેવા ઊંચા ગણાતા સમાજ સાથે તેમણે ઝાઝો પ્રયત્ન નથી કર્યો. મનુષ્યનાં તન, મન ને ધન ઝૂંટવી લઇ-મનુષ્યના પારધિ-પશુઓ માટે-જીવદયા બતાવનારા સમાજને તે ઉપયોગી નથી થયા. અહિંસાનું પાલન કસાઇને મનમાન્યાં નાણું આપવાથી કે ઝેરવેર, હાંકી ગણી વખતની રાહ જોવાથી નથી થતું, એમ વસ્તાજી સમજતા. તેમણે પોતાનું જીવન 'ખાગવા' ને 'પછાત' કોમ માટે આપ્યું. તેમના સર્વમાન્ય સિદ્ધાંતથી સંખ્યાબંધ તો શું પણ આખો ખારવા સમાજ તે સમયે મદ્ય-માંસત્યાગી થયેલો. આજે પણ એ મહાપુરુષના સેવક તરીકે ખંભાતની ખારવા કોમ મુખ્ય ગણાઈ અભિમાન લે છે.

વસ્તાજીનું જીવન ઘણી રીતે નરસિંહ મહેતાને મળતું છે. વાણીમાં પણ ઘણી સામ્યતા છે. નરસિંહ મહેતા ઘરબારી-જંજાળી અને આપણા વરતારામ ફક્કડ એટલો જ માત્ર ફરક હતો; પણ એ બન્ને સંતોને જીવનનો મહાપ્રશ્ન ઉકેલવા અને જીંદગી જીતવાની પ્રેરણા ભાભીસાહેબનાં મહેણા-ટોણા વચનમાંથી મળેલી છે. પુણ્યશાળીઓ ભાભીના મહેણામાંથી આમ જીવન જીત્યા છે અને ઘણા જીવન ધૂળ કરે છે. મહેતાજી અને વસ્તાજી બન્ને ભાભીથી તર્યા છે. પછી ભલે એ પ્રસંગ નિમિત્ત લેખાય. પ્રભુ એવાં ભ.ભી-દિયરના વંશ વધારો !

'આત્માનાં ઓરતો' તો લખાઇ પ્રગટ પણ થઇ ગયાં છે. ભવિષ્યના

સંશોધક અને ઇતિહાસકાર માટે ' ભારતનાં ભાભીરત્નો ' આલેખવાનું હજી બાકી છે. તેમાં પહેલે નંબર મહેતાજીનાં અને બીજે નંબર વસ્તાજીનાં ભાભીની કથા જરૂર જ આલેખાશે, એ આશા વધારે પડતી નહિ ગણાય.

આપણે હવે વસ્તાજીના જીવન અને સાહિત્યકાળપ્રતિ દૃષ્ટિ કરીએ. ગુજરાતમાં બલ્કે હિંદમાં સંવત ૧૭૦૦ થી ૧૯૦૦ સુધીમાં ભક્તકવિઓના અડંગ અખાડા જામ્યાનું સાહિત્યનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. ગુજરાતી સાહિત્યમાં સંવત ૧૫૦૦ પછી નરસિંહ મહેતા અને મીરાંબાઈનાં ભક્તિ-જ્ઞાનનાં કાવ્યોની રસરેલ હતી. સંવત ૧૭૦૫ પછી અખાજીએ અંધશ્રદ્ધ ગુરુ અને સાક્ષરોને માર્મિક ફટકા મારી વેદાંતશાસ્ત્રનો બોધ સ્વાનુભવ અને સર્વાનુભવમાં ગૂંથ્યો છે તે જ અરસામાં પ્રેમાનંદે ગુજરાતી ભાષામાં શૃંગાર, વીર, કરુણ અને હાસ્યરસની અવધિ કરી-કવિતા અને નાટકોમાં નવું જોમ ઉમેર્યું. લાલદાસજી ( વીરપુર ) એ જ અરસામાં પરમહંસની સ્થિતિ ગાળતા હતા, ત્યારે માણસને ઘડીભર આંજી નાખે તેવી સહેલામાં સહેલી પદ્ધતિએ શિખામણ, ચાતુર્ય, ઉદ્યમ, સાહસ, ધૈર્ય અને સ્ત્રીની માયાવી પ્રકૃતિનાં વર્ણનોના પાઠ શામળભટ્ટે ( અમદાવાદ ૧૮૦૦ ) અવનવી રીતે આપ્યા. પછી એક-બે દસકામાં ગુજરાતમાં ભક્તો અને કવિઓનું જ સામાન્ય નર્યું. સંદેસરમાં ( ૧૮૩૮ ) પ્રીતમ, જંબુસરમાં ( ૧૮૫૬ ) ત્રિવિક્રમા-નંદ, સાવલીમાં (૧૮૬૦ ) ધીરો, કાઠિયાવાડમાં ( ૧૮૭૦ ) મનોહર સ્વામી, કહાનવામાં ( ૧૮૭૬ ના આસો વદી ૨ ) કલ્યાણદાસ, અમદાવાદમાં ૧૮૦૦ ) હરિકૃષ્ણજી તથા તેમની દીકરી રતનબાઈ, શીમજિયા તાબે ગુણાવાડામાં ( ૧૮૦૦ ) જીવણદાસજી, સુરતમાં બ્રહ્મચારી મોહનલાલજી તથા નડીઆદમાં સંતરામજીના અખાડા હતા. તદુપરાંત રઘુનાથદાસ, રેવાશંકર ( જુનાગઢ ), નરભેરામ ( પીજ ), દલપત, કૃષ્ણારામ મહારાજ, રણછોડજી દીવાન, ધનદાસ, ડુંગર બારોટ, બાપુ રણછોડ ભગત, ભવાન ભગત, મોજો ભગત, રાવો ભગત, શાન્તિદાસ, ધીભણ, મીઠો, રામકૃષ્ણ ઇચ્છારામ, ગિરિભટ, રાજે, નિષ્કુલાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ યાને પ્રેમસખી, શ્રી સહજાનંદ વગેરે-સંત-મહંતો-ભક્તકવિઓ પોતાના કર્તવ્યમાં મશગુલ હતા; ત્યારે ખંભાતમાં ( ૧૮૪૨ ) વસ્તારામજી મસ્ત હાલત ગાળતા હતા.

તેમની વાણીમાં મહેતાજી, મીરાં, અખાજી, કબીર અને શામળની સ્પષ્ટ છાપ જોવામાં આવે છે. વસ્તારામની પરમહંસ દશાની સ્થિતિ હશે ત્યારે આપણા ડભોઇના દયારામભાઇ ' પચ્ચીશી યાને જીવનમંથનકાળ 'માં હતા. દયારામભાઇ અને વસ્તારામજીનો પરસ્પર મેળાપ હોય તો વસ્તારામની વાણી દયારામભાઇએ જોઇ સાંભળી હોય–ગમે તેમ હો પણ વસ્તારામનું એક પદ દયારામભાઇના પદમાં વિસ્તાર પામ્યું છે.

રજની ક્યાં રમી આવ્યાં ? સજની ! રજની ક્યાં રમી આવ્યાં ?
કુંકુમ-કાજળ મહેરાણાં છે ! કોણ પુરુષ મન ભાવ્યાં ? સજની૦
કંચુવાની કસ ત્રુટી દીસે ! હાર ઘણાં દૂભાવ્યાં !
દંતની રેખ અધર પર બેઠી ! તંબોળ મુખ બહુ ચાવ્યાં ! સજની૦
જહાં તમે બેસ્યા ! તહાં રંગ રેલ્યાં ! એવી નિશાની લાવ્યાં !
વસ્તા વિશ્વંભર પુરુષ પરસિયા ! તે તો સખીએ ચિહ્ન બતાવ્યાં ! સજની૦

અસ્તુ.

સંત–મહંત–આચાર્યો ગુરુભક્તિને બહુ મહત્ત્વ આપે છે. 'ગુરુગીતા'માં વસ્તારામ કવે છે:—

ગુરુ હિ માતા, ગુરુ હિ પિતા, ગુરુ સ્મરે કોઇ રામ હિ રીતા,
ગુરુ હિ સ્વામી, ગુરુ હિ શિખા, ગુરુ હિ કાલ કરમ કો રીખા,
ગુરુ હિ સેવા, ગુરુ હિ પૂજા, ગુરુ સમ દેવ નહીં કોઇ દૂજા,
ગુરુ હિ સકળ શાસ્ત્ર કી કુંચી, ગુરુ સમ બાત સબે સેં ઉંચી,

* * *

ગુરુ હિ તપ-તીર્થ-વ્રત-સ્નાના-દાના, ગુરુ હિ આપે આપ ભગવાના,
ગુરુ હિ ઓખદ, ગુરુ હિ બૂટી, ગુરુગમ સેં જાય સે સબ છૂટી.

* * *

ગુરુકું રામકૃષ્ણ નિત્ય ધ્યાવે, ગુરુકો મહિમા અધિક દ્રઢાવે,

* * *

ગુરુકે શબ્દે મંત્ર સબ સાચા, ગુરુ બિના હિ સકલ જુગ કાચા.

ગુરુ અને શબ્દ બન્ને ઓતપ્રોત હોવાની આથી પ્રતીતિ થાય છે. વળી 'ગુરુવંદન અંગ 'માં પણ કહે છે કે :—

શ્રી ગુરુદેવને વંદીએ પ્રીતે લાગી પાય,
અવર વંદન ત્યાંથે ટળે આવાગમન મીટ જાય.

# પૂર્ણતાનો પથ

લેખક :—શ્રી. જયંતીલાલ મંગળજી ઓઝા,
બી. એ. બી. ટી., એલ્એલ્. બી.

( ગતાંકથી ચાલુ )

દરેક મનુષ્યમાં ૭ પ્રકારના ફેરફાર થાય છે. ગર્ભાવસ્થા અને જન્મ, ત્યાર પછી વૃદ્ધિ–બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને પ્રૌઢાવસ્થા, પછી ધીમે ધીમે ક્ષીણતા. આંખોમાંથી જોવાની શક્તિ ચાલી જશે, કાન સાંભળતા બંધ થશે, હાથપગની કાર્યશક્તિ ઓછી થતી જશે, સ્મરણશક્તિ મોળી પડી જશે. દરેક પ્રાણીનો આવો જીવનવૃત્તાંત છે. શરીરદ્વારા જકડાયેલું આવું પ્રાણી, અનેક સંશયોથી ભરેલા મનવાળું આવું પ્રાણી અનન્ત જીવનની આશા કેમ રાખી શકે ?

અને છતાં કોઇ મનુષ્ય મૃત્યુની વાંછના કરતો નથી. મૃત્યુ કરતાં મનુષ્ય બીજી કોઇ ચીજને વધારે ધિક્કારતો નથી. પણ જીવન ઉપર જણાવ્યું તેવું જ હોય તો પછી મૃત્યુમાંથી કેવી રીતે છુટાય ? અને મૃત્યુમાંથી ન છુટાય તો પછી સુખની પણ આશા કેવી રીતે રાખી શકાય ? પરંતુ જીવનની વ્યાખ્યા શી છે ? જીવન એટલે સત્–હોવું તે. મૃત્યુ એટલે સતનો અભાવ–ન હોવા–પણું. હવે આપણે જાણીએ છીએ કે સતમાંથી કદી અસત્ ઉદ્ભવી શકે જ નહીં. તેથી જો મનુષ્ય જીવતો હોય તો તે મરી શકે જ નહીં, પણ મૃત્યુમાં પરિવર્તન પામે નહીં એવું જીવન એને ક્યાં મળી શકે ? તે માટે તો તેણે દેહથી પર થવું પડશે. અને જો દેહની પેલી મેર જવું હોય તો તેણે સમગ્ર વિશ્વની પણ પેલી મેર જવું પડશે. કારણ આ આપણી ક્ષણભંગુર કાયા પર જ સારા વિશ્વનો આધાર રહેલો છે. આંખ ઉપર રૂપાત્મક વિશ્વનો આધાર છે, શ્રોત્ર ઉપર શબ્દ-જગત્નું અવલંબન છે, અને જીભ ઉપર બધો રસાસ્વાદ ટકી રહે છે.

નિદ્રાવસ્થા આ હકીકત સહેલાઇથી સાબીત કરી શકે છે. જ્યાં સુધી આંખો જોઈ શકે છે, ત્યાં સુધી જ આપણે માટે રૂપનું અસ્તિત્વ છે, જ્યા સુધી નાક સુંઘી શકે છે ત્યા સુધી જ આપણે માટે ગંધ રહે છે, જ્યા સુધી કાન સાંભળી શકે છે ત્યાં સુધી જ શબ્દનું અસ્તિત્વ છે.

આ રીતે દરેક ઇન્દ્રિયનું સમજવું. જે અવસ્થામાં આપણે આંખ, મન અને બીજી ઇન્દ્રિયોદ્વારા કામ કરીએ છીએ તેનું નામ જાગ્રત અવસ્થા છે. જ્યારે આપણે કોઈ વિચારમાં તલ્લીન થઇ જઇએ છીએ ત્યારે આપણે કેવળ ચિત્તમાં અવસ્થાન કરીએ છીએ, પરંતુ એવી પણ સ્થિતિ છે કે જ્યારે આપણે ઇન્દ્રિયો અને મનથી છૂટા પડી જઇએ છીએ. એ અવસ્થા ગાઢ નિદ્રાની સ્થિતિ છે. એ વખતે આવીને કોઇ સુંદર સંગીત ગાય તો પણ આપણે સાંભળતા નથી, કારણ તે વખતે આપણી સ્થિતિ કાનમાં નથી, તે વખતે નિઃસંશય આપણે શરીરમા છીએ પણ ઇન્દ્રિયોમા નથી જો કોઇ આપણને જોરથી ઢંઢોળે તો આપણે જાગી જઇએ છીએ, એટલે કે ફરી પાછા આપણા ચિત્તમાં અને ઇન્દ્રિયોમા અવસ્થાન કરીએ છીએ. નિદ્રાવસ્થામાં આપણી આસપાસની કોઇ પણ ચીજનું, કે સમગ્ર વિશ્વનું આપણને ભાન હતું નહી. આપણે આપણા મનમા અને આપણી ઇન્દ્રિયોમાં અવસ્થાન કરીએ તો જ આખા વિશ્વનુ અસ્તિત્વ ટકી શકે. તેથી જો કે આ નાનું સરખું શરીર આવું ક્ષણભંગુર દેખાય છે, અને ખરેખર તેવું જ છે—છતાં પણ તેના આધારે આખુ વિશ્વ લટકી રહ્યું છે. આ ઉપરથી સમજાય છે કે વિશ્વથી પર થવાને માટે આપણે મન અને શરીરથી પણ પર થવું પડશે, તથા જ્યારે આપણે તેમ કરીશું ત્યારે જ આપણને અનન્ત જીવનની પ્રાપ્તિ થશે. આપણા પૂર્વજોએ આ રીતે શાશ્વત જીવનનો અનુભવ કર્યો હતો બાહ્ય અને અંતઃકરણોમાથી નીકળી જઇને તેઓએ એ સ્થિતિ પ્રાપ્ત કરી હતી. આપણે પણ જો એમ કરી શકીએ તો તરત જ આપણા સનાતન સ્વભાવનો આપણને સાક્ષાત્કાર થશે, અને પરમાનન્દની-મોક્ષની પ્રાપ્તિ થશે.

આ પ્રમાણે પહેલી રીત ઉંધે રસ્તે દોરી જાય છે, જ્યાં બીજી આપણને ઉદ્દેશ્યની નજીક લઇ આવે છે. પૈસા કમાવા અને તેને મળતી આવતી બીજી

જે રીતોને દુનિયાનો મોટો ભાગ અનુસરી રહ્યો છે તે તદ્દન ખોટી છે; કારણ કે તેમ કરવાથી તો માત્ર દેહની જ પૂજા થાય છે. આવા દેહને ભજવાથી તો દેહના સંબંધીઓ ઉપર પ્રેમ ઉપજે છે, સારા સારા પદાર્થો ખાવાનું મન થાય છે, કોઈની ચાકરી કરીએ છીએ ત્યારે આપણે કંઈ પગારની પણ આશા રાખીએ છીએ. પરંતુ જ્યારે આપણે આપણા દેહરૂપી દેવની સેવા કરીએ છીએ ત્યારે બદલામાં શું મળે છે? આપણે જે વસ્તુને અંતઃકરણપૂર્વક ધિક્કારીએ છીએ તે વસ્તુ—મૃત્યુ તે આપણને આપે છે. આ દેહરૂપી ધણીની આપણે ઘણા જન્મો સેવા કરી અને દરેક વખતે આપણને મૃત્યુના રૂપમાં તેનો બદલો મળ્યો છે. માટે આ સાચી સેવા નથી. સાચી સેવા કરી સાચો બદલો મેળવવો હોય તો સાચા દેવની સેવા કરવી જોઇએ. તેમ થશે તો જ શાશ્વત જીવનની પ્રાપ્તિ થશે.

સેવાના સન્માર્ગ અંતર્મુખ છે, બહિર્મુખ નથી. શક્તિઓને બહારથી ખેંચી લઈને અંતર્મુખી કરવાથી પરમાનન્દની પ્રાપ્તિ થાય છે. ખરું જીવન અંદર રહેલું છે, બહાર નહીં. પરંતુ એવા જીવનની પ્રાપ્તિ માટે સખત મહેનતની જરૂર છે. અનન્તકાળથી આપણે બધા આ દેહરૂપ ખોટા દેવની પૂજા કરતા આવ્યા છીએ, તેથી એકાએક સાચા દેવની પૂજા કરવાનું સહેલું લાગતું નથી. મનને જીતવું બહુ મુશ્કેલ છે. અર્જુન જેવા મહાન યોદ્ધાને પણ કબૂલ કરવું પડયું હતું કે चंचलं हि मनः कृष्ण । प्रमाथि बलवद् दृढम् । અર્જુન સાચો વીર હતો પણ તેણે આ દિશામાં પ્રયત્ન નહીં કરેલો હોવાથી તે મન ઉપર કાબૂ મેળવી શક્યો ન હતો. આપણે બધા પણ અર્જુન જેવા જ છીએ. પરંતુ જો આ જન્મમાં જ શાશ્વત જીવન મેળવવું હોય તો આપણે ઉપર જણાવેલો રસ્તો લેવો પડશે. त्यामेनेवैन मृत्युमत्येति नान्यः पन्था विद्यते अयनाय।

હવે આપણને ખૂબ સુખી, સમૃદ્ધિવાન અને શક્તિમાન થવાનો રસ્તો તો મળી ગયો, પણ એ ઉપરાંત બીજી જરૂર શેની રહી? બીજી જરૂર છે દઢ ઇચ્છાની. જ્યાં સુધી તે માર્ગનું અનુસરણ કરવાનો પાકો નિશ્ચય ન થાય ત્યાં સુધી બધું નકામું. સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાનું જાણતા તો ઘણા હોય' પણ જ્યાં સુધી રસોડામાં જઈને એ બધી વાનીઓ તૈયાર

કરવામાં ન આવે ત્યાં સુધી એ બધી આવડત નકામી છે. તેવી જ રીતે અંતર્મુખમાર્ગને જાણવા છતાં જ્યાં સુધી પ્રચંડ પ્રયત્ન કરવામાં ન આવે ત્યાં સુધી બધું નિરર્થક. ધર્મ તો સોળે સોળ આના અનુભવમાં ઉતારવાની વસ્તુ છે. વાદવિવાદ, વિતંડા અને સિદ્ધાન્તોની મારામારી કરવાથી કંઈ નહીં વળે જ્યાં સુધી ઊંડા ઉતરવાની ઇચ્છા ન હોય ત્યાં સુધી એ બધું રહે છે પરંતુ આપણે ગમે તેવા અભણ હોઈએ, આપણામાં કોઈ પણ જાતની વિદ્યા ન હોય છતાં પણ તીવ્ર આતુરતા હોય તો વૃત્તિઓને અંદર ખેંચી લઈ ઇશ્વર-સાક્ષાત્કાર મેળવી શકાય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ અભણ હતા છતાં પણ મોટા મોટા પંડિતો તેમની પાસે પોતાના સંશયોના સમાધાન માટે આવતા ઇશ્વરના દર્શન માટે પરમહંસદેવને સાચો તલસાટ હતો અને તેથી તે દ્વારા તેમણે ઇશ્વરના દર્શન મેળવ્યા હતાં. માત્ર પુસ્તકો વાંચવાથી કે પરીક્ષાઓ પસાર કરવાથી જ જ્ઞાન મેળવી શકાય છે, એ માન્યતાના વિરોધ તરીકે શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવન આપણી સમક્ષ મોજુદ છે. જ્ઞાન એટલે શું એ આપણે ખરેખર સમજતા નથી. જિંદગીભર પ્રયત્ન કર્યાં પછી પણ આપણે લગભગ નહી જેવુ જ જાણીએ છીએ. સોક્રેટિસ સૌથી ડાહ્યો હતો કારણ તે સમજતો હતો કે પોતે કંઈ જ જાણતો નથી.

રામકૃષ્ણ પરમહંસ જેવા મનુષ્યો પોતે તો ઇશ્વરના દર્શન મેળવે છે, એટલુ જ નહી પણ બીજાઓને પણ ઇશ્વરનાં દર્શન કરાવી શકે છે.-યુવાવસ્થામાં સ્વામી વિવેકાનન્દ એવા મનુષ્યની શોધમાં હતા કે જે એમ કહી શકે કે મેં ઇશ્વરનાં દર્શન કર્યાં છે સ્વામીજી કહેતા કે જેણે પોતે ઇશ્વરનાં દર્શન કર્યા નથી તે કેમ જાણી શકે કે ઇશ્વરનું અસ્તિત્વ છે ? કોઈ સાધુ કે આચાર્ય આવ્યા છે એવી ખબર મળતી કે તરત તેઓ તેની પાસે જતા અને પૂછતા-' ઇશ્વરનુ અસ્તિત્વ છે ? ' તેમના તરફથી જવાબ મળતો-'હા' પછી સ્વામીજી બીજો પ્રશ્ન પૂછતા-' તમે તેમના દર્શન કર્યાં છે. ? ' પણ નકારમાં જવાબ મળતો એટલે તેઓ ત્યાંથી ચાલ્યા જતા. ક્યાંય ,પણ તેમને એવા પુરુષનો મેળાપ થયો નહી કે જે છાતી ઠોકીને કહી શકે કે ' હા, મેં ઇશ્વરનાં દર્શન કર્યાં છે આવી સ્થિતિને લઈને તેઓ એવા નિર્ણય પર આવ્યા કે ઇશ્વર એ તો માત્ર મનની કલ્પના છે. પછી એક દિવસ તેઓ

દક્ષિણેશ્વરના અભણ પયગમ્બર પાસે આવી ચડયા અને તેમને પૂછ્યું,– 'તમે ઇશ્વરને જોયા છે. ? તુરત જ શ્રી રામકૃષ્ણે જવાબ આપ્યો, ' હા. ' ' મને બતાવી શકશો ? ' ' હા, તને બતાવી શકીશ.' એવો જવાબ મળ્યો. છેવટે સ્વામીજીની ઇશ્વરના અસ્તિત્વ સંબંધી પાકી ખાત્રી થઈ ગઇ, અને તેથી જ સ્વામીજી પોતાના દરેક પુસ્તકમાં આગ્રહપૂર્વક જણાવે છે કે 'ધર્મ એટલે સાક્ષાત્કાર.'

આપણે ઈશ્વરનાં દર્શન કરવાં જ જોઇએ; પણ તે માટે આપણે ખૂબ મહેનત કરવી પડશે. પહેલાં તો ઘણી જિંદગીઓ સુધી ખોટા દેહને દેહરૂપી ભજવાથી જે જુની ટેવો આપણામા ઘર કરી ગઇ છે તેને આપણે ઉખેડી નાખવી પડશે, મન અને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો પડશે; ક્રાઇસ્ટની જેમ દેહ અને ઇન્દ્રિયોને વધસ્થંભ (ક્રોસ) પર લટકાવીશું તો જ આપણે આગળ વધી શકીશું, તો જ જડ દેહથી છૂટી પરમાનન્દ પ્રાપ્ત કરી શકીશું. આમ કર્યા વિના છૂટકો જ નથી. તેને માટે શ્રી રામકૃષ્ણે અતિ ઉત્તમ ઉપાય બતાવ્યો છે. તેઓશ્રી કહે છે કે જો તમારે ઇન્દ્રિયોને જીતવી હોય તો પર-માત્માને સર્વ શ્રેષ્ઠ ગણો. જો તમે સૌંદર્યના ઉપાસક હો, તો તમને ઇશ્વરના સૌંદર્ય જેવું સૌંદર્ય બીજે કયાં મળશે ? જો તમે પ્રભાવશાળી વક્તૃત્વના ઉપાસક હો તો વેદવાણીનો અમૂલ્ય ભંડાર જેના મુખમાંથી નીકળ્યો છે તે ઇશ્વર કરતાં બીજો કોણ એ કલામા વિશેષ પ્રવીણ છે ? જો તમે શક્તિના ઉપાસક હો તો ઇશ્વરથી વિશેષ શકિતશાળી બીજો કોણ છે ? દરેક મનુષ્ય મથ. 1 કંઇ ને કંઇ ચાહે છે, અને એ બધું નિરતિશય પ્રમાણમાં ઇશ્વરમા રહેલું છે. નારીની સુંદરતા થોડો સમય ચાલે છે, ત્યારે પરમાત્માનું સૌંદર્ય શાશ્વત છે. તેથી જો શાશ્વત સૌંદર્યની, અખંડ જીવનની, સર્વવ્યાપી જ્ઞાન કે શકિતની જરૂર હોય તો ઇશ્વર તરફ મુખ ફેરવવું પડશે. તેમને મેળવવા માટે દ્રવ્યની જરૂર નથી હાથ પગ હલાવવા પડતા નથી. તેમને જોવા માટે આંખની કે સાભળવા માટે કાનની જરૂર પડતી નથી. તેમનો વાસ તો આપણા બધામાં છે. તેમનાં દર્શન માટે બધી ઇન્દ્રિયોને ચારે તરફથી સંકેલી લેવી પડશે; તેમને જોવા માટે આંખો બંધ કરવી પડશે, તેમને સાંભળવા માટે કાન બંધ કરવા પડશે, તેમને મળવા માટે બધી બાહ્ય પ્રવૃત્તિ અટકા-

વી પડશે.

ચાલો, અંતર્મુખ થઇ પરમાત્માનો સાક્ષાત્કાર કરીએ, ત્યારે જ આપણે ખરા માનવી બનીશું. આવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આંતરિક ઉત્કંઠાની જરૂર છે. તેઓ આપણા પુત્રવત્સલ પિતા છે, દયામય જનની છે, સાચા સખા છે,–એમ જો ખરેખર સમજાય અને જો એક વખત પણ તેમની પાસે પહોંચી જવાય, તો પછી આપણા ભાગ્યનો પાર રહે નહીં. તે મનુષ્યને જ સાચો બુદ્ધિશાળી જાણવો જે પરમાત્માને પસંદ કરે છે, કારણ તેમ કરીને તે પરમ આનન્દ, પરમ જ્ઞાનને પ્રાપ્ત કરે છે.

ॐ शान्तिः, शान्तिः, शान्तिः ।



" સત્યને જાણવા માટે, આત્માના સાક્ષાત્કાર માટે, તમારી વહાલામાં વહાલી વાસનાઓને છોડવી પડશે. પ્રિયમાં પણ પ્રિયતર લાગતાં બંધનો તમારે તોડવાં પડશે. અંતઃકરણની વાસનાઓ, જગતની જંજાળો તોડીફોડીને દૂર નાંખી દેવી જોઇશે. પવિત્ર થવા માટે અધોગતિએ લઇ જનાર વિષય-વાસનાઓથી મુક્ત થવું પડશે. ભોગ આપ્યા વિના ઇશ્વરનો–આત્માનો સાક્ષાત્કાર થવો કઠિન છે. એ વિના તમારો સ્વરૂપસિદ્ધ અધિકાર પાછો નહિ મળે. સંસારમાં શુદ્ધ ચિત્તવાળા મનુષ્યો જ સુખી હોય છે, અને તેઓને જ પ્રભુ મળે છે. ત્યારે એ ચિત્તની શુદ્ધિ, હૃદયની પવિત્રતા છે શું ? એ ચિત્તશુદ્ધિ એટલે સ્થૂલ શરીરના પાપકર્મો ન કરવાં એટલું જ નહિ, પણ એથી વિશેષ રહસ્ય એમાં છે. દરેક પ્રકારની મમતા, પછી તે ઘરબાર ઉપર હોય, નાનામાં નાની કોઇ ચીજ ઉપર હોય, ઘડીઆળ ઉપર કે પાળેલા કૂતરા ઉપર હોય, માતાપિતા, પત્ની, પુત્રપરિવાર–ગમે તેના ઉપર હોય, પરન્તુ જેને આત્મા–પરમ સત્યનો સાક્ષાત્કાર કરવો છે, જેને અત્યારે જ સત્યને ઓળખાને અનુભવવું છે, તેને તો એ અધોગતિ અને નિર્બલતા અપાવનારી જ છે. સાંસારિક વસ્તુઓના મોહમાંથી છૂટા થવું–મુક્ત થવું, એનું જ નામ–ચિત્તની શુદ્ધિ અને હૃદયની પવિત્રતા; એનું જ બીજું નામ ત્યાગ અને એ જ સાચો સાત્વિક વૈરાગ્ય. આવી પવિત્રતાથી જ આત્માનો અનુભવ થઇ શકે છે."

—સ્વા. રામતીર્થ

# ઉપનિષદ્‌નું અભ્યાસગૌરવ

( ગતાંકથી ચાલુ )

લેખક :—શ્રી. નલિન મ. ભટ્ટ, એમ. એ.



(૧) જો દુઃખ નામની કોઈ ચીજ જગતમાં ન હોય, (૨) દુઃખ હોય છતાં તે ત્યજવું ઇષ્ટ ન હોય. (૩) ત્યજવું ઇષ્ટ હોય છતાં તેનો સમુચ્છેદ અશક્ય હોય. દુઃખનો નાશ બે રીતે અશક્ય હોય–(૧) જો દુઃખ નિત્ય હોય તો. (૨) તેના નાશનો ઉપાય અણજાણ્યો હોય તો. (૪) દુઃખનો નાશ શક્ય હોય તોપણ શાસ્ત્રીય જ્ઞાન તેને માટે ઉપાય ન હોય. (૫) અગર તો દુઃખના નાશ માટે શાસ્ત્રીય ઉપાયથી સહેલો કોઈ ઉપાય વિદ્યમાન હોય—તો શાસ્ત્રીય ઉપાય માટે જિજ્ઞાસા ન થાય. અર્થાત્ શાસ્ત્રીય ઉપાય માટે જિજ્ઞાસા વ્યર્થ થાય જો ઉપર મુજબની આ દુનિયામાં વ્યવસ્થા હોય; પણ ઉપલા પાંચે વિકલ્પ વિચાર આગળ ટકી શકતા નથી. અને આથી દુઃખત્રયના નાશ માટે તો શાસ્ત્રીય ઉપાય જ ગ્રાહ્ય છે. દુઃખ નામની કોઈ ચીજ દુનિયામાં ન હોય તો શાસ્ત્રીય ઉપાયની જિજ્ઞાસા વ્યર્થ થાય. પણ દુઃખ નથી એમ કોણ કહી શકે ? જાત અનુભવને સંતાડી શકતો નથી. પ્રાણીમાત્રને ત્રિવિધ દુઃખનો અનુભવ થાય છે. આ દુઃખ ત્રણ વિભાગમાં વહેંચાયલું છે. આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક. તેમાંયે આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનું છે. શરીરજન્ય અને મનોજન્ય. તેમાંયે કફ, વાત અને પિત્ત નામની શરીરઘટક ત્રણ ધાતુઓની વિષમતામાંથી ઉપજતું તાવ, અતિસાર અને બીજી વ્યાધિઓરૂપી દુઃખ, ભૂખ તરસ વગેરે દુઃખ એ શારીર દુઃખ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, ઈર્ષા, વિષાદ, સંશય વગેરેથી જન્મતું દુઃખ માનસ દુઃખ છે. આ બન્ને પ્રકારનું શારીર અને માનસ દુઃખ, પ્રાણીના શરીર અને મનની અંદર ઉપજતું હોવાથી આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. આ ઉપરાંત મનુષ્ય, પશુ, સાપ,

સ્થાવર વગેરેથી જન્મતું દુ ખ આધિભૌતિક દુ ખ છે. અર્થાત્ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જરૂપ ચરાચર ભૂતમાત્રથી ઉત્પન્ન થનારૂં દુ ખ તે આધિભૌતિક દુ ખ છે દૈવી ઘટનાઓ-રેલ-દુકાળ-મરકી વગેરે દૈવી આપત્તિઓથી જન્મતું દુઃખ તે આધિદૈવિક દુઃખ છે. આ ત્રણે પ્રકારનું દુઃખ નથી એમ કહેવાનું સાહસ, તો સમજની દશાએ બાળક જ, કરી શકે માટે દુ ખત્રય નથી એમ નથી. તે છે જ.

વળી આ ત્રણે પ્રકારનું દુ ખ, દુઃખ હોવાથી જ આપણને ભાવતું નથી! દુઃખ કોને ગમે ! એ દુ ખત્રયને સીધે તો આ સંસારનું નન્દનવન નરકાગાર બની રહ્યું છે. આથી પ્રાણીમાત્રને એ ન ગમતું હોઇને, એનો ત્યાગ કોઇને પણ નથી ગમતો એમ કહી શકાય એમ નથી.

આમ દુ ખ છે અને તેનો ત્યાગ પણ ઇષ્ટ છે. આ દુ ખનો નાશ પણ અશક્ય નથી. યોગ્ય દિશામા યોગ્ય પ્રયત્ન કરવાથી આ દુ ખત્રયનો નાશ શક્ય છે જો એ શક્ય ન હોત તો પ્રાણીની પ્રવૃત્તિ સમજાવવી અશક્ય છે જો દુ ખ નિત્ય હોત તો તો તેનો નાશ થોડા કાળ માટે પણ ન થાત પ્રકાશ જેમ સવિતાનો નિત્ય સ્વભાવ છે અને આથી જ તેના ઉપર કવચિત્ ઘનપટલ આવી જાય પણ તે વાદળ તેના પેલા પ્રકાશ સ્વભાવને નષ્ટ કરી [illegible]ડ નથી તેમ આત્માનો સુખ એ સ્વભાવ છે કવચિત તેના ઉપર [illegible]ખના વાદળો આવી જાય છે. પણ તેથી તેના સુખસ્વભાવનો તે નાશ કરી શકતાં નથી ! આથી દુઃખ એ નિત્ય નથી, પણ અનિત્ય છે. અને આથી જ તેનો નાશ શક્ય છે

આમ વિચારતા દુઃખનો તિરોભાવ સંભવે છે. અર્થાત્ દુઃખત્રય છે, તે ત્યજવું પણ ઇષ્ટ છે તેનો નાશ પણ શક્ય છે. પણ તેના નાશ માટે શાસ્ત્રીય ઉપાય જ લેવો જોઇએ એવો કાંઇ નિયમ નથી ! કેમકે શાસ્ત્રીય ઉપાયો કરતાં દુ ખત્રયના નાશક બીજા સહેલા ઉપાયો છે ! તો પછી હાથમાંનું છોડીને તો ઝાડીમાંનું કોણુ લેવા જાય !

શારીરિક દુ ખનો નાશ કરવા માટે તો આ દુનિયામા આયુર્વેદ અને દવાખાનાઓની પ્રવૃત્તિ છે ! કામ ક્રોધાદિના ઉપશમ માટે મનોજ્ઞ સ્ત્રી આદિનું સેવન સુકર છે ! અને એ જ મુજબ આધિભૌતિક તથા આધ્યાત્મિક દુ ખના

નાશ માટે પણ સેંકડો ઉપાયો અને વળી સહેલા ઉપાયો છે ! તો પછી શાસ્ત્રાભ્યાસ જ કરવો જોઇએ અને દુઃખત્રયના નાશ માટે શાસ્ત્રીય ઉપાય જ સેવવો જોઇએ એવો આગ્રહ એ તો બલાત્કાર લાગે ! આ દલીલો તરત હૃદયને ભગી જાય એવી છે ! પણ એ બધી વિચાર-રમણીય નથી ! અને વિચારવૃદ્ધને તો અવિચારી દલીલો આપાતરમણીય હોય તોએ આદરણીય હોતી નથી ! વિચારવૃદ્ધ પુરુષ તો એમ વિચારે છે કે દુઃખત્રયના નાશ માટે ઉપર-બતાવ્યા તે ઉપાયો છે. અને સહેલા છે અને બધાની પહોંચમાં આવે એવા છે એ પણ ખરું. પણ તેથી એટલે કે તે તે ઉપાયોને અજમાવવાથી ત્રણે પ્રકારના દુઃખોનો અવશ્ય નાશ થાય છે ખરો ? છેવટનો નાશ થાય છે ખરો ? મેલેરીયા થયો. 'કિવનીન' લીધું. પણ કિવનીન લેવાથી મેલેરીયા જશે જ એવી કોઇ ખાત્રી આપી શકે ખરો ? અને ધારો કે તેનાથી મેલેરીયા ગયો પણ ખરો. પણ તે ગયેલો પાછો ન જ આવે એવી કોઇ ખાત્રી આપી શકે ? અર્થાત્ યથાવિધિ રસાયન, કામિની, નીતિશાસ્ત્રનો અભ્યાસ, મણિ, મન્ત્ર વગેરેનો ઉપયોગ કરવામાં આવે તોપણ દુઃખત્રયની અવશ્ય અને છેવટની નિવૃત્તિની ખાત્રી નથી ! તો પછી જે ઉપાય અજમાવવાથી દુઃખત્રયની અવશ્યમેવ નિવૃત્તિ ન થાય અને છેવટની નિવૃત્તિ ન થાય તે ઉપાયથી વિવેકીને શો ફાયદો ?–"पुनः दरिद्री पुनरेव पापी" થવાથી ફાયદો શો ? વિચારવૃદ્ધ પુરુષ તો એવો ઉપાય શોધે કે જે ઉપાય કરવાથી દુઃખત્રયની એકાન્ત=અવશ્ય અને અત્યન્ત=છેવટની નિવૃત્તિ થાય. પ્રત્યક્ષ ઉપાયોમાં દુઃખત્રયને આ રીતે દૂર કરવાની શક્તિ નથી. અને આથી જ પ્રત્યક્ષ ઉપાય સહેલો છે છતાં વિચારવૃદ્ધને માટે ઉપાદેય નથી ! આથી શાસ્ત્રીય ઉપાય જ ગ્રાહ્ય છે !

આમ પ્રત્યક્ષ ઉપાયો એ ઉપાયો હોવા છતાં એ ઉપાયો નથી ! તો પછી દુઃખત્રયને દૂર કરવા માટે વૈદિક ઉપાય છે ! વેદની વાણી છે કે "स्वर्गकामः यजेत"–"સ્વર્ગની ઇચ્છાવાળો યજ્ઞ કરે." આ સ્વર્ગ-એ એક પ્રકારનું સુખ વિશેષ છે. એ સ્વર્ગસુખ દુઃખરહિત છે. કાલગ્રસ્ત નથી. નિરન્તર રહેનારું છે. સંકલ્પમાત્રથી સિદ્ધિ દેનારું છે. આવું સ્વર્ગ ત્રિવિધ દુઃખને દૂર કરી શકે. આથી દુઃખત્રયનો નાશ ઇચ્છનાર પુરુષ સ્વર્ગની પ્રાપ્તિના સાધનરૂપ યજ્ઞ કરે. આ યજ્ઞરૂપી ઉપાય સહેલો છે. કેમકે મોટામાં મોટો યજ્ઞ એકાદ વર્ષમાં

પૂરી થઈ શકે. અને એક વર્ષની મહેનતમાં અનન્તકાળનું સ્વર્ગીય સુખ કોને ન ગમે ! શાસ્ત્રીય ઉપાય એટલો સ્હેલો નથી. એ ઉપાયનું અનુષ્ઠાન તો જન્મ જન્માન્તર સુધી પહોંચે છે ! તો એક જ જન્મના એક જ વર્ષમાં મહેનત કરવાથી જો અનન્તકાળ સુધી સ્વર્ગીય સુખ મળતું હોય તો પછી કયો અલ્પબુદ્ધિ અનન્ત જન્મનો આયાસ ખેડે ? અને આથી યજ્ઞરૂપી ઉપાય સુકર છે. માટે શાસ્ત્રીય વિવેકજ્ઞાનરૂપી ઉપાયને શરણે જવું વ્યર્થ છે ! આ દલીલ પણ લોભીને ગળે તરત ઊતરી જાય એવી છે, પણ પ્રૌઢમતિની આગળ તો ખતાણી પડે છે ! પ્રૌઢમતિ પુરુષ તો વિચારે છે કે યજ્ઞીય ઉપાય સ્વર્ગ દેનારો છે એમાં શંકા નથી ! પણ એમા અને પ્રત્યક્ષ ઉપાયમા તફાવત જ નથી. અર્થાત્ પ્રત્યક્ષ ઉપાય જેમ દુઃખત્રયનો અવશ્ય અને એકાન્ત ધ્વંસ કરી શકતો નથી, તેમ આ વૈદિક યજ્ઞીય ઉપાય પણ દુઃખત્રયની અવશ્ય અને એકાન્ત નિવૃત્તિ કરી શકે એમ નથી ! અહી "વૈદિક ઉપાય" એટલે કે વેદે બતાવેલાં કામનાવિદ્ધ યજ્ઞાદિકર્મોરૂપી ઉપાય એમ સમજવું. કેમકે વિવેકજ્ઞાનરૂપી શાસ્ત્રીય ઉપાય પણ વેદે જ બતાવેલો છે ! પ્રૌઢદષ્ટિ યજ્ઞોપાયમાં અવિશુદ્ધિ જોઇ શકે છે. કેમકે યજ્ઞના અનુષ્ઠાનમાં હિંસા છૂપાયેલી છે. સોમયાગાદિ યજ્ઞોમાં પશુહિંસા વગેરેનો સમાવેશ થાય છે. અને હિંસા એ તો કુકર્મ છે. યજ્ઞ યદ્યપિ સુકર્મ છે, પણ યજ્ઞમાંથી થતી હિંસા એ સુકર્મની શોભનતાને હણી દે છે. અર્થાત્ યજ્ઞનુ સમગ્ર કર્મ જેમ પુણ્યદાયી છે તેમ યજ્ઞમા થતી થોડી ઘણી હિંસા પાપદાયી પણ થાય છે જ. અને પુણ્યનું ફળ જેમ સુખ છે તેમ અપુણ્યનું ફળ દુઃખ પણ ભોગવવું જ પડે છે એમાં પણ જો નવ્વાણુ ટકા સુખ છે તો એક ટકો તો દુઃખનો રહે જ ! વળી એક પણ જીવને દુઃખી કરીને મેળવેલું સુખ એ સુખ નથી પણ દુઃખગર્ભ સુખાભાસ છે ! વિવેકી વિચાર, તો એક પણ જીવને ત્રાસ આપીને મળતું સુખ આવકારદાયી ગણતો નથી ! એક પણ પ્રાણીને દુઃખ દઇને મળતાં સુખમાં નિર્મળ દષ્ટિ હિંસા જુએ છે, સ્વાર્થ જુએ છે. વિષમતા જુએ છે. નિર્દયતા જુએ છે. દુરાસદ રાગની છટા જુએ છે. તૃષ્ણાની બલિહારી જુએ છે ! મોહની રેખા ભાળે છે ! વિવેકની અંધતા નિહાળે છે ! આથી મોહબીડાયેલી નજરને તુચ્છ દેખાતા એક પણ જીવને ત્રાસ આપીને મળેલા સુખમાં વિવેકીને

વિષાદ ઉપજે છે. આથી યજ્ઞીય ઉપાય યદ્યપિ સ્વર્ગદાયી છે-પ્રત્યક્ષ કરતાં સારો છે પણ તે વિવેકીને " અવિશુદ્ધ "-વિવેકદૃષ્ટિએ હિંસાદિ મેલથી ખરડાયેલો હોવાથી, ત્યાજ્ય છે. વળી સ્વર્ગ લાખ વર્ષે પણ જવાનું જ ! પુણ્યનું પાથેય પૂરું થતા સ્વર્ગમાંથી જીવને રજા મળે છે એવું પણ શાસ્ત્રનું જ કથન છે ! તો પ્રલય કાળે પણ જે જાય જ એવા સાપેક્ષ દીર્ઘકાલીન મોહમય, સુખાભાસને માટે તો નચિકેતાની ભાષામાં કહીએ તો " को रमेत ? "-કોણ-કયો વિવેકી રમે ? વળી આ આપાતરમણીય દેખાતા ઉપાયની એક બીજી પણ કદૂપતા છે. એ ઉપાયના આચરણથી જે ફળ મળે છે તેમાં તારતમ્ય હોય છે ! સોમયજ્ઞ જો સ્વર્ગનું સાધન છે વાજપેય વગેરે યજ્ઞો સ્વરાજ્યનું સાધન છે ! સ્વર્ગ કરતાં સ્વરાજ્ય ચઢીઆતું ! તો જે સુખમાં તારતમ્ય હોય=વૃદ્ધિહ્રાસ હોય તે તો પરસ્પર ઇર્ષ્યા ઉપજાવે. ઇન્દ્રને બ્રહ્મદેવની ઇર્ષ્યા લાગે ! અને ઇર્ષ્યા કંઈ સુખનું સાધન નથી ! તો ઇન્દ્રાદિક દેવ બનીને પણ જો માયા ન જ છૂટતી હોય તો પછી તો મનુષ્ય રહી, મરદ બની, ઇન્દ્રાદિ પદવીને વટાવી જઈ, એવી ધ્રુવસ્થિતિ પ્રાપ્ત કરવી રહી કે જ્યાં ઇન્દ્રાદિ દેવોને પણ ઇર્ષ્યા થાય ! એવો ઉપાય શોધવો રહ્યો કે જેના વિનિયોગથી દુઃખસ્પર્શ સદાને માટે છૂટી જાય. અર્થાત્ ઉપાય દૃષ્ટિએ જે ઉપાય નિર્મલ હોય-અહિંસક હોય અને ફલ દૃષ્ટિએ જે નિત્ય હોય અને વિષમતાના ખ્યાલથી પર હોય. આવો ઉપાય એક જ છે. અને તે શાસ્ત્રીય વિવેકજ્ઞાનરૂપી ઉપાય જ છે. તે જ એક એવો છે કે જે દુઃખત્રયથી અત્યન્ત અને એકાન્ત નિવૃત્તિ કરી શકે. આથી જ ઉપનિષદ્ ઋષિ કહે છેકે " आत्मा वा अरे द्रष्टव्यः " " હે મનુષ્યો ! નિશ્ચય આ આત્મા જોવા યોગ્ય છે ! " ભગવતી શ્રુતિ કહે છે કે " न कर्मणा न प्रजया धनेन त्यागेन एके अमृतत्वं आनशुः । परेण नाकं निहितं गुहायां विभ्राजते यद् यतयः विशन्ति ॥ " "कर्मणा मृत्युं ऋषयः निषेदुः प्रजावन्तो द्रविण ईहमानाः । तथा अपरे ऋषयः मनीषिणः परं कर्मभ्यः अमृतत्वं आनशुः "="પૂર્વના મહાત્માઓ શ્રૌત કે સ્માર્ત કર્મ, પુત્રાદિ પ્રજા, કે જડ ચેતન ધનદ્વારા અમૃતત્વને ન પામ્યા ! કેટલાક ઋષિઓએ ત્યાગસાધ્ય વિવેક જ્ઞાનથી જ અમૃતત્વ મેળવ્યું કે જે અમૃતત્વ સ્વર્ગથી પર છે અને હૃદયગુફામાં

વિશેષરૂપે ચમકી રહ્યું છે-જેમાં યત્નશીલ પુરૂષો પ્રવેશ કરે છે. પ્રજાવાળા અને જડ ચેતન દ્રવ્યની કામનાવાળા ઋષિઓએ કર્મદ્વારા તો મૃત્યુને જ= જન્મમરણ સંસારને જ પ્રાપ્ત કર્યો. જ્યારે શ્રેષ્ઠ વિવેકી ઋષિઓએ વિવેક-દ્વારા કર્મફલથી પર-અસ્પૃષ્ટ એવું અમૃતત્વ-આત્મતત્વ પ્રાપ્ત કર્યું"." અર્થાત્ અમૃતત્વ-આત્મતત્વની પ્રાપ્તિ માટે તો વિવેક એ એક જ ઉપાય છે અને આત્મતત્વની સાક્ષાત્ પ્રાપ્તિ એજ તો ભૃગુના જીવનદર્શનનો નિચોડ છે. આથી ત્રિવિધ દુ:ખના દષ્ટ કે અદષ્ટ એટલે કે પ્રત્યક્ષ કે વૈદિક ઉપાયો છે પણ તે તમામ ઉપાયો ભગવાને જેને નીતરી વિવેકબુદ્ધિ આપી છે તેને માટે આલ નથી! આ સમગ્ર વિચારસરણીને પૂરી જાણીને જ કહેવામાં આવ્યું છે કે "तद्विपरीत श्रेयान्=અર્થાત્ અવિશુદ્ધ અનિત્ય અને તારતમ્યવાળા ઉપાયથી ઉલટો વિવેકરૂપી જે ઉપાય છે તે વધારે પસંદ કરવા યોગ્ય છે!

તો એ વિવેકરૂપી ઉપાય કેવી રીતે સિદ્ધ થાય? પૂર્વમીમાંસકોએ ઉત્તર આપ્યો કે "व्यक्ताव्यक्तज्ञविज्ञानात्"-વ્યક્ત, અવ્યક્ત અને જ્ઞ ના વિશેષ જ્ઞાનથી એ વિવેકજ્ઞાનરૂપી ઉપાય માનવ જીવનમાં સિદ્ધ થાય છે! વ્યક્ત અવ્યક્ત અને જ્ઞ માં અનુક્રમે નામરૂપાત્મક જગત, જગજ્જનની પ્રકૃતિ અને જીવાત્મા તથા પરમાત્માના વિશેષજ્ઞાનનો સમાવેશ થાય છે. અર્થાત્ જ્યાંસુધી મનુષ્ય, જગત્, જગત્જનની પ્રકૃતિ તથા નિજરૂપ તથા પરમાત્માનું જ્ઞાન ન પ્રાપ્ત કરે-સાક્ષાત્ અવિચલ સમજ ન મેળવે ત્યાંસુધી ભૃગુ અને આપણાં જીવન દર્શન વચ્ચેનો ભેદ કાયમજ રહે! આ વિવેકજ્ઞાન શાસ્ત્રજન્ય છે, અને આથીજ વિવેક શિખવનારાં શાસ્ત્રોનું શબ્દત અને અર્થતઃ નિ:શંક જ્ઞાન માનવ જીવનનું ઉજ્જવાલક છે. આથીજ વેદના મહર્ષિઓનું વચન છે કે-वेदाहमेत पुरुषं महान्तं आदित्यवर्णं तमस परस्तात्। तमेव विदित्वा अतिमृत्युं एति नान्य: पन्था विद्यते -अयनाय=આ પ્રકૃતિથી પર, સૂર્ય જેવા સ્વપરપ્રકાશ, મહાન, સર્વવ્યાપી આત્માને હું સાક્ષાત્ જાણું છું. તેને-તે આત્માને જ જાણીને મૃત્યુને= જન્મમરણ લાવનારી હૃદયની અશુદ્ધિને, મનુષ્ય ઓળંગી જાય છે. આ મૃત્યુને ઓળંગવાને માટે બીજો રસ્તો=ઉપાય નથી. વળી શ્રુતિ કહે છે કે- "यदा चर्मवद् आकाशं वेष्टयिष्यन्ति मानवाः॥ तदा देवं अवि-

ज्ञाय दुःखस्यान्तो भविष्यति "=" જ્યારે મનુષ્યો ચામડાંની માફક આકાશને વીંટાળશે ત્યારે દેવદેવ પરમાત્માને જાણ્યા શિવાય દુઃખનો અંત થશે." અર્થાત્ ચામડાંની માફક આકાશને વીંટો પે ન વળે અને ભગવાનને જ જાણ્યા શિવાય દુઃખનો અંત પણ ન આવે. આથી વિકસિત દૃષ્ટિને માટે તો વિવેકરૂપી ઉપાયજ એક શરણ છે.

આમ મોતને ઓળંગી જવાને માટે એટલે કે જન્મ મરણ અને તેના વચગાળામાં આવતાં દુઃખમાત્રને તરી જવાને માટે જ્ઞાન એ એકજ ઉપાય છે. એ જ્ઞાન કેવી રીતે મળે ? એ મળવાથી આપણને ફાયદો શો થાય ? આ જ્ઞાન જેને લાધ્યું તેના જીવનમાં કેવાં પરિવર્તનો થાયછે–એ બધાનો વિચાર કરવો ઘટે છે.

ઉપર શ્રુતિએ કહ્યું કે " तमेवविदित्वा "=તે પરમાત્માનેજ જાણીને, "मृत्युं अत्येति "–મોતને ઓળંગી જાય છે. અર્થાત્ વ્યક્ત, અવ્યત અને જ્ઞ માં પણ " तं " ને=પરમપુરુષને જાણીનેજ મૃત્યુતરણ સંભવે છે. અર્થાત્ વ્યક્ત અને અવ્યક્તને જાણવાથી મૃત્યુતરણ અશક્ય છે. અર્થાત્ પ્રકૃતિ અને તેનાં તત્ત્વોનું સમ્યક્જ્ઞાન યદ્યપિ ઉપયોગી છે છતાં એ છેવટનું ઉપકારક નથી અને જે જ્ઞાન આપણું જીવનભર પાથેય ન બની શકે તે ઘણું સરસ હોય તો પણ છેવટે તો ત્યજવા યોગ્ય છે। આથી પ્રકૃતિ અને તેનાં કાર્યોનાં જ્ઞાન માટે ઉપનિષદ્ શાસ્ત્ર મન્દપ્રયોજન છે. પરમાત્માને લગતું નિઃસંશય જ્ઞાન આપવામાં ઉપનિષદ્ ક્ષીણબળ થઇ જાય છે. આથી અહીં પ્રકૃતિ અને તેનાં કાર્યોને લગતું જ્ઞાન અને તેનું ફળ પાઠક જાણે છેજ એટલું માની લઇને જ આગળ વિચાર કરીએ.

( અપૂર્ણ )

# લૌકિકથી પારલૌકિક પ્રેમ

લેખક :—શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી, બી. એસસી.

卐

કહી પણ હો, કોઇ પણ હો, કંઈ પણ હો. પરન્તુ તમારા જીવનમાં પ્રેમનું એક નિશ્ચિત લક્ષ્ય તો હોવું જ જોઈએ. પ્રેમના કંઇ પણ આદર્શ વિનાનું આ જીવન, તે જીવન નથી. પ્રેમની ઉચ્ચ કક્ષા સુધી પહોંચી ન શકાય તો કંઈ ચિન્તા નહીં. તમે પ્રેમ કરી જાણો છો, તમારો સંસારમાં કોઇ પ્રેમનો આદર્શ છે, એ યોગ્યતા શું ઓછી છે ? પ્રેમની સાધના સાધતાં સાધતાં કોઈ દિવસે તમે એ ઉચ્ચ અવસ્થાને પણ પ્રાપ્ત કરી શકશો. તમારો આ લૌકિક પ્રેમ, આ ઇશ્કમિજાજી તમને કોઈ દિવસ જરૂર ઇશ્ક હકીકી અર્થાત્ પારલૌકિક પ્રેમ પર્યંત પહોંચાડી દેશે. પણ એટલું યાદ રાખવું જોઇએ કે તમારો લૌકિક પ્રેમ પણ સાચી લગનથી રંગાયેલો હોવો જોઇએ, દિલ દર્દથી ભરેલું હોવું જોઇએ. હૃદય વિરહવ્યથાથી વ્યાકુળ હોવું જોઇએ, આવા પ્રકારનો લૌકિક પ્રેમ હોય તો પારલૌકિક પ્રેમમાં પરિણત થઈ શકે, અન્યથા એ મોહરૂપ બનીને તમારા પતનનું કારણ બની જશે. પારલૌકિક પ્રેમ પ્રાપ્ત નહિ થયો, એવી નિરાશામાં લૌકિક પ્રેમથી પણ વિમુખ થઈ જવું એ મહાન મૂર્ખતા છે.

માનવ જીવનમાં પ્રેમનું જોડાણ અત્યંત આવશ્યક વસ્તુ છે. અથવા બીજી રીતે કહીએ તો પ્રેમનું નામ જ જીવન છે. સો વાતની એક વાત તો એ છે કે, જો તમે તમારા જીવનને સફલ બનાવવા ચાહતા હો તો કોઈના બની જાઓ-અર્પણ થઇ જાઓ. અથવા કોઇને પોતાનો બનાવી લ્યો. અહીં આવી કંઇક શીખવું છે તો, તમે કોઇના થઈને શીખી શકશો. કવિ જફરે ઘણું સુંદર કહ્યું છે :—

"ન કુછ હમ હંસકે સીખે હૈં, ન કુછ હમ રોકે સીખે હૈં;
જો કુછ થોડાસા સીખે હૈં, કિસીકે હોકે સીખે હૈં."

દત્તાત્રેયની માફક શિષ્યભાવ ગ્રહણ કરી ઉચ્ચ જીવનના આદર્શ-બોધપાઠ ગ્રહણ કરવા જોઇએ. બીજાના થવું અથવા બની જવું એ નાની સૂની વાતો નથી. એમાં તો આખા સ્વાર્થત્યાગનો કે સંપૂર્ણ સમર્પણનો સંકેત સમાયેલો છે.

પ્રેમની કેવી ઉપાસના છે? જેણે હજી પ્રેમના શ્રીગણેશ પણ માંડયા નથી, જેણે પ્રેમના મૂળાક્ષરો પણ જાણ્યા નથી, તેવા પ્રિયતમ-પરમાત્માનું મકાન શોધવા નિકળ્યા છીએ, એ કેટલું બધું હાસ્યજનક છે! એ રામ કે રહીમનું ઘર બનાવવું છે, તેનું મન્દિર કે મસજિદ તમારે ખડી કરવી છે, તો પ્રથમ કોઇ આદર્શ-દિલનો નકશો લ્યો, અને પછી એ નકશાને સામે રાખીને એ પ્યારા સરજનહારના મન્દિર-મહાલયને બનાવો. અર્થાત્ લૌકિક-પ્રેમમાંથી અલૌકિક-પ્રેમ તરફ પ્રયાણ કરતા જાઓ. નીચેની સુંદર ભાવના સુકવિ અકબરની લેખનીમાંથી સરી પડી છે, તેને તેના શબ્દોમાં જ સાંભળો —

ખુદાકા ઘર બનાના હૈ, તો નકશા લે કિસી દિલકા;
યે દીવારોંકી કયા તજવીજ હૈ, જાહિદ યે છત કૈસી?

એવી રીતે કોઇના આદર્શ-દિલનો નકશો લઇ તમારાથી એ પ્યારા-પ્રિયતમના મકાન કે મન્દિર બનાવવાનું ન બન્યું તો પછી તમને તેનાં દર્શન કાશીમાં કે કાબામાં થવાં અશકય છે. એ બન્ને સ્થળે તમને ખાક-પત્થરનાં જ દર્શન થશે.

બુતખાના યા કાબામાં પ્રેમ વિના એ પ્યારાનું મિલન થવાનું નહિ. માટે પહેલા તો તમે પ્રેમ કરતાં શીખો, અને પછી મન્દિર અથવા મસજિદમાં તેને શોધવાને જાઓ. કાબામાં જવાની પછી તમને જરૂર પણ નહિ રહે. પ્રેમ-મન્દિરમાં જ તમને કાશી અને કાબાનાં દર્શન થશે. પ્રેમ-માત્રમાં પરમાત્માની પવિત્ર-ઝાંખી થશે. કવિ કહે છે કે —

બુતમેં ભી તેરા યા રબ! જલ્વા નઝર આતા હૈ;
બુતખાને કે પરદેમેં, કાબા નજર આતા હૈ.

એટલા માટે ખાલી દિલ રાખવા કરતાં તેના પર પ્રિયતમની તસવીર કેમ ખેંચી લેતા નથી? એ ખાલી ઘરને આબાદ કેમ કરી લેતા નથી? ...

જ્યાં સુધી તમારા હૃદયમન્દિરમાં તમે પરમ પ્રેમની જ્યોત પ્રજ્વલિત કરી નથી ત્યાં સુધી ત્યા ઘટ-ઘટ વિહારી રામ રમણ કરી શકે નહિ તમારા જાણવામાં તો હશે જ કે, સૂના અને અંધારા ઘરમાં ભૂત-પ્રેત પોતાનો અડ્ડો જમાવી બેસે છે તો શા માટે તમારાં સરસ-હૃદયને પ્રેમશૂન્ય-ખાલી બનાવીને અમૂલ્ય જીવન નષ્ટ કરી રહ્યા છો ? આપણુ એ ખાલી દિલ પ્રેમી-દિલદારને કાં સોંપી ન દેવુ ? જ્યાં સુધી તમારૂ દિલ પ્રેમશૂન્ય-ખાલી છે, ત્યા સુધી એ "અહં" "મમત્વ" અથવા ખુદીનુ ઘર છે અને એતો તમે જાણો છો કે, ખુદી અને ખુદા-અહંકાર અને ઈશ્વર એકી સાથે એક સ્થાનમા રહી શકતા નથી આ પ્રમાણે બેહોશ કયા સુધી પડયા રહેશો ? ખુદીને ત્યાથી વિદાય કરી બેખુદીનો આનંદ કાં નથી લૂટતા ? પરન્તુ તમે જ્યાં સુધી તમારા ' સ્વ " ને બીજાને સુપ્રત કરો નહિ ત્યા સુધી બેખુદીની મીઠીમીઠી મજા મળવાની નહિ

જ્યારે તમને બેખુદ થવાનો સુઅવસર પ્રાપ્ત થાય ત્યારે કબીર સાહેબ કહે છે, તેમ ' જહ દેખો તહ એક હી સાહિબકા દીદાર " અર્થાત્ જ્યા જુઓ ત્યાં એક જ પ્રિયતમ પરમાત્માની છબી અંકિત થયેલી જેવામાં આવશે સંસારની સર્વ વસ્તુઓમા એ સર્વવ્યાપી પ્રભુની અનંત વિભૂતિ ભ્રમમાન થઇ રહી છે એટલે આ ઉપરથી એવુ નિશ્ચિત થાય છે કે, લૌકિક ? અલૌકિક પક્ષ તરફ લઈ જવાની કેવી સરસ કુંચી છો સાંસારિક પ્રેમ નિસ્સન્દેહ, દિવ્ય સ્વર્ગીય પ્રેમમા પરિણત કરી શકાય છે, પણ એટલુ ખાસ ધ્યાનમા રાખવુ જોઇએ કે, શુદ્ધ નિષ્કામ પ્રેમ એ જ ઇશ્વરીય પ્રેમમાં પરિણત થઇ શકશે

પ્રેમમા તન્મયતા થવી જોઇએ. જ્ઞાનાભિમાની મહાપુરૂષ અદ્વૈતવાદમા જ તન્મયતાને સ્થાન આપે છે કહે છે કે, બ્રહ્માત્મૈક્યમાં જ તન્મયતાની પરિપૂર્ણ અનુભૂતિ થાય છે એ વાત સત્ય છે, તેનો કોણ ઇન્કાર કરી શકે ! પરન્તુ અમારૂ એ નિવેદન છે કે, તન્મયતાનો અનુભવ અન્યત્ર પણ થઇ શકે છે, અને અવશ્ય થાય છે પ્રેમસંસારમા પણ આપણને તે દેખાય છે પ્રીતિની વાટિકામાં પણ તલ્લીનતા-લતાને આપણે લલવલીત થતી જોઇએ છીએ અતિશયોક્તિ જણાય તો તેની ક્ષમા ચાહું છુ, પરન્તુ સત્ય વાત

કહેવી જોઇએ. તન્મયતાની દશાને જે સ્પષ્ટ રૂપમાં જે પ્રેમીઓનાં હૃદયમાં જોવામાં આવે છે, એવા સ્વરૂપમાં બ્રહ્માત્મૈકયવાદિયોને ભાગ્યે જ કદી એ અનુભવવામાં આવતી હોય ! તેઓ કહે છે કે "સોऽહમસ્મિ" "તે હું છું" અથવા "તત્ત્વમસિ" "તે તું છે" અહીં સ—અને અહમ્ અથવા તત્ અને ત્વમ્ એ બે બે શબ્દોનું ફરી કંઇ ને કંઇ સ્મરણ તો રહે છે, પરન્તુ પ્રેમીની તન્મયતામાં તો કંઇ વિલક્ષણ સ્થિતિ થઇ જાય છે. તેને તો એટલો પણ ખ્યાલ રહેતો નથી કે "તે" મારામાં છે, અથવા "હું" તેનામાં છું. તે "હું" છે કે હું "તે" છું ! જરા એ તદાકારને તો જુઓ .—

કાન્હે ભયે પ્રાનમય, પ્રાન ભયે કાન્હમય,
હિય મેં ન જાનિ પરે, કાન્હ હૈ કિ પ્રાન હૈ.



## સત્સંગ

સંત જનોનો સંગ,
　　સુખકર, સંતજનોનો સંગ. ધ્રુવ૦
સાધુ જન દુર્લભ જગ માંહિ,
　　મળતા ક્વચિત્ પ્રસંગ. સુખકર૦ ૧
પૂણ્યદાયી પરમાર્થ પંથમાં,
　　વિચરે રહી અસંગ. સુખકર૦ ૨
સજ્જન-સંગતિ ભવ-ભયતારક,
　　દિલમાં ઉપજે ઉમંગ. સુખકર૦ ૩
આત્માનન્દ પ્રભુ-મસ્ત બનાવે,
　　અમૂલ્ય એ સત્ સંગ. સુખકર૦ ૪

—લક્ષ્મણ કાશીરામ શામી

# પરમહંસ સ્વા. શ્રી રામતીર્થજી
# ની
# નીતિકથાઓ

લેખક:-શ્રી. નર્મદાશંકર હરિશંકર વ્યાસ. બી. એ.

( બીજા વર્ષના બારમા અંકથી ચાલુ )

卐

## ૫૯
## પરમાત્માને મજનૂનો જવાબ

*મજનૂ એટલે પ્રેમ જગતનો સમ્રાટ્, પ્રેમનો જાણે સાક્ષાત્ અવતાર. પ્રેમીઓના ઈતિહાસમા મજનૂનો પ્રેમ અજોડ અને અદ્વિતીય છે. તે પોતાની પ્રિયતમાને માટે ઝૂરતો હતો પણ તેની પ્રિયતમાનાં દર્શન તેને દુર્લભ હતા પ્રિયતમાને પ્રાપ્ત કરવાનું જાદુ તેની પાસે નહોતું. પણ જગતના સર્વ પ્રેમીઓમાં શ્રેષ્ઠ એવો મજનૂ અદ્ભુત પ્રેમની મસ્તીમાં રાચતો હતો પ્રેમની મસ્તીમા કોણ પાગલ નથી બનતું? તો પછી એ તો હતો મજનૂ. એ પોતાની પ્રિયતમાની શોધમાં ઘર-બાર છોડી, પૃથ્વીને પગથાર પ્રિયતમાને પ્રાપ્ત કરવા પગલાં-પ્રેમ મસ્તીનાં પગલાં પાડી રહ્યો હતો તેને પગલે પગલે પ્રિયતમા માટેની આરઝૂ હતી; તેને શ્વાસે શ્વાસે પ્રિયતમાનું સંગીત રણકતું, તેના રોમે રોમમાં પ્રિયતમાની ભક્તિ ઉભરાતી. કુદરતનું પ્રત્યેક અંગ તેની પ્રિયતમાનું સ્વરૂપ હતું. સુંદર ગુલાબ કે સુંદર વેલ તેની પ્રિયતમાની છબીઓ હતાં. વનનાં દ્રશ્યો તેને પોતાની પ્રિયતમાના રવાંગમાં જણાતાં.

* એનું મૂળ નામ તો કૈસ હતું. પોતાની માશુક લયલા ઉપર એ એટલો બધો પ્રેમવિહ્વળ હતો કે એને બધા મજનૂ અર્થાત્ પ્રેમઘેલો કહેતા, અને એ ઉપરથી એ મજનૂના નામથી જ મશહૂર થયો છે : તંત્રી.

સૃષ્ટિની પ્રત્યેક વસ્તુમાં તેને પોતાની પ્રિયતમાનાં દર્શન થતાં હતાં. સમગ્ર બ્રહ્માંડ તેની પ્રિયતમાથી વ્યાપ્ત હતું.

ધન્ય છે તે માનવી, જેને મજનૂની માફક બ્રહ્માંડમાં સત્યનું દર્શન થાય ! મજનૂને પ્રત્યેક ઝાડમાં, પ્રત્યેક પુષ્પમાં, પ્રત્યેક વેલમાં, પ્રત્યેક પ્રાણીમાં, પ્રત્યેક પદાર્થમાં પ્રિયતમાનું દર્શન થતું હતું. માનવીને તે પ્રમાણે સત્યનું દર્શન ન થઈ શકે ?

પ્રેમની મસ્તીમાં ચકચૂર બનેલો મજનૂ જંગલોમાં રખડતો રઝળતો ઘણીવાર તંદ્રા અનુભવતો ગાઢ મૂર્છામાં આવી જતો. એક દિવસ તેનો પિતા તેને શોધતો શોધતો જ્યાં મજનૂ બેહોશ પડયો હતો ત્યાં આવી ચડયો. પિતાએ પુત્રને ખોળામાં લઈ ગદ્ગદ કંઠે પૂછયું: " ઓ મારા વહાલા પુત્ર, તું મને ઓળખે છે ? " મજનૂ શૂન્યમનસ્ક હતો, તેનાં નેત્રો ઊઘાડાં હતાં, તેની દૃષ્ટિ સ્થિર છતાં ખાલી હતી, તેનું સારૂંએ વિશ્વ પ્રિયતમામાં સમાઈ ગયેલું હતું. મજનૂ બબડતો હતો " બાપ શું ? જગત શું ? લોક શું ? ઘર શું ? આ જગતમાં પ્રિયતમા સિવાય બીજી કોઈ વસ્તુ છે ? નહિ, નહિ, પ્રિયતમા સિવાય બીજું બધું જૂઠું છે."

પરમાત્મા પણ મજનૂના પ્રેમની કસોટી કરતો હતો. હતભાગી મજનૂ જીવનભર પ્રિયતમાના સ્થૂળ શરીરને પ્રાપ્ત ન કરી શક્યો. મૃત્યુ બાદ જ્યારે મજનૂને પરમાત્માની સમક્ષ ખડો કરવામાં આવ્યો ત્યારે ઈશ્વરે કહ્યું. " ઓ મૂર્ખ, તું એક સ્ત્રી પાછળ, એક દુન્યવી વસ્તુ પાછળ આટલો બધો કેમ પાગલ બનેલો છે ? જે આવેશથી, જેટલી તન્મયતાથી, જેટલી તીવ્રતાથી તેં તારી પ્રિયતમાને ચાહી છે, તેના હજારમા ભાગના પ્રેમથી તેં મને ભજ્યો હોત તો તારું કલ્યાણ થઇ જાત. મેં તને સ્વર્ગનો સર્વશ્રેષ્ઠ દૂત બનાવ્યો હોત. "

મજનૂ પરમાત્માને પ્રત્યુત્તર વાળે છે " ઓ પરમાત્મન્, હું આપની માફી માગું છું. પણ જો આપને ખરેખર એવી જ આતુરતા હતી કે હું આપને ચાહું, આપ જ મારા પ્રેમના પાત્ર બનો, તો પછી આપ મારા પ્રિયતમાનું સ્વરૂપ ધારણ કરી કાં ન આવ્યા ? મારી પ્રિયતમાના સ્વરૂપમાં

આપનું સ્વરુપ નથી એમ કોણે કહ્યું ? સર્વ બ્રહ્માંડમાં મારી પ્રિયતમાનાં જ-પરમાત્માના જ દર્શન મને તો થયાં છે."

સત્યના દર્શન માટે, બ્રહ્મના સાક્ષાત્કાર માટે માનવીએ મજનૂના પ્રેમને પારો ધારણ કરવો જોઈએ. માનવીનો આત્મા એ જ તેની પ્રિયતમા છે મજનૂની માફક તેને ચાહતાં શીખો. તે જ ખરું સત્ય છે. તેમાં જ રૈ! પ્રિયતમાનાં દર્શન થવા જોઈએ.

સાક્ષાત્કાર એટલે સત્યનું દર્શન, બ્રહ્મ પ્રાપ્તિની આરઝૂ,-જેવી મજનૂને પોતાની પ્રિયતમા માટે હતી તેવી. જ્યારે માનવી દૈવી પ્રેમની એવી પરમ કક્ષા પ્રાપ્ત કરે છે ત્યારે તે જગતની સર્વ વસ્તુઓમાં, સંસારનાં સર્વ સત્ત્વોમાં પરમાત્માનું જ દર્શન કરે છે. જ્યારે પ્રિયતમામાં પત્નીભાવ-દ્વૈતભાવ અદશ્ય થઈ જાય છે અને સર્વત્ર સાકાર ઇશ્વરનું જ ભાન થાય છે, ત્યારે ખરેખર માનવી પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે.

બોધ —પ્રેમની ખરી આરઝૂ એટલે પ્રિયતમાના દર્શન સિવાય જગતમાં સર્વ શૂન્ય. આત્માના દૈવી તત્ત્વ અને સત્ય માટેની આવી વિહ્વળતા એટલે જ પ્રેમીનો પ્રેમવિરહ.

અપૂર્ણ

# પ્રસંગસ્ફૂર્તિ



—બંગાળામાં ભૂખમરાનો ત્રાસ અસહ્ય થઈ પડ્યો છે, દેશભરમાંથી સહાયતા પહોંચવા માંડી છે;—મારવાડમાં જળપ્રલય થયો: રાહત માટે લોકસેવકોએ ઉપાયો લેવા માંડયા છે. મોંઘવારી અને અછત તો હજુ પોતાની ભીંસ ચાલુ જ રાખી બેઠાં છે, તેવામાં આવી અણધારી આફતો ઊતરવા માંડી છે.—યુદ્ધમાં મિત્રરાજ્યોની મસલતો અને ચડાઈ વેગમાં છે, રશીઆ પણ આગળ વધતું જાય છે;—આ બધાં ક્ષેત્રમાં હજુ અશાંતિ દૂર થઈ હોયતેવાં ચિન્હ જણાતાં નથી; પરમાત્માને પ્રાર્થીએ માનવકુટુંબને હવે તો રાહત આપે!—કવિ રવીન્દ્રનાથ ટાગોરની બીજી સંવત્સરી નિમિત્તે, કલકત્તામાં અખિલ હિંદ ટાગોર સ્મારક સમિતિના આશ્રયે તા. ૭–૮–૪૩ ને દિવસે સભા ભરાઈ જેમાં કવીન્દ્રને શ્રદ્ધાંજલિઓ અપાઈ હતી-મુંબઈમાં એક ગાંધી વિદ્યાલય સ્થાપી મહાત્મા ગાંધીજીના તત્ત્વજ્ઞાન અને ઉપદેશોનો અભ્યાસ કરાવવાની યોજના ઘડાઈ છે. શ્રી કનૈયાલાલ મુનશી વિદ્યાલયના પ્રમુખ બન્યા છે.—કચ્છમાંથી ચારેક વર્ષ ઉપર એક બ્રાહ્મણ યુવતી ગુમ થઈ હતી. છેવટે એનો પત્તો મળ્યો; લોહીનો વેપાર કરનારાઓનાં અપકૃત્ય હતાં એમ જણાઈ આવ્યું છે.—મસ્તાનના તખલ્લુસથી લખતા, સ્વ. કવિ બાલાશંકર કંથારિયાના પુત્ર શ્રી. ત્રિપુરાશંકરનું અવસાન થયું.—મુંબઈની સોફીઆ કોલેજની વટાળ પ્રવૃત્તિને અંગે મુંબઈ યુનિવર્સિટીની સેનેટની સભામાં ખૂબ ઉહાપોહ થયો હતો—સ્થાનકવાસી જૈન સંપ્રદાયના બહુશ્રુત સાધુ મુનિશ્રી ત્રિલોકચંદજી તા. ૧૮–૯–૪૩ ને દિવસે પુનાદા ગામે પોતાના સ્થાપેલા યોગાશ્રમમાં નિર્વાણ પામ્યા. સદ્ગત સહૃદયી અને ઉચ્ચાભિલાષી સાધુ હતા.—અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભાની બેઠકમાં સાહિત્યની સમાલોચના માટે પ્રો. મનસુખલાલ ઝવેરી, પ્રો. સુંદરજી બેટાઈ, પ્રો. નાયક—એમણે સાહિત્યની સમાલોચના રજુ કરી હતી. તે જ વખતે શ્રી. રસિકલાલ પરીખને શ્રી. રણજીતરામ સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો હતો.

# ગ્રન્થસ્વીકાર

**પ્રસન્ન હૃદયતરંગ**–સંપાદક : પ્રસન્નરાવ લલિતાશંકર વ્યાસ: ના ફળીઆ સુરત. ( આ ગ્રન્થમાં, સૌંદર્ય લહરી, લલિતા સહસ્રનામસ્તે ચોસઠી–હૃદય, આનંદલહરી, દેવ્યપરાધક્ષમાપન સ્તોત્ર–નો ગુજરાતી શ્લોકી અનુવાદ છે ). અનુવાદક:–હિમ્મતરામ મહાશંકર શાસ્ત્રી; પરબડી પોળ, રાયપુર ચકલા, અમદાવાદ. પૃષ્ઠ સંખ્યા સુમારે ૧૭૫, કપડાનું પૂં કીંમત રૂ. ૧–૦–૦.

**લલિત કાવ્ય સંગ્રહ**:–કર્તા સ્વ. લલિતાશંકર લાંલશંકર વ્યા સંગ્રહકાર અને પ્રકાશક:–પ્રસન્નરાવ લલિતાશંકર વ્યાસ, નાગર ફળીઆ સુરત, પૃષ્ઠ સંખ્યા ૨૪૦, કીંમત રૂ. ૧–૪–૦.

**માતૃદર્શન**–બંગાળી લેખક : શ્રી જ્યોતિષ્ચન્દ્ર રાય: અનુવાદક, ઠ રત્નેશ્વર ભવાનીશંકર વકીલ:–પ્રકાશક:–શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવ પૃષ્ઠ સંખ્યા ૧૪૫, કીંમત રૂ. ૦–૧૦–૦.

**ત્રિપથગા**:–લેખક, પ્રકાશક:–શ્રી ઉપેન્દ્રરાય નાનાભાઇ વોરા; ક માંડવી. પૃષ્ઠ સંખ્યા ૧૨, કીંમત રૂ. ૦–૩–૬.

**સ્વ. શ્રી. મોતીસિંહજી મહીડા**:–સાંવત્સરી સંમેલનનો જન્માં પ્રકાશક:–મહીડાકુમારશ્રી નરેન્દ્રસિંહજી–માંડવા–ચરોતર.

(૧) સત્યકથાઓ (૨) ગળાંના મણકા. (૩) આનંદતરંગ. (૪) બાંગ શિયાળ. (૫) પ્રભાધારા : (૧) ના લેખક ડૉ. મોહનલાલ જ. પાઠક; બીજ બધાના લેખક અને સંપાદક શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા.

**કેળવણી**:–મૂળ લેખક:–સ્વા. શ્રી. વિવેકાનન્દજી: અનુવાદક : શ્રી. જયંતીલાલ મંગળજી ઓઝા; શ્રી રામકૃષ્ણ આશ્રમ: રાજકોટ : કીંમત રૂ. ૦–૭–૦ પૃષ્ઠ-સંખ્યા ૫૨.



વેદનું રહસ્ય સત્ય છે, સત્યનું રહસ્ય દમ છે, દમનું રહસ્ય દાન છે, દાનનું રહસ્ય તપ છે, તપનું રહસ્ય ત્યાગ છે, ત્યાગનું રહસ્ય સુખ છે, સુખનું રહસ્ય સ્વર્ગ છે, અને સ્વર્ગનું રહસ્ય શાંતિ છે. બુદ્ધિની પ્રસન્નતા જ શાન્તિનું ઉત્તમ લક્ષણ છે, માટે મનુષ્યે પ્રથમ સંતોષ મેળવીને બુદ્ધિની પ્રસન્નતા પ્રાપ્ત કરવી જોઇએ, કારણ કે બુદ્ધિની પ્રસન્નતા શોકનો, સંકલ્પનો તથા તૃષ્ણાનો સમૂળો નાશ કરે છે. શોકનો ત્યાગી, મમતાથી રહિત, સન્તોષી, શાન્ત, બુદ્ધિની પ્રસન્નતાવાળો અને મત્સરથી રહિત– આ છ લક્ષણવાળો પુરુષ સંપૂર્ણ જ્ઞાનતૃપ્ત થઇને પુનર્જન્મને પામતો નથી—અર્થાત્ મુક્ત થાય છે. સત્ય, દમ, દાન, તપ, ત્યાગ અને શમ–આ છ સાત્ત્વિક ગુણોથી યુક્ત પુરુષોએ જીવન્ત દશામાં જ દેહાભિમાનનો ત્યાગ કરીને શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ શાસ્ત્રીય અનુભવદ્વારા પોતાના શરીરમાં રહેલા આત્માનો સાક્ષાત્કાર કર્યો હોય છે. ”

—શાન્તિપર્વ; મોક્ષધર્મ;
અ. ૨૫૧. શ્લો. ૧૧-૧૫.

રમણલાલ નાનાલાલ શાહે સ્વા. સ્વયંજ્યોતિતીર્થ મુ છોટાઉદેપુર. એમને માટે
વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં છાપ્યું અને ત્યાંથી પ્રકટ કર્યું

ત્રીજું વર્ષ
ચોથો અંક

ઓક્ટોબર ૧૯૪૩
આસો ૧૯૯૯



उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો,
આત્મબોધ મળે એવા વિદ્યાવિજ્ઞાન કેળવો

તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

શ્લોકવિવરણ:—પરમતત્ત્વ જે સૌનું એકમાત્ર સ્વરૂપ છે તે અક્ષર છે એમ આમાં કહે છે. એમ કહેવામાં પ્રસિદ્ધ બૃહદારણ્યક ઉપનિષદ્ (૩-૮-૮) નો અનુવાદ માત્ર છે; એ અક્ષર-બ્રહ્મને ત્યાં સ્થૂલ, અણુ, હ્રસ્વ, દીર્ઘ, રતાશ, સ્નેહ, અપ્રકાશ, અંધકાર, વાયુ, આકાશ, સંગ, રસ, ગંધ, ચક્ષુ, શ્રોત્ર, વાણી, મન, પ્રકાશ પ્રાણવાયુ, મુખ, પ્રમાણ છિદ્ર—આ બધાથી રહિત કહ્યું છે અને એને અપરિચ્છિન્ન કહી, એ ભોક્તા નથી, તેમ કોઈનું ભોગ્ય નથી એમ સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. પહેલાંના શ્લોકમાં જેમ એને દેશપરિચ્છેદ વિનાનું સિદ્ધ કરવા માટે બધી દિશાઓનો નિષેધ કર્યો હતો, તેમ અહીં એના કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદનો અભાવ બતાવે છે. એનામાં કોઈપણ તત્ત્વોની તન્માત્રાઓ કે રૂપરંગ નથી. એટલે એ અરૂપ છે, પરન્તુ એની જડતા કે પરપ્રકાશ્યપણાનો અભાવ બતાવવા એને જ્યોતિ-રાકારક કહે છે: સાધક આ બધા રૂપરંગ અને તત્ત્વોનો,-અંત:કરણની સમસ્ત વૃત્તિઓનો સ્વરૂપમાં લય કરીને જ્યારે અનુભવ કરે છે, ત્યારે એ પોતે પોતાનો અનુભવ કરે છે; એમા એને બીજા કોઈની આવશ્યકતા રહેતી નથી; એ સ્વપ્રકાશક અને સ્વપ્રકાશ્ય છે: અને તેથી જ એની ચિન્માત્ર સ્વસત્તા સિદ્ધ કરવા માટે જ્યોતિઆકારપણું કહ્યું છે; આ જ્યોતિ તે જડચેતનનો ભેદ સિદ્ધ કરનાર, પ્રકાશક-પ્રકાશ્યનું જ્ઞાન આપી જ્ઞાતા જ્ઞેય અને જ્ઞાનની ત્રિપુટિ ઊભી કરનાર, અમુક જ પરિચ્છેદમા આણીને મર્યાદા બાંધનાર વસ્તુ નહિ, પણ જ્યાં બધા પરિચ્છેદનો અન્ત આવે છે, સ્વાભાવિક રીતે જ નિષેધ થાય છે, તે સ્વસંવેદ્ય પરમતત્વ છે: એ પરમતત્ત્વ એક છે, એ જ બધાનો અન્તે આવતાં અવશિષ્ટ રહે છે, એ પરમ શિવસ્વરૂપ છે, કેવળ પોતે જ છે, અને એ જ એક હું છું, એ નિશ્ચય છે. (૭)

ૐ

# આત્મભાન

(૨)

લેખક :—
તંત્રી



કૈવલ્ય ઉપનિષદમાં બ્રહ્માએ બ્રહ્મતાનાર્થીને શ્રદ્ધા, ભક્તિ અને યોગ એમ ત્રણ સાધન અધિકાર કેળવવા માટે કહ્યાં એ આપણે જોઈ ગયા; એના જ સમર્થનરૂપે ત્રીજા અંકમાં સ્વા. શ્રી. માધવતીર્થજીએ 'જિજ્ઞાસુનું કર્તવ્ય' નામનો લેખ લખ્યો, અને એ બધામાંથી એક જ પ્રધાનસૂર નીકળે છે કે જિજ્ઞાસુ—

(૧) પોતાના લક્ષ્યમાં સ્પષ્ટ હોવો જોઇએ.

(૨) લક્ષ્ય અને સાધ્યની પ્રાપ્તિ માટે એને વિશુદ્ધ સાધનનું ભાન હોવું જોઇએ.

(૩) અને ત્યાર પછી સાધનની સાધનામાં એણે એકનિષ્ઠ શ્રદ્ધા અને ભક્તિથી લાગી જવું જોઇએ.

આમાં જો એકવાક્યતા હોતી નથી તો વિઘ્ન બહુ આવે છે; એટલા માટે સાધ્ય સાધનની એકવાક્યતા તપાસી જોવા માટે આત્મભાન જોઇએ; પોતપોતાની જાતને તપાસી જોવી એટલે તો આપણી વૃત્તિઓ, અને કર્મો પ્રતિ વિવેકબુદ્ધિનો એવો ચોકી પહેરો રાખવો કે, ધ્યાન કરતી વખતે એકાન્તમાં કે વ્યવહાર કરતી વખતે જનસમૂહમાં ચિત્તની પવિત્રતા સચવાઈ રહે. અને વ્યવહાર કરતાં છતાં સર્વત્ર અધિષ્ઠાન સ્વરૂપ આત્માનો જ સદ્ભાવ, ભક્તિ અને જ્ઞાનપૂર્વક જાગ્રત રહે.

આવી સાવધાનતા માટે અન્તર્મુખ વૃત્તિ જોઇએ: એ અન્તર્મુખ ભાવ માટે આપણે પ્રથમ બહિર્મુખ ભાવનો વિચાર થોડો કરીએ: કઠોપનિષતમાં બીજો અધ્યાય જ્યાંથી શરૂ થાય છે અને આગળ જતાં પરમતત્ત્વના દર્શનની જ્યાં કૂંચી આપે છે, ત્યાં એની શરૂઆત નીચે પ્રમાણે થાય છે.

पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः
तस्मात् पराङ्‌ पश्यति नान्तरात्मन्।
कश्चिद् धीरः प्रत्यग् आत्मानम् ऐक्षद्
आवृत्तचक्षुः अमृतत्वं इच्छन् ॥ १ ॥

**ભાવાર્થ** :–સ્વયમ્=પરમાત્માએ ઇન્દ્રિયોના खानि=છેદોને पराञ्चि=બહાર મુખવાળા व्यतृणत्=છેદ્યા છે. तस्मात्=તેથી (મનુષ્ય) पराङ्=બહાર (આત્મા તરીકે નહિ, પણ અનાત્મા તરીકે) पश्यति=જુએ છે. अन्तरात्मन् =અન્તરરૂપે ( પોતાના રૂપે ).આત્માને न=નહિ. कश्चिद्=કોઇ. વિરલો જ धीरः=વિવેકવાળો आवृत्तचक्षुः=નેત્રો ( દ્રષ્ટિ–સમજણ ) ને જેણે અનાત્મમાંથી પાછી ફેરવી લીધા છે ) વાળો થીધાં છે, તે अमृतत्वं=અમૃત ( અમરપણું આપનાર આત્મદ્રષ્ટિ )ને इच्छन्=ઇચ્છતો હોય તો प्रत्यगात्मानम्=અન્તર આત્માને ( પરાકૃથી વિરુદ્ધ પ્રત્યક્ રીતે ) ऐक्षत= જુએ છે. ॥ १ ॥

મનુષ્યનો જન્મથી જ સામાન્ય સ્વભાવ જગતનાં પ્રાણી પદાર્થને ભિન્ન . નામરૂપે, ગુણધર્મે, કર્મફલે, અને પૃથક્ પૃથક્ વિષયરૂપે જોવાનો, ળખવાનો, અને એ રીતે એ બધાં સાથે વ્યવહાર કરવાનો હોય છે; એનો આ સ્વભાવ અનાદિ અજ્ઞાનના પ્રભાવે અનેક જન્મજન્માન્તરથી ચાલ્યો આવે છે. જન્મતાં વેંત એનામાં ક્ષુધાનિવારણ માટે સ્તનપાનની આવડત હોય છે; પોષણ–રક્ષણ કરનાર વ્યક્તિ પ્રત્યે મમતા બંધાય છે; અને શરીરના વધવા સાથે જેમ જેમ ઇન્દ્રિયો અને મન જગતની વિવિધ વિચિત્રતાનું ભાન પામતો જાય છે, તેમ તેમ સાંસારિક, દેહાધ્યાસી, અને વર્ણ, જાતિ વિગેરેનાં અભિમાની સંબધીઓના સહવાસ અને સંસર્ગથી સર્વત્ર પંચ વિષયોને ભોગ્ય અને પોતાને ભોક્તા માનીને કર્તા, કર્મ અને કર્મફલની વાસનાની જાળ પોતાની આસપાસ ગૂંથતો જાય છેઃ પાછલા જન્મરૂપી અદૃષ્ટ સંસારમાંથી આપણે આ દુઃખ, સંતાપ અને શોકથી ભરેલા દ્રષ્ટ સંસારમાં આવ્યા છીએ, અને એ જ સાંસારિક રીતે ચાલ્યા કરશું તો આ શરીરનો અન્ત આવતાં પાછા અદૃષ્ટ સંસારમાં જ જવાનં છે. એવું એ જ

ઉપનિષદમાં અધ્યાય ૧ વલ્લી ૩ માં શ્લોક ૭ માં કહેવાઇ ગયું છે, ત્યાં કહે છે કે,

यस्तु अविज्ञानवान् भवति अमनस्कः सदा अशुचिः ।

न स तत् पदं आप्नोति संसार च अधिगच्छति ॥ ७॥

ભાવાર્થ :–જે ખરેખર વિજ્ઞાન (આત્મજ્ઞાન) વિનાનો છે, પરવશ (વિષયવશ) મનનો છે, સદા અપવિત્ર ( વિચારવાળો ) છે, તે ( પરમ આત્મસુખ ) પદને પામતો નથી; સંસારને જ પામે છે.

ઇન્દ્રિયોની બહિર્મુખતા જન્મજન્માન્તરના સંસ્કારને લીધે મળી છે; એ ઇન્દ્રિયો તો હમેશા દશ્યને જ જુએ છે; જાગ્રતમાં એ બાહ્ય વિષયોને ઓળખાવે છે, ત્યા ઇન્દ્રિયો દ્રષ્ટા અને વિષયો દશ્ય હોય છે. સ્વપ્ન અથવા ધ્યાનની અવસ્થામાં જેને આ ઉપનિષદમાં શાન્તિ–કહી છે, તે સૂક્ષ્મ ગોલકો બંધ થાય ત્યારે સૂક્ષ્મ ઇન્દ્રિયો દ્રષ્ટા અને સૂક્ષ્મ વિષયો દશ્ય બને છે; ઉપરાન્ત ધ્યાનમાં સ્વપુરુષાર્થ અને વિચારદ્વારા જ્યારે એ બન્નેનો ભેદ કરવા માંડીએ ત્યારે મન દ્રષ્ટા અને વિષયાકાર બનેલી ઇદ્રિયો દશ્ય બને છે; ત્યાર પછી એથી યે આગળ વધીને જોઇએ, ત્યારે મન કોઇ સંકલ્પ વિકલ્પવાળું એક જ વૃત્તિ–વિષયાકારે દશ્ય બની બુદ્ધિ–વિવેકસહિત દ્રષ્ટા બને છે: અને વિવેકસહિતને પણ જ્યાં નિહાળનાર, સૂક્ષ્મ अहम् વૃત્તિ ભણી આપણાં આંતરજ્ઞાનને વાળીએ, ત્યારે આપણે પોતે તટસ્થ, સાક્ષી, દ્રષ્ટા અને આપણું વ્યક્તિગત अहम्–હું દશ્ય બને છે.

પરન્તુ આવી રીતે પાછા વળવાનું કામ સહેલું નથી; કઠોપનિષદ કહે છે કે (૧) કોઇ, (૨) ધીર, (૩) અમૃતત્વનો ઇચ્છુક (૪) ઇંદ્રિયોને અંદર વાળી શકે તેવો, આન્તરાત્માને જુએ છે:

(૧) કોઇ :–અસંખ્ય કોટિ માનવજાતમાંથી આવા કેટલા નીકળે ? એ મહાપ્રશ્નનો ઉકેલ તો ભગવાન શ્રી કૃષ્ણ પણ ચોક્કસ ગણતરી કરીને કહી શક્યા નથી. ભગવદ્‌ગીતાના સાતમા અધ્યાયમાં, ત્રીજા શ્લોકમાં એમને કહેવું પડ્યું છે :—

मनुष्याणां सहस्रेषु कश्चित यतति सिद्धये ।

यततानाम् अपि सिद्धानाम् कश्चित् माम् वेत्ति तत्त्वतः ॥३॥

હજારો એટલે કે આ અસંખ્યકોટિ માનવસમૂહમાંથી કોઈ જ આવી અંતઃકરણની સિદ્ધિ એટલે તત્ત્વજ્ઞાન મેળવી, શકાય એવા અંતઃકરણની પાત્રતા માટે પ્રયત્ન કરે છે; અને એવા પ્રયત્ન કરનારા વિશુદ્ધ અંતઃકરણ-વાળામાંથી કોઈ જ મને ઓળખીને તત્ત્વરૂપે જેવો હું છું તેવાને પામે છે.

કઠોપનિષદમાં જેમ कश्चित्–કોઈ વિરલો જ શબ્દ વાપરેલો છે, તેવો જ અહીં ઉલ્લેખ કરીને ભગવાન કહે છે કે હજારોમાં કોઈક જ એવો અધિકાર મેળવવા પ્રયત્ન કરે છે, અને અધિકારી થયા પછી પણ મને, તત્ત્વરૂપે કોઇ વિરલો જ ઓળખીને અનુભવે છે. તાત્પર્ય કે એવો સમજુ *જિજ્ઞાસુ કે સુમુક્ષુ ઠામઠામ દેખાતો નથી; ત્યારે હવે એ કોઈ કેવો હશે?* કહે છે કે (૧) ધીર (૨) અમૃતત્વનો ઇચ્છુક અને (૩) ઇંદ્રિયોને અંદર વાળી લે એવો.

(૨) ધીરઃ–ધીરજવાળો; કાર્યાકાર્ય કે ધર્માધર્મના પ્રસંગે સાચી દિશાને જોઇ શકે; સત્ય અને અસત્યનો નિર્ણય કરી સત્યને અનુસરી શકે એવી બુધ્ધિવાળો. ભગવદ્‌ગીતાના અઢારમા અધ્યાયના ત્રીસમા શ્લોકમાં જે સ્થિર બુધ્ધિ કહી છે તેવાં લક્ષણવાળો; એ શ્લોક આ પ્રમાણે છે :—

प्रवृत्तिं च निवृत्तिं च, कार्याकार्ये भयाभये।
बन्धं मोक्षं च या वेत्ति, बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥

*અર્થ :* જે બુદ્ધિ (વિવેકશક્તિ) પ્રવૃત્તિ (જે વૃત્તિ વિષયનું જ ચિંતન અને એની પ્રાપ્તિનાં સાધન માટે જ વિચાર કે કર્મ કરાવે તે અને નિવૃત્તિ (જે વૃત્તિ આત્માકાર રહીને, આત્મલાભને માટે અંતઃકરણમાં સત્ત્વગુણનો આશ્રય રાખી વિચાર કે કર્મ કરાવે તે)ને, (આત્મજિજ્ઞાસા માટે થનારા) કાર્યને અને અકાર્ય (અનાત્મચિંતન માટેના કાર્ય) ને, ભય અને અભયને તથા બંધ અને મોક્ષને સમજી શકે છે એ બુદ્ધિ જ સત્ત્વગુણી છે.

આવો વિવેકબુદ્ધિવાળો પુરુષ ધીર કહેવાય છે, પુરુષ આવો ધીર ન હોય, તો વિષયચિંતન અને એની પ્રાપ્તિ માટેના કર્મોમાં જે વિઘ્નો આવે છે

તેના કરતાં પણ અસંખ્ય કોટિ અંતરાયો, વિવેકીને મુમુક્ષુ દશામાં આવી પડે છે; એટલા માટે જો બુધ્ધિમાં સત્ત્વગુણી વિવેક અને દ્વંદ્વોથી મુકત અને નિશ્ચલ રહેવાની માનસિક સહિષ્ણુતા અને શારીરિક તિતિક્ષા ન હોય તો, એ માર્ગે એક ડગલું પણ આગળ ભરી શકાય એમ નથી.

આવો કોઈ વિરલો સાધક ધીર હોય, સહનશક્તિની પરાકાષ્ટાએ પહોંચેલો હોય, પણ જો એની પ્રચ્છા અમૃતત્વની ન હોય તો એ નકામો છે. એટલા માટે ત્રીજો અધિકાર અમૃતની ઇચ્છાનો આવે છે.

(૩) અમૃતત્વનો ઈચ્છુક :—" સુખ અને દુઃખમાં સમદષ્ટિ રહેનાર ( એવાં દ્વંદ્વોથી ચિત્તને ચંચલ કે વિક્ષિપ્ત ન થવા દેનાર ) જે ધીર પુરુષને ઈંદ્રિયોના વિષયસ્પર્શો સતાવતા નથી તે જ અમૃતત્વનો અધિકારી કહેવાય છે." આવું ભગવાન ગીતામાં બીજા અધ્યાયના પંદરમા શ્લોકમાં કહે છે.

વ્યવહારમાં અનેક આંટીઘૂંટીના પ્રસંગો આવે, પ્રપંચના ખેલ ખેલવાના હોય, કૂટ રાજનીતિ કે કપટી વ્યવહારની આડીઅવળી રમતો રમવી હોય, તેમાં તો ઘણા પુરુષો ધીરજ રાખી શકે છે; પોતાની મુખમુદ્રા ઉપર જરા પણ વિકાર દેખાવા દેતા નથી; અંતરમાં હાલાહલ વિષ હોય છતાં પણ ચહેરા ઉપર હાસ્યના ફુવારા ઉડતા હોય એવા ઇંદ્રિયસંયમી પુરુષ હોય છે, પણ એવા પુરુષોને ગીતા ધીર કહેતી નથી, એવો દ્વિધાભાવ અહીં ઇષ્ટ નથી; અહીં તો જે અમૃતનો ઇચ્છુક હોય; અમરત્વભાવનો રસિયો હોય: અને મૃત્યુનું મોત નિપજાવી, જન્મના બીજ જેવી અવિદ્યાના અંધકારને ઉડાડી દેવા ઇચ્છતો હોય, તો જ એ અમૃતત્વને ઇચ્છે છે એમ કહેવાય.

એવો અમૃતત્વનો ઈચ્છુક ધીરજવાળો હોય અને તે દ્વંદ્વના આઘાત-પ્રત્યાઘાતથી મુકત હોય, એ ધીર કહેવાય. જે અમૃતનો ઈચ્છુક દ્વંદ્વોને હતાં નહોતાં સમજે; જન્મમરણના દેહાધ્યાસને મૂળમાંથી જ કાપી નાંખવા તૈયાર થાય, અને કેવળ મોક્ષપદની પ્રાપ્તિ માટે જ જેના અંતરમાં તાલાવેલી હોય, એવો પુરુષ જ આ તત્ત્વનો અધિકારી જિજ્ઞાસુ કહેવાય.

(૪) અન્તર્મુખી:—ઉપરના ત્રણે અધિકાર સાથે ઇંદ્રિયોને અંતર્મુખ

કરવાના સામર્થ્યવાળો હોય; એટલે કે જે ધ્યેય હોય તેમાં જ એને લગાડી દેવાની આવડત હોય.

મનુષ્ય એટલે ચિત્તમાંથી વારંવાર ઊભી થતી વૃત્તિઓ અને એ દ્વારા દસે ઇંદ્રિયો વડે કર્મ કરતો પ્રાણધારી દેહ શાસ્ત્રમાં અન્તર્મુખપણું બધા સાધનમાં શ્રેષ્ઠ ગણ્યું છે બીજી રીતે કહીએ તો પોતપોતાના ધ્યેય પ્રતિ ચિત્તનું એકધારું વલણ એ સાધકનું અન્તર્મુખપણું છે અને એ ધ્યેય છોડીને મન બીજી દિશામાં જાય એ એનું બહિર્મુખપણું છે

દૃષ્ટાન્ત તરીકે વિદ્યાર્થી ગણિતના દાખલા ગણવા બેસે, ત્યારે જો એમાં જ મન ન રાખતાં, આસપાસ એનું ધ્યાન જાય, તો એના દાખલામાં ભૂલ પડે છે. એ જ રીતે અહીં પણ સમજવાનું છે ભિન્ન ભિન્ન માર્ગના સાધકોનું મન કયાં લાગેલું હોય એ આપણે જરા તપાસીએ

(૧) જાપક અથવા મંત્રયોગી —મંત્રનો જપ કરનાર અથવા અમુક સંખ્યા અને વિધિ પ્રમાણે કોઇ મંત્ર લઇ એનું અનુષ્ઠાન કરનાર હાથથી તો જપ કર્યા કરે છે, પણ નેત્રો બંધ રાખીને મનને મંત્રના શબ્દધ્વનિમાં, મંત્રના અક્ષરો કે શબ્દસમૂહમાં અથવા મંત્રના ઇષ્ટદેવમાં પરોવી રાખે છે, આમ ન કરતાં જો મન બાહ્ય જગતમાં ભટકતું હોય તો એની મનકામના સિદ્ધ થતી નથી બહારના બધા પદાર્થોમાંથી, અને અંદર પણ બીજા બધા દૃશ્ય વિષયોમાંથી મનનો પ્રત્યાહાર કરી જ્યારે ઉપર કહ્યું તેમ એ મનને એકાગ્ર કરે છે, ત્યારે જ એની એ અન્તર્મુખી વૃત્તિ કહી શકાય છે

(૨) કર્મકાંડી :—નિત્ય, નૈમિત્તિક કે કામ્ય કર્મો કરનાર કર્મકાંડી, કર્મેન્દ્રિયોથી પૂજન, અર્ચન, દીપ, નૈવેદ્ય, હોમ સ્તવન, વિગેરે બધું કર્યે જાય છે, બહારનો બધો વિધિ સાવધાનતાપૂર્વક કરે છે, પરન્તુ એનું મન તો જે સકામ કે નિષ્કામ લક્ષ્ય લીધું હોય એમાં જ પરોવાયેલું રહે છે એ એની અન્તર્મુખી વૃત્તિ

(૩) કર્મયોગી —કુટુંબસેવા, જ્ઞાતિસેવા, જનસેવા, લોકસેવા, દેશસેવા, રાજ્યસેવા, કે એવી કોઇ પણ સેવાવૃત્તિવાળો કર્મયોગી પરહિતનાં કર્મો કરતો કરતો પણ મનને તો નિષ્કામભાવમાં જ રાખે છે, અને એ દ્વારા

લોકપ્રીતિનું લક્ષ્ય રાખી, બહુજનના આનન્દમાં પોતાના આનંદની આશા સેવી, મનને હમેશાં એ સેવાકાર્યની યોજનામાં જ પરોવી રાખે છે, એ એની અંતર્મુખી વૃત્તિ

(૪) ભક્તિયોગી :—વેદોક્ત દેવદેવતાઓ, અવતાર પુરુષો, આચાર્યો, ગુરુજનો, કે એવા જ પોતાનાં ઇષ્ટજનો પ્રતિ જેમનું મન અહૈતુકી પ્રીતિથી ખેંચાયા કરતું હોય, તે બીજા બધા વિક્ષેપો, વ્યક્તિઓ, પદાર્થો, અને માન્યતાઓનો ત્યાગ કરી કેવલ ઇષ્ટ વ્યક્તિઓ પ્રતિની પ્રેમભક્તિમાં જ મનને તરબોળ રાખે છે, એ એની અંતર્મુખી વૃત્તિ.

(૫) ધ્યાનયોગી :—ધ્યાનીની સ્થિતિ પણ ભક્તના જેવી જ છે. ભક્ત જેમ પોતાના ઇષ્ટના સ્વરૂપમાં એકાગ્રતા લાવવાની મહેનત કરે છે, તેમ યોગી પણ બધા દૃશ્ય પદાર્થોમાંથી પ્રત્યાહાર કરી એક જ ધ્યેયમાં મનને પરોવીને ધારણા-ધ્યાન સિદ્ધ કરે છે અને એવી રીતે ક્રમથી સવિકલ્પ અને નિર્વિકલ્પ સ્થિતિનો અનુભવ કરે છે; ધ્યેયને જ મનમાં લાવવાનો યોગી પ્રત્યાહાર કરે એ એની અંતર્મુખી વૃત્તિ

(૬) વિજ્ઞાનશાસ્ત્રી, લોકસંગ્રહી, કે વ્યવહારકુશલ પુરુષો પણ પોતપોતાના ધ્યેયને જ હમેશા વળગી રહેવાનો પ્રયત્ન કરતા રહે છે, અને બહારથી એની સિદ્ધિ માટે પ્રયોગો, કામકાજ કે વ્યવહારના સાધનો ફેરવે, પણ મનમાં તો એક જ લક્ષ્ય સ્થિર રાખવાનો જે પ્રયત્ન હોય છે તે એમની અન્તર્મુખી વૃત્તિ.

(૭) જ્ઞાનયોગી :—વિશુદ્ધ કેવલાદ્વૈતનો લક્ષ્યાર્થી જિજ્ઞાસુ કે મુમુક્ષુ, ચિત્તને બલવાન બનાવવા માટે ધ્યાન, વિચાર કેળવવા માટે શ્રવણ અને મનન, તથા ચિત્તની પ્રસન્નતા માટે શ્રી સદ્‌ગુરુના અનુગ્રહ દ્વારા, ધ્યાન વખતે એકાન્તમાં અને વ્યવહારકાર્યે વાનમાં રાતત, નામરૂપનો બાધ કરી, સર્વત્ર સચ્ચિદાનંદનો દર્શન-અનુભવ કરે, પ્રત્યેક કર્મમાં અકર્મ-સહાને જુએ, અને યોગ તથા જ્ઞાન એટલે કે ધ્યાન અને વિચાર ઉપર સર્વોચ્ચ ભાગ્ન કેળવે એ એની અન્તર્મુખી વૃત્તિ.

અન્તર્મુખ અને બહિર્મુખ શબ્દનો આપણે વ્યવહાર કરીને છીએ,

ત્યારે સામાન્ય એમ જ સમજાય છે, હઠયોગનાં આસન પ્રાણાયામ દ્વારા, અથવા રાજયોગનાં ધ્યાનધારણાનો આશ્રય લઈ વિક્ષેપ ન થાય એવા એકાન્ત સ્થાનમાં બેસી આસન જમાવવું, શરીરને નિશ્ચેષ્ટ કરવું, બાહ્ય જગતનું ભાન ભૂલી જવું, અને ચિત્તને એક જ ધ્યેયમાં પરોવી પ્રથમ સવિકલ્પ અને પછી નિર્વિકલ્પ અવસ્થાનો અનુભવ ચિત્તને કરાવવો. અથવા ભક્તિયોગી કે જ્ઞાનયોગીનો વિચાર કરીએ તો એઓ પોતપોતાના ધ્યેયનું જ અહોનિશ દર્શન, ચિંતન રહે અને એની પ્રેમભક્તિની વિહ્વલતાને લીધે કે અન્ય વ્યવહારમાં સમય જાય તો વિક્ષેપ થાય, તેથી ઇષ્ટદર્શન માટે સમય ન મળે, સંસારમાં રજોગુણી કે તમોગુણી લોકોનો સંસર્ગદોષ લાગે, એવા બહુજનસંગ અને સંસારભયથી સમસ્ત લૌકિક વ્યવહારનો ત્યાગ કરી, કેવળ ભિક્ષાને જ નિર્વાહનું સાધન બનાવી, એકાન્તમાં જ સ્થાન શોધીને વારંવાર અનિત્ય, અને નશ્વર પદાર્થોને મનમાંથી દોષદૃષ્ટિવાળા વૈરાગ્યથી કહાડી નાંખી ઇષ્ટના સ્મરણમાં ચિત્તને પરોવવાનો જ પ્રયત્ન કર્યા કરે છે.

અન્તર્મુખપણાનો આ અર્થ તદ્દન સ્વાભાવિક છે; પરન્તુ ઉપર સુધી જેટલી દશાઓ ગણાવી એમાં એક મુખ્ય વાત એ તરી આવે છે કે સાધકની દૃષ્ટિ આગળ બે વસ્તુઓ છે; એક એણે માનેલું પરમાત્માનું સ્વરૂપ, અને બીજું પરમાત્મા વિનાનું જગત્, જગત્ના પદાર્થો, ત્રણ ગુણવાળો લોકસમૂહ અને એવું એવું અનેક ભેદવાળું આ વિશ્વ-બ્રહ્માંડ.

પરન્તુ વિશુદ્ધ જ્ઞાનયોગની વાત કરીએ ત્યારે એમાં અન્તર્મુખી કે બહિર્મુખી એવી વૃત્તિનો વિચાર ન કરતા વિષયાકાર અને બ્રહ્માકારવૃત્તિની વાત આવે છે; જ્ઞાનયોગનો સાચો અધિકારી એ જ કહેવાય કે જેનું અન્તઃકરણ શુદ્ધ હોય; એ શુદ્ધિ એટલે સમસ્ત દ્વૈત વાસનાના ભેદનો અભાવ. એના મનમાં દેહાધ્યાસવાળી દૂષિત ભાવનાનો ઉચ્છેદ થઇ ગયેલો હોય;' અને વેદાન્તના શ્રવણ દ્વારા નિત્યાનિત્ય વસ્તુના વિવેકનો ઉદય થયો હોય.

અસ્તુઃ આને માટે સો આપણે આગળ ઉપર વિચાર કરશું; અત્યારે તો એટલો જ વિચાર કરવાનું છે કે ઉપર, મથાળે જે ત્રણ મુદ્દા લીધા છે એમાં (૧) કોઇ, (૨) ધીર, (૩) અમૃતત્વનો ઇચ્છુક, અને (૪) અન્ત-

મુખી સાધક હોય તે જ (૧) શ્રદ્ધા (૨) ભક્તિ (૩) અને યોગની એકવાક્યતા કરી શકે છે. પ્રથમ કહી ગયા છીએ કે :—

(૧) પોતાના લક્ષ્યમાં સ્પષ્ટ હોવો જોઇએ.

આનો ઉત્તર આપણને, આ ચાર સાધનમાં મળી જાય છેઃ સાધકનું મુખ્ય લક્ષ્ય હોવું જોઇએ જન્મમૃત્યુથી રહિત એવું **અમૃતત્વ**. જ્યાં સુધી ભોગવાસના છે ત્યાં સુધી શરીર જોઇએ; શરીર માટે જન્મમરણ અવશ્યંભાવી છે; જન્મ અને મૃત્યુ માટે કર્મનો વિધિનિષેધ જોઇએ; જે કર્મથી સુંદર, સુઘડ, વિષયભોગને ભોગવવાના સામર્થ્યવાળું શરીર મળે તે માટે સાવધાનતા અને પ્રયત્ન, અને એમાં જેનાથી વિઘ્ન આવે, વ્યાધિ આવે, મૃત્યુ આવે, એવાં વિઘ્નોને દૂર રાખવાનો અર્થાત્ મૃત્યુના નિવારણનો અર્થ પ્રયત્ન એ અવશ્ય રહેવાનાં; જ્યાં કર્મો ત્યાં એટલે **શરીર** જોઇએ, આમ શરીરને માટે કર્મ અને કર્મને માટે **શરીર**, એ બીજ અને વૃક્ષનાં રક્ષણ અને ઉત્પત્તિની પેઠે ચાલ્યાં જ કરવાનું. આટલા માટે **શરીર** અને કર્મ એ આપણાં લક્ષ્ય નહિ, પણ **અમૃતત્વ—અમરભાવ**—જ આપણું લક્ષ્ય જોઇએ; એ અમરભાવ જ પરમાત્મા છે; પરમાત્માજ જન્મમરણ રહિત, સંસાર, વિષયો, કે ભોગભૂમિ વિનાના છે; એ લક્ષ્ય જ હોવું જોઇએ, એ સ્પષ્ટ વાત છે.

(૨) જેવું લક્ષ્ય હોય તે પ્રમાણે જ આપણે સાધન ગોઠવવાં જોઇએ; લક્ષ્યમાં અમૃતસ્વરૂપ, અદ્વૈત પરબ્રહ્મ જ ગોઠવ્યું હોય, તો સાધન પણ અદ્વિતીય, એક અને અખંડ હોવું જોઇએ; લક્ષ્ય લોકપરલોકથી—વ્યક્ત અને અવ્યક્તથી, ક્ષર અને અક્ષરથી, પ્રકૃતિ અને પુરુષથી પરાત્પર હોય તો સાધન પણ અલૌકિક હોવું જોઇએ.

અલૌકિક સાધન માટે **વિચાર** કરીએ અહંકાર અને બુદ્ધિથી માંડીને ઇંદ્રિયો અને ઇંદ્રિયોના વિષયો સુધી બધું લૌકિક છે; આપણે પ્રાપ્તિ કરવી છે અલૌકિકની એટલે એ દૃષ્ટિએ એ નકામા છે; પરંતુ નકામા કહી નાખવાથી ચાલે એમ નથી; એ એની પ્રાપ્તિમા નકામાં છે, કામમા આવે એવાં નથી. એનો અર્થ એ થાય છે કે એ બધાં અનિત્ય અને કૃતપદાર્થ છેઃ એટલે નિત્ય અને અનિત્યનો સંબંધ અનિત્ય જ રહે એ દૃષ્ટિએ નિત્યના

સયોગવિયોગ વિનાના યોગ માટે તો નિત્યનો જ નિત્યની સાથે યોગ કરવાનો છે

શાસ્ત્ર તો કહે છે કે આત્મપદાર્થ નિત્ય પ્રાપ્ત છે, સર્વત્ર છે, સ્વપ્રકાશ અને સ્વસવેદ્ય છે, એટને એની પ્રાપ્તિમા-નકામા જેવા લાગતાં બુદ્ધિ અને ઇદ્રિયોથી એની પ્રાપ્તિ નથી થતી એ વાત સાચી હોવા છતા એમા વિઘ્ન નાખે એવાં તો છે એટલે એને નિર્વિઘ્ન કરી નાખવા જોઇએ ટૂકામા એને મિત્ર બનાવવા જોઇએ, ડહાપણાં થાય અને શાંત થઈને બેસી રહે એવી રીતે એને કેળવવા જોઇએ

એનો શત્રુભાવ જાય એટને એ મિત્ર બને, એ શત્રુભાવ કહાડી નાંખવા માટે એને પવિત્ર બનાવવાં જોઇએ, પણ વચમા એક બીજો મુદ્દો આવે છે એ બુદ્ધિ તથા ઈદ્રિયો પરિચ્છિન્ન છે, તેથી બીજા પરિચ્છિન્ન આધાર વગર વિષયોના ચિન્તવન અને સયોગવિયોગ વિના રહે એવાં નથી એની વિષયોના પ્રદેશમાં થતી દોડધામ રમત અને એમાંથી એને જે આનદ મળે છે, તે એની ભૂલ છે એવુ એમને સમજાવવુ જોઇએ

બધી ઇદ્રિયોની રાણી બુદ્ધિ છે અને રાજા અહકાર છે એ રાજારાણીને પક્ષમાં લેવા જોઇએ, એમને સમજાવી આજ્ઞાધીન વિદ્યાર્થી બનાવીને હમેશા શુદ્ધ આત્મવિચારમા નિમગ્ન રહે એવાં શક્તિશાળી પણ કરવા જોઇએ

આમ કરવા માટે કોમળ અને કઠોર બે જાતના ઉપાયો છે જપતપ કરવા, ઉપવાસ કરવા, બીજી શારીરિક તપશ્ચર્યા કરવી, આસન પ્રાણાયામ વગેરે સાધવા-આ બધા કઠોર ઉપાયો છે, અને એમને બલાત્કારે વશ કરવા જેવુ છે.

બીજો કોમળ ઉપાય આત્મવિચાર અને પ્રેમભક્તિનો છે-લક્ષ્યતત્ત્વ પ્રતિ પ્રેમ ઉપજાવવો, આનદ પોતાના સ્વરૂપનો જ છે, અને જેમ જેમ વિષયોમાથી હઠીને સ્વરૂપની સાથે સબધ બધાય તેમ તેમ એમાથી આનદ રસ આવતો જાય છે, એટલે એવી પ્રેમભક્તિ કે જેને શાસ્ત્રમા સાત્વિક વૈરાગ્ય કહે છે. એ દ્વારા એ બધાને ડહાપણા બનાવી હમેશાં આત્મ વિચારની ટેવ પડે એવો અભ્યાસ કરાવવો એ છે

આવી રીતે અંતઃકરણ ચતુષ્ટય અને ઇદ્રિયોથી એની પ્રાપ્તિ થતી

નથી એ વાત જેટલી સાચી છે, તેટલી એમની મિત્ર ભાવે સહાયતા અવશ્ય લેવાની છે; એટલા માટે જે વખતે કઠોર કે કોમળ એવાં જે જે સાધનની જરૂર પડે, એમાં વિવેક વાપરી સાધકે સાધના કરવી જોઈએ.

(૩) સાધનનો નિર્ણય થયા પછી એમાં એકનિષ્ઠ ભક્તિ હોવી જોઈએ; પ્રત્યેક ઉર્ધ્વગતિના માર્ગે જનારા સાધકને લગભગ નીચે પ્રમાણે વિઘ્ન આવે છે:—

(ક) જ્ઞાનપ્રાપ્તિમાં જો કે એક અદ્વૈત વિચાર જ મુખ્ય અને અંતરંગ સાધન છે, તથાપિ એનાં સહકારી સાધન તરીકે સત્સંગની આવશ્યકતા રહે છે; એ સત્સંગમાં અનેકવિધ સ્વભાવના સન્તોનો સંગ કરવામાં તાજા સાધકને બહારનાં લક્ષણથી જ પરીક્ષા કરવાની, અને ઘણે ભાગે લક્ષ્યવસ્તુનો એ જે બોધ આપે છે, તેના તરફ વૃત્તિ ન રાખતાં, એમના વ્યવહારનાં લક્ષણો જ જોવાની ટેવ પડે છે; બાહ્યદ્રષ્ટિ નિર્મૂળ ન થઈ હોવાથી કોઈની ક્યાશ્રેણિ તો કોઈનો બાહ્યત્યાગ, કોઈનો વિશાલ શિષ્ય સમૂહ, તો કોઈને એ શિષ્ય સમૂહમાં જગતમાં 'મોટા' મનાતા લોકની ગણતરી; કોઈને એકાન્ત—પ્રેમની તો કોઈને અરણ્યવાસ, હિમાલયવાસ, કે એવી વિભૂતિ તરફ દ્રષ્ટિ જાય છે; કોઈ વિદ્વત્તાથી આકર્ષાય છે તો કોઈ ભજનભાવ અને નિર્ગુણી અનુભવ વાક્યોમાં ખેંચાઈ જાય છે: આમ થવાથી પરિણામ એ આવે છે કે સાધનમાં જે એકનિષ્ઠ ભક્તિ રહેવી જોઈએ તે રહેતી નથી અને સન્તો પોતપોતાના સ્વભાવ પ્રમાણે ભિન્નભિન્ન રીતે ઉપદેશ આપે, તેથી સાધન-વિષયમાં શંકાઓ વધતી જાય છે.

(ખ) આવું જ શાસ્ત્રોના વિષયમાં બને છે: એક ભગવાન શંકરાચાર્યના કેવલાદ્વૈતની જ વાત કરીએ, તો એનો અનુભવ કરવા માટે અનેક પ્રક્રિયાઓ છે.

(૧) કોઈ પંચકોશની પ્રક્રિયાથી આત્મતત્ત્વનો બોધ કરે છે.
(૨) કોઈ ચાર અવસ્થા અને ચાર શરીરની પ્રક્રિયાથી આત્મતત્ત્વ સમજાવે છે.
(૩) કોઈ આભાસવાદ વડે અદ્વૈત સિદ્ધ કરે છે
(૪) કોઈ સૃષ્ટિ—દ્રષ્ટિવાદ દ્વારા પરમતત્ત્વની ઓળખાણ આપે છે.

(૫) કોઈ દષ્ટિ-સૃષ્ટિવાદવડે બ્રહ્માનુભવ કરવાની વાત મળે ઉતારવડું કહે છે.
(૬) કોઇ પ્રતિબિમ્બવાદથી વસ્તુ સમજાવે છે
(૭) કોઈ અવચ્છેદવાદથી ઓળખાણ પડાવે છે
(૮) કોઈ એકજીવવાદથી તત્ત્વની વ્યાખ્યા કરે છે
(૯) કોઈ અજાતિવાદથી તો કોઇ પ્રૌઢીવાદથી તત્ત્વને સિદ્ધ કરી બતાવે છે
(૧૦) આ ઉપરાંત બીજી અનેક પ્રક્રિયાથી, એક જ અદ્વૈત તત્ત્વનો અનુભવ થઈ શકે છે, એવુ વેદાન્તના ભિન્ન ભિન્ન પુસ્તકોમા સમજાવેલુ છે

અને તેથી સાધક અનેક સન્તોની વાણી, રહેણીકરણી અને વિવિધ વેદાન્તગ્રન્થોના શ્રવણથી, પોતાના સાધન વિષયમા એવી તો ગડબડ-ખીચડી કરી મૂકે છે કે છેવટે જ્યા જુઓ તો આવા વિવિધ મતનુ રહસ્ય કેવલ એ પ્રમાણે કેવલાદ્વૈતનો અનુભવ કરવાનુ છે. અને પોતપોતાના સ્વભાવ અને મતિગતિ પ્રમાણે જે સિદ્ધાન્ત અનુકૂળ લાગે તે પ્રમાણે સાધન કરવુ જોઈએ એવુ ન સમજતા, આ સાચુ ને પેલુ ખોટુ, એમ બુદ્ધિમાં ડહોળાણ થઈ જાય છે અને એક પણ સાધનમા ભક્તિ રહેતી નથી.

એટલા માટે આત્મજ્ઞાન કેળવો બહુ લાંબી પહોળી શાસ્ત્રચર્ચા, કે બહુ તર્કથી બુદ્ધિમા વિચારશૂન્યતા અને ચિત્તમા વિક્ષેપ આવી પડવાનો સંભવ છે ઉપરાન્ત આ સન્ત અને પેલા સાધુ આ પુસ્તક અને પેલુ પુસ્તક, એમ ફાંફાં મારવાની એવી તો ખરાબ ટેવ પડી જાય છે કે પછી એ સ્વભાવ લાભ કરશે કે હાનિ એટલુ વિચારવાની પણ બુદ્ધિ રહેતી નથી

સાધ્ય નક્કી થયુ, એ પ્રમાણે સાધન સમજી લીધા પછી આપણને જે માર્ગ, જે સાધન અનુકૂળ લાગ્યું, તે પ્રમાણે પ્રથમ એ રીતે અનુભવ લેવો પછી એ અનુભવ સાચો છે કે ખોટો, તેની એવા સાધનનો ઉલ્લેખ હોય તેવા પુસ્તકો તપાસી જોવાં. ઉપર કહ્યું તેમ એક કેવલાદ્વૈતની નિષ્ઠા માટે જ અનેકવાદ છે અને માટે ઘણા પુસ્તક છે, એ બધાનો ઉલ્લેખ કરવો અહીં આવશ્યક નથી પણ ઉપનિષદોમા જ જોઈએ તો જણાશે કે ભિન્ન ભિન્ન આચાર્યોએ, ભિન્ન ભિન્ન પ્રસંગોએ, જેવી યોગ્યતાવાળા શિષ્યો એમની

પામે આવ્યા તે પ્રમાણે ઉપદેશ આપ્યો છે. કઠોપનિષદ્‌માં નચિકેતા અને યમરાજના આખ્યાનમાં નચિકેતા એક સરલ સ્વભાવનો બાળક છે, તો યમરાજ સમસ્ત વિશ્વને સંયમમાં રાખનાર સાક્ષાત્ કાલભગવાન્ છે. કેનોપનિષદ્‌માં ઉમા રૂપી આચાર્યે યક્ષના દૃષ્ટાન્તદ્વારા દેવતાઓને ઉપદેશ આપ્યો છે. મુંડકોપનિષદ્‌માં પ્રજાપતિ આચાર્ય બને છે, છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદ્‌માં વિવિધ અધિકારીઓને વિવિધ પ્રકારે ઉપદેશ મળ્યો છે. વિદ્વાન્ હોવા છતાં શોકાન્વિત રહેનાર નારદને સનત્કુમાર ઉપદેશ આપે છે. રાજા જનક અને યાજ્ઞવલ્ક્યના ઉપદેશની પણ વાત આવે છે. ઇંદ્ર અને વિરોચનની કથાથી સમજાય છે કે પ્રજાપતિએ વિરોચનને એના અજ્ઞાનને લીધે ૧૦૧ વર્ષ પછી બ્રહ્મવિદ્યા સમજાવી. કોઇ કોઇ ઠેકાણે આકાશવાણીથી ઉપદેશ મળ્યો છે. એક ઠેકાણે અભિમાની પુત્ર શ્વેતકેતુને પિતા ઉદ્દાલકે નવ વાર ઉપદેશ આપ્યો છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌મા પરસ્પર વાદ-વિવાદ કરતાં અભીષ્ટ તત્ત્વ સુધી પહોંચી જવાની વાત છે. કહેવાનું તાત્પર્ય એ છે કે ઋષિઓ, સન્તો, સિદ્ધાન્તો, કે ઉપદેશની પદ્ધતિઓ ભિન્ન ભિન્ન છે ને ભિન્ન ભિન્ન રહેશે, પણ સાધકે પ્રથમ એક જ સાધનપદ્ધતિનો સ્વીકાર કરી એ પ્રમાણે અનુભવ કરી લેવો, અને પછી જ—પોતે પોતાનો અનુભવ લીધા પછી જ—બીજા સિદ્ધાન્તો કે મતમતાન્તરો જોવા ઇષ્ટ છે.

આવા અનેક સિદ્ધાન્તો, સન્તો, પુસ્તકો કે ઋષિઓનાં વાક્યોમા જરાયે દોષ નથી, પણ એ બધા એક જ સ્વભાવના સાધક માટે નથી, તેથી અધિકારભેદે એમાં ભેદ જણાય છે; પરન્તુ જો નવીન સાધક એ ભેદની તુલના, પરીક્ષા અને ચર્ચામાં જ ઊતરી પડે, તો જે ભેદબુદ્ધિ કહાડી નાખીને એને અભેદબુદ્ધિ કેળવવી છે, એમા આવી વૃત્તિ વિઘ્નકર્તા થઇ પડે છે.

આવી વૃત્તિને ચંચલ કહો, બહિર્મુખી કહો, અનાત્મ કહો, શંકાશીલ કહો, અસંભાવના અને વિપરીત ભાવનાવાળી કહો, જે કહો તે, પણ સાધકને જ્યા સુધી યત્કિંચિત્ પણ અનુભવ ન થાય, અને પોતાનું સાધન બીજા સાધન જેટલું જ શ્રેયસ્કર છે એવું ન સમજાય, ત્યાં સુધી હિત કરતી નથી જ.

અદ્વૈત તત્ત્વના ઉપાસક ! પરંબ્રહ્મના ધ્યાની, નિજાત્મ સ્વરૂપના

જિજ્ઞાસુ ! વિચાર કરીને અંતઃકરણમાંથી એક પરમતત્ત્વની આકાઙ્ક્ષા સિવાયની બીજી બધી દ્વૈતભાવના કાઢીને,

(૧) લક્ષ્ય ઠીક કરીને,

(૨) એ લક્ષ્ય જ સાધ્ય છે, તો પછી એ પ્રમાણે અનેક સાધન સમૂહમાંથી તારે પોતાને માટે જે અનુકૂળ સાધન કે સિદ્ધાન્ત હોય તે સ્વીકારીને તે પ્રમાણે સાધના કરવા માંડ

(૩) અને એ સાધન દ્વારા જે અનુભવ થાય, એનો એ જ શાસ્ત્રોના વાક્ય અને એ જ માર્ગે સાધના કરનારા સન્તોના અનુભવ સાથે તાળો મેળવી લે પછી એમાંથી લપસી ન પડાય આજ આ, તો કાલ બીજું એવી બહિર્મુખી, કે ચંચળ વૃત્તિ ન થાય એની સાવધાનતા રાખ

આત્મસાક્ષાત્કાર માટે વાસનામુક્ત ચિત્ત અને વિક્ષેપ રહિત અન્તઃકરણ જોઈએ વાસના એટલે દ્વૈતનો મોહ દૃશ્યમાં ભોગબુદ્ધિ અને દેહાધ્યાસની દૃઢતા, નિઃસ્વાર્થ, નિષ્કપટ અને ભગવદર્પણબુદ્ધિથી કરેલાં કર્મકાંડ, કર્મયોગ કે વ્યવહારથી વાસનાનો ક્ષય થઈ ચિત્ત શુદ્ધ થાય છે, એ શુદ્ધચિત્ત એટલે જ વાસનામુક્ત ચિત્ત

વિક્ષેપ થવાનું કારણ સાધન વિષયમાં સંશય અને પરમતત્ત્વમાં ભક્તિનો અભાવ છે સાધ્યનો નિર્ણય કરી સાધનમાં શ્રદ્ધા રાખી, લક્ષ્ય પ્રતિ અહૈતુકી ભક્તિ કેળવવાથી વિક્ષેપ દૂર થાય છે આવું શુદ્ધ અને એકાગ્ર ચિત્ત ક્રમે નિસ્પંદ બની બ્રહ્માકારવૃત્તિથી નિદિધ્યાસન વડે આત્મ-સાક્ષાત્કાર કરી શકે છે

આટલું વિચારીને સાધક ! તું અભ્યાસ વૈરાગ્યના એક સરખા બળ વડે યથેષ્ટ સુખ મેળવી-કેળવી લે

પરમકૃપાળુ ગુરુદેવ આપણને આ માર્ગમાં સંપૂર્ણ સહાયતા કરે એ વિનમ્ર પ્રાર્થના છે !

# અવધૂતનાં જૂથ

## [ ભજન ]

[ રાગ-જનની જીવોરે ગોપીચંદની ]



દૂરે દૂરે ડેરી ઉભી દેવની
ચાલી જાતી હંસલાની હારજી !
માયલી ઝબૂકે અનહદ રોશની
બાજે ઘેરા તંબુરાના તારજી !
ઝંખ્યાં જૂથ અઘોરી અવધૂતનાં !

એળે કૈં કૈં આયખાંઓ ગાળીને
ઉતાર્યો ઉરઆંધીના ઓથારજી !
સપનાં સંતાડયાં સુગને લોચરે
મીલનુંના અલખને ઓવારજી !
ઝંખ્યાં જૂથ અઘોરી અવધૂતનાં !

ગેબના ગુલાલ અંતર વેરિયા
ડીલે ચોળી માયાની રાખોડીજી !
વિખને અમૃતશું ગટકાવતા
ભેદને અભેદમાં ઝબકોળીજી !
ઝંખ્યાં જૂથ અઘોરી અવધૂતનાં !

જીવનમાં એને ન બીજા ઓરતા
એક જ ચૂવે અંચળે પરકાશજી !
સમંદરનાં પાતાળપાણી ખેદવાં
એક જ સાચાં મોતી કેરી આશજી !
આંખ્યાં જૂથ અઘોરી અવધૂતનાં !

મૂકી ધોરી પંથ એ તો કાપતા
ઘોર વનની અગોચર વાટજી !
લીધા એણે આનંદના દંડરે
કમંડલમાં આતમના ચળકાટજી !
આંખ્યાં થ અઘોરી અવધૂતનાં !

— ચપેશ



## ગુરુ સ્તવન

જયગુરુ વંદન, ભવદુઃખ ભંજન,
મુનિમન રંજન, આનંદ. કંદન.—ટેક
ભક્તિ મુક્તિ અભય-વરદાતા,
જ્ઞાતા, જ્ઞાન સુધારસ પાતા,—જય ગુરુ૦
બ્રહ્મસ્વરૂપ સકળ ગુણ સ્વામી,
પદકંજરજ મહું શિર નામી—જય ગુરુ૦
નિર્ગુણ, નિર્ભય, ચિદાનંદઘન,
દાસ રવિ કરે અર્પણ તન મન.—જય ગુરુ૦

—રવિશંકર અર્જુન સોમપુરા

# * દર્શનતૃષ્ણા

[ માડ ]



નાથ ! શોધું ક્યાં તારો નિવાસ રે,
પન્થ દોરો દયને પ્રકાશઃ

દેશ• વિદેશે ને નિર્જન વગડેરે શોધી વળ્યો તુજ ભોમ,
ભાળ મળે નહિ, સુણી શકું નહિ, ગેબનો ગુંબજ ઓમરે, નાથ !

શોધી વળ્યો મહામન્દિર–મસ્જીદ, અગિયારી–દેવળધામ;
મઠ તપોવન આશ્રમે રખડ્યો, સૂના ત્હારા વણ ઠામરે. નાથ !

ગુફાને ગહ્વર ઢુંઢી વળ્યો વળી આથડ્યો ડુંગરમાળ;
ત્રિકાળ ઝંખના ઝાંખી તણી, પણ લાધે ન ભૂધર–ભાળરે, નાથ !

જોગી જતી સન્ત સાધુને પૂછું, ને પૂછતો ઓલિયા–ફકીર;
ઠાલવે બોધના ધોધ, તથાપિ ન ઝાંખી કરાવે લગીરરે. નાથ !

વ્રત કીધાં તપ–તીર્થ કીધાં ને માંડ્યા કંઇ જપ–જાપ;
વેદ–વેદાન્ત કે જ્ઞાનને વાંચન, થતો ન તારો મેળાપ રે. નાથ !

" ઘટ ઘટમાં છું પ્રકટ રૂપ હું દૂર છતાં વસું ઉરઃ
" દિલને દેવળ નિરખી શકે જેની કીકીમાં આતમનૂરરે. " નાથ !

જીવનના ગૂઢ ગર્ભાગારે, ગેબી પડ્યો પડછન્દ;
રોમરોમે–ગૂંજે વ્યોમ ને ભોમે, શબ્દ " સચ્ચિદાનન્દ " રે નાથ !

— ભાઈલાલ ચ. બક્ષી



* એક અંગ્રેજી પ્રાર્થના પરથી સૂચિત. • Church–ખ્રિસ્તીઓનું.

# દીવાળી

( प्रवासी-स्वप्नदत्त—विचार घमळ )



दीपोत्सवो पातु च. ।

दीवाळीना पर्वथी, घट दीपक प्रगटाय;
मोग वासना फट्ट फुटे, शांति सदानी थाय.

ब्राह्मण, क्षत्रिय, वैश्य ने शूद्र ए चार वर्णोना આવળી, વિજયાદશમી, દીપાવલી ને હોળી એ ચાર મહોત્સવો આર્ય-શાસ્ત્રોમાં નિર્ધારિત હોવાથી તેનું મહત્ત્વ છે.

दी वाळे ते दिवाळी. કોનો દી વાળે ? કોણ, કયારે અને દી વાળે ? આવો પ્રશ્ન થાય એ અયુક્ત તો નથી જ. થતી સમાધાન યથાસાધ્ય નિજ નિજની દૃષ્ટિએ સૌ કોઇ-કરે , અંતર જિજ્ઞાસા યથાધિકાર શમાવે, તેમાં કોઇને વાંધો લેવાનું કારણ ન હોય એ પણ યુકત જ છે.

દીવાળીના છ દિવસ બારસથી બીજ સુધીના સામાન્ય રીતે પર્વના ગણાય છે. તેમા પ્રથમ વાઘબારસ છે. વાઘ એ નામ સર્વ-ભક્ષક કાળસૂચક મનાય અને તેનાથી મુક્ત થવા યમ-સંયમ-શક્તિના દેવને ત્રયોદશીએ દીપદાન કરાય. કાયા કોડિયામાં ભરેલું તૃષ્ણાતેલ અને વાસનાવાટ, જ્ઞાનાગ્નિથી સળગાવાય-નહિવત્ કરાય, એવા કંઇક ભાવથી ધનતેરસે ' યમ દીપદાન ' કરવાનો શાસ્ત્રાદેશ છે. જ્ઞાન એ જ ખરૂં ધન છે. ધનને ધોવું, પૂજવું, નિર્મળ કરવું, સંશય વિપર્યય રહિત બનાવવું અને નિજ સ્વરૂપમાં સ્થિત થવું આવું કંઇક સમજાય છે. કદાપિ ભૌતિક ધન

પોવાનું હશે તો, તેની શુદ્ધિ તો દાનાદિકથી જ શાસ્ત્રે કહી છે અન્યાયથી મેળવેલ ધન અશુદ્ધ છે, એમ જ્ઞાન પ્રકાશે જોવું અને ફરી તેવી રીતે ન મેળવાય એ માટે સાવધ રહેવું, આવું સૂચન પણ કાં ન હોય ?

ચૌદસને નરક ચતુર્દશી કહે છે. તે દિવસે શ્રીકૃષ્ણે નરકાસુરને મારી, તેણે રૂંધેલી કન્યાઓને પોતાની બનાવી છે. સકલ અનર્થનું મૂળ કામ, એ જ નરકાસુર, તેણે રૂંધેલી આંતર વૃત્તિઓને આત્માભિમુખ બનાવવી–સ્વમાં શમાવી દેવી, અર્થાત્ નિવૃત્તિક થવું, આવો ભાવ કાં ન હોય ? આમ થયા વિના કામ અને કર્મની જાળથી બચાવાનું તો નથી જ.

અમાવાસ્યાએ સકલ દુઃખભંજક વિક્રમાદિત્યે આર્યસંસ્કૃતિની વિરોધી સંસ્કૃતિને પરાસ્ત કરી, તેનો ઉત્સવ પ્રજાએ દીપાવલીથી પ્રદર્શિત કર્યો, એમ કહેવાય છે. અન્ય મતે મહાવીર ભગવાન નિર્વાણ પામ્યા અથવા કોઇ પ્રકારે મહાવીર નામ સાર્થક થયું, તેથી અનુયાયીઓએ આ ઉત્સવ ઉજવ્યો. આ શું સૂચવે છે ? આસુરી સંપદનું આક્રમણ કરી દૈવી સંપદથી ભૂષિત થઇ મહાવીર પદને પામો, તો જ મનુષ્યનું મનુષ્યત્વ છે. આ આમ ન મનાય ?

પ્રતિપદગિરિને ઉપાડી ગોકુળનું રક્ષણ પ્રભુએ કર્યું. એનું તત્ત્વ અંતરમાં ઉતારવાનું નથી શું ? લૌકિક કથા અંતરના ભાવોને સ્ફુટ કરે છે. શ્રી પરમાત્મશરણ હોય; સર્વશ્રેય આરાધન અકસ્માત્ આવી મળશે. નવા વર્ષના આરંભે ગતની સમાપ્તિમાં લાભહાનિનું સરવાયું કઢાય અને હવે લાભ જ હોઇ હાનિથી કેમ બચાય તેની રૂપરેખા ડાહ્યાએ દોરે છે. આત્મનિરીક્ષણ કરો, આત્મશિક્ષણ ધરો, આત્મસંયમ સાધો. આમ કેમ ન કહેવાય ?

– યમ દ્વિતીયા–સંયમના પતિ ' યમદેવ ' ગર્વ સાધનમાં સુજ્ઞ

કહ્યા છે. એ વિનાનાં અન્ય સાધન અસાધન મનાય છે. શ્રી પરમાત્મશરણ લેનારને તે પોતે જાતે આવીને મળે છે, આ સાધકે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. હવે ઉપરના પ્રશ્નને વિચારો, ઉત્તર શોધો, યોગ્ય ગ્રહો, અયોગ્યને ક્ષમાપૂર્વક ત્યાગો, તો દીવાળી પર્વ ઉજવ્યાનું જરૂર સાર્થક થશે.

" દીનના દીકરીઓ તણી, જનની ઇચ્છા જે;
નૂતન વર્ષે આપને, અશુભા પીડો ન તે. "

卐

" જેના ઉપર અત્યારે તમે વિશ્વાસ રાખી બેઠા છો તે બધી સાંસારિક વસ્તુઓ તમારો નાશ કરશે, તમને નિરાશા, ચિન્તા, તથા દુઃખની ઊંડી ખાઇઓમાં ફેંકી દેશે એટલા માટે ચેતો ! ચેતો ! સત્યને મજબૂત પકડી અને બાહ્ય વસ્તુઓના કરતાં સત્ય ઉપર વધારે શ્રદ્ધા રાખો. જ્યારે મનુષ્ય બાહ્ય વસ્તુ કે સંપત્તિ ઉપર વધારે વિશ્વાસ રાખે છે, ત્યારે ત્યારે તે અવશ્ય નિષ્ફળ થાય છે. પ્રકૃતિનો નિયમ જ એવો છે. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો એટલે તમે સુરક્ષિત રહેશો, ઇંદ્રિયોના પંજામાં સપડાશો નહિ. આસપાસના લોકોના જાદુમાં ફસાઇ પડશો નહિ સાંસારિક સબંધો અને બંધનો તમને ચિન્તા અને દુર્ભાગ્યની જાળમાં બાંધી લેશે, માટે એમાથી મુક્ત થાઓ સત્ય પર વિશ્વાસ રાખો, ઇશ્વર સાથેની તમારી એકતાનો અનુભવ કરો, એટલે, ખરેખર ! તમે મુક્ત જ છો જગત તમારા આત્મસ્વરૂપથી વધારે મહત્ત્વનું છે એવી કલ્પના પણ મનમા આવવા દેશો નહિ. તમારી જાતને ઇંદ્રિયોને અધીન, શોચનીય અને ક્ષુદ્ર અહંકારવાળી બનાવશો નહિ ડૉક્ટર જેમ રોગીનો રોગ પોતાને ન લાગવા દેતા, તેને સારો કરે છે, તેમ તમે પણ કર્મની સાથે અનાસક્ત વ્યવહાર રાખો, અનાસક્ત સાક્ષીની પેઠે જ કર્મ કરો અને મુક્ત રહો."

—સ્વામી રામતીર્થ

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ

અને

# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

.(ગતાંકથી ચાલુ)

લેખક :—સ્વા. શ્રી. માધવતીર્થજી

## મિથ્યાત્વના પ્રકાર

### (૧૦)

બીજે દિવસે બન્ને મિત્રો મળ્યા અને તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત શરૂ થઈ :—

અરવિંદશિષ્ય :—આપણે પહેલાં યુક્તિ અને તર્કથી તત્ત્વનો નિર્ણય કરીએ, પછી અનુભવથી નિર્ણય કરીશું અને છેવટે શ્રુતિપ્રમાણથી નિર્ણય કરીશું. યુક્તિથી વિચાર કરતાં તો મને જણાય છે કે જેમ શંકરાચાર્ય જગતને મિથ્યા માને છે તેમ બુદ્ધ પણ જગતને મિથ્યા માને છે. તેથી શંકર-મત એ એક પ્રકારનો બુદ્ધ-મતનો જ ભાગ લાગે છે.

શંકરશિષ્ય :—મિથ્યાત્વના ૭ પ્રકાર નીચે પ્રમાણે બની શકે છે*—

(૧) શ્રી શંકરાચાર્યના શિષ્ય પદ્મપાદાચાર્યના મત પ્રમાણે "જે સત્ અને અસત્‌થી વિલક્ષણ હોય તે મિથ્યા કહેવાય છે."

(૨) વિવરણાચાર્યના એક મત પ્રમાણે, "જ્યાં જે દેખાય છે ત્યાં તે પરમાર્થથી નથી, અથવા પોતાના સ્વરૂપથી નથી."

---

* પહેલા ૬ પ્રકાર, વેદાન્તના જે પ્રખ્યાત ગ્રંથ અદ્વૈત-સિદ્ધિ વિગેરે છે તેને આધારે લીધેલા છે. જન્તુઆદીના 'ઉત્થાન'માં લખેલ હતું કે આ લેખમાળામાં કોઈ કોઈ વખતે અઘરા વિષયો લેવા પડશે, હવે 'ઉત્થાન'માં બીજા સહેલા વિષયો આવે છે અને વાચકવર્ગ પ્રયત્ન કરશે તો આ લેખનાગા પણ સમજવામાં આવશે.

(૩) તે મતમાં બીજા કોઈ એમ માને છે કે " જ્ઞાનથી જે નિવર્ત્ય થાય તે મિથ્યા છે. "

(૪) ચિત્સુખાચાર્ય એમ કહે છે કે " જે ઠેકાણે જે પરમાર્થથી નથી અથવા પોતાના સ્વરૂપે નથી ત્યાં તેનો જે માત્ર દેખાવ છે તે મિથ્યા છે "

(૫) આનંદબોધાચાર્ય કહે છે કે " જ્ઞાનની ખરી વસ્તુ સિવાય બીજું જે કાંઈ છે, તે મિથ્યા છે, सद् विविक्तत्वम् मिथ्यात्वम् "

(૬) ત્રણ અવસ્થાના વિચારથી પણ જાગ્રત-અવસ્થાનું જગત મિથ્યા છે એમ સિદ્ધ થઈ શકે છે.

(૭) Theory of Relativity અથવા સાપેક્ષવાદની મદદથી પણ જગતનું મિથ્યાત્વ હાલના સાયન્સવાળા સર જેમ્સ જીન્સ, સર આર્થર એડીંગટન, ઉશેન્કો વિગેરે ઘણાએ સિદ્ધ કરેલ છે.

અરવિંદશિષ્ય :—એ બધાના મતનો વિચાર એક સાથે હું સમજી શકું તેમ નથી. તેથી સરલતા ખાતર હું પહેલા પ્રકારનો વિચાર પહેલાં લઉં છું. જો તમારા કહેવા પ્રમાણે સત્ અને અસત્થી જે વિલક્ષણ હોય તે મિથ્યા [1] કહાતું હોય તો બ્રહ્મ પણ સત્ અને અસત્થી વિલક્ષણ છે; માટે બ્રહ્મ પણ મિથ્યા થઇ જશે અને બ્રહ્મ જો અબાધ્ય સત્ય હોય તો જગત પણ અબાધ્ય સત્ય છે. જગતનો પ્રલય થયા પછી પણ તે વારંવાર ઉત્પન્ન થયા કરે છે. બુદ્ધધર્મવાળા જગતને તદ્દન શૂન્ય માને છે તેવું તમે માનો છો પણ અમે તેવું માનતા નથી. અમે તો મધ્વ, રામાનુજ, વલ્લભ વિગેરે વૈષ્ણવ આચાર્યો જગતને જેવું માને છે તેવું સત્ માનીએ છીએ, એટલે કે જગત પરિણામ પામે છે છતાં ચાલુ રહે છે.

શંકરશિષ્ય :—જગતની વારંવાર ઉત્પત્તિ થાય છે અને જગતનો વારંવાર પ્રલય થાય છે એ તમે શી રીતે જાણ્યું ? તમે જન્મ્યા ત્યારે તમને જગતનું જ્ઞાન નહોતું. જો દેખાય તે બધું સત્ હોય તો છીપમાં ભૂલથી રૂપું દેખાય છે તે પણ સાચું થઇ જશે, રજ્જુમાં સર્પ સાચો થઇ જશે, સ્વપ્નમાં સાચા વિવાહ થઈ જશે, અને સ્વપ્નમાં સાચું ધન મળી જશે, પણ તેમ બનતું નથી તેથી :—

[1] અસત્ એટલે-૧ સત્તની સાથે જેનું તાદાત્મ્ય નથી તે અથવા ૨ બીજી કોઈ જગ્યાએ નથી તે.

અને

સત્ એટલે-૧ જેનો કદાપિ બાધ થાય નહિ તે અથવા
૨ જે અસત્‌ના પ્રતિયોગીરૂપ ન હોય એટલે કે અસત્‌ના અભાવરૂપ ન હોય -( not absence of nonexistence ) તે.

એવા સત્-અસત્‌થી જે વિલક્ષણ તેને શ્રી પદ્મપાદાચાર્ય મિથ્યા કહે છે.

અરવિંદશિષ્ય :–અમે તો એમ માનીએ છીએ કે અસત્ એટલે સત્‌નો અભાવ અને સત્ એટલે અસત્‌નો અભાવ. જગતમાં સત્‌નો અભાવ નથી તેથી જગત સત્ છે.

શંકરશિષ્ય :–જગત સ્વ-સત્તાથી રહી શકતું નથી. જગત પોતે કહેતું નથી કે હું જગત છું. જેનામાં સત્તા નથી એટલે self-existence નથી એ કોઇ વસ્તુ નથી. છતાં વાંઝણીના દીકરાના જેવું અમે જગતને તદ્દન શૂન્ય માનતા નથી. અસત્ એટલે સત્‌નો અભાવ એવું અમે માનતા નથી પણ સત્ જેવું જણાય છતાં વાસ્તવમાં સત્ હોય નહિ છતાં તેનાથી ક્રિયા થાય તે અસત્ છે. જેમ કે દિવસમાં અંધારું નથી છતાં ઘુવડ તે અંધારું સાચું માનીને પોતાના જીવનની ક્રિયા કરી શકે છે.

અરવિંદશિષ્ય :–બુદ્ધ પણ એમ જ માને છે. તે કહે છે કે મિથ્યા કોઇ વસ્તુ નથી છતાં તેનાથી અર્થ-ક્રિયા બની શકે છે. તેને અસત્-ખ્યાતિ કહે છે અને શંકરાચાર્યનો માયાવાદ પણ તેવો જ છે. જેમકે કોઇ માણસ બીજાને કહે કે "તું કોઈ દાસીનો પુત્ર છો" એ વાત સાચી ન હોય છતાં તેનાથી બીજાને ક્રોધ ચડે છે.

શંકરશિષ્ય :–બુદ્ધ તો અધિષ્ઠાન વગરની ભ્રાંતિ માને છે. શંકરાચાર્ય કહે છે કે જગતરૂપી ભ્રાંતિનું અધિષ્ઠાન બ્રહ્મ છે. તેથી વેદાન્તી બુદ્ધના જેવા નથી. વેદાન્તી અસત્‌ખ્યાતિ માનતા નથી પણ અનિર્વચનીય ખ્યાતિ માને છે. છીપમાં જ્યારે રૂપાનું જ્ઞાન થાય છે ત્યારે ત્યાં તે રૂપું સાચું નથી તેમ ખોટું પણ નથી. સાચું હોય તો ત્યાં મળવું જોઈએ અને ખોટું હોય તો તે લેવાની પ્રવૃત્તિ થવી ન જોઈએ. તેથી તે રૂપું સત્-અસત્‌થી વિલક્ષણ છે. તેને અનિર્વચનીય ખ્યાતિ કહે છે.

અરવિંદશિષ્ય :-What we really know about world depends on how we come to know it. જગતનું કેવી રીતે થાય છે તે જાણી શકાય તો બીજું બધું જાણવું સહેલું છે.

શંકરશિષ્ય :-એ વાત સાચી છે. પહેલાં આપણું પ્રમાણ બરાબર કરી જોઈએ. જે નામ અને રૂપ આપણે આપણી આસપાસ જોઈએ છીએ તે કહેતાં નથી કે અમારું સ્વરૂપ કેવું છે. તેથી તે માટે આપણે જેવી કલ્પના કરીએ તેવાં તે લાગે છે. એક વખત એક બાળક સીનેમા જોવા ગયો હશે તે સીનેમામાં દેખાતા બાળકને સાચો માની તેને પકડવા દોડવા લાગ્યો. ચકલી અને કૂતરો અરીસામાં બીજી ચકલી અને બીજો કૂતરો જુએ છે. આપણે હાલ મુંબાઈમાં બેઠા છીએ એ પણ એક કલ્પના છે. મુંબઈ સૌને સરખું લાગતું નથી અને આખી પૃથ્વી સૂર્યની આસપાસ એક સેકન્ડમાં ૧૮ માઈલ દોડે છે તેથી આપણે બેઠા નથી પણ દોડીએ છીએ.

અરવિંદશિષ્ય -છીપમાં રૂપું નથી છતાં દેખાય છે, તો બ્રહ્મ પણ છીપમાં નથી તો બ્રહ્મ પણ છીપમાં દેખાવું જોઈએ.

શંકરશિષ્ય :-ભ્રાંતિ તો એક વસ્તુને બદલે બીજી જોવાથી ઉત્પન્ન થાય છે છીપમાં રૂપું નથી પણ છીપ જ રૂપા તરીકે ભૂલથી દેખાય છે. તેવી જ રીતે બ્રહ્મ જ ભૂલથી જગતરૂપે દેખાય છે જે વસ્તુ ભ્રાંતિવાળી હોય તેને સત્તા નથી જેને સત્તા નથી એ કોઈ વસ્તુ નથી. न सोऽस्ति प्रत्ययो लोके यत्र सत्ता न भासते । વળી એકના દષ્ટિએ જે વસ્તુ દેખાય તે બીજાની દષ્ટિએ નકાર થય તો પણ તે મિથ્યા છે. એકની દષ્ટિએ એક વખત દેખાય તે તેને બીજે વખતે ન દેખાય તો પણ તે મિથ્યા છે મિથ્યા વસ્તુનું જ્ઞાન એ પ્રમાજ્ઞાન નથી. જેમ છીપમાં રૂપાનું જ્ઞાન એ પ્રમાજ્ઞાન નથી, તેમ બ્રહ્મમાં જગતનું જ્ઞાન એ પ્રમાજ્ઞાન નથી. બ્રહ્મ નિર્ધર્મક છે. જે ભાસક કોટિમાં છે તે ભાસ્ય કોટિમાં આવતું નથી.

અરવિંદશિષ્ય :-બ્રહ્મ જો નિર્ગુણ અથવા નિર્ધર્મક હોય તો એ પણ એક ગુણ થયો.

શંકરશિષ્ય :-એ બ્રહ્મનું સ્વરૂપ સમજાવવાની રીત છે. પ્રપંચના જે ધર્મ બ્રહ્મમાં રહે તો પ્રપંચની માફક બ્રહ્મ પણ વિકારી થઈ જાય. નિર્ધર્મકતો

ય એ છે કે બ્રહ્મ સર્વનું અધિષ્ઠાન છે, અને બીજું બધું અધ્યસ્ત છે. અધ્યસ્તના ધર્મથી તેને કાંઈ થતું નથી.

અરવિંદશિષ્ય :—તેનું પ્રમાણ શું ?

શંકરશિષ્ય :—પ્રમાણ ૩ પ્રકારનાં હોય છે :—

૧ પ્રાતિભાસિક પ્રમાણ :—એ બીજે કાળે બાધ પામે છે.

૨ વ્યાવહારિક પ્રમાણ :—એ જગત કાળે બાધ ન પામે અને વ્યવહારને યોગ્ય થાય.

૩ પારમાર્થિક પ્રમાણ :—એ કોઈ વખતે બાધ પામતું નથી.

શ્રી અરવિંદ જે Instrument નું perfection કરવા માગે છે તેને અન્તમાં પારમાર્થિક પ્રમાણ કહે છે; પણ તે મન પ્રાણ અને શરીરને પૂર્ણ કરવા માગે છે, તે ભૂલ છે. જે મન નિદ્રામાં જતું રહે છે તેને જાગ્રતમાં સાચું માની પૂર્ણ કરવું એ ભૂલ છે. આત્માને માટે આત્મા એ જ પ્રમાણ છે. જો બીજું પ્રમાણ થાય તો બે સત્તા જેવું થઈ જશે—ભગવાનની પાસે સુદર્શન ચક્ર પ્રમાણ છે. તેને જ વેદાન્તમાં સમ્યક્-દર્શન કહે છે.

તેથી એમ સિદ્ધ થઈ છે કે માણસની દૃષ્ટિએ માણસનું જગત સાચું પણ માણસની દૃષ્ટિ સાચી નથી; એટલે કે માણસનું પ્રમાણ સાચું નથી. જ્ઞાન એ બાધ્યજ્ઞાન છે અને બ્રહ્મજ્ઞાન એ બાધકજ્ઞાન છે. છીપમાં રૂપાનું જ્ઞાન થાય તે જ્ઞાન બાધ્યજ્ઞાન છે. બ્રહ્મનું જ્ઞાન થયા પછી જગતનું જ્ઞાન સાચું લાગતું નથી. જેવી દશા બ્રહ્મના જ્ઞાનની છે એવી દશા જગતના જ્ઞાનની નથી.

અરવિંદશિષ્ય :—જે વસ્તુ બરાબર બતાવી ન શકાય તેનો જ નિષેધ થઈ શકે છે. જગત તો બરાબર બતાવી શકાય છે માટે જગતનો નિષેધ થઈ શકે નહિ.

શંકરશિષ્ય :—જગત બાધ ન પામે એવી વસ્તુ તરીકે બતાવી શકાતું નથી.

અરવિંદશિષ્ય :—જગત અસત્ હોય તો બ્રહ્મમાં અસત્ વસ્તુ રહી શકે નહિ.

શંકરશિષ્ય :—બ્રહ્મમાં કલ્પિત અસત્ વસ્તુ રહી શકે છે. જેમ છીપમાં કલ્પિત રૂપું અને રજ્જુમાં કલ્પિત સર્પ રહી શકે છે, તેમ બ્રહ્મમાં કલ્પિત

જગત રહી શકે છે પણ તેથી જગત સત્ય છે એવું નક્કી થતું "જગતરૂપી કાર્ય સત્ અને અસત્થી વિલક્ષણ છે," એ પાદાચાર્યનો મત છે. હવે વિવરણકારના મત પ્રમાણે હું મિથ્યાત્વનું લક્ષણ કહું છું. તે એમ કહે છે કે જ્યાં જે દેખ ત્યાં તે પરમાર્થથી નથી અથવા સ્વરૂપથી નથી.

અરવિંદશિષ્ય :—જ્યાં કાંઇક દેખાય છે ત્યાં કાંઇ ન હોય તો, એ સિદ્ધાંત થયો. શ્રુતિમાં કહેલ છે કે नेह नानास्ति किञ्चन એટલે જો છે તે નામરૂપ વિગેરે કાંઇક છે પણ નાના નથી એટલે તેના ભેદ મિથ જે વસ્તુ દેખાય છે તે મિથ્યા નથી

શંકરશિષ્ય :—તમે किञ्चन નો અર્થ બરાબર સમજતા નથી. કિં એટલે જેનો બાધ ન થાય એવું બીજું કાંઇ બ્રહ્મમાં નથી. છીપમ દેખાય છે પણ ત્યાં તેનો અભાવ પણ દેખાય છે. જ્યાં બ્રહ્મ છે ત્યાં જ ભ્રાંતિ થાય છે અને જ્ઞાન થતાં તે જગતનો બાધ પણ જણાય છે. એ મારફત તદ્દન ન હોય એવી વસ્તુનું સ્વરૂપ એવું હોય છે કે જેનો નિત્ય હોય છતાં જે દેખવામાં આવે. અમે જગતનો નિત્ય બાધ માનતા અમે જ્ઞાનકાળે બાધ માનીએ છીએ.

અરવિંદશિષ્ય —નિષેધ ( Negation ) પારમાર્થિક હશે તો તે રૂપ થશે. નિષેધ ખોટો હશે તો જગત સાચું થશે અને નિષેધ વ્યાવહ હશે તો પોતે જ બાધ પામશે.

શંકરશિષ્ય :—જેમ નિષેધ્યમાં કલ્પિત સત્યત્વ છે તેમ નિષેધમ કલ્પિત સત્યત્વ છે, બ્રહ્મમાં નિષેધ એ વિશેષણ પણ નથી પણ ઉપ ( ઉપાધિ ) છે. ઉપાધિવાળા અભાવને ભાવરૂપ પ્રતિયોગીની જરૂર બ્રહ્મ કોઇ એક જગ્યાની વસ્તુ નથી. તેથી તેમાં સાચો નિષેધ રહી શ પણ કલ્પિત નિષેધ રહી શકે છે. નિષેધ ખોટો હોય તો તેનાથી પણ સાચું થતું નથી. સ્વપ્નામાં ઘણા નિષેધનો નિષેધ થાય છે તેથી સ્વ વસ્તુ સાચી થતી નથી. સ્વપ્નામાં અભાવ અને અભાવના પ્રતિયોગ સરખા ખોટા લાગે છે.

અરવિંદશિષ્ય :—અમે તો એમ માનીએ છીએ કે જેમ બધું જ

વે છે તેમ સ્વપ્નું પણ ભગવાન બનાવે છે.

શંકરશિષ્ય :—એ બાબતનો જવાબ મેં એક વાર તમને આપેલ છે. નામાં પૈસા મળે છે પણ તે તે દશા પુરતા છે. જાગ્રતમાં પણ તેવું જ છે. સ્વપ્નાના પૈસા જાગ્રતમાં કામ આવતા નથી તેમ જાગ્રતના પૈસા પ્નામાં કામ આવતા નથી. સ્વપ્નાની વસ્તુઓ અને તેનો નિષેધ બન્ને જ પ્રકારનાં છે, તેમ જાગ્રતમાં પણ બન્ને મિથ્યા છે. બ્રહ્મમાં જગતનું થાય છે તેનો પાછળથી બાધ થાય છે. આ જગત નથી પણ બ્રહ્મ છે બાધક જ્ઞાન કહે છે. બાધક જ્ઞાનનો વિષય નિત્ય રહે છે. બાધ્ય જ્ઞાનનો ય નિત્ય રહેતો નથી.

અરવિંદશિષ્ય :—તમે જીવ અને જગતને મિથ્યા માનો છો તો તેમાં રાવાળા અને તેને મિથ્યા કહેનાર તમે પણ મિથ્યા છો.

શંકરશિષ્ય :—મિથ્યા શબ્દનો અર્થ એવો છે કે જે ખોટું હોવા વ્યવહારકાળે સાચા જેવું લાગે અને જ્ઞાનકાળે જેનો બાધ ય. જેમ સ્વપ્નાના માણસને તે દશામાં ખાત્રી કરી આપવી કે તે જે છે તે બધું ખોટું છે, અને પોતે પણ મિથ્યા છે એ અઘરું કામ છે, તેમ ત દશા એવા પ્રકારની છે કે તે દશામાં બધા મિથ્યા છે એ સમજાવવું કેલ છે. છતાં જેમ જાગ્રત થતાં સ્વપ્નું મિથ્યા થાય છે, તેમ આત્મજ્ઞાન જાગ્રત મિથ્યા થાય છે. જો તમે, અમે, અને બધા નામ અને બધા ાળો પ્રપંચ જેમ છે તેમ બ્રહ્મમાં હમેશા સાચાં રહે તો તે બ્રહ્મમાં રોજ ા કજીઆ અને કેટલી લડાઈઓ થાય તે વિચારવા જેવું છે. મિથ્યાનો ર્થ એટલો જ કે જે આત્માના અવિચારને વખતે સાચા જેવું ગે અને જ્ઞાનકાળે જતું રહે. સ્વપ્નાના દર્દ માટે સ્વપ્નાનો દાક્તર જ આવે છે, જાગ્રતનો દાક્તર કામે આવતો નથી, તેમ સમાન સત્તાવાળા વમાં જ સાધકબાધક થઈ શકે છે. એની વાતચીત માટે પ્રશ્ન કરનાર ઉત્તર આપનારની કલ્પના જેમ સ્વપ્ન અવસ્થામાં બની શકે છે, તેમ તમાં પણ બની શકે છે. આત્મજ્ઞાન થતાં ગુરુ, શિષ્ય કે શાસ્ત્ર રહેતાં અને જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય પણ રહેતા નથી. જેમ પ્રેમની ખરી તીમાં પણ પ્રિયતમ, પ્રેમ અને પ્રિયપાત્ર એક થાય છે, તેવું બ્રહ્મજ્ઞાનથી

કરવો પડે છે તેથી તમારું ફળ ભવિષ્યમાં રહે છે અને (શાસ્ત્ર અને અનુભવ પ્રમાણે) તે અનિત્ય થઈ જાય છે. જે જન્ય હોય તે અનિત્ય હોય છે.

અરવિંદશિષ્ય :—શ્રી અરવિંદ માનવ જાતના હિતની વાત કરે છે. એક પત્રમાં તેમણે કોઈ શિષ્યને લખેલ છે કે —" હું ઉર્ધ્વલોકનો કોઈ એવો દિવ્ય પ્રકાશ આ જગતમાં લાવવા માગું છું, એવી કોઈ શક્તિ અહીં ક્રિયમાણ કરવા માગું છું કે જેને પરિણામે માનવ પ્રકૃતિમા ભારે ફેરફાર અને ઉથલ-પાથલ થઈ જશે. એ એવી કોઈ દિવ્ય શક્તિ હશે કે જે આજ સુધીમાં કદી પૃથ્વી ઉપર પ્રગટ રીતે ક્રિયમાણ થઇ નથી. આગળના યુગના યોગીઓ એ શક્તિ સાથે મિલન સાધવા પણ પોતે તેના પ્રદેશમા ચડીને તેને આપણા પ્રદેશમા ઉતારી શકયા નથી. કોઈ પણ આધ્યાત્મિક અનુભવ એક વાર જો માનવ ચેતનમા ઊતર્યો હોય તો તે ફરી ગુમ થઈ જતો નથી. એ શક્તિ આપણી ચેતના સાથે અંગાગી (normal) થઇને રહે એવો પ્રયત્ન પણ કદાચ તેમણે નહિ કર્યો હોય "

શંકરશિષ્ય —એ વાત સાચી લાગતી નથી હિંદના પહેલાના ઘણા મહાત્માઓમાં ઘણી શક્તિઓ જોવામાં આવેલ છે. શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ઓટલા જેવી જડ વસ્તુને ચલાવી હતી અને જીવતા સમાધિ લીધી હતી તેની શક્તિ આગળ ચાંગદેવની યોગશક્તિ પણ નમી પડી હતી.

અરવિંદશિષ્ય :—બીજા યોગમાં આત્માનો અનુભવ એ છેવટનું લક્ષ્ય છે શ્રી અરવિંદના યોગમા પ્રકાશ એટલે manifestation એ મુખ્ય લક્ષ્ય છે. આપણો આ જડદેહ આજે પણ આત્માના અનુભવને અંતરાય રૂપ છે. તેણે દૂ આત્મપ્રકાશમાં સહાયભૂત થવું પડશે. પૂર્ણયોગનું એ જ એક મુખ્ય લક્ષ્ય છે.

શંકરશિષ્ય —શ્રી અરવિંદના યોગમાં ૪ મુખ્ય ખામી છે. તેમાં એક પોતાના દેહમાં આત્માનુ અવતરણ કરવુ તે. તેનાંથી પરિચ્છિન્ન ભાવ આવશે. બીજી ખામી, તેમાં એક સમાન કાળની વાત આવે છે અને ફળ ભવિષ્યમાં રહે છે. ત્રીજી ખામી, માત્ર માનવ જાતનો જ વિચાર કરવામાં આવેલ છે અને ચોથી ખામી માત્ર એક અવસ્થાની માનવજાતનો વિચાર રહે છે. માનવજાતની સ્વાન

અવસ્થા અને માનવજાતની સુષુપ્તિ અવસ્થાનો તે બીલકુલ વિચાર કરતા નથી. જો ચેતનની શક્તિનું અવતરણ કરીને માનવજાતનો સ્વભાવ ફેરવવો હોય તો વધારે અવતરણ કરીને બિલાડી અને ઉંદરનો સંબંધ પણ શા માટે ન ફેરવવો?

અરવિંદશિષ્ય :–શંકરમતમાં તો બાથ–ટબના પાણીની સાથે બેબીને પણ ફેંકી દેવામાં આવે છે. તેમાં માણસ માણસ તરીકે રહી શકતો નથી. તે સંન્યાસી થાય તો જ તેનો નવો અનુભવ ટકી શકે છે.

શંકરશિષ્ય :–જેમ અમે મનથી ઉપર જવાનું કહીએ છીએ તેમ શ્રી અરવિંદ પણ મનથી ઉપર જવાનું કહે છે. વળી જે જે વૈષ્ણવ ધર્મના આચાર્યોએ જગતને સાચુ કહેલ છે તે બધા સંન્યાસી જ હતા. આશ્રમ ધર્મમાં કાંઇ પણ ફેરફાર કર્યા વગર અનુભવમાં નિષ્ઠા થતી નથી. અનુભવમાં નિષ્ઠા થાય ત્યારે ભેદ જણાતો નથી. તમે કન્યાનો વિવાહ કરવા માગો છો અને વરને આકાશમાથી ઉતારવા માગો છો. જો ચેતન આકાશમાંથી ઊતરે તો પાછું હમણા અથવા પ્રલય વખતે ફરીથી આકાશમાં ચડી નહીં જાય તેની શી ખાત્રી? અમે તો વર–કન્યાને જુદાં પડવા જ દેતા નથી. ભેદ કલ્પિત હોવાથી અભેદ નિત્ય સિદ્ધ રહે છે, છતાં સ્વપ્નામાં જેમ સારાનરસાની બુદ્ધિ થવાથી કલ્પિત ભેદ ઉત્પન્ન થાય છે, તેમ જાગ્રતમાં પણ અમુક દેશ સારો અથવા નરસો અને અમુક લોક સારો અથવા નરસો માનવાથી કલ્પિત ભેદ ઉત્પન્ન થાય છે, અને એ ભૂલ એ દશામાં પકડી શકાતી નથી. જેમ સ્વપ્નાની દશામા સ્વપ્નાની ભૂલ પકડી શકાતી નથી તેમ જાગ્રતમાં દ્વૈતની વારંવાર વાતો કરીને અને તેવા વિચાર કરીને જાગ્રતની ભૂલ પકડી શકાશે નહિ.'

અરવિંદશિષ્ય :–શું તમે એમ માનો છો કે શંકરાચાર્યના જ્ઞાનથી કોઇ આગળ વધી શકે જ નહિ?

શંકરશિષ્ય :–શ્રી શંકરાચાર્યે દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છિન્ન ન થાય એવું તત્ત્વ સમજાવેલ છે અને તે તત્ત્વ ઉપર સેંકડો વર્ષ સુધી લાખો જ્ઞાની પુરુષોએ સતત વિચાર કરેલ છે. તેથી આગળ વધવા જેટલી જગ્યા રહેતી નથી, છતાં અધિકારી ભેદે શાસ્ત્રોમાં અનેક માર્ગ રાખેલા છે અને

જેઓને શ્રી અરવિંદનો માર્ગ ફાવે તેમને માટે તે ઠીક છે. જેઓને સૃષ્ટિ-દૃષ્ટિવાદ ગમે છે તેમને માટે શ્રી અરવિંદનો માર્ગ ઠીક છે. જેઓને દૃષ્ટિ-સૃષ્ટિવાદ ગમે છે તેમને માટે શ્રી શંકરાચાર્યનો જ્ઞાનમાર્ગ ઠીક છે. હાલના સાધનવાળા તો એમ કહે છે કે " અમે ૨૦૦૦ વર્ષ સુધી સૃષ્ટિ-દૃષ્ટિવાદ માનવામાં મોટી ભૂલ કરેલી છે, અને દૃષ્ટિ-સૃષ્ટિવાદ જ ઉત્તમ છે સૃષ્ટિ-દૃષ્ટિવાદમા દૃશ્યાનુરક્તિ છે એટલે Objective stand-point છે અને દૃષ્ટિ-સૃષ્ટિવાદમા દ્રષ્ટાનુરક્તિ છે એટલે Subjective stand-point થી તત્ત્વનો નિર્ણય કરાય છે છતા બન્નેની છેવટની દશા સરખી છે. બન્ને રીતે આત્માનો આનંદ મળી શકે છે એમ ગીતામા કહેલ છે. एकं साख्यं च योगं च। આપણે બન્નેએ મળવુ હોય તો હુ તમારે ઘેર આવુ અથવા તમે મારે ઘેર આવો તો ફળ સરખુ છે. બન્ને રીતે મેળાપ થઈ શકે છે. તેવી જ રીતે જીવ-બ્રહ્મની એકતા વિશે સમજવાનું છે. [ અપૂર્ણ

卐

" આનન્દસ્વરૂપ આત્મા વાસ્તવિક રીતે અસંગ, નિર્ગુણ, તથા તની ઉત્પત્તિ, સ્થિતિ અને લયરહિત છે. આવા નિર્ગુણ પરમાત્માને ઘટાદિની માફક ' ઇદંતા ' રૂપે જાણવા કોઈપણ વિદ્વાન્ સમર્થ નથી. નિર્ગુણ પરમાત્મામા જગતનુ આરોપણ કરી ગુરુ શિષ્યને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કરે છે. પ્રપંચના અધ્યારોપવાળા અપવાદ વિના સાક્ષાત નિર્ગુણ સ્વરૂપ પરમાત્માનો બોધ કરવા કોઈ સમર્થ નથી કારણ કે નિર્ગુણ પરમાત્મા સ્વપ્રકાશ જ્ઞાનરૂપ હોવાથી બાહ્ય ચક્ષુ વગેરે ઇન્દ્રિયો વડે, આન્તર મન, બુદ્ધિઆદિ વડે, તેમ જ બીજા કોઈ પ્રમાણ વડે જાણી શકાય એમ નથી આ રીતે મન અને વાણીના અવિષયરૂપ નિર્ગુણ પરમાત્મામાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય કેવી રીતે સંભવે ? આ પ્રકારના વિચારવાળા મહાત્મા પુરુષોએ જગતની ઉત્પત્તિની સિદ્ધિ માટે નિર્ગુણ પરમાત્મામાં માયાની કલ્પના કરેલી છે માયા અજ્ઞાનથી ભિન્ન નથી! પણ " હું અજ્ઞાની છું " આવી રીતના અનુભવે કરી સિદ્ધ થયેલુ અજ્ઞાનનું સ્વરૂપ, એ જ માયા છે. "

—આત્મપુરાણ અ. ૪

# પરમ પુરુષાર્થ

લેખક :—સ્વા. શ્રી અદ્વૈતાનંદજી



સ્વયંભૂ જગતકર્ત્તાએ ઇન્દ્રિયોને વિષયાભિમુખ કરેલી છે તેથી મનુષ્યની દૃષ્ટિ સામાન્ય રીતે સૃષ્ટિના નામ રૂપાત્મક પદાર્થો તરફ જ વળે છે. કોઈ જ્ઞાની વિરલ પુરુષ જ આ પ્રબળ પ્રવાહને રોકીને ચિત્તને નામરૂપના અધિષ્ઠાન તરીકે રહેલા નિત્ય અને વ્યાપક તત્ત્વમાં સ્થિર કરી શકે છે. આપણી ચારે બાજુએ પ્રસરી રહેલ પ્રકૃતિની અનુપમ મનોહરતા, સૂર્યોદય તથા સૂર્યાસ્ત સમયની સુવર્ણમય રમ્યતા, ગગનસ્પર્શી હિમાચ્છાદિત ગિરિ-શૃંગો, તેમાંથી નીકળીને પૃથ્વીને ફળદ્રુપ, રસમય બનાવતી પ્રચંડ સરિતાઓ, બળવાન મેઘરૂપી સમુદ્રોથી ભરપૂર તથા ચપળ તારાઓરૂપી સ્થૂલ મુક્તાહારોથી શોભાયમાન થયેલું આકાશ, નિર્જન અને દુર્ગમ અરણ્યો અને રણમેદાનો, અમાપ મહાસાગરો, આ સર્વ વિધવિધતા અને ભવ્યતાયુક્ત દૃશ્ય પ્રત્યેક વિચારશીલ મનુષ્યના મન ઉપર અસર કરે છે અને કુદરતી રીતે જ તેના મનમાં પ્રશ્ન ઉદ્‌ભવે છે કે "આ સર્વનું મૂળ કારણ શું છે, તેનું સ્વરૂપ કેવું છે, તે કારણમાંથી આ સર્ગની ઉત્પત્તિ કેવી રીતે અને શા માટે થઈ ?" વસ્તુઓનું યથાર્થ સ્વરૂપ સમજવાનો આપણે જ્યારે જ્યારે પ્રયત્ન કરીએ છીએ અને પ્રત્યેક કાર્યને તેના આદ્ય કારણ સુધી લઈ જવાની કોશિશ કરીએ છીએ ત્યારે આપણે એવી એક વિચિત્ર સ્થિતિએ પહોંચીએ છીએ કે જેમાં પરસ્પર વિરોધી તત્ત્વો અંતર્ગત થયેલાં આપણને દેખાય છે. પ્રત્યેક વસ્તુ આપણને ઉપલક દૃષ્ટિએ વિચાર કરતાં સાન્ત અને મર્યાદિત લાગે છે. ઊંડા ઊતરીને તેનું પૃથક્કરણ કરવા માંડીએ એટલે તે આપણને અનંત જણાવા માંડે છે. અમુક હદ સુધી જ આપણે તેને પકડી શકીએ છીએ. તેની બહાર આપણી બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી અને

છેવટે આપણે સ્વીકારવું પડે છે કે આ નામ, રૂપ, કર્મજન્ય ક્ષણભંગુર સંસારમાં પ્રત્યેક પદાર્થ વાસ્તવિક રીતે અનંત છે. પ્રત્યેકમાં અપાર શક્તિ ગુપ્ત રીતે રહેલી છે અને એક જ પદાર્થનું પરિપૂર્ણ જ્ઞાન મેળવવાથી અખિલ બ્રહ્માંડનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે.

આપણા પિંડ વિષે વિચાર કરતાં પણ આવો જ અનુભવ આપણને થાય છે. આપણે જોઈએ છીએ કે આપણે નાશવંત છીએ. આપણી ક્રિયા-શક્તિ, જ્ઞાનશક્તિ પરિમિત છે. આપણી ઇચ્છાઓને સીમા નથી પણ તેની તૃપ્તિ કરવાની આપણામાં તાકાત નથી. અસ્તિત્વના અનંત મહા-સાગરમાં એક ક્ષુદ્ર મોજાંરૂપ આપણે છીએ, એવો આપણને અનુભવ થાય છે. તેની સાથે આપણને આંતરિક સ્ફુરણા એ પણ થાય છે કે આપણે એક નિરાકાર, નિર્વિકાર તત્ત્વની પીઠ ઉપર રમણ કરી રહ્યા છીએ. જ્યારે આપણા સ્વરૂપને આપણે પકડવા જઈએ છીએ ત્યારે અજ્ઞાનજન્ય અધ્યાસનો ત્યાગ કરવો પડે છે.

પ્રત્યેક તત્ત્વચિંતક પોતાના વિચારની ભૂમિકા અનુભવ ઉપર ઘડે છે. આપણો સમગ્ર વ્યવહાર જ્ઞાનસામગ્રી અથવા પ્રમાણવાદ ઉપર બંધા-યેલો છે. પ્રમેય—જાણવા યોગ્ય પદાર્થનો નિર્ણય પ્રમાણ વડે થઈ શકે છે અને પ્રમાતા-જ્ઞાતા, જાણનાર વિના પ્રમાણનું અસ્તિત્વ હોઈ શકે જ નહીં. આપણે દ્રષ્ટા છીએ અને આપણા વિનાનું સર્વ દૃશ્ય છે—પ્રમાતા અને પ્રમેય, જ્ઞાતા અને જ્ઞેય. આ પ્રમાણે સમસ્ત વિશ્વના આપણે બે વિભાગો કરી શકીએ. આ બે પદાર્થો આત્મા અને અનાત્મા વસ્તુવિચારથી તદ્દન નિરાળા અને વિરોધી ધર્મવાળા સમજાય છે. જાણનાર તે જાણવાનો પદાર્થ ન હોઈ શકે. તેના ગુણધર્મોનું આરોપણ જ્ઞાતા ઉપર થઈ શકે જ નહીં. તે છતાં પણ પ્રત્યક્ષ અનુભવથી આપણે જાણીએ છીએ કે આપણો સમસ્ત વ્યવહાર આ સંસારમાં આ મૂળ અજ્ઞાન ઉપર જ નભી રહ્યો છે. પ્રત્યેક મનુષ્ય સ્પષ્ટ રીતે વિવેક કરી શકે છે કે તે દેહનો દ્રષ્ટા છે, દેહથી જુદો છે, છતાં સ્થૂલદેહના ધર્મો " હું સ્થૂલ છું, હું પાતળો છું, હું રોગી છું, નિરોગી છું, હું ઊભો છું, ચાલું છું. વિ. પોતાના ઉપર આરોપીને જ સર્વ પ્રવૃત્તિ આદરે છે. તેવી જ રીતે પ્રત્યેક મનુષ્ય જાણે છે કે પોતે પોતાની સર્વ વૃત્તિ-

એનો સાક્ષી છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિ. મનના વિકારો છે. તેમને તે રોકી શકે છે, તથા ધારે તો સંકલ્પમાત્રથી મનમાંથી બહાર પણ કહાડી શકે છે, તે છતાં પણ અંતઃકરણના ધર્મો પોતાનામાં આરોપીને જ સર્વ વ્યવહાર કરે છે આ પ્રમાણે સ્થૂલદેહના, ઇન્દ્રિયોના, અંતઃકરણના, અહંકારના સર્વ ધર્મો અલગ રહીને મનુષ્ય અનુભવી શકે છે, છતાં તે ધર્મો પોતાનામાં જ છે અથવા તે પોતે તે તે ધર્મવાળો છે એવો ભ્રમ કાયમ રાખીને જ સર્વ કર્મ આદરે છે. આ પ્રમાણે ચૈતન્યનો અચેતન પદાર્થમાં અને અચેતન પદાર્થોનો ચૈતન્યમાં પરસ્પર અધ્યારોપ સ્વીકારીને જ સર્વ ક્રિયાઓ કરવામાં આવે છે. વસ્તુવિચારથી આ પરસ્પર અધ્યારોપ પણ મિથ્યા છે, તેનાં સર્વ પરિણામો પણ મિથ્યા છે. આ મિથ્યા વસ્તુઓમાં સાચાપણાનો ભ્રમ કેવળ લૌકિક જનોમાં જ હોય છે એવો કાંઈ નિયમ નથી. મહાન પંડિતો, જેઓ બહુશ્રુત હોય છે, શાસ્ત્રજ્ઞાનમાં પારંગત હોય છે તેઓ પણ આ ભ્રમથી હણાયેલા જોવામાં આવે છે. સંસારમાં મનુષ્યોની સર્વ પ્રવૃત્તિ, તમામ પ્રમાણ અને પ્રમેયવાદ, આ મૂળગત ભ્રમને ખરો માનીને જ આદરવામાં આવે છે. આ ભ્રમના બે વિભાગો છે, એક પ્રાતિભાસિક ભ્રમ અને બીજો વ્યાવહારિક ભ્રમ. દોરડામાં સર્પનો આભાસ, મૃગજળ વિ. ને પ્રતિભાસિક ભ્રમ કહેવામાં આવે છે તથા હું સ્થૂલ છું, ગોરો છું, કાળો છું વિ. ને વ્યાવહારિક ભ્રમ કહેવામાં આવે છે. બંને ભ્રમ અવિદ્યાજન્ય છે, બીજાના અસ્તિત્વમાંથી પ્રથમ ભ્રમની ઉત્પત્તિ થાય છે. અધ્યાત્મજ્ઞાનથી બંને પ્રકારના ભ્રમનો વિધ્વંસ થાય છે.

દૃશ્ય પ્રપંચથી ભિન્ન આત્મા છે એવો બુદ્ધિથી નિશ્ચય થવો એ અધ્યાત્મવિદ્યા નથી. આત્મવિવેક અને આત્મસાક્ષાત્કારમાં ભેદ છે. જીવ બ્રહ્મનો અભેદ સ્પષ્ટ અનુભૂતિ રૂપે જાગ્રત થાય તેને જ સાક્ષાત્કાર કહી શકાય. તેમાં પૃથક્ વ્યક્તિત્વના દૃઢ અધ્યાસનો સદંતર ત્યાગ અનિવાર્ય છે. વ્યષ્ટિપણાની મર્યાદા ભગ્ન કર્યે જ છૂટકો.

સર્વ ઉપનિષદોમાં કઠોપનિષદ્ ઉત્તમ ગણાય છે. વિચારની ગહનતામાં અર્થગાંભીર્યમાં, સંકલ્પના સૌંદર્યમાં અને ભાવનાની શુદ્ધિમાં આ ઉપનિષદ્ અજોડ છે. પ્રત્યેક સંસ્કારી, વિચારશીલ મનુષ્યના મનની અંદર ચાર

પ્રશ્નો સહજ ઉત્પન્ન થાય છે. પ્રથમ પ્રશ્ન એ થાય છે કે મનુષ્યની ઉચ્ચ ભાવના શી હોય છે; બીજો એ કે આ સંસારનું અંતિમ કારણ શું છે, ત્રીજો એ કે એ મૂળ કારણમાંથી આ જગતની ઉત્પત્તિ શા માટે અને કેવી રીતે થઈ; અને ચોથો એ કે આપણે તે કારણને જાણી શકીએ કે કેમ અને જાણી શકીએ તો કેવી રીતે! આ મહાન પ્રશ્નોના ઉત્તરો ભગવાન્ યમરાજના મુખથી નચિકેતને અપાયા છે. ફળની કામનાવાળા વાજશ્રવસ્ મુનિ યજ્ઞમાં પોતાનું સર્વસ્વ આપી દેતા હતા. તેમને નચિકેત નામનો એક પુત્ર હતો. તેણે વિચાર કર્યો કે આવા દાનથી તો તેના પિતાને નિત્યાનંદથી રહિત લોકની પ્રાપ્તિ થશે. મનમાં આશ્ચર્ય પામવા લાગ્યો કે મારા પિતા આટલા વિદ્વાન હોવા છતાં પણ આવા આનંદ વગરના લોકની પ્રાપ્તિ કેમ ઇચ્છતા હશે! સંપૂર્ણ આનંદપ્રદ મોક્ષ મુકીને આવા ક્ષણભંગુર પદાર્થોમાં એમને આસક્તિ રહી હશે! પોતે પિતાને વિનંતિ કરી કે "આપે સર્વસ્વનું દાન કરવાનો કર્યો છે. હું પણ આપનો પુત્ર છું. તો આમ મને દાનમાં કોને આપશો?" પિતાને આ વચનો સાંભળી ક્રોધ ચઢ્યો અને ક્રોધમાં વિવેકબુદ્ધિનો ત્યાગ કરીને પોતે કહ્યુ કે "જા હું તને મૃત્યુદેવને આપું છું." યમરાજ પાસે નચિકેત ગયા ત્યારે તેમણે વિનંતિ કરીને કહ્યું કે "હે બ્રહ્મન્! તમે પૂજવાયોગ્ય અતિથિ મારા ઘરમા ત્રણ રાત્રિ ભૂખ્યા રહ્યા માટે તમારૂં સન્માન થાય અને તેથી મારૂં ભલું થાય તેમ તમે ત્રણ વરદાન માગી લો. પ્રથમ વરદાન એ માગ્યું કે "મારા પિતા મારા સંબંધી ચિંતારહિત થાય, સ્વસ્થ ચિત્તવાળા થાય અને આપના પાશમાંથી મુક્ત થઈ હું એમની પાસે જાઉં ત્યારે મને સ્મરણપૂર્વક ઓળખીને મારું અભિનંદન કરે." આ વરદાન યમરાજાએ આપ્યું. બીજા વરદાન તરીકે નચિકેતાએ સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર કોઇ યજ્ઞ વિષે જાણવાની ઇચ્છા પ્રગટ કરી. તે પણ આપવામાં આવ્યું. ત્રીજા વરદાનથી મનુષ્ય જીવનના ગૂઢ પ્રશ્નોના ઉકેલની શરૂઆત થાય છે. નચિકેતે પૂછ્યું "મનુષ્ય મરી જાય છે ત્યારે કેટલાકને મતે શરીરથી જૂદો જ રહેલો આત્મા "છે" અને કેટલાકના મતે "નથી" એવો જે સંશય થાય છે તેને વિષે હું તમારો શિષ્ય થઇને તમારી પાસેથી શીખું, એવું મારું ત્રીજું વર છે." યમરાજા આ પ્રશ્નનો જવાબ આપતાં અચકાયા. નચિકેત

આવા ઉત્કૃષ્ટ જ્ઞાનનો અધિકારી છે કે કેમ તેની કસોટી કરવાનો તેમણે નિશ્ચય કર્યો. તેમણે કહ્યું "એમાં તો દેવને પણ પૂર્વે સંશય હતો કારણ કે એ જાણવું સહેલું નથી. એ ધર્મ ઘણો બારીક છે. હે નચિકેત, તું બીજું વરદાન માગ, અને આ વરદાન છોડી દે." નચિકેત પોતાની માગણીમાં દૃઢ રહ્યો. યમરાજાએ નચિકેતના અધિકારની કસોટી કરવા માટે ઘણું પ્રલોભન આપ્યું. ધન, ચિરંજીવપણું, વિશાળ ભૂમિનું રાજ્ય,મર્ત્યલોકમાં જે કામનાઓ દુર્લભ છે તે સર્વે કામનાઓનો ઉપભોગ, વાહનવાળી અને વાદિત્રવાળી અપ્સરાઓની સેવા, આ સર્વ આપવાનું મૃત્યુદેવે વચન આપ્યું. આવી ક્ષુદ્ર વાસનાઓની તૃપ્તિમાં નચિકેતને મુદ્દલ રસ નહોતો. તેણે જવાબ આપ્યો કે "આવા મર્ત્ય-લોકના અનિશ્ચિત ભોગોથી ઇન્દ્રિયોનું તેજ જીર્ણ થાય છે. બધુંય જીવિત અલ્પ સમયને માટે જ છે. તેથી વાહનો, નૃત્ય અને ગીતાદિ આપ જ રાખો. મનુષ્ય ધનથી સંતોષ પામતો નથી. તેની પાછળ પડવાથી શ્વાનવૃત્તિમાં વૃદ્ધિ થયા કરે છે. માટે મહાન પરલોકના વિષયમાં જે આપનો નિર્ણય હોય તે મને કહો. તે પ્રાપ્ત કરવાથી બીજી કોઇ પણ વાસના મનમાં રહેતી નથી. કારણ કે તે અવસ્થા આનંદઘન છે."

નચિકેતના આવા વિવેકયુક્ત પણ અચળ નિશ્ચયદર્શક પ્રત્યુત્તરથી યમરાજાને ખાતરી થઇ કે આ બ્રાહ્મણના પુત્રમાં જાતિના ગુણો પણ છે, અને યથાર્થ મુમુક્ષુ છે. યમરાજ અતિ પ્રસન્ન થઈ જણાવે છે કે આ સંસારમાં "શ્રેયસ્" અને "પ્રેયસ્" બન્ને નોખી વસ્તુઓ છે. બન્ને પુરૂષને જૂદા જૂદા અર્થે કાર્યમાં દોરે છે. તેમાંથી શ્રેયસ્‌ને સાધનારનું પરમ કલ્યાણ થાય છે અને પ્રેયસ્‌ને ઇચ્છનારનો અર્થ નષ્ટ થાય છે. બન્ને મનુષ્યની પાસે આવે છે, તેથી મનુષ્યના મનમાં સતત સંઘર્ષણ ચાલ્યા જ કરે છે. ઘણાખરા તો પ્રેયસ્‌માં જ ફસાઈ જાય છે. પણ ધીર પુરુષ વિચારપૂર્વક તપાસ કરીને તેમનો વિવેક કરે છે અને શ્રેયસ્‌ને જ એની યોગ્યતા અને ગૌરવને લીધે પસંદ કરે છે. મંદબુદ્ધિવાળો મનુષ્ય ઐહિક યોગક્ષેમને અર્થે પ્રિય વસ્તુને જ પસંદ કરે છે. આમાં જ ઘણા જીવો દૂખી થવા છે. અવિદ્યાની અંદર ડૂબેલા લોકો પોતાને ડાહ્યા અને વિદ્વાન માની આંધળાએ દોરેલા આંધળાની માફક સંસારચક્રમાં આમતેમ ભટક્યા કરે છે. પરલોક

પ્રાપ્તિનું સાધન આવા વિવેકશૂન્ય મૂઢ પ્રાણીઓને જણાતું નથી. તેથી તેઓ વારંવાર મારા ( મૃત્યુના ) પાશમાં, કાર્યકારણની ઘટમાળમાં પડે છે આત્માનો બોધ કરનાર વક્તા કોઈ જ કુશળ પુરુષ હોય છે. તેને સાંભળનારાઓમાંથી સમજનાર પણ કોઈક જ વિરલ પુરુષ હોય છે. ઘણા ઘણા પ્રકારે ચિંતન કરાય તેવો એ આત્મા કોઈ સાધારણ માણસના સમજાવ્યાથી સમજાય તેમ નથી. કોઈ અનન્ય સ્વાત્માનુભવી પુરુષ સમજાવે અને શ્રવણ કરનાર અધિકારી હોય તો જ આત્માના વાસ્તવિક સ્વરૂપમાં પ્રવેશ કરી શકાય છે, કારણ કે આ આત્મા અણુથી પણ અણુ છે અને તર્કની મર્યાદામાં આવી શકે તેવો નથી. કર્મનો ભંડાર અનિત્ય છે અને અનિત્ય વસ્તુથી નિત્યની પ્રાપ્તિ થઈ શકતી નથી જે સર્વ પ્રકારની એષણાઓનો ત્યાગ કરે છે, સંસારના સર્વ પદાર્થોને તુચ્છ ગણે છે, જેનામાં પ્રખર વૈરાગ્ય હોય છે તે જ ધીર પુરુષ વિષયાદિમાંથી ચિત્તને પાછું ખેંચી આત્મામાં જ ટેવવાના

અભ્યાસ વડે તેને પ્રાપ્ત કરે છે, ત્યારે જ તેને પરમ આનંદ થાય છે

નંદ પામવા જેવી વસ્તુ ત્યાં જ એને જડે છે, સર્વે વેદ જે લક્ષ્યનું પ્રતિપાદન કરે છે, સર્વ જાતના તપો જેનો ઘોષ કરી રહ્યા છે, જે પદની ઇચ્છા કરતા મનુષ્યો બ્રહ્મચર્ય કરી રહ્યા છે તે પદ " ૐ " જ છે. એ જ પ્રતીક રૂપે અક્ષરબ્રહ્મ છે. એ જ અક્ષર પરમ ઉત્કૃષ્ટ છે. એ જ આશ્રય-આલંબન, ઉપાસના શ્રેષ્ઠ છે આત્મા જન્મતો નથી, મરતો નથી, કોઈ કારણનું કાર્ય નથી, તે અજ છે. નિત્ય છે, શાશ્વત છે, પુરાણ છે, અને શરીર હણાતાં પણ એ હણાતો નથી.

આ આત્મા મારતો ય નથી તેમ મરતો પણ નથી. અણુથી પણ ઝીણો મહદ્‌થી પણ મોટો એવો આત્મા પ્રાણીની હૃદય ગુહામાં વસેલો છે તેને અક્રતુ ( વાસના રહિત ) પુરુષ જ જોઈ શકે છે. તેના માહાત્મ્યને અનુભવે છે અને શોકરહિત થાય છે. શરીરમાં રહ્યા છતાં શરીર વિનાનો, અસ્થિર વસ્તુમાં સુસ્થિર, મહાન સર્વવ્યાપી આત્માને ઓળખીને ધીર પુરુષ હર્ષશોકથી મુક્ત થાય છે. આવો આત્મા શાસ્ત્રબોધથી પામી શકાતો નથી. બુદ્ધિશક્તિથી, ઘણાં ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કરવાથી, તે મળતો નથી. આત્માની જ કામનાવાળા પાસે તે પોતાનું સ્વરૂપ ઉઘાડું કરી દે છે. જેની વિષયલોલુ-

પતા શાંત ના થઈ હોય, જેનું ચિત્ત સ્વસ્થ અને એકાગ્ર થયું ના હોય, જેની વૃત્તિઓ કર્મફળની ઈચ્છારહિત થઈ ના હોય તેવાઓને આ જ્ઞાન મળતું નથી. ચિત્તશુદ્ધિ થાય ત્યારે અંતરચક્ષુ ઉઘાડવા માંડે છે અને સ્વયંપ્રકાશ આત્મા પોતાનું ગૂઢ સ્વરૂપ આવા પવિત્ર મનુષ્યના હૃદયમાં પ્રકટ કરે છે. આત્મા શરીરરૂપી રથનો સ્વામી ( રથી ) છે શરીર રથ છે, બુદ્ધિ સારથી છે, મન ઘોડાની લગામ છે, ઇન્દ્રિયો ઘોડા છે અને વિષયો ઘોડાને દોડવાના માર્ગો છે. જે પુરૂષ વિવેકહીન હોય છે તે અવ્યવસ્થિત મનવાળો રહે છે. તેની ઇન્દ્રિયો નઠારા ઘોડાઓની પેઠે સારથીને વશ થઈને વર્તતી નથી. તે અવળે માર્ગે ચઢી જઈને સંસારમાં જ આમતેમ તૃણવત્ ભટક્યા કરે છે. જેનું મન ઉપર સંપૂર્ણ આધિપત્ય હોય છે, જેનામાં અણીશુદ્ધ પવિત્રતા હોય છે, તે જ આત્માના પરમપદને પામે છે અને ફરીથી જન્મ, મરણના ચક્રમાં ફસાતો નથી. અર્થો ઇન્દ્રિયોથી પર છે, અર્થથી મન પર છે. મનથી બુદ્ધિ પર છે, બુદ્ધિથી અવ્યક્ત પર છે, અને અવ્યક્તથી પુરૂષ ( કેવળ ચૈતન્ય ) પર છે. એવા પુરૂષથી કોઈ પણ પર નથી. સંસારીઓની આ છેલ્લી કાષ્ઠા છે ( હદ છે.) આ ગતિને ઉત્તમોત્તમ કહેવાય છે. અવિદ્યારૂપી ઊંઘમાંથી જાગ્રત થઇ "હું નિરાકાર, નિર્વિકાર સચ્ચિદાનંદ સ્વરૂપ છું" એવું અનુભવયુક્ત જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. અસ્ત્રાની તીક્ષ્ણ ધાર ઉપર ચાલવા જેવું આ કઠિન છે આ માર્ગે પ્રયાણ કરવું વિકટ છે પણ આ પદ શબ્દરહિત, સ્પર્શરહિત, ક્ષયરહિત, રૂપરહિત સ્વાદરહિત, ગંધરહિત આદિ અને અંત વિનાનું છે, તેને જ ઓળખીને મૃત્યુના મુખમાંથી છુટાય છે, બીજો એકે રસ્તો નથી. જે આત્મામાંથી સૂર્ય ઊગે છે અને જેમાં તે આથમે છે, જેને આધીન રહી સર્વ દેવો પોતપોતાનું નિયત કાર્ય કરે છે. એવાની મર્યાદાનું ઉલ્લંઘન કોઇ કરી શકે તેમ નથી. જે વસ્તુ આ દશ્ય જગતમાં છે તે ત્યાં અવ્યક્ત બ્રહ્મમાં છે જ. જે ત્યાં છે તે જ વળી અહીં છે. જે માણસ અહીં જુદાઇ જેવું દેખે છે તે અજ્ઞાની મૃત્યુના ફેરામાં જ ફર્યાં કરે છે. જેમ એક જ અગ્નિ ઘરમાં પ્રકાશ કરીને પોતે સળગેલી વસ્તુ વસ્તુએ જુદા રૂપે થઇ જાય છે, તેવી જ રીતે સર્વ ભૂતોનો અંતરઆત્મા એક જ છતાં પ્રત્યેક વસ્તુમાં તેવા તેવા ( જુદા જુદા ) રૂપે બની રહે છે. આકાશની

પેઠે અનવછિન્ન અને અવિકારી હોઇને તે સર્વ પ્રકારના પરિચ્છેદની બહાર જ છે. જેમ સર્વ લોકના ચક્ષુરૂપ સૂર્ય જોનારના ચક્ષુગત બાહ્ય દોષથી લેપાતો નથી, તેમ જ સર્વ ભૂતોનો એક જ અંતરાત્મા વ્યક્તિપરિચ્છેદની બહાર જ હોઇને લોકોના દુઃખથી લેપાતો નથી. અનિત્યોમાંનું નિત્ય, અચેતન-વાળાઓમાંનું ચેતન, જે અંતર્યામી રૂપે એક છતા બહુની કામનાઓને વિધિથી દોરે છે, તેને જે ધીર પુરૂષો શરીરમાં રહેતા આત્મારૂપે અનુભવથી ઓળખે છે, તેમને જ શાશ્વત્ શાંતિ મળે છે, અન્યને નહી. અહીં ચંદ્ર કે સૂર્યનો પ્રકાશ પહોચતો નથી. એના જ પ્રકાશથી સૂર્યાદિ ભાસી રહે છે, અને એના જ પ્રકાશે આ સર્વ દશ્ય માત્ર પ્રકાશે છે. એની જ આજ્ઞાથી અગ્નિ બળે છે, તેના ભયથી સૂર્ય તપે છે, તેના જ ભય વડે ઇન્દ્ર મેઘ, વાયુ, મૃત્યુ પોતપોતાના કાર્યમા નિયમસર પ્રવૃત્ત થઇ રહ્યા છે. શરીર પડતાં પહેલાં જ જો તેને ઓળખી શકાય તો ઠીક નહીં તો પછી સૃષ્ટિના લોકમાં શરીર ધારણ કરવું પડે છે જ્યારે પાંચેય જ્ઞાનેન્દ્રિયો મનની સાથે સ્થિર થઈ ઠરી જાય છે, બુદ્ધિ ચેષ્ટા કરતી નથી, ત્યારે આ સ્થિતિને બુદ્ધિમાન પરમ ગતિ કહે છે જ્યારે હૃદયમા રહેલી સર્વ કામનાઓનો ત્યાગ કરવામાં આવે છે ત્યારે મર્ત્ય (મરણ ધર્મવાળો જીવ) અમૃત (પરમાત્મા) થાય છે અને અહી જ તે બ્રહ્મને પામે છે. અહીંઆ જ્યારે હૃદયની સર્વ ગાંઠો તુટી જાય છે ત્યારે અમૃતત્વ પ્રાપ્ત થાય છે. મૃત્યુદેવે સંભળાવેલી આ વિદ્યા અને યોગની પૂરી વિધિ પામીને નચિકેત આત્મનિષ્ટ થયો. ધર્માધર્મનાં બંધનોમાંથી મુક્ત થયો, આકાશવત્ નિર્મળ થયો, મૃત્યુરહિત થયો અને દિક્કાળના વિકાર-રહિત થયો. (અપૂર્ણ)

卐

# આત્મસાધના

લેખક—શ્રી. કેશવલાલ અં. ઠક્કર, એમ. એ., એલ્‌એલ્‌. બી.

卐

" જાગ્યા વિના જાયે નહીં, એક સ્વપ્ન અને સંસાર "

આ લેખના પ્રારંભમાં એટલું સ્પષ્ટ કરવું જોઈએ કે અહીં 'આત્મસાધના' નો અર્થ 'આત્મસાક્ષાત્કારાર્થે કરવાની સાધના' એવો સમજવાનો છે. કારણ કે, આત્મા સ્વયંસિદ્ધ વસ્તુ છે, સાધનથી સાધ્ય કરવાની વસ્તુ નથી. 'કંઠમણિ ન્યાયા'નુસાર विस्मृतस्य स्मृति કિંવા प्राप्तस्य प्राप्ति છે. મતલબ કે, નામરૂપ ગુણ કર્મનું વિસ્મરણ કરી મૂળ આત્મસ્વરૂપનું સ્મરણ કરી વૃત્તિથી આત્માનુસંધાન કરી સ્વસ્વરૂપમાં સુસ્થિત થવાનું છે.

**(૧) આવરણભંગ માટે આત્મસાધના**

૧૮ મા અધ્યાયના ભગવદ્‌ગીતાના અર્જુનના જેવી નષ્ટમોહ, લબ્ધસ્મૃતિ અને તેથી સ્થિતપ્રજ્ઞની મહાસ્થિતિ કિંવા બ્રાહ્મીદશા પ્રાપ્ત કરવાની છે. તેથી જેને કોઈ પણ પ્રકારનું માયાનું આવરણ હોય તેણે 'આવરણ ભંગ' માટે આત્મસાધના સાધી જીવનસિદ્ધિ અનુભવવી જોઈએ. અને સત્ય તો એ છે કે કરોડમાં કોઇક જ પૂર્ણ હોય છે, બાકી મુમુક્ષુ—જિજ્ઞાસુ—બ્રહ્મમાર્ગ પ્રવાસીની સંખ્યા ઘણી જ મોટી છે. ધીરો ભગત બરાબર જ કહે છે કે — " તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઈ દેખે નહીં ! " શ્રુતિ પણ કહે છે કે—शृण्वन्तोऽपि बहवः यंन विद्युः । અર્થાત્

" જળ પૂરણતેં બીછડયા, માન લિયા આપ અલગ;
જીવ હોતે ઇશ્વર ભયા, વે ગતિ, ભૂલ્યા સલગ. "

તેથી શ્રવણ કરવા છતાં યે મહાસત્ બરોબર સમજાતું નથી. કારણ એ છે કે, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ સુધી - માયાનો પ્રતિબંધ-પડદો હોય છેઃ અને પ્રતિબંધનો સંપૂર્ણ નાશ થયા વિના અખંડ અબાધિત બ્રહ્મ-સાક્ષાત્કાર અસંભવિત છે. માટે સિદ્ધાવસ્થા ( Perfection ) પ્રાપ્ત થતાં સુધી અહર્નિશ દમદમ આત્મચિંતન, મનન અને નિદિધ્યાસન કરવું જોઈએ. શ્રુતિવચન છે કે:—आसुप्तेः आमृतेः कालं नयेत् परमात्मचिन्तया। વસ્તુસ્થિતિ આવી હોવાથી કેવલ મૂઢ-ઘોર પામર કિંવા પૂર્ણજ્ઞાનીને માટે આ લેખનો આરંભ નથી આત્મસાધનાના સંબંધમાં પૂર્વપર ઉપસ્થિત થવાના સંભવનો આટલો નિરાસ કરીને હવે આપણે શ્રુતિ-યુક્તિ અને સ્વાનુભવાનુસાર આત્મસાધનાનો વિચાર કરીશું.

૨. મહાનુભાવ સાગરરાજ કહે છે કે.—

"વસ્તુમાં કલ્પના માયા, હેયોપાદેય કંઇ નથી;
છતાં જો માર્ગ શોધે તો, યોગીને ત્યાજ્ય સૌ નકી."
( દી. સા. )

તાત્પર્ય કે, માયા મનમાં છે, પદાર્થમાં નથી. માયા એ મનનું ઉદ્ગ ( અસંભાવના અને વિપરીત ભાવના ) માત્ર છેઃ વસ્તુતઃ કેવલ બ્રહ્મ જ સર્વ, સર્વત્ર, સર્વદા, સર્વથા વિલસી રહ્યું છે. શ્રુતિના મહાવાક્ય-सर्वं खलु इदं ब्रह्म। नेह नानास्ति किंचन। નું હાર્દ આ જ છે. તેથી મનમાંથી-ચિત્તમાંથી-દિલમાંથી બ્રહ્મમાર્ગના પ્રવાસીએ માયિકભાવ છોડી દેવો જોઈએ. બાહ્ય ત્યાગની એટલે કે બાવા-બાવી બનવાની સિધ્ધાંતની દૃષ્ટિએ કંઈ જ જરૂર નથી. પ્રાકૃત મનુષ્યોને માટે 'ક્રમમાર્ગ' માર્ગ છે. દૃઢ મનોબળવાળાને માટે તો "વિહંગમ માર્ગ છે. તેથી જ બ્રહ્મર્ષિ વસિષ્ઠજી, ભગવાન શ્રીકૃષ્ણ જનક વિદેહી, અને અખાજી જેવા પંચમાશ્રમી પરમહંસો સંન્યાસી-ત્યાગી ન હોવા છતાંયે પૂર્ણ હતા. આથી જ ભગવાન અખાજી કહે છે કે:—

"આતમ જાણે તે નર જતિ, શું થયું ધોળાં ભગવાં વતી?"

અર્થાત્ પ્રવાસીએ કપડાંમાં બાવા નહીં, પરંતુ મનથી બાવા થવું

(૨) દ્વિજત્વપ્રાપ્તિ ક્રિયા વિવેકવૈરાગ્ય

જોઇએ. આનું નામ જ અંતઃવૈરાગ્ય (Internal Renunciation). " જૈસા ભંગુર દેહ હૈ, તૈસા ભંગુર ભોગ " આ વાત દિલમાં કોતરવી જોઇએ. જેને બ્રહ્મની અપેક્ષા હોય–બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરવી હોય, તેણે બ્રહ્મભાવ-રોધક સાધનાની ઉપેક્ષા કરવી જ જોઇએ; અને સમજવું જોઇએ કે–'અપેક્ષા-ઉપેક્ષા; ઇચ્છા–અનિચ્છા ' ' સંબંધ એટલે પાપ ': ' ફરજ એટલે ફાંસો '– બ્રહ્મનો 'હકાર' એટલે બ્રહ્માતિરિક્ત સર્વ બાબતનો ' નકાર ' ( The position of the One means the negation of the Other.) પ્રપંચ અને પરમાર્થ–એ સાથે રહી શકે નહીં. જે જાણે તે કાં તો 'જીવન્મુક્ત' કે કાંતો ' મહા ઠગ. ' ખરી ગરજ, ખરી ઇચ્છા, ખરી તૃષા એ જ અધિકાર. જો ઇચ્છા પ્રબલ તો માર્ગ ટૂંકો, જો ઇચ્છા નિર્બલ, તો માર્ગ લાંબો, ખરેખર જો બ્રહ્મની જ ઇચ્છા હોય તો તદતિરિક્ત સર્વની ઉપેક્ષા અભ્યાસીએ કરવી જ જોઇએ. નહીં તો 'બ્રહ્મયોગી' કહિયે થવાય નહીં. આ સ્પષ્ટ વાત છે. આ બાબતમાં સર્વ આચાર્યો ( દ્વૈત વ અદ્વૈત ) એકમત છે. વિવેક-વૈરાગ્ય પછી જ, બ્રહ્મમાર્ગના પ્રવાસી થવાય છે. મહાનુભાવ સાગરરાજ કહે છે કેઃ–"Evacuate" ખાલી કરો. આ પ્રથમ પગથિયું (First step for God-Realization ) છે. ' अथातो ब्रह्मजिज्ञासा '–આ બ્રહ્મસૂત્રનો મર્મ પણ એ જ છે કે મુમુક્ષુએ પ્રથમ દિલમાંથી માયિક ભાવોને તિલાંજલિ આપી દેવી જોઇયે–ઉલ્ટી સલામ કરી દેવી જોઇયે એટલે અધિકારી થવાશે. ગીતાની ભાષામાં આને જ " અનાસક્તિ " ( Non-attachment ) કહેવામાં આવે છે; અને ધર્મશાસ્ત્રોની ભાષામાં આને જ "દ્વિજ' (Re-born) કહેવામાં આવે છે. બાઇબલની ભાષામાં બોલીએ તોઃ—

" Born again we all must be;
If the Kingdom we shall see, "

— The Bible.

અર્થાત્ પ્રત્યેકે દ્વિજ થવું જ જોઇએ. આટલા જ વિવેચન ઉપરથી

સ્પષ્ટ પ્રતીત થશે કે વૈરાગ્ય વિનાનું ભજન કિંવા "વૈરાગ્ય વિનાનું જ્ઞાન" એ પરમાત્માની મશ્કરી જેવું છે દંભાચાર કિંવા શુષ્ક અક્કલની ખેંચતાણ છે. દિલમા દુનિયાદારી અને પ્રભુનો સ્નેહ એ બે વાત કદાપિ સાથે બની શકે નહી.

(૩) મનનો લય બુદ્ધિમાં, "આત્મ લક્ષ્ય"

૩. વૈરાગ્ય સિદ્ધ થયા પછી માર્ગપ્રવાસીએ વિકૃત અંતઃકરણને "સંસ્કૃત" કરવું જોઇએ. આ હેતુથી બ્રહ્મનું શરણું લેવું જોઇએ અને अनन्यता સિદ્ધ કરવી જોઇએ. સારાંશ કે, બ્રહ્મવિચારણાદ્વારા 'મનનો લય બુદ્ધિ "માં કરવો જોઇએ આત્મસાધનાનું આ બીજું પગથિયું છે. અને પ્રવાસીનું પ્રથમ ઉર્ધ્વારોહણ છે. મનના સંસ્કરણ માટે અર્થાત્ મનના સંકલ્પ વિકલ્પ ટાળવા માટે ગીતામાં વર્ણવેલી બ્રહ્મવિષયક 'निश्चयात्मिका बुद्धि"–સ્થિર બુદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ. આ હેતુની સિધ્ધિ માટે પ્રવાસીનું उपास्य-ध्येय-अधिष्ठान પરાત્પર પરબ્રહ્મ જ હોવું જોઇએ તાત્વિક ઉપાસનાથી મનનું શમન–મનોનાશ કદિયે થાય નહી. આત્માનુભવ વિના મનની "ખટપટ" ટળતી નથી, અને બ્રહ્મલક્ષ્ય વિનાની જીવનનૌકા આ ભવસાગરમા ગમે ત્યા અથડાઇને ભાંગી જાય છે–ઠેઠ મુકામે कालातीत पतन મા પહોંચતી જ નથી માટે શ્રુતિનું મહાવાક્ય –सर्वं खल्विदं ब्रह्म। नेह नानास्ति किंचन। બુદ્ધિમા ગ્રહણ–ધારણ કરીને દૃઢ કરવું જોઇએ. આવી 'અડગબુદ્ધિ ' વિના જીવને,શાન્તિ મળતી જ નથી.' નીચેની खटपट अंग ની સાખીઓમા બ્રહ્મર્ષિ અખાજીએ આ વાતનું બહુ જ સુંદર નિરૂપણ કરેલું છે.

### खटपट अंग

સૂકટીસું ઈલિ ઉતમેં, જૈસે દાંડી તો લ;
આત્મ અનુભવ બિન, અખા! ઐસે જીવ અડોલ. ૧

આત્મ અનુભવ બિન, અખા! નહિ હરનકી જાગ,
સાણસી જ્યું લોહારકી, ક્ષણુ પાણી, ક્ષણુ આગ. ૨

આત્મ અનુભવ બિન, અખા ! મિટે ન મનકા શોક;
જ્યું બાજીગરકા ચાડીયા, નિત્ય પડે શિર ઠોક. ૩

× × ×

આત્મ અનુભવ બિન, અખા ! તિન ભુવન ફિરી આય;
કડવી ન ટળે તુમડી, કોટિ તીર્થ જો ન્હાય. ૬

× × ×

આત્મ અનુભવ બિન, અખા ! અન્ય ઉપાસન કીન્હ;
જ્યું જાચક હોય લક્ષેપરી, તોય સબપેં ભાખત દીન. ૧૦

× × ×

આત્મ અનુભવ બિન, અખા ! કથનીતેં ન્હોય પાર;
જ્યું મર્કટ સજ્યા આભુષણ, સો નિબહે કેતિક બાર. ૧૩

ઉપરની સાખીઓ બહુ સ્પષ્ટ છે; તેથી અહીં વિવરણ કર્યું નથી. હકીકત એવી છે કે, વેદાન્તશાસ્ત્રનું શ્રવણ-મનન કરીને ઘણા ખરા સંન્યાસીઓ આ મુકામે જ અટકી જાય છે. અલબત્ત, પોતાની મનોબુદ્ધિને તેમણે સંસ્કૃત કરી છે—' બ્રાહ્મી ' બનાવ્યાં છે, એ વાતની ના નથી, પરંતુ પૂર્ણતાને અને આવા જ્ઞાનીઓને લાખ જોજનનું અંતર હોય છે. કારણ કે, "બ્રાહ્મીવપુ" પ્રમાણે "બ્રહ્મસ્વરૂપ" પ્રાપ્ત કરવાં જોઈએ. પરોક્ષ જ્ઞાની ફિલસૂફોને ઉદ્દેશીને જ શ્રુતિ કહે છે કેઃ—

"જ્ઞાન કથે, ચિત્ત ના ઘટે, તો તત્ત્વ ન લાગે લોગ." જુઓઃ—

नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन।
यमेव पपः वृणुते तेन लभ्यः तस्यपपः आत्मा विवृणुते तनुंस्वाम्।

તાત્પર્ય કે, આત્માનો અનુભવ "બુદ્ધિ"થી પર છે. તેથી જ મહાનુભાવ સાગરરાજ કહે છે કે :—

"જ્ઞાતા જ્ઞેય અનાદિ અનંત, જ્ઞાન તણો લહિતમાં અંત" (કૃક્ષા)

તાત્પર્ય કે, મહાજ્ઞાનનું પરિવર્તન મહારસમાં થાય નહીં ત્યાં સુધી

પૂર્ણતા અનુભવાય નહી. પ્રણ-પ્રણયની એકલા એ જ બ્રહ્મવિદ્યા (Divine Wisdom) સાગ઼ દિલ વિના બ્રહ્મજ્ઞાન પચે જ નહી. રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કે :–उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥

તેથી બ્રહ્મ પ્રવાસીએ હવે આગળ વધવુ જોઇએ મનનો લય બુદ્ધિમાં કર્યા પછી બુદ્ધિનો લય ચિત્તમાં કરવો જોઇએ; અને શ્રુતિમાં વર્ણવેલા रसो वै सः બ્રહ્મનો અનુભવ કરવો જોઇએ. કારણ કે, આત્મા અંત કરણ ચતુષ્ટય (મન, બુદ્ધિ, ચિત્ત અને અહં)ની પેલી પાર (Beyond) છે. તેથી બ્રહ્મજ્ઞ પ્રવાસીએ હવે પોતાના લક્ષ્ય-પરમાત્માની ગોપી બનવું જોઇએ પ્રખર જ્ઞાનસિદ્ધ મહાપુરુષ અખાજીએ પણ ગોપીનો મહિમા ગાતાં નીચે પ્રમાણે નિરૂપણ કર્યું છે :—

(૪) બુદ્ધિનો લય ચિત્તમાં–જ્ઞાનીગોપી

"જ્ઞાની વિહારી ગોપી જેસા;
જે જ્ઞાની તેને ગોપીની દશા.
ગોપી ભૂલી ઘર ને બાર!
ગોપી ભૂલી કુટુંબ પરિવાર!
પોતાની દેહ પણ ભૂલી ગઇ!
અખા! કામિની કુલવત થઈ!
પ્રસન્ન થઈ પ્રભુ પ્રેમે મળ્યો!
જોગ જોગારથ કરવો ટળ્યો!
વિધિ નિષેધ ને થાપ ઉત્થાપ!
સંકલ્પ વિકલ્પ ટળ્યો સંતાપ!
પ્રકટ્યો ઉર માં પ્રેમાનંદ!
પીએ સુધારસ પ્રમદાવૃન્દ!
અક્ષયરસની ચાલે છે નદી!
તે બ્રહ્મવેત્તા પીએ ભગવદી.
સખિસમાગમ સદા નિજધામ!
અખા! અક્ષયરસ તે તેનું નામ."

સ્વભાવતઃ જ સર્વસ્વ સમર્પણની સુકલ્પ પ્રેમભાવના એ જ ગોપી; અને ચિત્તવૃત્તિની કાયમની પરબ્રહ્મમાં પ્રસ્થિતિ એ ગોપીની સ્વયંભૂ સમાધિ. સૂફીની ભાષામાં ' ફલાફિલ્લાહ ' એ ગોપી; અને ' અનલહક ' એ સમાધિ. જ્ઞાનીની ભાષામાં એ જ નિદિધ્યાસન (કીટભ્રમર ન્યાય) ક્રિયા આત્માનું સંધાનનું મહાકાર્ય. મતલબ કે, મનને ક્રમે ક્રમે આત્મલીન અનુભવવું જોઈએ, એટલે મનનો શોક અને મોહ ટળી જશે અને શ્રુતિમાં વર્ણવેલો એકૈકપરસ અનુભવાશે :—

यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूत् विजानतः ।
तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यत ॥

આત્મસાક્ષાત્કારનો મહામાર્ગ પ્રકટ કરતાં બ્રહ્મર્ષિ અખાજી પણ કહે છે કેઃ—

" જ્ઞાન જગાવે ગેંનતે, અખા શબ્દમેં સિદ્ધ. "

સારાંશ કે, જ્ઞાનથી માયાનું ગહેન-કેફ ઉતરી જાય છે; અજ્ઞાન નિવૃત્ત થાય છે પરંતુ ગુરુમંત્રના જપથી જ જીવનસિદ્ધિ અનુભવાય છે. મંત્રથી વસ્તુપ્રાપ્તિ થાય છે, જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે; આ માત્ર સાક્ષાત્કારની એક જ ( negative ) બાજુ છે—અજ્ઞાનનિવૃત્તિ છે; પરંતુ બીજી બાજુ ( positive ) આનંદપ્રાપ્તિ માટે શબ્દ જપવો જ જોઈએ—મંત્રની સાધના કરવી જ જોઈએ. આવી સાધના વિના કોઈ એ સિદ્ધ થયું નથી અને થવાનું પણ નથી. આવા મંત્રદ્વારા થતા આત્માનુસંધાન વિના લોહમાં સુંબકત્વ જેમ આવતું નથી, તેમ જ્ઞાનીની રસવૃત્તિ ફરતી નથી, અને રસવૃત્તિ ફર્યા કે ફેરવ્યા વિના જ્ઞાનનો કશો જ અર્થ નથી—માટે સિદ્ધાંતમાં ( theory)માં એક વાત અને પ્રેક્ટીકલ જીવનમાં ( Practice )માં બીજી વાત એ જ વ્યભિચાર. કેવળ આવું જ્ઞાન ( Theory divorced from practice ) જ્ઞાન ભય કર છે. તેથી જ ગુરુવર સાગરજી કહે છે :—"જ્ઞાન ભયંકર ભક્તિવિહીન " મોટા મોટા આચાર્યો, ઉપદેશકો અને પંડિતોને આપણે માયામાં રસ લેતા જોઈએ છીએ—તેનું શું કારણ ? એ જ કે—તેમની રસવૃત્તિનું હજી મહારસ—બ્રહ્મરસ—અમીરસમાં પરિવર્તન થયું નથી. ગીતામાં પણ કહ્યું છે કે :—

रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ।

માટે પારસનો સ્પર્શ થવા છતાં જો તાંબુ કંચન થાય નહીં તો સમજવું કે એ તાંબાને પારસનો સ્પર્શ થયો જ નથી-કંઈક પ્રતિબંધ-પડદો વચ્ચે રહેલો છે. માત્ર જ્ઞાનની વાતો માણસને દેવ બનાવતી નથી. બ્રહ્મનો સ્પર્શ એટલે જ સાગરના મચ્છની માફક, હરદમ બ્રહ્મનું જ લક્ષ્ય આજ "મીનકથા મેં મહાદશા" થી અખાજી પણ મહારસસાગર બ્રાહ્મી સ્થિતિનું વર્ણન કરતાં કહે છે કે—

"કંઠ હાથ હૈ પરસ્પરે, મેં ઓર મેરા ન્હાવ;
આકાર અખા જાગ્યો રહો, તુટત ન અંતરભાવ."

માટે બ્રહ્મ પ્રવાસીએ હરદમ અમીરસનું પાન કરવું જોઈએ અને અંદરથી 'અમર' બનવું જોઈએ. જ્ઞાનનો ઉપદાર 'એટલો જ કે-જ્ઞાનીનું લક્ષ્ય પરાત્પર પરબ્રહ્મ છે-અવધૂત ગીતામાં વર્ણવેલું **गगनोपमोऽहम्** પરમતત્ત્વ છે, અથવા અખાજીના ચોથા રામ છે :-જુઓ :—

"એક राम દશરથઘર ડોલે, દૂસરા राम સકલ ઘટગોલે;
તીસરા रामકા સકલ પસારા, ચોથા राम મણનસેં ન્યારા."

તવાદી ભક્તોના લક્ષ્ય राम અને શ્રુતિપ્રોક્ત અદ્વૈતવાદીના ચોથા राममां આસમાન જમીનનું અંતર છે. બ્રહ્મજ્ઞાની ભક્ત ભક્તોનો પણ महाभक्त છે. બ્રહ્મ મહાભક્તે હજુ આગળ વધવાનું છે. મન-

**૫ ત્રિપુટીનો સોહંમાં લય**

બુદ્ધિ ચિતની ત્રિપુટીનો લય અહંમાં સોહંમાં કરવાનો છે. અને તુર્યાવસ્થાનો સ્વાનુભવ કરવાનો છે. મનબુદ્ધિ ચિત્તની ત્રિપુટી જેની બ્રહ્માકાર હોય તેનામાં ભૌતિક કે દૈવિક "હુંપણુ" રહેતું જ નથી. તે તો આધ્યાત્મિક પુરુષ હોવાથી તેને હરદમ શિવોઽહમનું જ તાન હોય છે. તેની તો પળેપળ એક ધૂન :—

"મેં શિવ હૂં, મેં શિવ હૂં, ચિદાનંદઘન."

અજ્ઞાનીનું હું પિંડસ્થ પ્રકૃતિવશ હોય છે, આથી ઉલટું જ્ઞાનીનું હું બ્રહ્માકાર થયેલું હોવાથી ગગન જેવડું-સંબ્રહ્મ હોય છે. કૃતિ, ગતિ અને મતિમાત્રમાં તે બ્રહ્માકાર હોવાથી માયિક તંત્રને વશ નહીં થતાં તંત્રને પોતાને સ્વવશ વર્તાવે છે. એક શબ્દમાં તેનો પ્રણય પ્રણવાકાર થાય છે. આજ ભગવાન્ શંકરાચાર્યનો કેવલાદ્વૈતનો અનુભવ :—

चिदानंदरूपः शिवोऽहम् शिवोऽहम् ।

શાંકર કેવલાદ્વૈતવાદીઓનું આજ "કૈવલ્ય"નું મહાપદ. આજ મહાભજન-મહાધ્યાન અને મહારસ-તૂર્યાવસ્થા.

**૬. સોહંનો લય નાહંમાં કિંવા બ્રહ્મમાં**

બસ, હવે એક ડગલું આગળ વધતાં જીવ સ્વયં સચ્ચિદાનંદ બની જાય છે-નરનો નારાયણ થઈ જાય છે. સોઽહંનું મહાપદ એ પૂર્ણતા નથી. સોઽહંનો અનુભવ હવે નાહંના અનુભવમાં આગળ વધે છે: અને મહાનુભાવ સાગરરાજ કહે છે તેમ-

" ખોજણહારા ખુદ ખોવાયા, સૂરતા સહજ સમાણી "

નાનું કે મોટું "હુંપણું જ" ઓગળી જાય છે. મીઠાની પુતળી મહાસાગરમાં લીન થઈ જાય છે-રસરૂપ થાય છે. આવું થતાં नेतिनेति અને શેષનો અનુભવ જામી જાય છે અને એકમાત્ર બ્રહ્મ જ અવશેષ રહે છે. ગુરુ દત્તાત્રય ભગવાન આ પૂર્ણાવસ્થાનું વર્ણન કરતાં યથાર્થ જ કહે છે કે .—

न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम् ॥

" અહં ગયા રહા राम " one vice the other– એક જાય છે અને બીજું આવે છે-શૂન્યવાદ નથી. આ મુકામ વાણીથી પર છે. આ મહાનુભવનું વાણીમાં વર્ણન થઈ શકતું નથી-આ અનિર્વચનીય મહાનુભવ એ જ પૂર્ણતા-એ જ માનવજીવનનું અંતિમ ધ્યેય અને એ જ કૃતિકર્તવ્યતા. આથી જ શ્રુતિઓ કહે છે કે :—

ब्रह्मविद् ब्रह्मैव भवति । न तस्य
प्राणा उत्क्रामन्ति । ब्रह्मैवसन् ब्रह्माप्येति ॥

અર્થાત્ " નિજનું જ્ઞાન નિજરૂપ હોય; અખા પાલો જેમ થાયે તોય. " આ " નિજાનંદ "નો સ્વાનુભવ વાણીથી પર છે. તેથી अलम् अतिविस्तरेण । આ જ જીવનમુક્તિ-આ મહાનુભવ એ જ મહામુક્તિ. આ જ બ્રાહ્મી સ્થિતિ.

**ઉપસંહાર**

૭ ઉપસંહારમાં જણાવવાનું કે, " જિજ્ઞાસા છે તો માર્ગ છે જ છે. " બ્રહ્મર્ષિ અખાજી નીચેના ' મહાવચન 'માં આત્મ-સાધનાનું હાર્દ વિકૃત-પ્રાકૃત અંતઃકરણ ચતુષ્ટયને

સંસ્કૃત કરવામાં–પ્રાકૃતી કરવામાં રહેલું છે એમ સ્પષ્ટ સમજાવે છે

“ ગુરુ થા તારો તુજ, નથી કોઈ બીજું ભજવા,
બાહ્ય સૂરતને ટાળ, વાળ અંતરમાં સજવા.”

અંગ્રેજીમાં—Be only thou thy Master man !
*None else there is for worship thine*
Remove the form external all-in-all,
**Be-hold with-in** the Selfless Self Divine

આનું મર્મ એ છે કે–‘ અંતર્મુખી થઈ આત્માનુસંધાન ’ કરવું, જોઈએ એટલે Be-hold દર્શન કિંવા મહાત્મ્રહણ થશે જ થશે બહિર્મુખી માયા સક્ત અંત કરણ બાધક છે પરંતુ તેને જ આ બાહ્ય વિષિ–મનનો લય બુદ્ધિમાં, બુદ્ધિનો ચિત્તમાં, મનબુદ્ધિચિત્તની ત્રિપુટીનો સાક્ષમાં અને સાક્ષિનો લય નાક્ષમાં કરતાં અદ્વયદ પરબ્રહ્મ જ રહે છે સંસ્કૃત કરતાં પ્રાકૃતી કરતાં તે સાધક થાય છે આ જ ઉલટા સુલટીનો માર્ગ–જેટલું પડયા છીએ તેટલું સુલટા થઈ ચડવું જોઈએ જેમ અધોમુખી ‘ નીરું ’ની વરાળ ! “ ઉર્ધ્વમુખી ” થાય છે, તેમ ભાવાતર થતા–અવસ્થાતર થતા જીવનો ... ” થાય છે —જુઓ –

“ ભવાંતરનો ભેદ છે, માનીનતા જીવશિવ,
અવગુ દર્પણ જીવ છે, અખા ! સવગું શિવ સદૈવ ”

અંગ્રેજીમાં–“ Habit is Second Nature but God is our First Nature. ” આ મહાસૂત્ર માટે બ્રહ્મભાવ મોક્ષ !

“ રામ રતનકા પારખૂ, રામ હિ રામ હોઇ જાય. ”

× × ×

“ એ જ આનંદ અભિલાખ ફેલ, એ જ લાભ લક્ષ કોટય,
‘ આતમા પરમાત્મા જે મળે, અખા ભાગે બહુ ખોડય ”

× × ×

“ ભાવ, ભરોસા ભક્તિ ભલ, બુદ્ધિ તીક્ષ્ણ લક્ષ્ય સાર,
“ઐસા નર નીપજે, અખા, માનુ ગુરુ લીના અવતાર. ”

# વસ્તા વિશ્વંભર

(ગતાંકથી ચાલુ)

લેખક :—શ્રી. લીલાધર મૂળશંકર ભટ્ટ



અલંકાર અને વસ્તુગાંભીર્ય વસ્તાજીમાં ઓર છે. એમણે એકંદરે ૮૮ અંગમાં ૨૧૪૩ સાખી સંવત ૧૮૩૧ ના ફાગણ વદી ૨ ને શનિવારે પૂર્ણ કરી છે. તે સિવાય તેમણે જુદાં જુદાં કવિતોદ્વારા માનવજીવન અને જગતનું સુંદર દશ્ય રજુ કર્યું છે, કવિત ૧૯૫ છે. છેલ્લું કવિત આ પ્રમાણે છે :—

ભાવહીણ ભકત-જ્ઞાનહીણ જોગી, સત્યહીણ નારી-આચારહીણ લોગી,
વિદ્યાહીણ વિપ્રો...ગુણહીણ રૂપ, લક્ષ્મીહીણ દાતા-તપહીણ ભૂપ,
એટલાં કરે આપણાં સરે ન એકે કાજ,
કહે વસ્તા મુરખ જન સમજે નહીં કોઇ પરખે પંડિતરાજ.

અંગોની સાખીઓ અને કવિતો એટલાં માર્મિક, બોધક, વેધક અને છતાં અત્યંત આકર્ષક છે. કબીરની જેમ અવળવાણી પણ એમનામાં પ્રકારી છે કે :—

ઘોડો સવાર ઉપર બેઠો, કુંજર જઇ કીડીમાં પેઠો.
તે કાઢવા સહુ લોકજ મથે; નીકળે નહી તે કોની વતે.
જે કાઢે તે સાચો સિધ, વસ્તા વિશ્વંભર જાણે વિધ.

વળી પદ પણ એવાં છે, જેમકે :—

પંડિતો અગમ હૈ દેશ અમારા !
કોઇ જાણત જાણનહારા ! પંડિતો૦
વિણ મુસ્તક કી રૈયત દેખી વણ દેહીકા રાજા,
વિણ અમલે તે તો રાજ કરત હૈ, વિણુ કાજે સબ કાજા. પંડિતો૦
વિણ હથિયારે લડતા દેખ્યા માર્યા સકળ બ્રહ્માંડા,
ચોર ન દીસે ચોરી કરવા ઐસા પુરૂષ પ્રચંડા. પંડિતો૦

વિણ મૂળે એ તરુવર ડાળ્યા વિણ ફુલે ફળ લાગ્યા,
વિણ ચંચે પક્ષી ચરતાં દેખ્યાં તિનકા. ચોખા ભાગ્યા. પંડિતા૦
વિણ માતાએ પુત્ર જનમિયા વિણ ધાઇસેં ધાવે,
અવર કિસિકું એ ગમ નાહીં એ ગમ એહિ બતાવે. પંડિતા૦
ચ્રેટી પુરુષનો એ લક્ષ લેવો વિદેહે સ્નેહ ચલાવે,
વસ્તા વિશ્વંભર સ્વયંભર સાચા યાવિધ આપ ધરાવે. પંડિતા૦

એમણે 'વસ્તુ વિલાસ' નામક ગુરુશિષ્યસંવાદ બહુજ અદ્દભુત રીતે લખ્યો છે. ગુરશિષ્યની તમામ શંકાઓનું સમાધાન એટલી બધી ચોકસાઇ અને વિવેકદષ્ટિથી કર્યું છે, કે વાચક આશ્ચર્યમાં પડી જાય. તેની ૫૦૭ સાખી છે. અને તે સંવત ૧૮૩૧ ના (પુરુષોત્તમ માસ) વૈશાખ વદ ૧૧ ને ગુરુવારે સંપૂર્ણ કર્યો છે.

તેમની વાણીના એક ગુટકામાં તેમના શિષ્યે તેમના ગુરુઓની પ્રણાલિકા લખી છે. તેમાં રામાનંદી પંથના તેઓ છે એમ જણાય છે; અને તેમને પણ વિષ્ણુદાસ નામના શિષ્ય હોવાનો આધાર નીકળે છે. એ લાંબી પ્રણાલિકામાંથી થોડીક આપણે જોઇએ :—

"× × કે માધવાનંદ કે ગરીબાનંદ કે લક્ષ્મીદાસ કે ગોપાળદાસ કે નરહરદાસ કે કૃપાજી કે જીવણદાસ કે પ્રહ્લાદદાસ કે અમરદાસજી કે વિશ્વંભરદાસજી કે વસ્તાદાસજી કે વિષ્ણુદાસજી કે... ..."

વિષ્ણુદાસજી પછી 'કે' કરીને ભવિષ્યની પ્રણાલિકા લખવાની કોઇ શિષ્યે સંકલના કરી જગ્યા પણ છોડી છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે વિશ્વંભરદાસજી તેમના ગુરૂ હતા. તે કયાંના તે જણાતું નથી. પણ ગુરૂમાહું પણ હોમીનેજ વસ્તાજી અટકયા નથી. તેમને અંતરનો ને બહારનો બન્ને સરખો શોખ હતો એટલે પોતાના નામને ટુંકાવી આખા ગુરૂનામ સાથે તેમણે 'વસ્તા વિશ્વંભર' નામ યોજવામાં કલા વાપર્યાનું જણાય છે. દરેક અંગ, કવિત, પદ, પ્રભાત અને ગરબીઓને અંતે વસ્તા વિશ્વંભર નામનો અક્ષરમેળ કે માત્રામેળની પરવા કર્યા સિવાય ઉપયોગ કર્યો છે, એટલે કે પોતે વિશ્વંભરદાસ ગુરૂથી જીવન જીવ્યા છે એમ નિખાલસપણે જાહેર કરે છે પોતાના નામ સાથે ગુરૂનું નામ યોજી દાદાગુરૂ અમરદાસજીને પણ તે

વિસર્યાં નથી. અમરદાસજી અમર જ હતા, છતાં ભવિષ્યના શિષ્યે દાદાગુરૂ ઉપર આફરિન થઇને તેમને પણ અમર કરવા 'અમરપુરી ગીતા' લખી તેમાં અલખ-લખનો ગુરૂશિષ્ય સંવાદ આલેખ્યો છે. તે પણ તેમના 'વસ્તુ વિચાર'ની હરિફાઇમાં આવી શકે છે. એકની એક વાત છતાં સંતો કેવા કેવા પ્રકારે રજુ કરે છે તે જોતાં આનંદાશ્ચર્ય થયા સિવાય રહેતું નથી. અમરપુરી ગીતાની ૭૨૫ સાખી છે અને તે સં. ૧૮૩૧ ના જેઠ વદ ૬ ને બૃહસ્પતિવારે પૂર્ણ કર્યાનો ઉલ્લેખ છે.

તેમણે માસ, તિથિ, વાર અને કક્કો પણ લખેલો છે. તેમનો કક્કો જ માણસને વૈરાગ્ય પંથે પડવાને બસ છે. તે સં. ૧૮૪૨ ના આસો સુદ ૭ ને બૃહસ્પતિવારે પૂર્ણ કર્યો છે.

'વસ્તુગીતા' નામક સાત અધ્યાય અને ઉપસંહાર ગણી કૂલ આઠ અધ્યાય ૫૩૦ સાખીમાં લખી છે. તેમાં પંચીકરણનો મુખ્યત્વે સમાવેશ થાય છે. તદુપરાંત પદ-ગરબી-પ્રભાત અને અન્ય વિવિધ રાગોના નીતિ, ભક્તિ, વૈરાગ્ય ને જ્ઞાનનાં મળી આશરે ૭૦૦ ઉપર સુંદર કાવ્યોનો સંગ્રહ હાલ ઉપલબ્ધ છે.

એમનું સાહિત્ય વિષયવાર નથી લખાયું. કોઇને ભાગાબેલનમાટે એ શ્રમ એમણે નથી લીધો. જીવનમાંથી સ્વાનુભવ-મસ્તી આપોઆપ ઉભરાઇ જતાં ઝીલી હોય એમ લાગે છે. તેમનું ગમે તે પદ-ફાગ-ગરબી-પ્રભાત વગેરે જુઓ તો તેમાં નીતિ, શૃંગાર, વૈરાગ્ય ને જ્ઞાનની રેલછેલ જ હશે. તેમની વાણીને નીતિ, શૃંગાર, વૈરાગ્ય કે જ્ઞાનના પ્રકારમાં વહેંચવી મુશ્કેલ છે. ચારે રસ ઓતપ્રોત છે; અને તેથી તેમના સાહિત્યને હું 'જીવનજીત' નામક રસમાં લેખું છું. તેમની વાણી પોતાનું જીવન જીતવા, સંસ્કાર અને પુરૂષાર્થ હોય તો શિષ્યોને ઉપયોગી થવા નીકળેલી હોવાથી તેમના સાહિત્યમાં "જીવનજીત" નામનો રસ છે એમ કહેવું વધારે બંધબેસતું થઇ પડશે.

આપણે એમનો એમની વાણીમાં થોડો પરિચય કરીએ :—

સાહેલ સાહેલ રે ! રંગ રસી રીતે પરના સંગ પ્રીત કરી !
મગતા પહેલાં મન હરી લ્યો છો આંગણીયે તો શ્યામ વસી !
વેણુ વગાડી-મોહ લગાડી હસતા પહેલાં દો છો હસી !

* * *

આજ સખી ! સામળિયે મ્હારે આટપેટું અમ સંગ કીધુ.
પાચ પચીસ સહિયર દેખતા સાયડલું લીધું.

* * *

નાથ આથ આવ્યા સજની ! કહેવાયે કેમ એવી,
બોલતામા લાજ લાગે કેમ થાયે ત્યા થઇ તેવી.
હું નાની ને હરિવર મોટા રમતા વશ એમ કીધા,
સર્વ લોકમા જે નીપજાવે તે હરિ ઉર પર લીધા.

* * *

ફાગણમાસ ફૂલ્યો ભલો, ફુલ્યા વૃંદાવન ! હોરી રમીયે જી !
મોહનનુ મુખ જોઇને ફુલ્યા સહુના મને ! ,,

* * *

જમુનાજી જળ ભરવા જાતા મારગ મળીયા માર ! ફાગણ ફુલ્યો જી !

* * *

જોગી-મુનિ સબ અગમ કહે શ્યામ સ્વરૂપનો ભેદ ! ,,
વસ્તા વિશ્વંભર પ્રેમની વાત ન જાણે વેદ ! ,,

* * *

છુટે કેશે નીસર્યા રમવા કાજે ફાગ ! કીધા કેસરીયા !
રોમ ચિત્ત રસબસ થયા નેહ નિરંતર એક ! ,,
દેહ દશા ભૂલી ફરે—રહ્યો ન વેદ વિવેક ! ,,

* * *

ફાગણમા ફુલ્યા ફરો રે ! લોકલાજની સાથ, રંગી !
ઘરમા ઘેરી ઘાલશુ રે ! આવ્યા અમારે હાથ. ,,
બાવનબરમા અમે રહીએ રે પ્રેમ પોળમા વાસ, ,,
જ્ઞાનગલીમાં ઘર અમાર રમીએ રંગ વિલાસ. ,,

એમની ગુજરાતી ભાષા સરસ છે. હિંદી ઉપર કાબુ નહિ હોવા છતાં લખ્યું છે. ઘણીખરી જગાએ છગરડો વાળ્યો છે. વરતાજીથી નથી જ રહેવાયુ ત્યારે જ તેમણે લખ્યું છે, એમ તેમની વાણી જોતાં સાબિત થાય છે તેમની વાણીમાં હૃદય છે-દર્દ છે-દિલાસો છે-પ્રેમ છે અસાર સંસારમાથી ક્ષણભંગુર દેહ ચેતનહીણો થાય તે પહેલા જીવન જીતવાની સલાહ છે-માર્ગ

છે. વસ્તારામ પ્રેમીઓનો દોસ્ત છે, નીતિનો નેતા છે, વિરાગીનો વીર છે અને જ્ઞાનીનો ગોઠીયો છે. આવું સુંદર અને અત્યંત ઉપયોગી સાહિત્ય પ્રસિદ્ધિને યોગ્ય છે. હું ઇચ્છું છું કે, કોઇ સાહિત્ય સંસ્થા દ્વારા કે જ્ઞાતિ અભિમાન ધારણ કરતી કોઇ સંસ્થા દ્વારા પડતર કિંમતે વેચવાની શરતે પ્રસિદ્ધ કરવાની કાંઇ ગોઠવણ થશે તો હું મારી સેવા આપીશ.

રામાનંદી સંપ્રદાયમાંથી આવા પ્રખર વૈરાગ્યવંતા સંતો પ્રાપ્ત થયા છે. જ્ઞાનમાં ગળતાં તેઓને ધર્મના કોટનો એકે કાંગરો નડતો નથી. તે સર્વ ધર્મયુક્ત બની જાય છે. આ સાહિત્યમાં પણ રામાનંદ ગુરુની પ્રણાલિકા ન હોત તો તેઓને ક્યા સંપ્રદાયમાંથી ગુરુગમ મળી છે, તે પ્રશ્ન રહેત. કબીર વસ્તાજી વગેરે રામાનંદી સંપ્રદાયમાંથી પ્રબોધાયલા. કબીરની જેમ વસ્તાજીએ કોઇ સંપ્રદાય નથી કાઢ્યો. અને અન્ય ધર્મોની નિંદા નથી કરી. વસ્તાજી જાતે બ્રાહ્મણ હોવાથી સમતાનું ધોરણ જાણ્યે અજાણ્યે પણ સાચવી શક્યા છે. એક સંતની પ્રચલિત સાખી છે કે:—

> રાજા, વેશ્યા ને બ્રાહ્મણ ને ચોથા હેમતસ્કર,
> સોતાંક ભક્તિ આવે નહીં ને આવે તો પારંગત.

રાજા, વેશ્યા, બ્રાહ્મણ અને સોની એમનાં જીવન જગતપ્રલોભનથી ભરેલાં છે. એટલે ભક્તિ નહિ પણ ભક્તિનો આભાસ—ડોળ—તેમનામાં હોવાનો વધારે સંભવ છે, છતાં પૂર્વના સંસ્કારથી ભક્તિ આવે જ તો તો પછી વહાલેષો ભવિષ્યતિ જ હોય છે, એવું ઘણાં દૃષ્ટાન્તોથી સિદ્ધ થાય છે.

વ્રજભાષાનું તેમનું આ પદ મઝાનું છે :—

> મેં ખેલું શ્યામ સંગ ફાગ, લાગ આજ બડ પાયો!
> પડ્યો ગુલાલ લાલ કે મુખ પર દેખ દેખ મન લોભાયો.
> કેસરકીકો સુંદરનીકો ચયો વંભોગ રસ રંગ આગો.
> લટપગી પાઘ, કેસરિયો જામો ઓઢી ઉપરણી અંગ છાયો.
> અધરપર બેન કમલદલ નૈનાં રાગ-રાગણી ખ્યાલ ગાયો.
> સબ સખિયન મધ્ય મોહન ઠાડે, જાવ્યો મેદ ચિત્ત ચમકાયો.
> વસ્તા વિશ્વંભર બિન્દ ધરીને ગિરધર પીને પાયો.

* * *

આજ મજવાસી કે સંગ ઉમગ , ભયે.
નાચત નાથ, હાથ દે તાલી ! વત્તા તત્તાતા થેઇ ભયે.

ગરબી અને અન્ય રાગ રાગણીમાં તેમણે ગાયેલો પ્રેમ જોતાં આ કવિઓ ઉપરથી એકવાર તો મોહ ઉતરી જાય છે. એમની એક સાખી ઠેઠની ખબર આપે છે :—

પ્રીતમ ! પતિયા જો લખું, જો કછુ અંતર હોય.
હમ-તુમ આતમા એક હે, દેખીતા તન દોય.

શ્રી વલ્લભજીને ગોપીજન તરીકે એટલો જ સંદેશો પૂરતો છે.

શ્રી વસ્તારામજીનેય જગતના લોકોના સંબંધથી થયેલા કડવા અનુભ નીચેના કાવ્યથી જણાય છે :—

મનના મેળુ કોઇ ના મળ્યા કો શું કહીએ રે વાત ?
મોએ મીઠા ખોટે ઘણા છાની ચલાવે ઘાત. મનના॰
જોતા જોતા રે જોઇ વળ્યા જોયા મુલ્ક ને દેશ,
અંતરભેદી કોઇ ના મળ્યા કાઢી ફરે બહુ વેશ. મનના॰
જેવું કુંડું રે ઘી તણું ભીતર ભરીયું છે છાણ,
દાટો ખોલીને દેખીયુ ત્યારે ખોટું નિર્વાણ. મનના॰
પાસે બેસે થઇ ઉજળા અંતર કપટીનું જ્ઞાન,
મચ્છી દીઠી મૂકે નહિ જેવા બગલાના ધ્યાન. મનના॰
ઉજ્વળ ઉગે રે પૃથિવી ભીતર ભરીયા અંગાર,
ચોપી ચોળીને દેખીયુ ત્યારે થઇ ગઈ છાર. મનના॰
ઉજ્વળ થઇ ફરે ફાસિયા ધરે તિલક ને માળ,
લાગ પડ્યાની રે વાર છે ફાસી ઘાલે તત્કાળ. મનના॰
પોથી બાંધે રે પોટલા જેમ ખર ચંદન ભાર,
ભીતર ભેદ જાણ્યા વિના ધરતા હીંડે અહંકાર. મનના॰
વ્હાલા થઇને રે આવીયા કરવા વેરીના કામ,
સ્વપ્ને દીઠે દુખ ઉપજે રખે લેતા કો નામ. મનના॰

આ ભજનમાં ધાર્મિક બોધ છે-શિક્ષા છે. સદ્ગુરૂ મળતા પહેલાંની તીવ્રતા છે-અણમોલો અનુભવ છે. ગુરૂ કર્યા પછી કહે છે :—

અંતર ઘાયલ થઇ પડયાં વાગ્યાં સદ્ગુરૂ બાણ,
તાલાવેલી તેણે ઘણી વિંધ્યાં તન, મન, પ્રાણ. અંતર॰
ચરણ ન ચાલે સંસારમા ભાગી પડયો વહેવાર,.

> કુંન્તું હૈને રે ઉપજે ? વેધ્યાં પારંપાર. અંતર૦
> રોમ રોમ માંહીં સોંસરાં છિદ્ર પડિયાં છે છેક,
> અવર ઓસડે કેમ રૂઝશે ? એની બુટ્ટી છે એક. અંતર૦
> જેવી જળ વિના માછલી—તલપ તલપ જીવ થાય,
> નિર મળે તો જીવશે નહીં તો પ્રાણ જ જાય. અંતર૦
> વેદની દાઝી રે વેલુણી પિયુ પિયુ પોકાર,
> પિયુ મળવાને રે કારણે ભુલી ભવળો સંસાર. અંતર૦

પણ આખરે રંગડો લાગે છે :—

> જરંગડો લાગ્યો રે-રામશું ગમતું નથી રે કાંઇ !
> પૂર્ણ સ્નેહી રે પ્રગટિયો પહોંચી અંતરની આશ,
> વસ્તા વિશ્વંભર પુરુષનો સર્વ રહ્યો પ્રકાશ. રંગડો૦

અને મનને પણ એમ જ કહે છે :—

> મન તું શમર શ્રી રામને છોડી આળ જંજાળ,
> એક પલકમાં લઇ ચાલશે ગિર પર ભમે છે કાળ. મન૦
> કાયા માયા રે કારમું જેવાં ઝાકળાનાં નીર,
> ઓસે પ્યાસ ભાગે નહિ જાગી જપો રઘુવીર. મન૦

એમનાં પ્રભાત બહુ ઉપયોગી છે. આખુંય વસ્તુ અનિવાર્ય મહત્વનું છે. તેમના ઘણા ચમત્કારો પણ હતા. ગમે તે વખતે ગમે તે રસોઈ જમાડી શકતા. દર્દ સાધ્ય છે કે અસાધ્ય તે કહેતા ઘણાં દર્દનો મંત્રથી નાશ કરતા. પણ એ બધું વિસ્તારના ભયે અલમ્.

કવિ, ચિત્રકાર ને ભક્ત કલાના સાચા ઉપાસકો છે. અણકલ્પ્યું, અણદીઠું અને અણઅનુભવ્યું પણ તે આલેખી શકે છે. ઘણીવાર દુનિયા તેમની વાણી જોઈ નિંદે છે. કલાને કલંકરૂપે પણ કોઇ કોઇ વ્યક્તિ અપવાદરૂપે પાડે છે. વાસ્તવિક રીતે કવિ, ચિત્રકાર ને ભક્ત જન્મથી ગાંડા જ હોય છે. તેમને તો રસ–સૌંદર્યનાં–કલાનાં ઘેન અખંડ રહે છે. દુનિયાની તેઓને પરવા નથી હોતી. સાચો કવિ, સાચો ચિત્રકાર ને સાચો ભક્ત ઘર રાખી તીર્થ કરનારો નથી હોતો: એ તો બનતાં સુધી ઘર બાળીને જ તીર્થ કરતો જણાય છે. આપણા વસ્તારામ સાક્ષીરૂપે છે તો અલમિતિવિસ્તરેણ.

(સંપૂર્ણ)

卐

પરમહંસ સ્વા. શ્રી રામતીર્થજી
ની
# નીતિકથાઓ

કથક—શ્રી. નર્મદાશંકર હરિશંકર વ્યાસ બી. એ.
( ગતાંકથી ચાલુ )

ॐ

૬૦

## યાજ્ઞવલ્કય અને મૈત્રેયી

ઋષિ યાજ્ઞવલ્કયને બે પત્નીઓ હતી, મૈત્રેયી અને કાત્યાયની. રાજગુરૂ હોઇને યાજ્ઞવલ્કય બહુ સમૃદ્ધ હતા પોતાની બન્ને પત્નીઓ વચ્ચે પોતાની સમૃદ્ધિના ભાગ પાડી આપી તેઓ સન્યાસ આશ્રમમા જવા ઇચ્છતા હતા ભાગ પાડતી વખતે મૈત્રેયીએ સમૃદ્ધિનો અર્ધભાગ સ્વીકારવાની ના પાડી, કારણકે જો નાશવાન્ ભૌતિક સમૃદ્ધિથી અવિનાશી સુખની પ્રાપ્તિ થઇ શકતી હોત, તો યાજ્ઞવલ્કય તેનો ત્યાગ કરી વનમાં જાત નહિ

મૈત્રેયીના હૃદયમાં મન્થન શરૂ થયુ હતું. તે વિચારવા લાગી કે તેના પ્રિય સ્વામીનાથ સંસારના સમૃદ્ધ સુખનો ત્યાગ કરી અન્ય પ્રકારના જીવન-પ્રવાહ તરફ વળતા હતા તેથી તેમા કંઇ ગૂઢ હેતુ હોવો જોઇએ. કોઇ પણ માણસ પોતાના જીવન પ્રવાહનું વહેણુ બીજી દિશામાં બદલી ન નાખે જો બીજા પ્રકારના જીવન પ્રવાહમા પહેલા પ્રવાહ કરતાં વધારે આનંદ, વધારે શ્રેય, વધારે સુખ શાન્તિ ન હોય એટલે મૈત્રેયીએ વિચાર્યું કે મારા પતિદેવ માટે નવીન જીવનપ્રવાહ, આ જીવનપ્રવાહ કરતાં ઘણો વધારે સુખદાયક અને શ્રેયસ્કર હોવો જોઇએ ખૂબ વિચાર કરી તેણે પોતાના પ્રાણનાથને પૂછ્યુ. "શું આધ્યાત્મિક સંપત્તિમા ભૌતિક સંપત્તિ કરતાં વધારે સુખ છે ? કે ભૌતિક સંપત્તિમાં વધારે સુખ છે ?"

યાજ્ઞવલ્કયે પ્રત્યુત્તર વાળ્યોઃ—"સમૃદ્ધ લોકોનું જીવન તમે જુઓ છે

નેવું છે. પણ તે જીવનમાં ખરો આનંદ, સાચું સુખ કે સનાતન સ્વાતંત્ર્ય નથી."

મૈત્રેયીએ કહ્યું-" તમે એવું શું પ્રાપ્ત કર્યું છે કે જેણે તમને જીવન્મુક્ત બનાવ્યા છે? જેનાથી આસક્તિ અને અલ્પજ્ઞતાનાં સર્વ બંધનો તૂટી ગયા છે? જીવનના એ દૈવી અમૃતનું પાન મારે પણ કરવું છે. મને પણ એવી જ દીક્ષા આપો.."

ભૌતિક સમૃદ્ધિ કાત્યાયનીને સોંપી, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી આધ્યાત્મિક સંપત્તિનાં વર્તુલમાં પ્રવેશ્યા. મૈત્રેયીને સ્વામીનાથની આધ્યાત્મિક સંપત્તિ સાંપડી જ્યારે કાત્યાયનીને ભૌતિક. મૈત્રેયીને મળેલું આધ્યાત્મિક ધન શું હતું?

न वा अरे पत्युः कामाय पतिः प्रियोभवत्यात्मनस्तु कामाय पतिः प्रियोभवति।
न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति॥

આ શ્લોકના ઘણા અર્થ થાય છે. આપણે બે મુખ્ય અર્થને તપાસીએ.

એક અર્થ એવો છે કે "પતિ પત્નીને પ્રિય છે, નહિ કે પતિમાં પ્રિય તત્ત્વ રહેલું છે તેટલા માટે, પણ તે પ્રિય છે, કારણ કે પતિ પત્નીનું દર્પણ છે. જેવી રીતે આપણે આપણી જાતને આયનામાં પ્રતિબિંબિત થયેલી જોઈએ છીએ, તેવી રીતે પત્ની પોતાની જાતને-પોતાના પ્રેમને-પોતાના પ્રતિરૂપી આયનામાં પ્રતિબિંબિત થયેલ નિહાળે છે અને એજ કારણથી તે પોતાના પતિને ચાહે છે, એટલે જ પત્નીને પતિ વ્હાલો છે."

બીજો અર્થ એવો છે કે "પત્ની પોતાના પ્રિયતમને ચાહે છે, તે પ્રિયતમની ખાતર નહિ, પણ પોતાની જ ખાતર; કારણ કે પતિદ્વારા પરમાત્માનું દર્શન કરવા માંગે છે."

એ તો કુદરતનો અફર કાનુન છે કે પ્રેમ પરસ્પરાવલંબી છે. જે કોઈનું પ્રેમપાત્ર નથી તે કોઈને પ્રેમ કરતું નથી, તે કોઈનાથી ચહાતું નથી. જે કોઈને પ્રેમ કરતું નથી તે કોઈનું પ્રેમપાત્ર નથી. એટલે માનવી સત્યને ચાહવામાં પોતાના પ્રતિબિંબ સિવાય બીજું શું જુએ છે? વાસ્તવમાં પ્રેમદ્વારા

આપણે આપણી જાતને અંતરગુહામાં બીગજી રહેલા પરમાત્માને પ્રાપ્ત કરવાના હોય છે.

બોધઃ—જે વસ્તુ આપણને પ્રિય છે તે વસ્તુ ખાતર નહિ, પણ પોતાની ખાતર–પોતાના સ્વવિકાસ અને સ્વપ્રકાશ ખાતર પ્રિય હોય છે.

## ૬૧

## ભગવાન કૃષ્ણ અને કાલિયનાગ

ભગવાન કૃષ્ણને એક દિવસ એક નાગ ગળી જવાની તૈયારી ઉપર હતો નાગ તો ભગવાનનો કોળીઓ કરી ગયો પણ ભગવાન તો એનું પેટ ચીરીને બહાર આવ્યા. નાગ મૃત્યુને વશ થયો. આમાં જગતના એક સર્વસાધારણ નિયમનું ભાન થાય છે. પ્રેમ શું છે ? ભગવાન કૃષ્ણ સાક્ષાત પ્રેમસ્વરૂપ છે. પરમાત્મા એટલે જ પ્રેમ અને પ્રેમ એ જ પરમાત્મા. જ્યારે આવો દૈવી પ્રેમ માનવીના હૃદય મંદિરમાં સ્થાન લે છે, ત્યારે જગતની બધી દુર્વાસનાઓ છિન્નભિન્ન થઈ મૃત્યુને વશ થાય છે, માયા અને વાસનાઓથી પર થયેલો માનવી પરમાત્માના પ્રેમ સ્વરૂપમા લીન થઇ જાય છે, પોતે જ પરમાત્માનો સાક્ષાત્કાર અનુભવે છે.

પણ જ્યારે ઐહિક પ્રેમ માનવીના હૃદય મંદિરમા પ્રવેશે છે, ત્યારે એ પાગલ બને છે. પરમાત્માના સાક્ષાત્કારને બદલે તેને ગારે જીવનમા રુદન, વિષાદ અને ક્લેશ અનુભવવાં પડે છે.

સાંસારિક વાસનાથી કોઈ પણ વસ્તુ સાથેનો પ્રેમ માનવીને દુઃખના ઉંડા ગર્તમાં ધસડી જાય છે. માનવીના હૃદયને વાસનાનો ગંધવાળો પ્રેમ ચીરી નાંખે છે. પ્રેમદિવાનાઓ પછી બબડે છે, આક્રંદ કરે છે, " અરેરે, આ પ્રેમ બહુ ક્રૂર છે, તેણે જ મારો નાશ કર્યો છે. "

બોધ–ભૌતિક પ્રેમ માનવીને દુઃખ અને ગ્લાનિમાં ધકેલી દે છે.

અપૂર્ણ

★

# પ્રસંગસ્ફૂર્તિ

卐

—મુંબઇ સરકારે નીમેલી મહારાષ્ટ્ર યુનિવર્સિટિ સમિતિએ મહારાષ્ટ્રને માટે વિભાગીય યુનિવર્સિટિ નીમવાની ભલામણ કરી છે.—સંસ્કૃતના પ્રખર વિદ્વાન, મુંબઇની મુંબાદેવી સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક, શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી દીક્ષિતનું અવસાન થયું. સદ્‌ગત વલસાડના વતની હતા—કલકત્તાના 'મોડર્નરિવ્યુ' અને 'પ્રવાસી' પત્રના તંત્રી શ્રી. રામાનંદ ચેટરજીનું તા. ૩૦-૯-૪૩ ને દિવસે અવસાન થયું. આ વર્ષે જ એમનો ૭૮ મો જન્મ દિન ઉજવાયો હતો. સદ્‌ગત પીઢ પત્રકાર, વિખ્યાત વિદ્વાન અને હિંદુસભાના ઘણો વખત ઉપપ્રમુખ પણ હતા.—શ્રીમદ્ નથુરામ શર્માનો ૮૬ નો જયન્તી મહોત્સવ મુંબઈ, માધવબાગ પાઠશાળામાં તા. ૩-૧૦-૪૩ ને દિવસે ઉજવાયો.—મુંબઈમાં ખાજખેડાવાળ સમાજનો પંદરમો વાર્ષિક ઉત્સવ તથા નવમો ઇનામ સમારંભ તા. ૨૬ મી સપ્ટેમ્બરે આનંદભુવન હોલમાં ઉજવાયો.—હિંદુસ્તાનમાં લગભગ ૫૦ શહેરોમાં અનાજની ભાપબંધી થશે એમ સંભળાય છે.—મુંબઇ ખાતે રેવાના પાટવીકુંવરનાં, કચ્છનાં રાજકુમારી સાથે લગ્ન થયાં, ત્યારે કુળદેવ શાલિગ્રામની મૂર્તિને રેવાથી લાવવામાં આવેલી, એ વખતે હજારો રૂપિઆના દેવના દાગીના ટ્રેનમાંથી જ ચોરાઇ ગયા. રાજ્યગોરે ચોરી પકડનાર માટે એક હજારનું ઇનામ કઢાડયું.—ધંધુકા તાલુકાના ઝાળીલા ગામે તા. ૭-૯-૪૩ ની રાત્રી સાંજે ધાડ પડી, ખાખીધારી નવ ઘોડેસ્વારો એક વાણીઆના ઘરને લુંટતા હતા, ત્યાં એક સીત્તેર વર્ષના બુઢ્ઢા કણબી પટેલને શૌર્ય ચડયું. કુવાડી લઇને એ કૂદી પડયો, બે માણસોને એણે પૂરા કર્યાં, પોતે ગોળીથી વીંધાયો,

સ્વધર્મને શરણે હળી પડયો —ભાવનગર પાસેના કોળીઆક ગામમાં નગ્ગદ ઉપર તપ કરતા જીવુભા નામના ગગાસીઆએ એકત્રીસ દિવસ સુધી દાણાનો ત્યાગ કરી સગ્ગ-પાટલી ઉપર બેસી ફરતાં પાળીયાં જડાવી દીધાં મુદત પુરી થયે એમને બહાર કઢાડયા પછી તેઓ મૂળસ્થિતિમાં આવી ગયા હતા —'નવચેતન' માસિકના ત ની થી ચાપસી ઉદ્દેશીનુ અમદાવાદમાં પ્રેમાભાઈ હોલમાં લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે સન્માન થયુ, સાથે નાણુથેલી પણ અપાઇ —રાણી ભટ્ટાચાર્ય નામની એક સીનેમા શોખીન પત્નીએ પતિએ સિનેમા જોવાની ના પાડવાથી કલકત્તામાં તા ૨૩ મી ઓગસ્ટે ક્રોગ પીને આપઘાતની કોશીશ કરી ઉપરટે બચી ગઇ કોર્ટમાં કેસ ચાલ્યો, આપઘાતની કોશીશ માટે રૂા ૨૦૦ ના બે વર્ષ સુધી સારી ચાલના જામીન આપવા પડ્યા —કાશીમાં ગગાજીને મળતી વરૂણા નદીમાં પુર આવ્યુ. તેને લીધે તા ૨૭ મી સપ્ટેમ્બરની રાત્રે મળાગુડ પાણી ચડી આવ્યા હતાં —બગાળનો ભૂખમરો ચાલુ છે, ગલ્લતની યોજના પણ ચાલુ છે — યુદ્ધ ચાલુ છે —જર્મની ઇટાલી તથા રશીઆમા પાછુ પડે છે મિત્રસૈન્યો આગળ ધપ્યે જાય છે.

# તત્ત્વજ્ઞાનના ગ્રંથો

| | | |
|---|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ ( દળદાર ૪ ગ્રંથોમાં) | ૧૯૦૮ | ૧૨-૦ |
| દત્ત-પરશુરામ અથવા આત્મદર્શનયોગ ... | ૩૫૦ | ૨-૦ |
| પાતંજલ યોગસૂત્ર-(સ્વામીવિવેકાનંદની ટીકા સાથે) | ૧૯૨ | ૧-૦ |
| જ્ઞાનયોગ-(સ્વામી વિવેકાનંદકૃત) ... ... ... | ૨૩૬ | ૦-૧૨ |
| સંસારમાં સુખ ક્યાં છે? વા૦ મો૦ શાહકૃત | ૧૮૦ | ૧-૦ |
| વૈદિક વિનય-ખંડ ૧, ૨, ૩. ( ૩૬૦ વેદમંત્રો ભાષાંતર વગેરે સાથે) ... | ૮૪૦ | ૩-૧૨ |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ-(પં. દેવશર્માના વિચારતરંગો તથા અથર્વવેદના બ્રહ્મગ્વી સૂક્તનું ભાષાંતર ... | ૩૨૪ | ૧-૦ |
| ઉપદેશસારસંગ્રહ-(મ. તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો) | ૩૮૪ | ૧-૦ |
| સ્વામી રામતીર્થના સદુપદેશો-ગ્રંથ ૧ લો ... | ૫૬૪ | ૨-૮ |
| ,, ,, ,, -ગ્રંથ ૩ જો ... | ૫૨૦ | ૨-૮ |
| સ્વામી વિવેકાનંદના ઉપદેશો-(ભાગ ૧-૨-૩) | ૫૭૬ | ૨-૪ |
| ,, ,, ,, (ભાગ ૪-૫) | ૬૦૦ | ૨-૪ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા-( આવૃત્તિ ૭ મી ભાવાર્થદીપિકાની ઉત્તમ ટીકા સાથે) ... | ૮૮૮ | ૪-૦ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-(પં. નીલકંઠની ટીકા સાથે) | ૬૭૬ | ૧-૧૦ |
| શ્રીપંચરત્નગીતા-(શ્રીધરી ટીકા સાથે) ... ... | ૬૦૦ | ૧-૧૦ |

ઉપનિષદો છપાય છે. બીજાં પુસ્તકોનું
વિગતવાર સૂચિપત્ર મળશે.

મળવાનું ઠેકાણું } **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**
ઠે. ભદ્ર પાસે, અમદાવાદ : કાલબાદેવીરોડ મુંબઈ-૨



ખાંડના બનાવેલા ઊંટને તેની ઉપર લાદેલા ખાંડના જ સામાન સાથે ડંડો મારીને તોડી નાખીએ તો શું નીકળે? ખાંડ. ખાંડના હાથીને તેની ઉપર સવાર થયેલા ખાંડના જ રાજામહારાજા સાથે ભાંગીને ભુક્કો કરી નાખીએ તો શું થાય?–ખાંડ. ખાંડની જ બનાવેલી રેલગાડીને તેની અંદર બેઠેલા ખાંડના મુસાફરો સાથે ટુકડા કરી નાખીએ તો શું દેખાય?–ખાંડ. ત્યારે આ બધામાં શું ખાંડ ભાંગી?–નહિ, નહિ અને નહિ જ. એ તો ખાંડને ખાંડ જ રહી ત્યારે ભાંગ્યું શું?–કેવળ નામ અને રૂપ, તેવી જ રીતે ખાંડ, વિષ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી વિગેરેના નામરૂપના, "तत्त्वमसि–તે તું છે" એ મહાવાક્યના હથોડા તળે ફૂટ થઈને ચૂરેચૂરા થઈ જાય તો શું મળે?–એક, અદ્વિતીય આત્મા

—સ્વા. રામતીર્થ

ચમનલાલ નીનાભાઈ શાહે સ્વા. સ્વયંજ્યોતિતીર્થ મુ. છોટાઉદેપુર એમને માટે
વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં છાપ્યું અને ત્યાંથી પ્રકટ કર્યું




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો



તંત્રીઃ
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

# અનુક્રમણિકા



## ઉત્થાન—ના નિયમો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદ રૂ. ૪-૪-૦, આફ્રિકા રૂ. ૬-૮-૦, એક અંકની કીંમત રૂ. ૦-૬-૦.

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને લવાજમ અગાઉથી જ લેવાય છે. (૨) વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે. (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હમેશાં પૂરતી ટિકટો બીડવી; તે વિના ઉત્તર નહીં મળે. (૪) મ. ઓ. થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવાં. (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહીનાની તા. ૧૬મીએ પૂરતી કાળજીથી તપાસાઈ રવાના કરાય છે. (૬) અંક ન મળે તો નજદીકની પો. ઓ. માં તપાસ કરવી; ત્યાર પછી માસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે. પાછળથી કીંમત લઈને અપાશે. (૭) લેખ, લવાજમ, તથા માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો.

પ્રબન્ધક 'ઉત્થાન'
જ્ઞાનસાધન આશ્રમ: છોટાઉદેપુર

नमो नारायणाय ।

# ઉત્થાન

વર્ષ ત્રીજું] નવેમ્બર ૧૯૪૩-કારતક ૨૦૦૦ [અંક પાંચમો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

## श्री सिद्धान्तबिन्दुस्तोत्र

न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा,
न च त्वं न चाहं न चायं प्रपंचः ।
स्वरूपावबोधो विकल्पासहिष्णुस्
तदेकोऽवशिष्टः शिवः केवलः केवलोऽहम् ॥७॥

ભાવાર્થ:-(ત્યાં) શાસ્તા=(ઉપદેશ કરનાર) નથી, શાસ્ત્ર=(ઉપદેશથી રક્ષા કરનાર) નથી, શિષ્ય (ઉપદેશને અધીન રહેનાર) નથી, શિક્ષા (ઉપદેશની ક્રિયા) નથી, તું (ઉપદેશ લેનાર) નથી, હું (ઉપદેશ આપનાર) નથી, કે આ (પ અતત્ત્વના વિસ્તારરૂપ) પ્રપંચ પણ નથી; (પરન્તુ) વિકલ્પને સહન નહિ કરનાર સ્વરૂપનું જ્ઞાન છે તે અદ્વિતીય, અબાધિત, કેવલ શિવ, હું છું. (૭)

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમ શા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

શ્લોકવિવરણ :—આ દશ શ્લોકોમાં આચાર્ય અનુભવના સર્વોચ્ચ શિખરેથી આનન્દના ઉદ્ગાર કરે છે. અંતઃકરણમાં-શુદ્ધ સત્ત્વગુણની અધિકતા હોય, પરમતત્ત્વના પ્રસાદથી તરબોળ બનીને, સમસ્ત દ્વૈતપ્રપંચથી વિમુક્ત થયું હોય, સર્વત્ર સર્વાકારે એક જ તત્ત્વ, પોતે પોતાનામાં અવસ્થિત હોય, ત્યારે સહજ સ્વભાવે જ એ અખંડ અને પરિપૂર્ણ અનુભવનો ઉદ્ગાર, માંડૂક્ય ઉપનિષદ્‌ની ગૌડપાદ કારિકાના અનુભવ સાથે અભેદ બનીને એમ જ બોલે કે :-"પ્રપંચનો નાશ નથી, તેમ ઉત્પત્તિ પણ નથી; નથી એ અનાદિ અજ્ઞાનથી બદ્ધ કે નથી એની નિવૃત્તિને માટે સાધન; હું મુક્તિની ઇચ્છા નથી કરતો કે હું મુક્ત છું એવી ભાવના પણ નથી-આ જ સાચી પરમાર્થદશા છે." આવું દ્વૈતનિવારણ જ અદ્વૈતના અનુભવની પરાકાષ્ઠા છે. આ નાસ્તિકતા નહીં, પણ પરમ આસ્તિકતા છે: આ અપરા નહિ પણ પરાભક્તિ છે; અજ્ઞાન અને જ્ઞાનની ઉપરથી આ પરમ ચૈતન્યની સ્વાભાવિક સ્થિતિ છે. કર્મ કે અકર્મ, સત્કર્મ કે નૈષ્કર્મ્ય-એવા બધા કામ્યકર્માતીત ભેદાભેદથી પર અવસ્થા છે. આચાર્ય સાધકને કેવલાદ્વૈતનો અનુભવ કરાવવા માટે એક જ પરમતત્ત્વનું સ્મરણ અને સમસ્ત દ્વૈતનું વિસ્મરણ કરાવે છે.

એવું અલૌકિક, તેમ જ આપ્તવાક્યના પ્રમાણ વિના બીજાં પ્રમાણોથી પર છે કે દષ્ટાની દષ્ટિ તેવું આ બ્રહ્માંડ અને તેના અધિષ્ઠાન બ્રહ્મનું દર્શન એને થાય છે. સમસ્ત દ્વૈત પ્રપંચ ત્રિગુણાત્મક છે, એમાં રાગ-દ્વેષ અને નામરૂપની અથડામણ રહે છે એટલે જ્યાં સુધી એ દ્વૈત દષ્ટિથી પર ન થવાય, અને અધિષ્ઠાન સ્વરૂપમાં નિષ્ઠા ન થાય ત્યાં સુધી પરમ શાંતિ કે તૃપ્તિ થતાં નથી. ચિત્તશુદ્ધિ અને ચિત્તનિરોધનાં સાધન તરીકે, તેમ જ તત્ત્વજ્ઞાનના ઉપદેશ માટે બધી ત્રિપુટીની આવશ્યકતા આચાર્ય સ્વીકારે છે, પણ પરમતત્ત્વમાં નિષ્ઠા થવા માટે તો એ ત્રિપુટી પણ વિકારી અને આદિઅન્તવાળી હોવાથી વ્યર્થ અને મિથ્યા છે, અને એ પરમ દષ્ટિ જ કલ્યાણદાયિની છે, તેથી એ જ નિદિધ્યાસનું એકમાત્ર સાધન છે, એવો સ્પષ્ટ ઉલ્લેખ આ સ્તોત્રમાં છે.

# ગુરુ અને સાધકનાં પરસ્પર સંબંધો

લેખક :—હેમન્તકુમાર નીલકંઠ

卐

સાધક એક વખત પોતાના જીવનમા ગુરુની આવશ્યકતા સ્વીકારી લે છે ત્યારે જ તેને તેની મહત્તા સમજાયા વિના રહી શકતી નથી. પરંતુ ગુરુ એટલે આપણાં જીવન-વિકાસના પગથીઆં ઉત્તરોત્તર ચઢાવતી જનારી એક નીસરણી; આપણી સર્વ બાબતોમાં સર્વ વ્યવહારમાં તેમ જ સર્વ પ્રકારનાં વર્તનમાં આપણી સમજને ઉચ્ચતર ભૂમિકા સાથે જોડનારી સાંકળ; આપણા મનના વલણને, તેની સૂક્ષ્મ સમજને સ્પષ્ટ ને દીવા જેવી સમજણ પાડનારું પ્રત્યક્ષ જાણે કે પુસ્તક. તેનાથી આગળ વધીને કહીએ તો, આપણા જીવનનું શું રહસ્ય છે, શા માટે આપણને જન્મ મળેલો છે, આ સંસારમા આવી મળેલાં બધાંની સાથે આપણે કેમ સંકળાયેલા છીએ, જીવનનો હેતુ શો છે, તેની સાથે જગતનો શો સંબંધ છે, એ બધાંની ધીરેધીરે જેની ચેતનાશક્તિ વડે આપણામાં સમજણ પ્રગટ થતી જાય છે તે; એટલું જ નહિ, પરંતુ આખા વિશ્વમાં ચેતનાશક્તિ જડ અને ચેતન વચ્ચેની મધ્યમાવસ્થા, અને ચેતન એ ત્રણેમાં ઉત્તરોત્તરપણે પડી રહેલી છે અને તેથી ઉત્તરોત્તર તે બધાનો વિકાસ થતો જાય છે, બધાનું કોઈ પરમ ચેતનાશક્તિ સાથે કેવી રીતે સંકળાવાનું બને છે અને તે બધું જ એક ને એક બે ની જેમ ખાતરીપૂર્વક જેનાથી તે સમજાય છે તે; વળી ગુરુ એટલે સમગ્ર બ્રહ્માંડનો, સમવાતનો હેતુ અને તે પ્રત્યેક ક્ષણે-ક્ષણનાથી પણ નાનામાં નાના સમય સ્થાન-ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું જે નૃત્ય ચાલી રહ્યું છે, તેવું જ

લીલાનૃત્ય આપણા જીવનમાં પણ પ્રત્યક્ષપણે ભજવાઈ રહ્યું છે, એવું જેના હૃદયસાથ વડે આપણા અનુભવમાં આવે છે તે.'

આમ જે સાધકને ગુરુની મહત્તા સમજાઈ છે, તે ડગલે ને પગલે નવું નવું જીવનમાં શીખતો જતો હોય છે જ. અને એવા અનુભવો દ્રઢપણે એને થાય છે, તેમ તેમ એ ગુરુની નિકટ વધારે ને વધારે આવતો જાય છે. સૂક્ષ્મભાવનામાં કહીએ તો ગુરુની સમીપતા કે દૂરપણું કશું છે જ નહિ; કારણ કે ગુરુ એ તો ભાવરૂપે છે. શરૂઆતમાં સાધક આગળ વધેલો ન હોવાથી ગુરુની પ્રત્યક્ષ સમીપતાની જરૂર વધારે ને વધારે રહે છે, તે જો કે 'સાચું' છે પરંતુ જે કોઈ યોગ્ય ગુરુ હશે તે તો સેવા સાધકની તેટલા વખતની જરૂર પૂરતો જ તેની પાસે રહેશે; કારણ કે તેથી એક ક્ષણ પણ વધારે રહેવું એ, સાધકનામાં ગુરુ પ્રત્યેની જે યોગ્ય સમજણ કે આદરવૃત્તિ જન્મેલી કે જન્મતી હશે તે માટે, લાભકારક ન પણ હોય. જે વસ્તુ મેળવવાની છે અથવા જેનામાં મન વધારે ને વધારે પરોવવાનું છે એ જો સતત પાસે જ રહ્યા કરે તો સાધકના મનમાં તેને માટે આકર્ષણ રહેતું નથી. ગુરુ તો સાધકના મનમાં બીજ રોપીને જોયા કરે છે—અને તેટલો અદ્રશ્યપણે પોતાનો ભાવ દૂર જેટલા પ્રમાણમાં જ રાખ્યા કરે છે ખરો. જેમ બાળક થોડું થોડું ચાલવા માંડે છે ત્યારે તેમની આગળ બે હાથ લંબાવી ને આંગળી બતાવીને માબાપ બાળકને સ્વતંત્રપણે ચલાવે છે તેમ ઘણી વાર ગુરુ પણ કરે છે. સાધકની સમીપ પોતે રહેતો હોય તે દરમ્યાન એવો કોઈ ને કોઈ પ્રસંગ ગુરુ જમાવ્યા વગર રહેતો નથી કે જેથી સાધકનું મન ગુરુમાં આકર્ષાતું રહ્યા કરે. તે વખત પૂરતું સાધક ભલે તેનું મહત્ત્વ કે રહસ્ય ન સમજે એમ બનવા સંભવ રહે છે, પણ જતે દિવસે સાધક જેમ વિકાસને પામતો જાય છે તેમ તેમ પેલા જીવનના પ્રસંગો મહત્તા અને રહસ્ય પ્રાતઃકાળની ઉષાની પેઠે તેના દિલમાં પ્રગટ્યા વિના રહેતાં નથી; ને તેથી ભવિષ્યમાં ગુરુની સમીપતાના વખતમાં એવી વસ્તુઓની મહત્તા અને રહસ્ય—તે તે વેળાએ જ તે પ્રત્યક્ષપણે સમજતો અને અનુભવતો થઈ જવાનો છે. જે સાધક ગુરુના એવા એવા પ્રત્યેક પ્રકારના વર્તનથી કરવાના અનુભવોમાંથી તાત્કાલિક બધું ગ્રહી લેતો હોય છે, તેવા સાધકની સ્થિતિ ગુરુ હંમેશાને માટે તેની પાસે રહે

એવી પકડીથી હોતી નથી. કારણ કે એવા સાધકને તો ગુરુનો ભાવ ઘણો સૂક્ષ્મપણે જીવનમાં અનુભવમાં આવ્યા કરતો જ હોય છે. આવો સાધક ગુરુનો ભાવ પ્રત્યક્ષપણે પોતાના જીવનના સર્વ પ્રસંગોમાં,–વ્યવહારમાં, વર્તનમાં ને ભાવનાના ક્ષેત્રમાં પણ અનુભવ્યા વિના રહેવાનો નથી–જેમ જીવમાંથી શિવ થવાને મન, ચિત્ત, બુદ્ધિ, પ્રાણ, અહંકાર, ઇન્દ્રિયો અને શરીર–એ બધાંના સૂક્ષ્મ સ્વરૂપની જરૂર છે તેમ ગુરુની સ્થૂલ સમીપતા એવી રીતે સાધકના વિકાસમાં જરૂરની છે.

જે સાધક પોતાનાં જૂનાં મંતવ્યો, સમજણો, ગણત્રીઓ, કલ્પનાઓ અને બુદ્ધિની પકડ રાખ્યા જ કરતો હશે તેને, આઘાત આપીને અથવા તેની જાણ બહાર એવી કોઈ સૂક્ષ્મ રીતે, તે બધાંમાંથી છોડાવવાનો કોઈ ને કોઈ રીતનો પ્રયત્ન ગુરુ કર્યા જ કરે છે. સાધકને તેવે વખતે અંતરમાં અંતરથી, કોઈ ને કોઈ જાતનો વિરોધ જાગ્યા જ કરતો હોય છે. તે સમજતો હોતો નથી કે આવું કેમ થયાં કરે છે; પરંતુ બે બાજુની અથડામણને લીધે સાધકનામાં એવું થવાનું જ, અને એવી સ્થિતિની યોગ્ય પળ આવતાં જો તે યોગ્ય જિજ્ઞાસાવાળો સાધક હોય તો પોતાને જે પંથે આગળ ધપવાનું છે તે પંથ માટે શી શી અનુકૂળતા તથા સરળતા સાધકે પોતે કરી આપવાં ઘટે તે બધું તે સમજી જશે. તેવા સાધકને જાણે પોતાની મેળે જ સ્વતંત્ર રીતે પોતાની બધી પકડમાંથી તથા કક્ષામાંથી ઊગવો ઊગવો નીકળ્યા કરતો હોય તેમ છતાં તેની પાછળ માનું સૂક્ષ્મ ભાન અંતરમાં રહ્યા કરેલું હોય છે. તેવી રીતે ગુરુનો ભાવ સાધકના પ્રત્યેક તબક્કાની સ્થિતિમાં એની પાછળ રહ્યા કરે છે. અને બાળક માતપિતાના આધારે તેના જીવનની પ્રત્યેક સ્થિતિમાં માબાપની મેળવેલી સર્વ–સમગ્ર શક્તિને આધારે જીવનમાં વેગ મેળવવાને શક્તિમાન થાય છે. ( ઘણાં સંતાનો જો કે તેવો લાભ નથી લઈ શકતા, પણ તે જુદી વાત છે. ) તેમ સાધકને પણ ગુરુથી બન્યા કરે છે, પરંતુ આ સૂક્ષ્મ હકીકતનું ભાન કે, જ્ઞાન શરૂની સ્થિતિમાં સાધકને હોતું નથી. એવું જ્ઞાન જ્યારે થવા માંડે ત્યારે જ એ આધ્યાત્મિક જીવનમાં સાચી રીતે પ્રવેશ પામવાની માત્ર શરૂઆત જ કરતો હોય છે.

આ જ કારણસર સાધકમાં ગુરુ પ્રત્યે શરૂઆતમાં બધી રીતનાં, સંપૂર્ણ,

શ્રદ્ધા વિશ્વાસ જીવંત હોતાં નથી. સાધક બુદ્ધિથી ગુરુનું બધું સ્વીકારે તે યોગ્ય નથી ને પૂરતું પણ નથી. ગુરુના ભાવને સાધકનાં પ્રત્યેક અંગો પ્રેમથી ઉમળકાથી, શરણભાવે સ્વીકારને યોગ્ય બને કે હોય તે સ્થિતિ તેના વિકાસને માટે યોગ્ય ગણાય. "સમગ્ર જીવન ભગવાનને માટે જ છે" એવી જેને દૃઢ પ્રતીતિ થઇ હોય એવો હૃદયની જિજ્ઞાસાવાળો સાધક આગળ વધ્યા વિના રહી શકવાનો જ નથી. તેવો સાધક જ શરણભાવવાળો મનાય. જેને પોતાના જીવનના હેતુની હજી બરાબર ગેડ બેઠી નથી કે તેનું પૂરેપુરું મહત્ત્વ હજી તેના અંતરમાં ઊતરી ગયું નથી, તેવો સાધક ગુરુને યથાર્થ રીતે સમજી શકવાનો નથી. ઉલટું કેટલીક વાર તો પોતાની સમજણ પ્રમાણે ગુરુ વિષે મન બાંધીને તેને અન્યાય પણ કરશે. આવો સાધક ગુરુના સામીપ્યથી કશું ઝાઝું મેળવી શકવાનો નથી. તેવે વખતે સમજુ સાધકે ગુરુનું જે કંઇ ન સમજાય એવું હોય તે બધા વિષે પોતાની રીત પ્રમાણે મનમા ગાંઠ વાળી લેવી નહીં, પરંતુ બને તેટલું તે પરત્વે ખુલ્લા રહેવું જોઇએ. એથી એને વધારે લાભ થવાનો સંભવ રહે છે. કદાચ કર્મ–પ્રારબ્ધના સંજોગે કરીને કોઈ એવા નીચલા થરના સાધક સાથે પેલા ગુરુનો સંબંધ થયો હશે તો અનેક મથામણો તેના જીવનમા ઊભી કરાવીને તેને ઊંચો લાવ્યા વિના ગુરુ રહેવાનો નથી. આ કામની પરિપૂર્ણતા માટે કાળનો પ્રશ્ન ગુરુનો રહેતો નથી. એટલે તેને અપાર ધીરજ રહે છે; અને પોતાને વિષે બીજા ગમે તેવું ધારે કે માને તેથી પણ તે પાછો હઠતો નથી એવાને તો કશામાં કંઇ યે પણ પાછળ હઠવાપણું રહેતું નથી પ્રત્યેક વિરોધી પરિસ્થિતિમાં સાધકને મૂકાવીને તે માત્ર જોયાં જ કરે છે એમ નથી. એનાથી એનામાં મથામણ જાગે એમ પણ તે જોતો હોય છે. તેવા સાધકને તેમનું ભાન સ્પષ્ટપણે જાગે એવું કરાવવામાં તે કશું યે બાકી રાખતો હોતો નથી. અલબત્ત સાધકને હાથે જ બધું તે થવા દે છે. એની પાછળના સંજોગોમાં પોતે ઊભો છે એવો ખ્યાલ પણ તે સાધકને જાગવા દેતો નથી જો કે આવું સદાયને માટે સાધકના જીવનમાં રહેશે નહિ. સાધકની ઉન્નતિ થતી જતી ભૂમિકાઓમાં તે ગુરુનો પડછાયો પકડ્યા વિના રહી શકવાનો નથી. સાધક જ્યારે જ્યારે એવી રીતે ગુરુને પકડી કાઢે છે ત્યારે ત્યારે એને પોતાના જીવનની કૃતાર્થતા

થતી લાગે છે.

ગુરુ જ્યારે સમીપ હોય છે ત્યારે જુદી જુદી પ્રકૃતિનાં અનેક માણસો સાથેનું તેનું વર્તન કેવું રહ્યાં કરે છે, તે જોવાનું સાધકને મળ્યા કરે છે ખરું પણ ત્યારે સાધકને ગુરુમાંથી મેળવવાની કે સમજવાની જીવનની દૃષ્ટિ સાંપડેલી ન હોવાથી તે તે બધામાં તેને દંભ, અહંભાવ ડોળ અને એવું એવું કંઈ કંઈ લાગ્યાં કરશે. મારી ઠોકીને કહો કે બીજી રીતે કહો, પણ ગુરુ એ રીતે પોતાનો પ્રભાવ, ઓજસ, મહત્તા, શક્તિ સાધકના દિલમાં જોર-જુલમથી ઠસાવવા માગે છે એવું પણ સાધક કલ્પ્યા વિના રહેશે નહિ. ગુરુના સાપેક્ષણે અને યોગ્ય રીતે સગળપણે વ્યક્ત થતા જતા વહેવા-ને માત્ર ખોટા આડંબર તરીકે પણ માની બેસવાનો સાધકને માટે શરૂઆતમાં પૂરો સંભવ છે. આ બધાં પરિણામો સ્પષ્ટ રીતે ગુરુ જોઈ શકે છે. છતાં સાધકને ભલે તેવું થયાં કરે તો પણ–તેનો ખુલાસો પોતે કદી પણ આપતો નથી. પોતાને કોઈ ઊંધું સમજે તો તે સમજવા દે છે; કારણ કે તે જાણતો હોય છે કે એમાં પોતાને તો કશું ખોવાપણું હોતું નથી. તે ઉપરાંત તેને ધીરજ હોય છે કે સાધક જો જીવનમાં સાધનાને જ મહત્ત્વ આપ્યા કરતો હશે તો, આજે નહિ તો કાલે, ગુરુનું તેવું બધું તેના યોગ્યપણામાં તેને *સમજાવવાનું જ. તેની અનેક બાજુઓ all-sidedness* ભલે શરૂઆતમાં સાધક ન સમજે તો પણ તેનામાં ગુરુ પ્રત્યે પ્રેમ ભાવ અને ભક્તિ રહેલાં હોવાથી ગુરુની મહત્તા તેવાને સમજાયા વિના રહેશે નહિ. સમીપતાથી ગુરુ પ્રત્યેનું આકર્ષણ ઓછું થઈ જવાનો સંભવ રહે છે. પોતાની નજર સામે જ દેખાયા કરેલો હોવાથી હૃદય તેનો વિચાર કરતું અટકી પડે છે; અને તેનામાં એટલું પરોવાઈ રહેતું નથી, કે જેટલું તે દૂર હોય છે ત્યારે.

પણ આજે સૃષ્ટિમાં કામ અને અર્થનું જ સામ્રાજ્ય પ્રવર્તતું હોવાથી, સાધકે ખાસ લક્ષમાં રાખવાનું છે કે આપણા માની લીધેલા ગુરુથી આપણી માનસિક ભૂમિકા ઊંચી થતી જાય છે કે કેમ? આવી ઊર્ધ્વગતિ તેના અનુભવમાં નક્કરપણે આવવી ઘટે. ભલે ગુરુનું માપ કાઢવાને માટે કસોટી તરીકે તેને ન ગણે; અને તે સ્વાભાવિક પણ છે. પરંતુ ગુરુનું પ્રત્યક્ષ પરિણામ જીવનમાં જો અનુભવાતું ન હોય તો એવા ગુરુની પકડમાં રહી

કરવું એ સાધકને માટે વિઘાતક પણ નીવડે. વળી સાધનાના કોઈ સુલક્ષ્ય આદર્શમાં યા અનુભવમાં તેની ઇતિકર્તવ્યતા ગણાતી કે એવો ગુરુ પણ કામનો નથી. તે ઉપરાંત, સાધનાના માર્ગમાં જે જે કંઇ બન્યા કરતું હોય તે તે બધું યોગ્ય બુદ્ધિથી સમજી શકાય એવી રીતની તેની સમજણ સાધકને મળ્યા કરતી રહે તે પણ તેટલું જ જરૂરનું છે. ભલે છેક આત્યંતિક મર્યાદા સુધીની સૂક્ષ્મ આધ્યાત્મિક હકીકતો તે સાધકને ન બતાવે તો સમજી શકાય તેવું છે. પરંતુ પ્રત્યેક સાધકના જીવનમાં ઊઠતા અનેક પ્રશ્નનું સમાધાન યોગ્ય રીતે ગુરુ કરાવી શકતો હોવો જોઇએ. વળી સાધકને પોતાના મનની પકડનો ખ્યાલ પૂરો આવી શકે એટલું તો ગુરુથી બન્યા કરવું જોઇએ. આધ્યાત્મિક જીવનની બધી હકીકતો અને રહસ્યો પોતાના ગુરુ મારફતે પોતાની બુદ્ધિમાં ઉતારી શકે યા બુદ્ધિમાં ઉતારી શકતો હોય એટલું બસ નથી. એમ તો આધ્યાત્મિક પરમ સંત પુરુષોનાં જીવનચરિત્ર વાંચીને પણ થોડો ઘણો ખ્યાલ કોઇને પણ આવી શકે. જો કે જે સાધક પ્રત્યક્ષપણે સાધનામાં થોડો ઘણો પણ ખૂંપ્યો હોય તેને ઉપલા વાચનમાંથી ઘણું વધારે કિંમતી જાણવાનું મળે છે. એને તો અનુભવની વાત લાગ્યા કરશે; અને ...ગી વધેલા સાધકને તેવા વાચનમાંથી પોતાના ગુરુ વિષે તથા પોતાના ...પના વિષે વધારે ગેડ બેસતી જશે. જેનામાં આવી ગેડ બેસતી જાય છે તેનું મન સાધનામાં રસ લેતું થયું છે એમ જરૂર ગણી શકાય. એટલે બુદ્ધિથી આધ્યાત્મિક જીવનનું રહસ્ય સમજાય તે ઉપરાંત ગુરુ તેનું મન કેવી રીતે શાન્ત બની શકે, વિચારોની પરંપરાથી સંદિગ્ધ થતાં અટકી શકે તેવા અનેક વ્યવહારૂ ઉપાયો બતાવશે અને તેને તેમ કરવા પ્રેર્યા કરશે, અને એ વખત ગુરુની ચેતનાશક્તિ સાધકના જીવનની સાથે વણાવી શરૂ થઇ ચૂકી પછી તો સાધકને પોતાની મેળે જ તેમાંથી ઉકેલ થતો લાગ્યા કરશે. સાધક કોઇ પણ સ્થિતિમાં પડ્યા રહેવાનું સ્વીકારી લેશે નહિ. પડ્યાં રહેવાનું થય કરે (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણપણે) તો સાધકે સમજવું કે પોતે ક્યાં ચરેડમાં પડી ગયો છે. એકના એક વિચારોની ગડમથલમાં તે કદી પણ રચ્યા કરશે નહિ. નાની નાની બાબતોને કે જીવનની સાધના-ઇતરના મહત્ત્વના પ્રશ્નોને તે યોગ્ય મહત્ત્વ આપશે ખરો; પરંતુ તે બધું કામ સાધનના વિકાસ

અર્થે થયાં કરતું હશે એવી ઢબે જ તે કર્યા કરવાનો. આવા બધા ખ્યાલો ને અનુભવો ગુરુના જીવનઆદર્શમાં જ તેને ગળવા કરવાના. સાધક શરૂઆતમાં કંઈ શરણભાવવાળો હોતો નથી. પરંતુ ગુરુની ચેતનાશક્તિથી કહો કે સાધકના પુરુષાર્થના બળ વડે કહો (બન્ને પણ હોઇ શકવા પૂરો સંભવ છે) તેને એવો શરણભાવ પ્રગટયા વિના રહેવાનો નથી. એવો શરણભાવ જેને જાગે છે, તે સાધનાને પંથે પડી જ ચૂકયો છે એમ સમજવું. જે કોઈ સાધક જાગૃતિ રાખીને પોતાના જીવન-વિકાસનું માપ સહજ રોજ જોયા કરતો હશે તેનું કોઇ વાતનું અકલ્યાણ થવાનો સંભવ રહેતો નથી. સાધક સંપૂર્ણપણે સાધનામાં જ મુખ્યત્વે ઝોક આપ્યા કરતો હશે, તેમ છતાં તેનું પરિણામ સરળપણે સહજપણે બન્યા કરતું ને ઉપર તરી આવતું તેના ખ્યાલમાં આવવું જ જોઈએ; તો ગમે તેવા ગુરુની પકડમાં લગાઇ પડવાનું તેને માટે શક્ય નહિ થાય. જો કોઇ ગુરુ એમ કહે કે ' તું મારામાં જ શ્રદ્ધા રાખ, પૂરેપૂરો વિશ્વાસ, શરણભાવ અને સમર્પણભાવ રાખ્યાં કર, બધું એની મેળે થઈ જશે, અને કોઇ ધન્ય પળે આત્મસાક્ષાત્કાર થઈ જશે ' તો જાણવું કે એવું કહેવું યથાર્થ નથી. ગુરુના જીવંત સંસર્ગથી આત્મસાક્ષાત્કારની પ્રથમની શ્રેણીઓની સમજુતી, ચોક્કસ ભાન અને દર્શન જો ન થાય તો એવું માની લેતા પહેલા સાધક સો વાર ગળણે ગાળીને પાણી પીએ તેમાં તેવા ગુરુ પ્રત્યે અન્ય ભાવ છે એવું ગુરુએ માનવાનું કશું કારણ નથી. સૂર્યનો ઉદય થયા પહેલાં જેમ અનેક સુવિદિત ચિન્હો છે જ, તેવું આમાં પણ છે જ. એટલે કે તેવી છેક સુધીની સ્થિતિ આવતાં પહેલાં સાધકની પ્રકૃતિ કે સ્વભાવનું કશું યે રૂપાંતર થતું જાય જો તે ન અનુભવી શકે તો તેણે લાગણી રાખીને ત્યાં અચકાવું જોઇએ; અને ગુરુની સાથે બેસીને પોતાની રીતે એની સાથે સમજણમાં ઊતરવું જોઇએ. મતલબ કે સાધકે કોઈ પણ પ્રકારનો સંકોચ કે અંતર ગુરુની અને પોતાની વચ્ચે ન રાખવો જોઈએ. જો ગુરુ પોતાના સાધકોની પાસેથી ખૂબ આદરભાવ અને પૂજ્યભાવની અપેક્ષા રાખે તો તેની વૃત્તિ ગુરુને માટે યોગ્ય નથી. માન, પ્રેમ, આદરભાવ, પૂજ્યભાવ—એ બધાં લક્ષણો તો સાધકની સાધનામાંથી પરિણામરૂપે વ્યક્ત થયેલાં હોવાં જોઇએ. ગુરુ પ્રત્યે માન, પૂજ્યભાવ તથા તેની ચેતનાશક્તિની મહત્તા શર-

આતમાં સાધકને હોતાં નથી. એ તો જેમ સાધનામાં તે પરોવાતો જશે, તે તેમ આપોઆપ આવ્યા વિના રહેશે નહિ. એટલે ગુરુની સમીપતા વાળો અને ફળદાયી તેટલા જ પ્રમાણમાં ગણી શકાય કે જેટલા પ્રમાણમાં સાધકનું સમગ્ર જીવન તેની ચેતનાશક્તિ સાથે સંકળાતું જાય અને તે દૈવી લાભ લેવાતો છે. સાધકે જ આ બાબતમાં લક્ષ રાખીને તેનામાં ફેર કરવાનું છે તે તેણે વારંવાર ખ્યાલમાં રાખવું પડશે.

ઘણાંને આમ તો આપણે મળ્યા જ જોઈએ છીએ પણ તે તે લોકો વિચારો આપણને આવતા નથી. એટલે તેમની સાથેનો અલ્પણો સંબંધ કશોય થયો નથી એમ કહેવાય. સંપર્ક થાય ને સંબંધ પણ થાય ત્યારે એને વિચારો આપણામાં જાગતા રહે છે; અને સંબંધ ત્યારે જ થાય છે કે જ્યાં આપણો એનામાં અને એનો આપણામા કંઈ રસ રહ્યો હોય છે. જેમ જેમ રસ પ્રકટ થતો જાય છે ને જામતો જાય છે તેમ તેમ એક પ્રકારની આસક્તિ જામે છે ને તેમાથી રાગનું રૂપ તે લે છે. એટલે એનું વારંવાર ચિંતન પણ રહે છે. પરંતુ એ લાગણીમાં સ્થૂલપણું રહેલુ હોવાથી તથા ભીતરમાં રહેલો અંદરનો—અંતરનો—હેતુ પણ તેવો જ હોવાથી આપણું સ્થૂલપણું એમાં વધે છે, એટલે કે તેવી લાગણી ગાઢ બને છે, ને એ વાતાવરણમાં જ ઊતરતા જઈએ છીએ. આપણને સામસામુ આમ એક જ પ્રકારનું લેણદેણ રહ્યાં કરે છે; એનાથી જુદી જાતના પ્રવાહો-Currents ત્યાં કદી જાગતા નથી. એથી એવાથી પર થવાની કે રહેવાની સમજણ; ચેતના, ભાન, Consciousness આપણામાં જાગવાનો કે જામવાનો સંભવ જ રહેતો નથી. એટલે જેને અંતર્મુખ થવું છે, ભગવાનને શરણે રહેવું છે અથવા ઉર્ધ્વગામી જીવનને પોતાનામાં ઉદ્દભવાવવું છે, તેણે એવા સાથે સંપર્ક રાખવો જરૂરી છે કે જેના સંપર્ક અને સંબંધના પરિણામે પોતાનામાં ઉર્ધ્વગામી પ્રવાહો અથડાય અને જન્મે. એવી વ્યક્તિ, વિભૂતિ, નિરાસક્ત અને ભગવાનની ભાવનામાં સહાયરત હોવાથી સાધારણ માનવીમાં જે પ્રવાહો પડેલા છે તેનાં ઉચ્ચ કોટીના પ્રવાહો તે માનવીમાં અથડાશે (જો કે સાધકને શરુઆતમાં તો તેનું ભાન પણ નથી હોતું, પણ આગળ જતી ભૂમિકાઓમાં એ ખબર પડે છે), અને પરિણામે એક જાતનું મંથન થવાનું જ. આમ સાધ

સામા રાગાત્મક અને અરાગાત્મક, negative and positive currents વ્હેતા કરતા હોવાથી, તેની ચેતનાશક્તિમાં જરૂર ફેરફાર પડવા માંડશે. એટલા માટે જ આપણામાં ગુરુની પ્રથા પડેલી હશે. આપણા બીજા સંબંધો પાર્થિવ હોવાથી આપણો પરસ્પર કોઈ ને કોઈ જાતનો રાગાત્મક હેતુ જ હોવાથી—એવા સંબંધો આપણને પાર્થિવપણાથી ઉપર લઇ જઈ શકતા નથી. ગુરુ-શિષ્ય વચ્ચેના સંબંધનો હેતુ જ શિષ્યની ચેતના જગાવવા માટેનો છે, તેથી તે સંબંધ જ ઊર્ધ્વગામી થઈ શકે છે.

પરંતુ, જેમ સંપર્ક કે સબંધ એકલાથી આપણને સામી વ્યક્તિનું ચિંતન થતું નથી પણ એમાં જ્યારે આસક્તિ કે રાગ પ્રગટે છે ત્યારે તે વ્યક્તિનું ચિંતન કરે છે—ને જેમ રાગ વધારે તેમ ચિંતન પણ વધારે રહે છે—તેવી જ રીતે એવા સંતાત્મા—ગુરુ—પ્રત્યે પણ જો ખૂબ પ્રેમ જાગ્યો કરે તો એનું ચિંતન પણ જરૂર સવિશેષ રહ્યા કરે છે. ગુરુ પ્રત્યેના પ્રેમનો હેતુ આપણી ચેતના consciousness જગાડવાનો, જગાડીને તેને ક્રિયાત્મક બનાવવાનો અને તે ક્રિયાત્મક બનાવીને છેવટે આપણું સર્વાંશે દિવ્ય રૂપાંતર કરવાનો છે: તેથી ગુરુપ્રત્યેનો પ્રેમ ઉત્કટ હોવો જોઈએ એટલું જ નહિ પણ એના પ્રત્યેની ભાવનામાં આપણી જીવતી, જાગતી consciousness ચેતના પણ રહેવું જોઇએ. એ સંબંધના હેતુમાં પણ, પૂરેપૂરી રીતે અને સતત, ભાન અને જ્ઞાન હોવાં જોઇએ. હેતુના આવા ભાન અને જ્ઞાન ઉપરાંત ગુરુ પ્રત્યેનો આપણો ભાવ Responsive and receptive હોવો જોઈએ. ખરી આતુરતાવાળાં વલણ, વૃત્તિ અને દૃષ્ટિ આપણામાં કેંદ્રિત અને હૃદયસ્થ રહેવાં જોઈએ. સાધક પવિત્ર આત્માઓના સંપર્ક સંબંધ અને પ્રેમમાં જેટલો રહે એટલું સારું છે જ. પણ તે વલણ જેટલું કેંદ્રિત થયેલી દૃષ્ટિ-વાળું હોય તેટલું વધારે લાભદાયી છે. નહિ તો તો એટલા બધાની સાથેના સંપર્ક અને સંબધમાં પણ એની વૃત્તિ અને શક્તિ વેરવિખેર થઇ જાય, વહેંચાયલી રહે dissipate થઇ જાય ' બહુશાખા ' થઈ વિખરી જાય અને એથી કરીને એનામાં ગોટાળો થવાનો સંભવ રહે. આ જ કારણસર, સાધકની દૃષ્ટિ, વૃત્તિ અને વલણ ગુરુમાં કેંદ્રિત કરવા તથા રાખવા માટે જ કોઈ પરમ દૃષ્ટિએ " ગુરુર્બ્રહ્મા, ગુરુર્વિષ્ણુ." વાળા શ્લોકની રચના કરી હશે. આ

કેંદ્રીકરણ ઉપરાંત વિશેષ મહત્વ એનું કશું નથી. આસક્તિની લાગણી વધારે પડતી ચોંટી રહેવાની અને જકડાવાની ભાવના છે. પણ ગુરુના પ્રેમ લાગણીમાં સાત્ત્વિકતા અને તેનાથી યે પરનું સૂક્ષ્મપણું હોવાથી, તે આપણામાં વધારે ને વધારે ચેતનાના પ્રદેશમાં લઈ જવાની ભાવના જન્માવે છે તથા તેનો સ્વીકાર કરવાની દૃષ્ટિ વૃત્તિ અને વલણ પણ આપણામાં ગુરુ પ્રત્યે પ્રેમ રહેલો હોવાથી રચ્યાં કરે છે. એવો પ્રેમ આપણા હૃદયને જોડનારો પુલ છે: તેના ઉપરથી આપણી સહેલાઈથી અંતર હોવા છતાં, અંતરમાં આવજા કર્યા કરી શકીએ છીએ. એ પ્રેમની ભાવનામાં નર્યું શુભ્રપણું રહ્યાં કરે, અન્યથા વિચારો પ્રકટતા ન રહે અને એકધારું સરળપણું રહ્યા કરે તે આપણને એક બીજાનું સમજાવ્યા વિના રહેતું નથી. આવી ભાવના આપણા હૃદયનો પ્રેમ સાધે છે.

ગુરુનો ભાવ શું ન કરે? એ પ્રેરક બળ તરીકે કામ કર્યા કરે, આપણને અંતરમાં ઊંડું ઊંડું ઊતરાવ્યાં કરે, આપણને એક જ સ્થિતિમાં પડયા રહેવા ન દે, આપણને ધકેલ્યાં જ કરે. નવું નવું કંઈ ને કંઈ આપણને સુઝાડયાં જ કરે, આપણી ભાવનાને અંતરસ્થ રખાવ્યા કરે અને વિસ્તૃત સાથે સાથે જ બનાવ્યા કરે. ગુરુનું શરીર એ આપણું સાધન નથી. ખરું સાધન તો ગુરુની ચેતનાશક્તિ છે. એંજિનમાં રહેલી વરાળ જેવી રીતે આગગાડીના ડબ્બાઓ, માલ, અને મુસાફરોને નિયત સ્થળે લઈ જાય છે તેવી રીતે ગુરુની ચેતનશક્તિ આપણામાં કામ કરે છે.

સાધકનું લક્ષ જો ગુરુની ચેતનાશક્તિમાં કેંદ્રિત થઈ ગયું હોય તો એ ચેતનાશક્તિનાં દર્શન અને પ્રેરણા એને મળ્યા જ કરશે. એવા સાધકને ગુરુના પ્રત્યક્ષ શરીરની કયારે યે જરૂર રહેશે નહિ. અને જ્યાં જ્યાંથી એને જે કંઈ પ્રેરણા અને સમજ મળશે એ દિવ્ય ચેતનાશક્તિ છે એવો એને અનુભવ થશે, થયાં કરશે. પરંતુ જે સમજણ કે પ્રેરણાઓ સાધકને ઊગે તે સાધનના માર્ગને રચનાત્મક મદદ અને વેગ આપનારી હોય, તેની અવળે આડેરે લઈ જનારી ન હોય તે વિષે સાધકે વિવેક કર્યા કરવો પડશે જ, કારણ કે આપણો જે ચેતનાશક્તિ સાથે સંબંધ થયેલો છે. તે ચેતનાશક્તિ વ્યક્તપણે, સરળતાથી આપણી સાથે કામ લઈ રહેલી હોતી નથી. આપણે

તે કદીક બીજું પણ બતાવે, અને તે વેળાએ આપણી કસોટી થવાનો પૂરો સંભવ રહે. ત્યારે આપણે જો સચેત અને જાગ્રત રહી શક્યા હોઈએ અને યોગ્ય વિવેક કરી શકીએ તો માર્ગમાંથી આપણે ચ્યુત થઈ શકીશું નહિ. આ કારણસર, જેની શ્રદ્ધા એવા ગુરુની ચેતના શક્તિમાં દૃઢ થયેલી છે એણે કદી પણ વિવેકશક્તિ નહિ વાપરવી કે બુદ્ધિનો ઉપયોગ નહિ જ કરવો એમ માની લેવું તે ઠીક નથી. આપણા પોતાનામાં પૂરેપૂરી સમજ, તુલનાત્મક શક્તિ, દરેક પરિસ્થિતિમાં પોતાનો ધર્મ શો છે તે સમજી લેવાની શક્તિ તથા જે તે વખતે, ઊભી થતી ગુંચોનો ઉકેલ અને તે પણ આગળ પાછળનો વિચાર કર્યા વિના આપોઆપ સરળપણે થયાં કરે તેવી સૂઝ—એવું બધું આપણા પોતાનામાં ઉગાડવા માટે ગુરુની ચેતનાશક્તિ છે. એ શક્તિ આપણને પરાધીન રાખવા માગતી નથી, પણ સ્વતંત્રપણે આપણને ઉપરનું બધું સૂઝયાં કરે એવા બનાવવા એટલે કે પોતાના જેવા જ ચેતનાશક્તિવાળા બનાવવા માગે છે.

હજી જીવને યોગ્ય સ્વરૂપમાં જ્યાં લગી આપણે પૂરેપૂરું સમજી શક્યા નથી, આપણી ગૂંચો પૂરી ઊકલી ગઈ નથી, યોગ્ય વખતે યોગ્ય રીતે યોગ્ય કુશળ કર્મ કરવાની આવડત આપણને સાંપડી નથી, ( એ સહજ સ્વભાવ બની ગયો નથી ) હજી જ્યાં સુધી ગડભાંજ થયા કરતી હોય, જીવનનું માર્ગ-દર્શન સંપૂર્ણપણે સમાધાન વૃત્તિવાળું ન બની શક્યું હોય, આપણા ગુરુના શબ્દો હજી તો જ્યાંસુધી માત્ર કાનમાં જ ગુંજ્યા કરતા હોય, થોડે ઘણે અંશે તે ઝીલાયા પણ હોય તો પણ કયી રીતે સાચા છે એ આપણને પૂરેપૂરું, સ્પષ્ટ દીવા જેવું જ્યાંસુધી દેખાયા ન કરતું હોય, ત્યાંસુધી આપણે સતત સત્પ્રયત્ન કર્યા જ કરવો પડશે. જો કે ગુરુ તો પોતાના જેવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય, પોતાના જેવી જ સ્થિતિમાં એ સદાય રહે એટલું જ નહિ પણ તેનાથી પણ આગળ લઈ જવાની મહદિચ્છા, આકાંક્ષા, તત્પરતા શિષ્યની બાબતમાં સેવ્યા કરતો હોય છે, પણ જ્યાંસુધી સાધકની દશા ઉપર જણાવી તેવી હોય ત્યાંસુધી સાધક કેવળ ગુરુકૃપા પર જ બધો આધાર રાખ્યા કરે તો તેથી પોતાના સત્પ્રયત્નમાં ઢીલો પડી જાય એવો પૂરો સંભવ છે. આપણો સત્પ્રયત્ન, ગુરુકૃપા, જેવું કંઈક હશે તો તે જાણી લાવશે જ,

એમ સમજવામાં અને તે પ્રમાણે વર્તવામાં જ સાધકનું કલ્યાણ રહેલું છે. આપણી પરિસ્થિતિમાં ગતિ ઉમેરાય અને તેમાં જ્ઞાનપૂર્વકની પરિસ્થિતિ આવે તો જ આપણામાં ફરક પડવાનો છે. આ બધું તો પ્રત્યક્ષ છે, ને ગુરુકૃપા તો મૃગજળ પણ હોય કે હોવા રૂપે સંભવ હોય–એટલે આપણે તો જે ધ્રુવ દેખાતા હોઈએ કે હોય એને જ મજબૂતપણે પકડી રાખવાનું છે.

જેમનામાં ભાવના હોય, વેગ હોય, જીવનની સાચી દૃષ્ટિ અનુભવવાની ભારે ખેવના હોય તેવાઓને તે કારણસર ગુરુએ જીવનની સાચી દૃષ્ટિ તથા સાચો માર્ગ બતાવ્યો હોય, તે પ્રતિનું વલણ અપાવ્યું હોય, તેમની સમજણમાં, દૃષ્ટિકોણમાં પલટો કરાવી કરાવીને નવજીવન અપાવ્યું હોય તેથી તેવાઓ ગુરુકૃપાને અમૂલ્ય પ્રાપ્તિ ગણે ને એને નક્કર હકીકત સુધીની મર્યાદામાં પણ લઈ જવાનું સ્વીકારે તો તે કૈંક યોગ્ય પણ ગણાય. પણ જો સાધક એને જ મહત્ત્વનું સ્થાન આપી બેસશે તો એના પ્રયત્નમાં જરૂર ઢીલાશ આવી જવાની, પરંતુ પોતાના સત્પ્રયત્નમાં–પુરુષાર્થમાં–તે અદૃશ્ય રીતે, ખંત, ખેવના રાખ્યાં કરીને મથન કર્યાં કરતો જશે ને એ સૌ પ્રભુની કૃપાથી બન્યાં કરે છે એમ ધારણા રાખ્યા કરશે તો એનામાં નિરભિમાનપણું [illegible] વધ્યા કરશે અને પ્રયત્નમાં ઢીલ નહિ આવે. ગુરુકૃપાને સાધક પોતાના [illegible] એકમાત્ર આધાર કરી મૂકે તો તે ખોટું છે. જીવનની બાકીની ફરજ તરીકે ગુરુની કૃપા, એનો મહિમા, એને જે કોઈ પોતાનો મુખ્ય વ્યવસાય કરી મૂકે તો તે સાધકને માટે ખોટું છે. એનો અર્થ એમ નથી કે ગુરુ પ્રત્યે કૃતજ્ઞતાની ભાવના ન રાખવી. એ તો આપોઆપ સાધનામાંથી ફલિત થતું એક લક્ષણ છે. એના હૃદયનો ત્યારે ઊર્મિપ્રવાહ બને છે. જેટલા પ્રમાણમાં સાધકને પોતાના જીવનમાં ગુરુની અસરનો અનુભવ થતો જશે, એની ખૂબી જેમ જેમ એને સમજાતી જશે, એનું મહત્ત્વ જેમ જેમ આપોઆપ સાધકના લક્ષમાં ઊતરતું જશે તેમ તેમ તેનામાં કૃતજ્ઞતાની ભાવના તો વધ્યા જ કરવાની છે. એવી ભાવના બળે બળે–કૃત્રિમ રીતે–વધારવાનો કશો અર્થ નથી. આમ ગુરુ પ્રત્યે કૃતજ્ઞતાની કે લાગણીની ભાવના એ તો હૃદયમાં સમજવાની અથવા વધારે સાચી રીતે તો હૃદયથી અનુભવવાની [illegible] છે–હકીકત છે.

કોઈ પણ માણસના વિચારોને એમની ચોપડીઓ કે એમના કાગળોના અભ્યાસથી કે તેના તત્ત્વજ્ઞાનના અભ્યાસથી પણ પૂરેપૂરા આપણે જાણી શકીશું નહિ. એ માટે એમનો સહવાસ જરૂરનો ભલે હો, પણ તે પણ પૂરતો નથી. અભ્યાસ અને સહવાસ ઉપરાંત તેમનું હૃદય સમજવાનું તથા એમની સમગ્ર અને સર્વતોમુખી વિચારસરણીના મુખ્ય પાયા શા છે તે જાણવા, સમજવા ને અનુભવવાનો આપણે નમ્રભાવે જિજ્ઞાસાથી હૃદયનો પ્રયત્ન કરી તો જ તેમનાં મૂળ આપણને હાથ લાગે અને તેમ છતાં તે પણ પૂરેપૂરી યોગ્ય રીતે તો નહિ જ.

આથી સાધક પોતાનામાં થતા જતા પરિવર્તનોને સત્ય હકીકતરૂપે અનુભવશે ત્યારે જ તેના દિલમાં ગુરુના ઉપયોગીપણાનો વધારે ને વધારે સ્ફોટ થતો જશે. જેમ સાધક વધારે ને વધારે સૂક્ષ્મ ચેતનાભૂમિમાં પ્રવેશ પામતો જશે તેમ તેમ પોતાની પ્રકૃતિ તેમ જ બહારની પ્રકૃતિનાં દર્શન તેને થશે ખરાં, પણ તેવે વખતે તે તેનાથી અલિપ્ત રહેશે; કંઈ પણ તેમાં ભેગવાઈ પડશે નહિ.

સાધકનું આકર્ષણ ગુરુ પ્રત્યે અનેક રીતોથી વધ્યા કરતું હોય છે; અનેક ગુણોનો તેના આશ્રય લેવાનો હોય છે; પણ તે માત્ર સાધન તરીકે જ—નહિ કે તેમાં ભોળવાઈ જઈને, નહિ તો તે સાધકના વેવલાવેડા જ ગણાશે. ગુરુ પ્રત્યેનું પોતાનું સમગ્ર દૃષ્ટિબિંદુ કેળવાયા કરે તે માટે સાધક અનેક ઉપાયો લેતો હોય છે. તે કોઈ ને કોઈ રીતે પોતાના નકારાત્મક સ્વભાવનું રૂપાંતર પમાડવાનો ખ્યાલ રાખ્યા કરતો હશે. અને તે અનેક રીતોમાંથી એક રીત તરીકે ગુરુને ચરણે કંઈ ને કંઈ સ્થૂળ સૂક્ષ્મ અર્પણ કરવાનો રિવાજ પડેલો હશે, એ ભેટ ધરવાના ઉદ્દેશની પાછળ જો સાધકના જીવન વિકાસનો ખ્યાલ જીવતો જાગતો તેના દિલમાં ન રહે તો તે યોગ્ય નથી. સાધક એમ માને કે મેં ગુરુને આટલું આટલું ભેટ ધર્યું એટલે મારું કલ્યાણ જ થઈ જવાનું તો તે એક ભ્રમણા છે. એવી રીતે સાધકનું કલ્યાણ કદી પણ થઈ શકે નહિ. ભેટની પાછળનો જે સૂક્ષ્મ હેતુ સાધક ભાન, જ્ઞાનપૂર્વક જો હૃદયસ્થ ન રાખે તો તેનું અહં પણ વધવાનો સંભવ રહે. અને એ દ્વારા એ, ગુરુ એકલા પોતાનો જ છે એવું માનવાને લલચાયાં કરે. આમ ભેટ પાછળ પણ ગુરુ પ્રત્યેનું સાધકનું આકર્ષણ વધે તથા તે દ્વારા સાધક દિવ્ય લાભ લેતો થાય એવો હેતુ હોય તો જ તે યોગ્ય ગણાય.

卐

# પ્રસંગસ્ફૂર્તિ

તા. ૨-૧૧-૪૩ ના રોજ સ્વામી શ્રી. સચ્ચિદાનંદજીનું બ્રહ્મલીન શ્રી સ્વામી સચ્ચિદાનંદજી પૂર્વાશ્રમના શ્રી. જગજીવન અભેચંદ દાણી આશરે . વર્ષની વયના હતા. તેઓશ્રી જેતપુર મુકામે નિર્વાણ પામ્યા. ઉત્તરાવસ્થાનાં વર્ષ એમણે તદ્દન નિવૃત્તમાં ગાળ્યાં. સદ્‌ગત સ્વામીજીનો 'ઉત્થાન' ના ઘણા વાંચકોને પરિચય છે એમ અમે માનીએ છીએ. લેખકનો અને સ્વામીજીનો ઉંડાં ! વર્ષથી ખૂબ નિકટનો સંબંધ હતો. ઇચ્છા એવી છે કે એમના પીછાણવાળાએ પ્રશંસકો અને મિત્રો એમનાં સંસ્મરણો લખી મોકલે. એમના મરજીઅર્થ કાગળોને સાર 'તારવી કાઢે અને અમને એ રીતની શક્ય મદદ કરે તો આવતા અંકમાં એમને માટે સારા પ્રમાણમા પાનાં રોકવાની ઇચ્છા છે. લેખો બને એટલા જલદીથી આવવા જોઇએ.—અમદાવાદમા ગુજરાત સાહિત્ય સભાના આશ્રય નીચે ગૌરાગ સંપ્રદાયના શ્રી નીવાઇદાસ મહારાજે "શ્રી ગૌરાંગ પ્રભુનું જીવન, એમનું તત્ત્વજ્ઞાન અને ઉપદેશ" સબધે તા. ૧૩ મી ઓકટોબરે વ્યાખ્યાન આપ્યુ હતું.—હિન્દી કલાના સમર્થ ભાષ્યકાર શ્રી. ઓ. સી. ગાંગુલીને અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા ગુજરાત કલાસંઘ તરફથી સન્માન આપવામાં આવ્યું. સાથે સાથે વાર્તાલાપ અને મહાપાણીનો પણ કાર્યક્રમ હતો.—તા. ૧૩ મી ઓકટોબરની માણેકઠારી પુનમને નિમિત્તે ડાકોરના હજારો યાત્રાળુ આણંદ સુધી પહોંચ્યા. ત્યાંથી મોટરબસ ન મળવાથી આણંદમાં જ ભગવાનના ભજનકીર્તનથી ઉત્સવ મનાવ્યો.—સ્વામી વિદ્યાનંદજીને જૂનાગઢના .વાબસાહેબે સિહનુ બચ્ચુ ભેટ આપ્યુ, એમ જાણવા મળ્યું છે.—વડોદરા સાહિત્ય સભા તરફથી શરદ્ વ્યાખ્યાનમાળામા ભાવનગર કોલેજના પ્રો. રવિશંકર જોશીનું "અગમ્યવાદ" ઉપર વ્યાખ્યાન થયુ.—આંતરરાષ્ટ્રીય કીર્તિ સંપાદન કરનાર સુપ્રસિદ્ધ વિદ્વાન લેખક શ્રી. રોમા રોલાનુ ૭૫ વર્ષની વયે અવસાન થયું એવા સમાચાર જર્મન સમાચાર એજન્સીએ આપ્યા છે. સદ્‌ગતે શ્રી રામકૃષ્ણ પરમહંસ અને સ્વા. વિવેકાનંદનાં જીવનચરિત્ર લખ્યાં છે. મહાત્મા ગાંધી સાથે એમને મિત્રતા હતી.—તા. ૧૮ મી ઓકટોબરની રાત્રે કાઠિયાવાડમા આવેલા સ. મહાત્મા નથુરામ શર્માના આશ્રમમાં ધાડ પડી. વ્યવસ્થાપકોને થોડો માર પડ્યો. પંદરથી સત્તર હજારનો માલ લૂંટાયો.—જંબુસર ખાતે એક અદ્ભૂત ઘટના બની ગઇ: એક માણસને ૧૧૧ ડીગ્રી સુધી તાવ આવી ગયો. તાવ માપતી વખતે થર્મોમિટર ફૂટી ગયું. માણસ જીવતો રહ્યો છે.—ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ શ્રી. અરદેશર ફરામજી ખબરદારે રાજીનામું આપ્યું છે.—યુદ્ધપ્રવાહોમાં મિત્રપક્ષની જીત દેખાતી જાય છે; રશિયા અને ઇટાલીમાં જર્મન સૈન્ય પાછું હઠે છે. છતાં હજુ પાતાળ ઉકેરણીભરેલું છે: સુલેહ થાય, શાંતિ સ્થપાય, અને પૃથ્વી પરનો સંહારકાંડ ...

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ
## અને
# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

લેખક :—સ્વા. શ્રી. સત્યતીર્થજી

(ગતાંકથી ચાલુ)

卐

### અવિદ્યાલેશ અથવા લેશાવિદ્યા

(૧૧)

અરવિંદશિષ્ય :—કેટલાક સિદ્ધયોગી કહે છે કે આપણી પૃથ્વીનું જીવન જેમ જેમ ખરાબ થતું જશે તેમ તેમ ઉપરથી આત્માનો પ્રકાશ આવવાની અથવા ભગવાનના અવતારની દાણ પણ પાસે આવતી જશે. આપણી પૃથ્વીનું જીવન જેવું છે તેવું કદાપિ રહી શકે નહિ. જ્યારે એવું દુઃખ ઉત્પન્ન થાય કે જે ભગવાનના અવતાર સિવાય દૂર થાય નહિ ત્યારે ભગવાનનો અવતાર થાય છે. તેથી હાલમાં એવા અવતારની શક્યતા શ્રી અરવિંદને લાગે છે.

શંકરશિષ્ય :—એવા અવતારની શક્યતા મીસીસ એની બેસન્ટને પણ લાગી હતી, અને હજુ કેટલાકને લાગે છે. સૃષ્ટિ-દૃષ્ટિવાદની નજરે જોતાં વિશ્વની રચનામાં આપણા બ્રહ્માંડના જેવાં અનંત બ્રહ્માંડ છે દરેક બ્રહ્માંડમાં આપણી પૃથ્વીઓ જેવી અનંત પૃથ્વીઓ છે અને દરેક પૃથ્વી ઉપર કાળના ક્રમ પ્રમાણે સત્વગુણ, રજોગુણ અને તમોગુણવાળું વાતાવરણ વારંવાર આવ્યા કરે છે અને આવ્યા કરશે. જ્યારે જ્યાં તમોગુણનો જય થાય છે ત્યારે ત્યાં રજ અને સત્વ દબાઈ જાય છે અને રાક્ષસી પ્રકૃતિવાળા માણસો જન્મે છે. જ્યારે રજોગુણનો જય થાય છે ત્યારે સત્વ અને તમ દબાઈ જાય છે અને

આસુરી પ્રકૃતિવાળા માણસો જન્મે છે અને જ્યારે સત્વનો જય થાય છે ત્યારે રજ અને તમ દબાઈ જાય છે અને દેવજાતિ જેવા અથવા સાધુના જેવી વૃત્તિવાળા માણસો જન્મે છે. એવું પ્રકૃતિનું ચક્કર વારંવાર આવ્યા કરે છે તેને periods of light અને periods of darkness કહે છે. હાલ આપણી પૃથ્વીનું જીવન અંધકારમય–તમોગુણથી વ્યાપ્ત છે. છતાં જ્યારે આપણે દૃષ્ટિ–સૃષ્ટિવાદની નજરે જોઈએ છીએ ત્યારે એમ જણાય છે કે વાસ્તવમાં કાંઈ બનતું નથી અને કાંઈ બગડતું નથી. પ્રકૃતિ અને પુરુષના ધર્મના અવિવેકથી નિંદા, સ્તુતિ, સત્કાર, તિરસ્કાર, અને જન્મ મરણના આશ્રયભૂત માણસના શરીરની રચના થયેલ છે. શરીરના અભિમાનથી અથવા અવિવેકથી પ્રકૃતિના ધર્મ આત્મામાં જણાવા લાગે છે અને શરીરના વધથી પ્રાણીનો વધ માની લેવામાં આવે છે. લડાઈ વખતે પોતાના દેશ માટે પોતાનું શરીર અર્પણ કરવાથી દેહનું અભિમાન ઓછું થાય છે અને આપણી ભાવના દેશ જેટલી વિશાળ બને છે તેથી એ દૃષ્ટિએ જોતાં સામાન્ય ... ને માટે દેહનું અભિમાન છોડવા માટે એ એક ઉપયોગી નિમિત્ત છે, પણ તે છતા તેમાં રાગદ્વેષ રહી જાય છે. અને કેટલીક વાર વધી પડે છે તેથી જીવનની વિશાળતા થતી નથી. પણ જીવન ટૂંકું થાય છે. બીજા દેશના માણસો પણ આત્મભાવે આપણા જ છે એવી ભાવના ઉત્પન્ન થતી નથી. દેહનું અભિમાન સર્વથા છોડ્યું હોય અને જીવનની સંપૂર્ણ વિશાળતા કરવી હોય તો બ્રહ્મજ્ઞાન વગર તે કામ થઈ શકશે નહિ. પ્રહ્લાદનું જીવન આપણા દેશમાં જાણીતું છે. તેમનું જીવન ભગવાનના તેજથી એટલું વ્યાપ્ત થઈ ગયું હતું કે હિરણ્યકશિપુ તેના શરીરનો વધ પણ કરી શક્યો નહિ. તેથી વ્યક્તિ પરત્વે જીવન વિશાળ કરવા માટે હમેશાં સત્યુગ છે. તે માટે સમાજ સુધરે ત્યાં સુધી રાહ જોવાની જરૂર નથી.

અરવિંદશિષ્ય :–મારા સાંભળવામાં એમ આવેલ છે કે શ્રી અરવિંદ પોતાની યોગશક્તિથી અને તેમની સાથે રહેલ માતાજી પણ પોતાની યોગશક્તિથી મિત્ર રાજ્યોને એટલે રશીઆ, ઇગ્લાંડ વિગેરેને જીત અપાવે છે. તે બન્નેનું માનવું એવું છે કે જો હિટલરની જીત થશે તો આ પૃથ્વી ઉપર સાત્ત્વિક વાતાવરણ ઉત્પન્ન કરી શકાશે નહિ. તેથી તેમની ઇચ્છા એવી છે કે

મિત્ર રાજ્યોને પહેલાં યોગશક્તિથી જીત અપાવી, પછી તેમને જ્ઞાન આપી તેમના દ્વારા બધા રાજ્યોમાં સાત્ત્વિક વાતાવરણ ઉત્પન્ન કરાવવું.

શંકરશિષ્ય :–સામાજિક દૃષ્ટિએ આ બાબતમાં ઘણાને રસ પડે તેવું છે, અને એવું બને તો જર્મની, ઇટાલી અને જાપાન સિવાય બીજા ખુશી થાય તેવું છે. હિંદુસ્તાનની પ્રજાને પણ મિત્ર રાજ્યોની જીતથી કાંઈ ખાસ ફાયદો જ થાય એમ નક્કી કહી શકાય નહિ. જેવા સંજોગો ઉત્પન્ન થવાના હોય ત્યારે એવા પુરૂષ આવે છે અને એવા પુરૂષ આવે છે ત્યારે એવા સંજોગો ઉત્પન્ન થાય છે. જે પ્રજા જે વખતે જેવું પ્રારબ્ધ લઈને જન્મી હોય તેને તેવાં સુખદુઃખ ભોગવવાં પડે છે.

અરવિંદશિષ્ય :–જો પ્રારબ્ધ જ સાચું હોય તો પુરૂષાર્થ માટે જગ્યા જ રહે નહિ અને ભગવાનની શક્તિનો કાંઇ ઉપયોગ કે અર્થ જ રહે નહિ.

શંકરશિષ્ય :–હું પુરુષાર્થમાં માનું છું. મંદ પ્રારબ્ધ પુરુષાર્થથી તૂટે છે. અને તેથી વ્યક્તિ પરત્વે સિદ્ધાંત ઠીક લાગે છે પણ આપણી આખી પૃથ્વીના બધા જીવોનું પ્રારબ્ધ ફેરવી નાખવાની હજુ કોઈએ હિંમત કરેલ નથી. બિલાડી ઉંદરને મારે છે, એ સ્થિતિમાં કદાચ એક બિલાડીનો સ્વભાવ કોઈ યોગી ફેરવી શકે છે પણ પૃથ્વી ઉપર રહેલી બધી બિલાડીના સ્વભાવ અને બધા હિંસક પ્રાણીઓના સ્વભાવ ફેરવવાની મુશ્કેલી છે. તીવ્ર પ્રારબ્ધ ભોગવ્યા વગર દૂર થતું નથી. બધા માણસના સ્વભાવ ફેરવવા પણ મુશ્કેલ છે. તેથી વેદાન્તમાં અધિકારીનો વિચાર પહેલો કરેલ છે.

અરવિંદશિષ્ય :–શ્રી અરવિંદ કહે છે કે બધાનું જીવન એક સાથે ફરી શકશે નહિ પણ આ પૃથ્વી ઉપર સારું જીવન આવે એવું વાતાવરણ ઉત્પન્ન કરી શકાશે અને સાચા જ્ઞાન તરફ ઘણી પ્રજાનું લક્ષ્ય દોરી શકાશે.

શંકરશિષ્ય :–એવું લક્ષ્ય દોરવા માટે બુધ્ધે મહેનત કરેલ છે, ક્રાઇસ્ટે પણ ઘણી મહેનત કરેલ છે. છતાં તેમના ઉપદેશનો લાભ તો જે અધિકારી હતા તે જ લઇ શક્યા છે. અમારા મતમાં એમ માનેલું છે કે જેને બ્રહ્મજ્ઞાન થાય છે તેની દૃષ્ટિમાં જગત જ રહેતું નથી તેથી જગતને સુધારવાનો પ્રશ્ન બની શકતો નથી. જ્યાં દ્વૈત છે ત્યાં ગુણદોષની બુદ્ધિ છે અને જ્યાં ગુણદોષ છે ત્યાં દ્વૈત છે. એ બાબત ભગવાન શ્રી કૃષ્ણે ઉદ્ધવજીને સ્પષ્ટ રીતે સમજાવેલ

છે. અદ્વૈત વસ્તુ હમેશાં શુદ્ધ રહે છે. બીમાંથી ઝાડ નીકળે છે ત્યારે બી રહેતું નથી તેમ ભગવાનમાંથી જગત નીકળે તો ભગવાન રહે નહિ. તેથી ભગવાનમાંથી ભગવાન નીકળે છે પણ ભૂલથી જગત દેખાય છે.

અરવિંદશિષ્ય :—અધિકારી માણુસ માટે તો શંકરાચાર્યે જગતનું રાજ્ય આપેલ છે પણ સમાજમાં જ્ઞાન કેમ વધે એવું તેમણે કાંઇ કર્યું નથી શ્રી અરવિંદ સમાજ માટે ચેતનનું આહી અવતરણ કરવા માગે છે.

શંકરશિષ્ય :—શ્રી શંકરાચાર્યે બ્રહ્મજ્ઞાનના પ્રચાર માટે ઘણો પ્રયત્ન કરેલ છે. તે માટે આપણા દેશમાં ચારે દિશામાં મઠ સ્થાપ્યા છે. તેમના શિષ્યોની પરંપરા સેંકડો વર્ષો થયાં ચાલી આવેલ છે. એવું જ્ઞાન જેને પ્રાપ્ત થાય છે તેને જગત બ્રહ્મરૂપ થઇ જાય છે. હાલના સાધનસવાળા પણ એ વાતને ટેકો આપે છે. તેને જ અમે પૂર્ણયોગ કહીએ છીએ.

અરવિંદશિષ્ય :—એ વાત મને બરાબર સમજાતી નથી.

શંકરશિષ્ય :—તેનું કારણ એ છે કે તમે માણસનું દૃષ્ટિબિંદુ છોડી શકતા માણસના સમાજની વ્યવસ્થાનો વિચાર પણ માણસના દૃષ્ટિબિંદુનો વિચાર છે. એમ માનો કે આપણા શરીરની અંદર ઝેરી જંતુઓ છે તેનો નાશ કરવા માટે કોઇ દાક્તર પાસે આપણે ઇન્જેકશન લઇએ. તે ઇન્જેકશનમાં તેની વિરૂદ્ધના જંતુ આપણા શરીરમાં દાખલ કરે અને પછી બંને પ્રકારના જંતુઓની લડાઇ આપણા શરીરમાં ચાલે. તે વખતે તે જંતુઓમાં વિચાર કરવાની શક્તિ હોય તો તેમને એમ લાગે કે આ લડાઇ ભગવાને શા માટે ઉત્પન્ન કરી હશે આમાં અનેકનો નાશ થાય છે વિગેરે. છતાં એ લડાઇ બાબતનું જ્ઞાન માણસને નથી અથવા તેનાથી શરીરનો સુધારો પણ થતો હોય. માટે જેમ તે જંતુઓની દૃષ્ટિ સાચી નથી તેમ માણસની દૃષ્ટિ પણ સાચી નથી. આપણે આપણા જીવનનો ભૂતકાળ ભૂલી જઇએ તો જગતનો ભૂતકાળ પણ જણાશે નહિ. ભવિષ્યની કલ્પના ન કરીએ તો ભવિષ્યકાળ લાગશે નહિ આપણી કલ્પના પ્રમાણે આપણો કાળ ઉત્પન્ન થાય છે. કાળ એ કોઇ સાચી વસ્તુ નથી. શ્રી અરવિંદનું શરીર ૩૦૦ વર્ષ પહેલાં જન્મ્યું હોત તો મિત્ર રાજ્યોની સ્થિતિ જુદા પ્રકારની દેખાત અથવા તે જાપાનમાં જન્મ્યા હોત તો તેના મિત્રોમાં પણ ફેરફાર થાત. તેથી ઇતિહાસ એ સાપેક્ષ

છે. તે સાચો નથી. ભવિષ્યમાં બધા દેશોનું એક રાજ્ય થઇ જાય તો આપણો દેશ કયો એ નક્કી કરવું મુશ્કેલ પડે અને એ ન બને તેવી વાત નથી. જ્ઞાની પુરુષો બ્રહ્મદૃષ્ટિથી જુએ છે. ઉંદરના જીવનના બનાવથી જેમ ઉંદરનો ઈતિહાસ ઉત્પન્ન થઈ શકે છે તેમ માણસના જીવનના બનાવમાંથી માણસનો ઈતિહાસ ઉત્પન્ન થઇ શકે છે. પણ બન્ને દૃષ્ટિ સાપેક્ષ છે અને બાધ્ય થાય છે તેથી સાચી નથી. —

અરવિંદશિષ્યઃ—માત્ર અજ્ઞાનથી કોઇ વસ્તુ મેળવી શકાતી નથી અને કોઇ દૂર કરી શકાતી નથી. ઘડાને મિથ્યા માનવાથી જેમ ઘડો દૂર કરી શકાતો નથી તેમ જગતને મિથ્યા માનવાથી જગત દૂર કરી શકાતું નથી.

શંકરશિષ્યઃ—જગત જેવી કોઈ વસ્તુ છે અને તે દૂર કરવી પડે છે એવું નથી. ચિત્સુખાચાર્ય મિથ્યાત્વનું લક્ષણ આપતાં કહે છે કે "જે ઠેકાણે જે પરમાર્થથી અથવા પોતાના સ્વરૂપથી નથી ત્યાં તેનો દેખાવ" એ મિથ્યાત્વનું લક્ષણ છે. તેથી જગતની જગ્યાએ જગત પરમાર્થથી નથી અને પોતાના સ્વરૂપથી પણ નથી. અજ્ઞાનથી જગત જતું રહેતું નથી, અજ્ઞાન ન હોય ત્યારે પણ જગત સાચું નથી. માણસની દૃષ્ટિથી માણસનું જગત સાચું છે પણ માણસની દૃષ્ટિ સાચી નથી. તેથી બ્રહ્મની જગ્યાએ માણસને ભૂલથી જગત દેખાય છે એટલે કે દરેક જીવ પોતાના કલ્પિત જગતમાં રહે છે. તેથી જેટલા જીવ છે તેટલા કલ્પિત જગત દેખાય છે.

અરવિંદશિષ્ય :—જ્યારે છીપમાં રૂપું ભૂલથી દેખાય છે ત્યારે ત્યાં રૂપું ઉત્પન્ન થાય છે એવું કેમ જણાતું નથી ? જગતની ઉત્પત્તિ તો બધાના અનુભવમાં છે.

શંકરશિષ્ય :—છીપમાં રૂપું દેખાય છે ત્યારે છીપમાં રહેલો પ્રાક્-સિદ્ધત્વ ધર્મ * રૂપામાં ભૂલથી દેખાય છે તેથી ત્યાં રૂપાની ઉત્પત્તિની પ્રતીતિ થતી નથી, પણ એવું દેખાય છે કે જાણે રૂપું આંહી પહેલાંથી જ છે. તેવી જ રીતે જ્યારે જગત દેખાય છે ત્યારે ત્યાં રહેલ બ્રહ્મનો પ્રાક્-સિદ્ધત્વ ધર્મ ભૂલથી જગતમાં આરોપાય છે અને તેથી જગત આંહી પહેલાંથી છે એવી

*પ્રાક્સિદ્ધત્વ એટલે પહેલાંથી છે એવો ધર્મ.

છે. તે સાચો નથી. ભવિષ્યમાં બધા દેશોનું એક રાજ્ય થઇ જાય તો આપણો દેશ કયો એ નક્કી કરવું મુશ્કેલ પડે અને એ ન બને તેવી વાત નથી. જ્ઞાની પુરુષો ચક્રદષ્ટિથી જુએ છે. ઉંદરના જીવનના બનાવથી જેમ ઉંદરનો ઇતિહાસ ઉત્પન્ન થઈ શકે છે તેમ માણસના જીવનના બનાવમાંથી માણસનો ઇતિહાસ ઉત્પન્ન થઇ શકે છે. પણ બન્ને દૃષ્ટિ સાપેક્ષ છે અને બાધ્ય થાય છે તેથી સાચી નથી. —

અરવિંદશિષ્ય:—માત્ર અજ્ઞાનથી કોઇ વસ્તુ મેળવી શકાતી નથી અને કોઇ દૂર કરી શકાતી નથી. ઘડાને મિથ્યા માનવાથી જેમ ઘડો દૂર કરી શકાતો નથી તેમ જગતને મિથ્યા માનવાથી જગત દૂર કરી શકાતું નથી.

શંકરશિષ્ય:—જગત જેવી કોઈ વસ્તુ છે અને તે દૂર કરવી પડે છે એવું નથી. ચિત્સુખાચાર્ય મિથ્યાત્વનું લક્ષણ આપતાં કહે છે કે " જે ઠેકાણે, જે પરમાર્થથી અથવા પોતાના સ્વરૂપથી નથી ત્યાં તેનો દેખાવ " એ મિથ્યાત્વનું લક્ષણ છે. તેથી જગતની જગ્યાએ જગત પરમાર્થથી નથી અને પોતાના સ્વરૂપથી પણ નથી. અજ્ઞાનથી જગત જતું રહેતું નથી. અજ્ઞાન ન હોય ત્યારે પણ જગત સાચું નથી. માણસની દૃષ્ટિથી માણસનું જગત સાચું છે પણ માણસની દ્રષ્ટિ સાચી નથી. બ્રહ્મની જગ્યાએ માણસને ભૂલથી જગત દેખાય છે એટલે કે દરેક જીવ પોતાના કલ્પિત જગતમાં રહે છે. તેથી જેટલા જીવ છે તેટલાં કલ્પિત જગત દેખાય છે.

અરવિંદશિષ્ય :—જ્યારે છીપમાં રૂપું ભૂલથી દેખાય છે ત્યારે ત્યાં રૂપું ઉત્પન્ન થાય છે એવું કેમ જણાતું નથી? જગતની ઉત્પત્તિ તો બધાના અનુભવમાં છે.

શંકરશિષ્ય :—છીપમાં રૂપું દેખાય છે ત્યારે છીપમાં રહેલો પ્રાક્‌સિદ્ધત્વ ધર્મ * રૂપામાં ભૂલથી દેખાય છે તેથી ત્યાં રૂપાની ઉત્પત્તિની પ્રતીતિ થતી નથી, પણ એવું દેખાય છે કે જાણે રૂપું અહીં પહેલાંથી જ છે. તેવી જ રીતે જ્યારે જગત દેખાય છે ત્યારે ત્યાં રહેલ બ્રહ્મનો પ્રાક્‌સિદ્ધત્વ ધર્મ ભૂલથી જગતમાં આરોપાય છે અને તેથી જગત અહીં પહેલાંથી છે એવી

*પ્રાક્‌સિદ્ધત્વ એટલે પહેલાંથી છે એવો ધર્મ.

# ઉપનિષત્‌નું અભ્યાસગૌરવ

( ત્રીજા અંકથી ચાલુ )

લેખક :—શ્રી. નલિન મ. ભટ્ટ, એમ. એ



સૌથી પહેલાં તો માણસને એમ પ્રશ્ન ઉઠે છે કે " ઇશ્વરને જાણવો જ શા સારૂ ? " આ " શા માટે " નો જ્યાંસુધી સમાધાનકારક ઉત્તર ન મળે ત્યાંસુધી મનુષ્યની ઇશ્વરજ્ઞાન પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ થતી નથી ! તો ઇશ્વરજ્ઞાનનું પ્રયોજન શું ? આ પ્રશ્નનો જવાબ મનુષ્ય જીવનના ધ્યેયનું પહેલાં નિરાકરણ માગે છે માણસ આ દુનિયામાં શા માટે આવ્યો છે ? આપણી પ્રવૃત્તિમાત્રનું જો પૃથક્કરણ કરીશું તો સમજાશે કે જીવનમાં બે ધ્યેય છે. ભોગ પ્રાપ્તિ અને મોક્ષ પ્રાપ્તિ ઉપનિષદ્ આ બેને અનુક્રમે પ્રેય અને શ્રેય કહે છે. માણસ માને છે કે સ્વપ્રયત્ને ભોગ અને મોક્ષ બન્ને મળી શકે છે. શાસ્ત્ર કહે છે કે એ બન્નેની પ્રાપ્તિ ઇશ્વરના જ્ઞાનથી મળે છે. તો મનુષ્ય સાચો કે શાસ્ત્ર સાચું ? માણસનો અનુભવ છેવટે કહેશે કે શાસ્ત્ર વચન સાચું છે. કેમકે ભોગ અને મોક્ષ યદ્યપિ પુરૂષાર્થની અપેક્ષા રાખે છે, છતાં જીવ જીવદશામાં પરતન્ત્ર છે ! અને આથી ભોગ અને મોક્ષના પ્રયત્ને પણ તે તેમને મેળવવા અશક્ત નીવડે છે શ્રુતિ કહે છે કે—एष हि एव साधु कर्म कारयति तं यं एभ्य' लोकेभ्य उन्निनीषते । एष हि एव असाधु कर्म कारयति त यं एभ्य' लोकेभ्य अधो निनीषते=" અર્થાત્ આ પરમાત્મા જ તેની પાસે સારાં કર્મો કરાવે છે જેને તે આ લોકોથી ઉપર લઇ જવા ચાહે છે એ પરમાત્મા જ નિશ્ચય તેની પાસે નઠારાં કર્મો કરાવે છે જેને તે આ લોકોમાંથી નીચે લઇ જવા ચાહે છે. " અર્થાત્ આ શ્રુતિ વાક્યનો ભાર એ છે કે યદ્યપિ નવીન કર્મ કરતી વેળા જીવ તે કર્મ કરવામાં સ્વતન્ત્ર

છે પણ તે કર્મનાં ફળ ભોગવવામાં તે પરતન્ત્ર છે। કેમકે જીવ જો સર્વથા પરતન્ત્ર હોય તો તો શાસ્ત્ર વગેરેની પ્રવૃત્તિ ન સમજાવી શકાય. આવી પ્રવૃત્તિ નિવૃત્તિમાં જીવ અધિકારી હોઇને તે નવીન કાર્યારંભે સ્વતન્ત્ર છે; પણ ફલ ભોગવવે પરતન્ત્ર છે. પરમાત્મા કોઇ પાસે સારાં અને કોઇ પાસે નઠારાં કર્મ કરાવે છે એ પણ જીવના કર્માનુરૂપજ વ્યવસ્થા હોય છે. આથી પરમાત્મા વિષમ કે નિર્દય છે એ સિદ્ધ થતું નથી. પણ તે અતિશય સમદષ્ટિ અને દયાવાન છે એમ સિદ્ધ થાય છે. આ સિદ્ધાન્તમાં રહેલું ન્યાય્ય વિચારગાંભીર્ય યોગ્ય સ્થળે બતાવવામાં આવશે. આમ શ્રુતિ-શાસ્ત્રવચન જીવનું આંશિક પારતન્ત્ર્ય દર્શાવે છે અને આથી જ પોતાના પ્રયત્નને કેવળ ભોગ કે મોક્ષની પ્રાપ્તિ નથી એમ સૂચવે છે. શ્રુતિના વચનને જ નહિ. આપણો અનુભવ પણ આપણને આ સત્ય સમજાવે છે. જીવ જો સ્વતન્ત્ર હોય તો પોતાનું અહિત ન આચરત. કોઇપણ સ્વતન્ત્ર મનુષ્ય પોતાનું જ અહિત કરે ખરો ? જાણતા છતાં આપણે ન કરવા જેવાં કામો ઘણી વખત કરીજ દઇએ છીએ। જૂઠું બોલવું અનિષ્ટ છે છતાં માણસ જૂઠું બોલ્યે જ જાય છે। એ એની પરતન્ત્રતા જ નિવેદિત કરે છે। મહાભારતકારે દુર્યોધનના મુખે સુન્દર શબ્દોમાં જીવજાતની આ અવશતા બતાવી છે કેઃ–जानामि धर्मं न च मे प्रवृत्तिः जानाम्यधर्मं न च मे निवृत्तिः। केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि॥–"હું ધર્મને જાણું છું પણ તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી. હું અધર્મને જાણું છું પણ તેમાંથી હું હઠી શકતો નથી. કોઇક હૃદયસ્થિત દેવ જેમ મને પ્રેરે છે તેમ હું કરું છું "–જાતને ન છુપાવવાની ટેવવાળો દરેક સજ્જન, દુર્યોધન સાથે પોતાની સહાનુભૂતિ બતાવશેજ. આ ઉપરાંત પણ આપણી પરતન્ત્રતાનું એક સૂચક ચિન્હ છે અને તે "વિઘ્નપરંપરા" જીવ કાંઇ શ્રેયઃકર્મ કરવાં શરુ કરે કે અનેક વિઘ્નો આવીને ઉપસ્થિત થઇ જાય। મહર્ષિઓ તપ કરવા જાય–સેંકડો વર્ષો તપ તપે, કોઇ અપ્સરા આવે ને સાઠ હજાર વર્ષનું સંચિત પુણ્ય પળવારમાં નષ્ટ કરી દે। જો જીવ સ્વતન્ત્ર હોત તો વિઘ્નની પરંપરા ન આવત. પણ આવે છે। એ વિઘ્નોને સ્વશક્તિથી હઠાવવા એ શક્તિમાન થાત. પણ થતો નથી। પશ્ચાત્તાપ ન કરત. પણ કરે છે। ચોરથી ન કરત પણ કરે છે। અનિચ્છાએ પણ

તે પ્રવૃત્તિ ધર્મને તાબે થાય છેજ। આમ જીવની અહિતનિષ્ઠા અને હિતકર્મમાં વિઘ્નપરંપરા એની પરતન્ત્રતા સૂચવે છે. આ અહિતાચરણમાંથી નિવૃત્તિ અને હિતાચરણમાં નિર્વિઘ્ને પ્રવૃત્તિ ઇશ્વરપ્રસાદથી થાય છે. અને ઇશ્વરપ્રસાદ ઇશ્વરજ્ઞાનથી થાય છે. અર્થાત્ ભોગ અને મોક્ષ બન્નેની પ્રાપ્તિ પરમાત્માના જ્ઞાનથી થતી હોવાથી પરમાત્મા જ જાણવા યોગ્ય છે. અર્થાત્ ત્રિવિધ દુ:ખની નિવૃત્તિપૂર્વક સાંસારિક બ્રહ્મલોક પર્યન્તના ભોગો અને અપવર્ગરૂપી કૈવલ્ય–મોક્ષનું એક કારણ ઈશ્વરજ્ઞાન છે. અને આથી ઈશ્વર જાણવો જોઈએ એ ઉત્તર છે

આમ ઇશ્વર જાણવા યોગ્ય છે એમ તો સમજાય પણ જે વસ્તુ હોય એટલે કે અસ્તિત્વ ધરાવતી હોય તેનું જ્ઞાન સંભવે. પણ જેની અસ્તિ જ ન તેવી કાલ્પનિક ચીજનું જ્ઞાન શક્ય નથી. વંધ્યાપુત્રનું જ્ઞાન ન થાય। તેમ ઇશ્વર હોય તો ઇશ્વરનું જ્ઞાન સંભવે. પણ ઇશ્વર હોય એમ લાગતું નથી। કેમકે હોય તે તો જણાય ઇશ્વર જણાતો નથી। આથી ઇશ્વર ન હોય એમ જ માનવું રહ્યું. ઇશ્વરના ન હોવાપણાને લગતો આ એક સનાતન સંશય છે. આથી ઇશ્વર છે એમ પહેલાં તો હૃદયમાં ઠરવું જોઈએ. તો ઇશ્વર છે એમ કેવી રીતે સમજાય? ઇશ્વરની અસ્તિ પ્રમાણોથી સિદ્ધ થાય છે. એમાં કલ્પનાને અવકાશ જ નથી। હા. એક વાત છે કે દુનિયાની બધી વસ્તુ બધાનેજ પ્રત્યક્ષ પ્રમાણથી જણાયજ એવો આગ્રહ રાખવો એ બુદ્ધિમત્તાનું દેવાળું છે. કેમકે એક પ્રત્યક્ષ પ્રમાણ જ પ્રમાણ નથી. તે ઉપરાંત પણ બીજાં પ્રમાણો છે. અને કેટલીક વસ્તુઓ આરંભે પ્રત્યક્ષ સિવાયનાં પ્રમાણથી જ સમજાય છે અને છેવટે પ્રત્યક્ષ પ્રમાણનો પણ તે વિષય થાય છે। ઈશ્વરનું અસ્તિત્વ, પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ નામના ત્રણેય શિષ્ટસંમત પ્રમાણથી સિદ્ધ થઈ શકે છે. પ્રત્યક્ષ પ્રમાણના બે ભેદ છે. એક અપર પ્રત્યક્ષ અને બીજું પર પ્રત્યક્ષ. ઇન્દ્રિયોના આશ્રયે–આધારે–અવલંબનથી થતું જ્ઞાન અપર પ્રત્યક્ષ છે. સમાધિમય દશામાં થતું નિ:સંશય, અનારોપિત અને અબાધિત જ્ઞાન એ પરપ્રત્યક્ષ છે. આ પરપ્રત્યક્ષ પ્રમાણ સૌથી વડું છે. એનાથી ઊતરતી કોટિનું અને એમાથીજ જન્મતું તે શબ્દપ્રમાણ એટલે કે શાસ્ત્રપ્રમાણ છે. શાસ્ત્રપ્રમાણથી ઊતરતી કોટિનું પ્રમાણ તે અનુમાન પ્રમાણ છે. અને અનુમાનથી

પણ ઊતરતી કોટિનું પ્રમાણ તે અપર પ્રત્યક્ષ છે। એટલે અપર પ્રત્યક્ષથી તો ઈશ્વરની અસ્તિતા પકડાતી નથી. પણ સૂક્ષ્મતમ વિષયમાં અપર પ્રત્યક્ષની ઓછામાં ઓછી વ્યાપકતા હોવાથી તેનાથી ઈશ્વર જો ન પકડાતો હોય તો તે શંકાનો વિષય જ નથી। આથી સૌથી પહેલું વ્યવહારભૂમિમાં શાસ્ત્રપ્રમાણ આવે છે. અને વેદાદિ શાસ્ત્રો તો ખૂદ બહેરા પણ સાંભળે એવી મૃગેન્દ્ર ગર્જનાથી ઈશ્વરનું અસ્તિત્વ પોકારે છેઃ—" ईशा वास्यमिदं सर्वं," तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतं पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशमीड्यम्, " ઈત્યાદિ વેદ વચનો, ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति," क्लेशकर्मविपाकाशयैः अपरामृष्टः पुरुषविशेष. ईश्वरः " ઈત્યાદિ સ્મૃતિવચનો ઈશ્વર છે એમ નિઃશંકપણે કહે છે. આમ શબ્દપ્રમાણ તો ઈશ્વરાસ્તિત્વપ્રતિપાદક છે જ.

આ ઉપરાંત અનુમાનપ્રમાણથી પણ ઈશ્વર છે એમ સાબીત થાય છે. જગતના જન્મ સ્થિતિ અને લય વગેરેનું કંઈપણ કારણ હોવું જ જોઈએ. કેમકે જગતમાં કાર્યપણાના ધર્મો છે. જે કાર્ય હોય તેનું કંઇ ને કંઇ કારણ હોવું જ જોઈએ. કેમકે અકસ્માત જેવી મતિમાનને માટે કોઇ ચીજ નથી. જે જે કાર્ય ઊપજે છે તે તે કંઇ કારણમાંથી જ ઊપજતું કે ઉપજાવાતું આપણે જોઇએ છીએ. આથી જગતરૂપી કાર્યકારણશૂન્ય હોય એમ માનવું એ ભીંત ભૂલવા બરોબર છે। સ્વભાવ, શક્તિ, કર્મ વગેરે યદ્યપિ સહકારી કારણો છે પણ તે બધાં ય કોઇ ચેતન કારણ સિવાય જગદ્રચનાનો આરંભ કરી શકે નહિ. પ્રકૃતિ પણ જગતનું સ્વતંત્ર કારણ નથી. કેમકે તે અચેતન છે. આથી સ્વભાવથી માંડીને પ્રકૃતિ પર્યન્તના સંભવિત કારણમાત્ર મુખ્ય કારણરૂપ ઈશ્વર સિવાય—ચેતન ઈશ્વર સિવાય સ્વતંત્રપણે જગદ્રચના-સ્થિતિ કે લય માટે સમર્થ નથી। આથી આ જગતરૂપી મહારચના જેણે ઉપજાવી. ઉપજેલી એવી એનું જે સ્થિતિકારણ છે, અને વણસી જતી એવી એ રચનાનું જે લય કારણ છે તે જ ઈશ્વર છે. અર્થાત્ ઈશ્વર જ આ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે, એમ કાર્ય ઉપરથી નિરાંતે અનુમાન કરી શકાય.

આમ. શબ્દ અને અનુમાનથી જેનો નિશ્ચય થાય છે તે ઈશ્વરને સગતી

છેવટની ખાત્રી પેતા પરપ્રત્યક્ષથી થાય છે જ. સમાધિ નામની એટલે કે વિશુદ્ધતમ ચિત્તની એકાગ્રતા નામની પણ કોઈ ચીજ છે ! એ સમાધિ અવસ્થામાં દરેકને પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન થઈ શકે છે. સૌને નથી થતું માટે એ પ્રમાણ વિશ્વસ્ય નથી એમ કહેવું એ મતિમન્દતા છે. કેમકે એ અવસ્થા પ્રયત્નસાધ્ય છે. અને પ્રયત્ન ન કરવો હોય અને તકીએ બેસીને કે ખુરસીમા બેસીને વાદવિવાદમાં રણ જીતવું હોય તો તે તો જીતાય એમ નથી ! પ્રમાણના દોષે પ્રમેયનો અભાવ થઈ જતો નથી. ઘુવડ સૂર્યની અસ્તિ નાસ્તિમા પ્રમાણરૂપ નથી ! આંધળો બહેરો જેમ રૂપ કે સંગીતની અસ્તિમા પ્રમાણરૂપ નથી તેમ પ્રયત્નમન્દની કામચોર પ્રયત્નવીરને માટે પ્રમાણરૂપ નથી. આમ પ્રમાણોથી ઈશ્વર છે એમ સાબીત થાય છે. અને જે છે તેનું યોગ્ય સ્થિતિમાં જ્ઞાન થાય છે જ. યોગ્ય પરિસ્થિતિ ઉપજાવો એટલે ' ઓક્સી- ' અને 'હાઇડ્રોજન' મળીને પાણી થાય જ. યોગ્ય પરિસ્થિતિના અભાવમા ઓક્સીજન અને હાઇડ્રોજનમા પાણી ઉપજાવવાની તાકાત હોવા છતાં તે તે પરિણામ ઉપજાવવા અશક્ત જ નીવડે છે. વિસ્તારભયે આ વિષયનો વિસ્તાર ઈષ્ટ છતાં કર્યો નથી !

આમ ' છે ' એમ સમજાયા બાદ " ઈશ્વર ' કેવો ' છે ? " આ પ્રશ્ન ઉપજે છે અર્થાત ' છે ' એટલુ જાણવુ એ તો સામાન્યજ્ઞાન થયું. સામાન્યજ્ઞાન પછી વિશેષજ્ઞાન માટે ઉત્સુકતા પેદા થાય છે; અને તે ઉપરાંત વિશેષ જ્ઞાન જ જીવનમા ઉપયોગી છે ! તો ઈશ્વર કેવા છે એ વિચારવું રહ્યુ.

આ પરમાત્મા ચિન્મય છે, એટલે કે જ્ઞાનસ્વરૂપ છે. કેમકે પરમાત્મા પ્રકૃતિના પ્રેરક છે, જેમ આપણે આપણાં શરીર વગેરેના પ્રેરક છીએ તેમ પ્રકૃતિ વગેરે સમસ્ત જડશક્તિના પ્રેરક પરમાત્મા ચેતનરૂપ છે. વેદ કહે છે– " सत्यं ज्ञान अनन्तं ब्रह्म. " ' चेतनश्चेतनानां " " साक्षी चेता केवलो निर्गुणश्च " સ્મૃતિ કહે છે –" मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरं " " ईक्षते न अशब्दम् " વગેરે. આથી સૂર્યાદિ ભૌતિક જ્યોતિઓને પણ આત્મજ્યોતિથી ઝળકાવનાર, પરમાત્મા ચેતનસ્વરૂપ છે.

વળી એ ઈશ્વર આનન્દમય છે કેમકે એવો એટલે કે ઈશ્વર આનન્દમય છે એવો અનુભવ થાય છે. ઘણુ કાળે આપણને આ અનુભવ થાય છે.

શબ્દાદિ વિષયોના સંયોગ કાળે, સુષુપ્તિ કાળે અને સમાધિ કાળે પરમાત્માના આનન્દનોજ અંશ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધના અનુકૂળ વેદન સમયે આપણે અનુભવીએ છીએ. આ આનન્દ બાહ્ય વિષયોનો નથી. કેમકે ઊંઘમાં તો બાહ્ય વિષયોનો અભાવ હોય છે. અને છતાં આનન્દનો અનુભવ થાય છે આથી એમ નક્કી થાય છે કે જાગ્રત અવસ્થામાં પણ જે છે તે વિષયજન્ય આનન્દ નથી, પણ મૂળભૂત જે આનન્દ છે તે આનન્દને પ્રકટ થવામાં, વિષયનો સંયોગ ચિત્તની એકાગ્રતા કરી દેતો હોઈને દ્વારરૂપ થાય છે. અર્થાત્ વિષયાનન્દથી માંડીને બ્રહ્માનન્દ પર્યન્તના જેટલા આનન્દો છે તે તમામ તે મૂળ પરમપિતા પરમાનન્દસ્વરૂપ પરમાત્માના આનન્દનાં જ પ્રતિબિંબો છે. અને મુખ્ય તો બિંબ હોય છે પ્રતિબિંબ નહિ. આથી પરમાત્મા આનન્દસ્વરૂપ છે. શ્રુતિ તો કહે છે જ કે " रसो वै सः, " "रसं हि एव अयं लब्ध्वा आनन्दी भवति," "एतस्य एव आनन्दस्य अन्यानि भूतानि मात्रां उपजीवन्ति," "विज्ञानं आनन्दं ब्रह्म," " खं ब्रह्म," आनन्दं ब्रह्मणो विद्वान्" વગેરે. આ ચિદ્‌ઘન પરમાત્મા આનન્દરૂપ હોવાથી જ—અક્ષય્ય સુખરાશિ હોવાથી જ પ્રાપ્તવ્ય છે।

આમ પરમાત્મા છે. ચિત્સ્વરૂપ છે. આનન્દ સ્વરૂપ છે. આ પરમાત્માનું 'હોવાપણું '—'અસ્તિ ત્રિકાલાબાધિત છે. એટલે કે પરમાત્મા નિત્ય છે—સદા હોનારા છે એનો કદી આવિર્ભાવ થતો નથી પણ હમેશને માટે જેવા છે તેવાજ છે એમ પણ સમજાય છે. કેમકે પરમાત્મા અપરિણામી છે. આ " અપરિણામીપણું " અખંડ પ્રકાશતા ઉપરથી સિદ્ધ થાય છે। " ઘટ જ્ઞાન થયું અને પટ જ્ઞાન ગયું. " ઘટવૃત્તિનો ઉદય અને પટવૃત્તિનો અસ્ત થતો લાગે છે એટલે કે વૃત્તિનુ પરિણામ માલમ પડે છે. પણ એ પરિણામ અંતઃકરણનું છે એમ સમજવું. જ્ઞાનનું નથી। કેમકે એકવૃત્તિનો ઉદય અને બીજીનો લય એ બન્ને જ્ઞાન તો અખંડિતપણે પ્રકાશિત કરે છે. અર્થાત્ ઘટજ્ઞાનની ઉત્પત્તિ અને પટજ્ઞાનનું તિરોધાન એ બન્નેને આપણે જાણીએ છીએ. જેને આપણે જાણીએ તે આપણાથી ભિન્ન હોય કે તો જ્ઞેયનો ભેદ થતાં જ્ઞાનનો ભેદ થતો નથી. પણ જ્ઞાન તો ઉભયવૃત્તિનું અખંડપણે પ્રકાશન કરે છે. આથી જ્ઞાન—મૂળજ્ઞાન સ્વરૂપે અપરિણામી છે. અર્થાત્ પરમાત્મા સદા હોનારા, સદા જ્ઞાનસ્વરૂપ અને સદા સુખસ્વરૂપ છે. પરમાત્માનું જે સ્વરૂપ છે

તે જ જીવનું પણ છે. કેમકે જીવ પરમાત્માનો જ અંશ છે. ફેર એટલો જ છે કે જીવની તમામ શક્તિઓ ઉપાધિને લઈને મર્યાદિત અને તિરોહિત થઈ ગઈ છે. આ માયાકૃત મર્યાદાઓને તોડી નાખી સ્વરૂપમાં હમેશને માટે રહેવું એ પેલું બ્રહ્મનું દર્શન છે।

આમ પરમાત્મા મૂળ સ્વરૂપે સચ્ચિદાનન્દરૂપ છે. આ ઉપરાંત પરમાત્મામાં કેટલાક ધર્મો પ્રકૃતિના સંયોગને લઈને આપણને પ્રતીત થાય છે. એ પરમાત્મા સર્વાન્તર્યામિ છે. એટલે કે વસ્તુમાત્રની અંદર મૂળ સ્વરૂપે રહેલા હોઈને અંદરથી સૌનુ તે નિયમન કરે છે શ્રુતિ કહે છે કે 'યઃ સર્વેષુ भूतेषु तिष्ठन्...सर्वाणिभूतानि अंतर यमयति एष ते आत्मा अन्तर्यामि अमृतः" ગીતા કહે છે ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति। भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया" આમ પરમાત્મા સૌની અંદર રહી સૌનું નિયમન કરતા હોઈને, સર્વપ્રેરક હોવાથી સર્વસ્વામી છે એમ પણ સમજાય છે.

સચ્ચિદાનન્દ પરમાત્મા અંતર્યામિ છે તે ઉપરાંત તે સર્વજ્ઞ છે. સર્વજ્ઞ સિવાય કોઈપણ જીવમાત્રના શુભાશુભ કર્મના ફલ આપવા શક્તિમાન નથી અને સૌને પોતપોતાના કર્માનુરૂપ ફળ તો મળે છેજ, આથી જીવમાત્રના અસંખ્ય, પરસ્પર વિલક્ષણ, કર્મોને ઈશ્વર સિવાય કોઈ જાણી શકતું નથી અને તે જાણ્યા સિવાય કર્મફલનું દાન થઈ શકતું ન હોવાથી પરમાત્મા સર્વજ્ઞ છે એમ સિધ્ધ થાય છે. શ્રુતિ અને સ્મૃતિની પણ અહીં સંમતિ છે. વેદ કહે છે કે "यः सर्वज्ञः सर्वविद् यस्य ज्ञानमयं तपः", "स कालकालो गुणी सर्वविद् य." ગીતાજી કહે છે-"वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन। भविष्याणि च भूतानि" મહામુની પતંજલિનુ સૂત્ર છે કે "तत्र निरतिशयं सर्वज्ञबीजम्." આથી પરમાત્મા સર્વજ્ઞ છે પરમાત્માની આ સર્વજ્ઞતા સ્વાભાવિક છે અને સામ્ય કે અતિશયથી મુક્ત છે. અર્થાત્ યોગીની માફક પરમાત્માની સર્વજ્ઞતા ધ્યાનજન્ય નથી પ સ્વાભાવિક છે. એની સર્વજ્ઞતાની તોલે આવે કે ચઢી જાય એવી કોઈની પણ સર્વજ્ઞતા હોઈ શકતી નથી।

વળી પરમાત્મા સમસ્ત જગતને સંકલ્પમાત્રથી ઉપજાવતા હોઈને

સર્વશક્તિ પણ છે, સૃષ્ટિનું ઉત્પાદન વગેરે ' સર્વશક્તિમત્ત્વ ' જ સૂચવે છે ! સર્વશક્તિ સિવાય કોણ બધાને પેદા કરી શકે ? શ્રુતિ કહે છે–" पराऽस्य शक्तिः विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च "

વળી પરમાત્માનો કોઈ પરમાત્મા હોઈ શકતો નથી. કેમકે જો ઈશ્વરનો પણ કોઈ ઈશ્વર માનીએ તો પછી તેનો પણ કોઈ બીજો ઈશ્વર માનવો જ જોશે. આમ ઈશ્વરની પરંપરા પ્રાપ્ત થાય અને એ તો અનવસ્થા દોષ ગણાય, આથી ઈશ્વરનો કોઈ ઈશ્વર નથી ! ઈશ્વર જાતે નિરીશ્વર છે ! અને ઈશ્વર સૌથી પરમ હોઈને અને તેનાથી કોઈ અધિક કે તેના સરખો કોઈ ન હોઈને તે સ્વતંત્ર છે ! અર્થાત્ સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેમાં પરમાત્માનું નિરંકુશ સ્વાતંત્ર્ય છે ! શ્રુતિ કહે છે કે " सोऽक्षरः परमः स्वराट् "

આવા નિત્ય, સચ્ચિદાનન્દ સ્વરૂપ, અંતર્યામિ, સર્વજ્ઞ, સર્વશક્તિ, પરમ સ્વતંત્ર, પરમ ઈશ્વર સર્વનું કારણ હોઈને સર્વવ્યાપી છે. અર્થાત્ જગત પરમાત્માનું કાર્ય છે અને આથી જ કાર્યકારણના નિયમે કાર્ય વ્યાપ્ય હોય છે અને કારણ વ્યાપક હોય છે. ઘડો જો મૃત્તિકાનું કાર્ય છે તો ઘડાના અણુઅણુમાં મૃત્તિકા વ્યાપેલી રહે છે જ. આથી જગત જેટલું વિસ્તરેલું છે તેટલો અને તેનાથી પણ અનન્ત ગણો વ્યાપક પરમાત્મા છે. અર્થાત્ વસ્તુમાત્રમાં, વસ્તુમાત્રનું અભિન્નનિમિત્તોપાદાનરૂપ પરમાત્મા વ્યાપેલા છે. અર્થાત્ પરમાત્મા સિવાયની કોઈ ખાલી વસ્તુ નથી ! અર્થાત્ પરમાત્મા આગળ, પાછળ, પડખે, ઉપર, નીચે, અંદર, બહાર નિરન્તર પરિપૂર્ણ છે ! ભગવાન વેદનું વચન છે કે " एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा. "

વિચાર કરતાં પરમાત્મા કેવા હોય શકે એ આપણે જોયું. હવે આગળ બાકી રહ્યા બે પ્રશ્નો. પહેલો એ કે આવા પરમાત્મા છે એમ જાણવાથી આપણને ફાયદો શો ? પરમાત્માના જ્ઞાનથી આપણા જીવનમાં શું એવો લાભ થઈ જાય છે કે જેથી આટલો બધો પરિશ્રમ પ્રાપ્ત કરવો પડે ? આ પ્રશ્નના નિઃશંક સમાધાનમય ઉત્તરમાં જીવનની કૃતકૃત્યતા છે. અર્થાત્ બ્રહ્માત્મજ્ઞાનનું ફળ શું ? એનો ટૂંકમાં ટૂંકે ઉત્તર એ છે કે જીવ જો પોતાના સ્વરૂપભૂત પરમાત્માને જાણે તો તે પણ મુક્ત થાય છે ! અર્થાત્ જન્મમરણમાંથી મુક્તિ એ બ્રહ્માત્મજ્ઞાનનું ફળ છે ! આ મુક્તિ એટલે જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ.

એટલે કે જીવતાં જીવત જીવ પોતાનો મહામહિમા અનુભવે છે અને મર્યા બાદ પણ તે સ્વમહિમામાં પોતાની સ્થિતિને સાક્ષાત્ જાણી શકે છે. આ બે મુક્તિમાં જીવન્મુક્તિ એ મુખ્ય છે. 'વિદેહમુક્તિમાં જીવન્મુક્તિ જ વિશ્વાસ' ઉપજાવી શકે છે. અર્થાત્ બ્રહ્માત્મજ્ઞાનની પ્રાપ્તિમાં સાંસારિક ત્રિવિધ દુ:ખનો કોલાહલ શમી જાય છે. જન્મ, મરણ અને જન્મમરણના અંતરાલમાં ભાસતા અનેક અનર્થના રોગો, અવિદ્યા અને તેની અપાર સંતતિએ ઉપજાવેલ ભવ્ય, ભ્રામક, સાંસારિક, સ્વાપ્ન-ચિત્ર, સદાને માટે, સર્વ સમક્ષ ધુમ્મસની છટાની પેઠે ઉડી જાય છે! ભગવાનની દૈવી ભાષામાં કહીએ તો "यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः । यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते"—જે મળતાં તેનાથી અદકું કાંઈ પણ મળી શકે એમ નથી એવો જાતઅનુભવ થાય અને જે લાભમાં નિરન્તર રહેલો, સુખસ્વરૂપ થઇ ગયેલો હોય તેને મનુષ્ય શરીરવિયોગના ગુરુદુઃખે પણ ચળતો નથી—એવો આ બ્રહ્માત્મજ્ઞાન લાભ એ પરમલાભ છે! અર્થાત્ "दुःखत्रयाभिघातात्"ની નામરદ રોકકળ ઉડી જાય અને "आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते—आनन्दो ब्रह्म"—એવું ભૃગુ ઋષિનું મરદાનગીભર્યું દર્શન થઇ જાય એ જ જીવનની એક કમાણી છે. આ દર્શનથી વ્યક્તિગત અને સમષ્ટિગત જીવનમાં કેવું પરિવર્તન થઇ જાય છે તે આગળ કહેવામાં આવશે.

બીજો પ્રશ્ન એ છે કે આવો બ્રહ્માત્મજ્ઞાનનો લાભ મળે કેવી રીતે? અર્થાત્ જીવનની કૃતકૃત્યતા મેળવવા માટે સાધનો કયાં છે? અને આ છે એક અતિ અગત્યનો સવાલ. અહીંથી જ પુરુષાર્થીને માટે પુરુષાર્થનો પ્રદેશ શરૂ થાય છે. વેદાન્તને જાતમાં ઉતારવાને માટેની સાધનસંપત્તિની પ્રાપ્તિમાં માણસે ખર્ચાઇ જવું ઘટે. કેમકે જ્યાંસુધી વેદાન્તનો સિદ્ધાન્ત જાતઅનુભવે સ્થિર ન થાય ત્યાંસુધી ઉપલું બધુંય જ્ઞાન ભારરૂપ લાગે છે. વેદાન્તવિજ્ઞાને દેશમાં અકર્મણ્યતા-પ્રમાદ-ભીરુતા-અનુદ્યોગ-મહામોહ વગેરે આપ્યાં છે એમ જે કેટલાકને યોગ્યપણે ભાસે છે તેનું કારણ વેદાન્તવિજ્ઞાન નથી પણ એને પચાવવાને માટે-જીવનમાં વણી દેવા માટે—સ્વાભાવિક બનાવી દેવા માટે જે સાધનસંપત્તિનો પ્રકર્ષ જોઇએ છે તેની ઉણપ છે. બાકી અમૃતપાન કદી

મોત ન ઉપજાવે ! અને અનધિકારીને માટે તો આ અમૃત પણ વિષરૂપ નિવડે છે. આથી આ ખૂબ જ અગત્યના વિષયને પૂરો જાણી લેવો રહ્યો. વેદાન્તના આ છેવટના દર્શનને આત્મસાત્‌ કરવાથી ઠગવા માટે સાધન છે યોગ. યોગના વિરહમાં વેદાન્ત પાંગળું છે. આંધળું છે. નિર્વીર્ય છે. વાઝીયું છે.

આ યોગને ત્રણ પ્રકારે સમજી શકાય. કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ. આ ત્રણેય પ્રસિદ્ધ શબ્દો છે. આ ત્રણ શબ્દો શબ્દ દશાએ જૂદા છે. પણ આચરણ દશાએ એક છે. આથી સંસ્કાર દશાએ કોઇ જીવને કર્મયોગ ભાવે, કોઇને ભક્તિયોગ ગમે કે કોઇને, જ્ઞાનયોગ અનુકૂળ આવે તો એ દર્શનભેદ કંકાસનું કે વાદવિવાદનું કે સંપ્રદાયભેદની તીવ્રતાનું કારણ ન હોવું ઘટે. આ બાબતમાં જે જનતામાં બુદ્ધિભેદ કરાવે છે તે ઇશ્વરનો અપરાધી બને છે. કેમકે પરમાત્માને તો સૌ જીવ પોતાના છે ! કર્મ, જ્ઞાન અને ભક્તિની ત્રિવેણીનો જે ધન્ય જીવમાં સંગમ થાય છે તે મહાત્માનો જીવ પ્રયાગરાજ તીર્થ જેવો પવિત્ર, સદા પ્રણમ્ય અને પૂજ્ય છે. કેમકે ત્રિવેણીની ત્રણ નદીઓમાં જેમ પાણી તો એકરસ છે–અને એ પાણીનું જ ખરું મહત્ત્વ છે–તેમ કર્મ, ભક્તિ અને જ્ઞાનમાં યોગમયતારૂપી પાણી તો એકરસ છે અને તેનું જ ખરું મહત્ત્વ છે. તો આ યોગમયતા કેવી રીતે પ્રાપ્ત થાય–એ પ્રાપ્ત કરવામાં આડે આવતી અડચણો કેવી રીતે દૂર કરાય એ બધું સાચો જીજ્ઞાસુ જાણે. કેમકે તેના શિવાય છૂટકો નથી !

આમ અત્યારસુધીનાં વિવેચનમાથી જણાયું હશે કે કૈવલ્ય એ ધ્યેય છે. એ કૈવલ્યનું સાધન વિવેકજ્ઞાન છે વિવેકજ્ઞાન સમાહિત=યોગમય ચિત્તને મળે છે. આથી યોગ અને તેની પ્રાપ્તિના સાધનો એ વિચારણીય છે. એનો યથાર્થ વિચાર કરી તન્મય=સાધનમય બની જવામાં જીવનસિદ્ધિ છે.

તો યોગ એટલે શું ? યોગ એ ચિત્તની–મનની–હૃદયની એક ખાસ અવસ્થા છે. હૃદયમાં ઉભરાતી રાજસ અને તામસ વૃત્તિઓના નિરોધપૂર્વક સત્ત્વવૃત્તિનો એકતાન ઉદય, અગર તો તે કેવલ ધ્યેયાકાર સાત્વિક વૃત્તિનો પણ નિરોધ એટલે યોગ. વૃત્તિ એટલે દશ્યવસ્તુના આકારે ચિત્તનું પરિણામ. બાહ્ય કે આભ્યન્તર દશ્ય વસ્તુમાત્રના આકારે, ઇન્દ્રિયોદ્વારા કે સંસ્કારદ્વારા પરિણામ પામવાના ચિત્તના સ્વભાવને, વૈરાગ્ય અને અભ્યાસદ્વારા, નિર્વીર્ય કરી નાંખવો

એટલે યોગ છે. અર્થાત્ હૃદયમાં, ઇન્દ્રિયો વગેરેની પ્રણાલિકાથી, ઠનવાયેલા, અને ઠરેલા સંસારને, વૈરાગ્ય અને અભ્યાસદ્વારા બહાર કાઢી નાખી, હૃદયને સંસાર શૂન્ય કરવાને પ્રયોગ તે યોગ છે ! અને હૃદયમાં તો બે જ વસ્તુ ઠરીઠામ વસે છે. એક સંસાર અને બીજો પરમાત્મા. જ્યાંસુધી વૃત્તિના વિસ્તારે ખળભળતો સંસાર સ્ફુરે છે ત્યાંસુધી પેલા પરમાત્મા ચમકતા નથી ! પણ એક વખત વૃત્તિનો વિસ્તાર ટળ્યો કે બાકી રહેલા પરમાત્મા સ્વયમેવ નિજ-મહિમામા વિરાજતા સાક્ષાત્ જણાય છે ! પરમાત્મા તો સંસારકાળે પણ હતા જ. પણ વૃત્તિની ભીડમાં અદ્દશ્ય હતા. ,એ વૃત્તિની ભીડ 'વિરમ અને કે તરત પરમાત્મા સુદૃશ્ય થાય છે. એ અનન્તકાળથી વૃત્તિના વમળમાં દબાઇ રહેલા પરમાત્મા એક વખત જણાયા કે પછી હંમેશને માટે–વૃત્તિના ઉદય કાળે પણ પેલો ભૂગુઋષિનો અનુભવ જોરથી હૃદયમા ઉછાળા માર્યા કરે છે કે

आनंदो ब्रह्म " આથી જ સંત શિરોમણિ ભગવાન શંકરાચાર્ય કાવ્યમય કહે છે કે :–" अहकारो धियं ब्रूते तं सुप्तं मा प्रबोधय। परमानन्दे न त्वं नाहं न वै जगत् " ॥=અહંકાર બુદ્ધિને છે કે ' તે સૂતેલા પરમાત્માને તું રખે જગાડની ! કેમકે એક વખત તે પરમાનન્દસ્વરૂપ જાગૃત થયું તો પછી હે બુદ્ધિ ! તું પણ ન હશે, હું પણ ન હોઇશ કે આ જગત પણ ન રહેશે ! ' આથી પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપ પાંચ ક્લિષ્ટ કે અક્લિષ્ટ=દુઃખદાયી કે અદુઃખદાયી–સુખકારી વૃત્તિના સંચારરૂપ સંસારને નપુંસક બનાવી દેવો, અને તે પછી બાકી રહેલી સ્થિતિમાં ડૂબકી મારવી એટલે જ યોગ છે. અને યોગ એટલે જ પ્રાપ્તિ છે ! એટલે કે ઇશ્વરમયતા છે ! અનુભવ છે.

આ યોગમયતા કેવી રીતે સિદ્ધ થાય ? ઉત્તમ અધિકારી માટે શાસ્ત્રે બે ઉપાયો સૂચવ્યા છે વિરાગ અને અભ્યાસ. તેમાં વિરાગના બે ભેદ છે અપર અને પર વૈરાગ્ય. આ અપર વૈરાગ્યની ચાર અવસ્થા છે યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય અને વશીકાર. રાગદ્વેષ વગેરે ક્લેશો અને ઇર્ષા અસૂયા વગેરે ઉપક્લેશો રૂપી દોષો ઇન્દ્રિયોને વિષયોમાં બલાત્ પ્રવર્તાવે છે. એ ક્લેશ અને ઉપક્લેશરૂપી દોષોની નિવૃત્તિ માટે મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા નામની ચાર ભાવનાઓને જીવનમા સિદ્ધ કરવાને માટે યત્નશીલ રહેવું એટલે યતમાન

નામનો વિરાગ છે. અર્થાત્ સુખીને જોઈને સદા મૈત્રીનું ભાવન કરવું, દુઃખીને જોઈને કરુણાનું ભાવન કરવું, પુણ્યશાળી જીવને જોઈને હર્ષનું ભાવન કરવું અને પાપમાં ઉપેક્ષા રાખવી યતમાન નામનો વૈરાગ્ય છે. અર્થાત્ સાધકના જીવનમાં પ્રાણીમાત્ર તરફ મિત્રભાવ, કરુણાભાવ, હર્ષભાવ સિદ્ધ અને સ્વાભાવિક થઈ જવો ઘટે. મૈત્રી વગેરે ચાર ભાવના સહજ થતાં ઈર્ષ્યા, પરાપકાર કરવાની ઇચ્છા, અસૂયા અને અમર્ષ નામના ચાર મહા મોટા દોષોની હમેશને માટે નિવૃત્તિ થઈ જાય છે.

આમ યતમાન નામના વિરાગને સિદ્ધ કરવામાં અવિરત પ્રયત્ન કરનાર પુરુષને જાત અનુભવે-સમજાશે કે અમુક દોષો તો ટળ્યા. પણ અમુક હજી જીવે છે. બસ. દોષોને ટાળવાને માટે તો અધિક પ્રયત્ન જરૂરી નથી. મૈત્રી સિદ્ધ થઈ જાય તો મૈત્રીને માટે વધુ પ્રયત્ન જરૂરી નથી. પણ મૈત્રી સિદ્ધ થતાં, કરુણા જો સિદ્ધ થઈ ન હોય તો, કરુણાની સિદ્ધિ માટે જ પ્રયત્નની તીવ્રતા કરવી ઘટે, અર્થાત્ નિવૃત્ત થયેલા દોષોને નિવૃત્ત થનાર દોષોથી જુદા તારવી બાકીમાં જે નિવૃત્ત થનાર છે તેના ઉપર પ્રયત્નને કેન્દ્રિત કરવો રહ્યો. આનું નામ વ્યતિરેક વૈરાગ્ય છે.

આમ યતમાન અને વ્યતિરેક વૈરાગ્ય સિદ્ધ થતાં સ્થૂલરૂપે તો ઈર્ષ્યાદિ દોષો નિવૃત્ત થઈ જાય છે. પણ મનમાં તેની હજી સૂક્ષ્મરૂપે જડ રહી જાય છે. આ મનમાં જડ ઘાલી બેઠેલા દોષોની નિવૃત્તિ માટે રાત્રિદિવસ પ્રયત્ન કરવો એટલે એકેન્દ્રિય નામનો વિરાગ કહેવાય છે.

આમ મનમાં સ્થિર કરીને રહેલા દોષોને શોધી શોધીને સાફ કરતાં ચિત્ત પ્રસન્ન થાય છે. સ્થૂલ-સૂક્ષ્મ સર્વરીતે રાગાદિ દોષોની નિવૃત્તિ થતાં ચિત્તની જે અવસ્થા રહે છે તે વશીકાર સંજ્ઞા નામનો વિરાગ કહેવાય છે. આ વશીકાર સંજ્ઞા વૈરાગ્ય પહેલા ત્રણ વિરાગ સિદ્ધ થાય તો જ સિદ્ધ થાય છે. બસ, આ ચારે પ્રકારનો વૈરાગ્ય સહજ થતાં કેવલ ધ્યેયાકાર સાત્ત્વિક પ્રમાણ-વૃત્તિજ વિદ્યમાન રહે છે. એ કેવલ એક ધ્યેયાકાર સાત્ત્વિક પ્રમાણવૃત્તિજ વિષયભેદે સંપ્રજ્ઞાત યોગ કહેવાય છે. આ સંપ્રજ્ઞાત યોગ પ્રકૃતિ અને જીવાત્માના સાક્ષાત્કાર માટે એટલે કે સ્વરૂપદર્શન અને તજ્જન્ય હેયોપાદેય વિવેક માટે એક સાધન છે. અર્થાત્ અપરવૈરાગ્ય ચિત્તની તે અવસ્થા આણે

છે કે જે અવસ્થા પ્રકૃતિપર્યન્તના વિષય માત્રમાં સાધકને સ્વાભાવિક ઉપેક્ષા બુદ્ધિ આણે છે.

આમ અપરવૈરાગ્યની સિદ્ધિ પછી સાધકને માટે પરવૈરાગ્યમાં પ્રવૃત્તિ થાય છે. અપરવૈરાગ્યથી પ્રકૃતિ અને પુરુષનો વિવેક-સુદૃઢ વિવેક થાય છે. અને ત્યારબાદ પુરૂષ-જીવાત્માનો સાક્ષાત્કાર થાય છે જીવાત્માના સાક્ષાત્કારથી ગુણમાત્રના ઉપર માણસને અલં બુદ્ધિ ઉપજે છે એટલે કે પ્રકૃતિના સત્વગુણ ઉપર પણ માણસને ઉપેક્ષા બુદ્ધિ ઉપજે છે. આથી પ્રકૃતિનો પરિપૂર્ણપણે ત્યાગ અને પુરૂષમાં-એટલે કે સ્વરૂપમાં નિરન્તર સ્થિતિ હોવી એજ પરમ વૈરાગ્ય છે. આ પરમવૈરાગ્યનીજ પરમહંસ પુરૂષના પણ અન્તરાત્મારૂપ જે પરમાત્મા તેના દર્શનમાં પરિણમે છે બસ. આ પરમવૈરાગ્યજ પરમાત્માની પ્રાપ્તિમાં એક સાધન છે આ પરમવૈરાગ્ય એ ક્લેશની ક્ષયાવસ્થા છે. એ અવસ્થામાંજ પેલા ભૂમાનો અનુભવ થાયમને માટે સ્ફુરે છે કે "आनन्दो ब्रह्म" આ પરમવૈરાગ્યની અવસ્થાનેજ શાસ્ત્રકારો અસંપ્રજ્ઞાત યોગ કહે છે

૫ આ અપર અને પરમવૈરાગ્યનાં મૈત્ર્યાદિ સાધનોનો વારવાર અભ્યાસ લે અભ્યાસ છે આ અભ્યાસ દીર્ઘકાલીન, નિરન્તર અને સત્કારથી જોઈએ એટલે કે મૈત્ર્યાદિ ભાવનાનો અભ્યાસ મરણપર્યન્ત, રાત્રિદિન વ્યાપી અને શ્રદ્ધા, વીર્ય, તપ અને સમજ પૂર્વક હોવો જોઈએ અર્થાત્ સાધક અભ્યાસકાલે વિચ્છિન્ન અભ્યાસ ન કરે, ધ્યેયની વિસ્મૃતિપૂર્વકનો તે ન હોવો ઘટે, અને જે કરે તે સાચુ જ છે તેવી શ્રદ્ધાથી મનોવીર્યથી, તપ અને જ્ઞાનપૂર્વકનો હોવો ઘટે રહસ્ય એ છે કે સિદ્ધિ અભ્યાસને અધીન છે અને અભ્યાસમાં જે મોળો પડે નિરુત્સાહ થાય-તત્કાળ સિદ્ધિને માટે ફાંફાં મારે તે નિષ્ફળ થાય છે આથી અહી તો ' देहं पातयामि वा अर्थं साधयामि " ની મનોદશા હોવી ઘટે બુદ્ધ થવુ હોય તો કાયાને-મનને-સર્વસ્વને હોમી દેવાની તૈયારી હોવી ઘટે ક્રાઈસ્ટ બનવુ હોય તો શૂળી ઉપર ચડવા તૈયાર હોવુ રહ્યુ. વિસ્તારભયથી આ વિષયોની વિસ્તૃત ચર્ચા ઈચ્છા છતાં રોકવી પડે છે

મધ્યમ અને કનિષ્ઠ અધિકારી માટે યમ નિયમ વગેરેનું સેવન એ સાધન છે. તેની ચર્ચા માટે હમારા ગીતાભાષ્યનું "વિશેષ-વક્તવ્ય" જોવુ અગર તો

ઝીણવટથી જોવા ઇચ્છનારે હમારા "જીવન-દર્શન" અંકનો અભ્યાસ કરવો. શમદમાદિ સાધનસંપત્તિનો, અમાનિત્વ વગેરે ભગવાને જતાવેલાં સાધનોનો દૈવીસંપત્તિનો વગેરે તમામનો સમાવેશ અભ્યાસ અને વૈરાગ્યમાં આવી જાય છે.

આમ વૈરાગ્ય અને અભ્યાસરૂપી સાધનથી સંપન્ન પુરુષને જીવનમાં જે અનુભવ થાય છે તેનેજ શાસ્ત્રો બ્રહ્માનુભવ કહે છે. "तत्त्वमसि"નો અર્થ પણ અહીંજ ચરિતાર્થ થાય છે. આવા પરમાત્માસંપન્ન માનવનું જીવન કેવું હોય છે એ પણ જાણવા યોગ્ય છે. અર્થાત્ સિદ્ધ વેદાન્તીનું જીવન, જાત અને જગતને માટે ઉપકારક હોવાથી તે દરેક સાધકે જાણી લેવું યોગ્ય છે. કેમકે છેવટે તો ગોળ ખાવા સાથેજ આપણી ગરજ છે!

જેના જીવનમાં ઉપનિષદનું તત્ત્વજ્ઞાન ઠર્યું હશે તે ભગવાનની ભાષામાં કહીએ તો સ્થિતપ્રજ્ઞ, ભક્ત કે ત્રિગુણાતીતજ હશે. અને આથી દરેક સાધકે ભગવાને સ્વમુખે જતાવેલાં સ્થિતપ્રજ્ઞ વગેરેનાં લક્ષણોનું મનન કરવું ઘટે. મનુષ્ય જીવનમાં ભાષાના ત્રણજ ધાતુઓ ઉપયોગી છે. "ज्ञा, कृ અને भज्"—'ज्ञा' એટલે જાણવું कृ એટલે કરવું અને 'भज्' એટલે સેવવું. જે જાણવા જેવું જાણતો હશે એટલે કે જેને પ્રકૃતિ પુરુષ અને પરમાત્માનું નિઃસંશય જ્ઞાન હશે તે યાવજ્જીવ કાર્ય કર્મ કરશે. પણ તેના તમામ કર્મો 'भज्' ધાતુના અર્થમાં હશે. એટલે કે તેવો આત્મજ્ઞાની પુરુષ વિશ્વરૂપે વર્તી રહેલા પરમાત્માની સેવા માટે તમામ કર્મો કરશે. અર્થાત્ આત્મજ્ઞાની ભક્તિપૂર્વક નિષ્કામ કર્મયોગી હોય છે. આવો પુરુષ પ્રેમ અને દયાને અવતાર હશે. સત્યચિન્તક અને સત્યોચ્ચારક હશે. અચોર હશે. વીર્યમૂર્તિ હશે પરિગ્રહભીરુ હશે. પવિત્રતાની પ્રતિમા હશે. સંતોષનો પ્રત્યક્ષ આવિર્ભાવ હશે. તપોવીર હશે. વિજ્ઞ હશે અને પ્રશ્વરનિષ્ઠ હશે. વિદ્યા, વિરાગ, વિવેક, પ્રેમ અને નિર્ભયતા—શુભમાત્રની ઉત્પત્તિ ભૂમિરૂપ—સુખમાત્રનં પ્રસૂતિરૂપ, આ પંચક, તેના જીવનમાં નિત્યોદિત હશે. તેના જીવનમાં 'एको देवः सर्वभूतेषु गूढ सर्वव्यापी सर्वभूतान्तरात्मा"—ની સ્વાભાવિક પ્રતીતિ હશે. વ્યક્તિને વેદાન્ત આવી કરે છે. અને જે વ્યક્તિને માટે સાચું છે તે, યોગ્ય પશ્ચાદ્ભૂમિકા હોય તો માનવ સમાજ-સમષ્ટિને માટે પણ

સાચું છે. અને આથીજ વેદાન્ત સમગ્ર માનવ જાતના ઉપર ઉપકાર કરે છે. એકજ પરમાત્મા સૌરૂપે વર્તી રહેલ છે એમ જે સમજે તેને આખુ વિશ્વ કુટુંબરૂપજ બને. જગતને દુ:ખી કરનારી સનાતન વિષમતાઓને વિદાય દેવાનો અને સર્વત્ર સુખ–શાન્તિ–નિર્ભયતા–પ્રસન્નતા–સર્વોદય કરવાનો એકમાત્ર ઉપાય છે, વેદાન્તનો અનુભવ સમર્થિત પ્રચાર આજના ઉન્મત્ત થયેલા–સન્નિપાતમાં પીડાતા જગતને માટે આ તત્ત્વજ્ઞાન એ એકજ રામબાણ ઉપાય છે, કોઈપણ પ્રજાએ જો સનાતન અને સુખદાયી, સર્વોદયકારિણી સંસ્કૃતિનું મંડાણ કરવુ હોય તો તેનો પાયો આ વેદાન્ત વિચાર હશે. કેમકે વેદાન્તના સુનિશ્ચિત તત્ત્વજ્ઞાનના પાયા પર મંડાયેલી સંસ્કૃતિ એ સંત સંસ્કૃતિ છે. બીજી તમામ અસત્ સંસ્કૃતિ છે. વેદાન્તનિષ્ઠ સંસ્કૃતિ એ રામમયી સંસ્કૃતિ છે. બીજી રાવણમયી સંસ્કૃતિ છે

ભારતના સંતોનો જો જગતને કોઈપણ વારસો હોય તો તે આજ છે. આત્મજ્ઞાન અને તેમાંથી ફળતી વ્યક્તિ અને સમષ્ટિની જીવનસરણી એ ભારતની શોધ છે અને આ શોધને અનુસરીનેજ ભારતીય જીવનની ગૂંથણી કરવામા આવી છે. વેદાન્તનું જીવનવ્યાપી તત્ત્વજ્ઞાન એ ભારતીય વ્યક્તિગત અને સામાજિક જીવનનું કરોડરજ્જુ છે આપણુ સમાજશાસ્ત્ર, વ્યક્તિગત ઐહિક અને પારલૌકિક જીવનયાત્રાના તમામ નીતિનિયમો, આચાર, વિચારો, આપણી દિનચર્યા–આ તમામમાં, દૂધમાં ઘીની માફક, અરણિમાં અગ્નિની માફક કે કાર્યમાત્રમાં આકાશની માફક આત્મજ્ઞાન અદૃશ્ય રીતે ઓતપ્રોત છે, આપણા સમસ્ત જીવનનો ઝોક ત્યાગ તરફ છે ભારતીય જીવનનો સ્વાભાવિક વળાંક બતાવતા મનુ મહારાજે, સમગ્ર ભારતના પ્રતિનિધિ રૂપ બની ઉચ્ચાર્યું છે કે :—

યશ્ચૈતાન્ પ્રાપ્નુયાત્ સર્વાન્ યશ્ચૈતાન્ કેવલાંસ્ત્યજેત્ ।
પ્રાપણાત્ સર્વકામાનાં પરિત્યાગો વિશિષ્યતે ॥ મનુ. બીજો અ.

અર્થાત્ જે કોઈ દુનિયાના તમામ પદાર્થોને પ્રાપ્ત કરે અને જે કોઈ દુનિયાના તમામ પદાર્થોને કેવળ છોડે તો એવા બેમાં સર્વપદાર્થોની પ્રાપ્તિ કરનાર કરતાં તેમનો ત્યાગ કરનાર ચઢીઆતો છે. આ ત્યાગનિષ્ઠા આત્માના અસંગ સ્વભાવને જીવતાજીવત સમજીને પચાવવાથીજ ઉપજે. આ ત્યાગ-

નિષ્ઠા આરંભે મહા કઠોર છતાં પરિણામે અતિમધુર, સત્યની આરાધનામાંથી જ જન્મે છે. ભારતીય તમામ ઐહિક કે પારલૌકિક પ્રવૃત્તિઓનું જો કોઈ એક લક્ષ્ય બિન્દુ હોય તો તે આ આત્મજ્ઞાનજન્ય ત્યાગમયતા છે. સનાતન કાળથી જીવનના નજીવામાં નજીવાં કર્મથી માંડી મહાનમાં મહાન કર્મપર્યન્ત સર્વત્ર ભારતે એક જ સંકલ્પ સેવ્યો છે અને તે "ન મમ" નો. આ શિવ-સંકલ્પને પરિણામે કાળની કરાલક્રાન્તિઓ અને વિજાતીય સંસ્કૃતિઓના સર્વભક્ષી સંઘર્ષમાં પણ ભારતીય જીવન હજી ટકી રહ્યું છે. જો આ શિવ-સંકલ્પને અનુસરી જીવવાનો પ્રયત્ન ચાલુ રખાશે તો એક દિવસ એવો આવશે જ્યારે વળી ગૌરવથી ભારતનો દુનિયાની તમામ સન્નિપાત–પીડિત પ્રજાને સંદેશો હશે કેઃ—

" एतत् देशप्रसूतस्य सकाशात् " आत्मज्ञानिनः " ।
स्वं स्वं चरित्रं शिक्षरेन् पृथिव्यां सर्वमानवाः ॥ "

અર્થાત્ આ દેશમાં જન્મેલા " આત્મજ્ઞાની " માનવ પાસેથી, ભૂમંડલમાં સર્વમાનવો પોતપોતાનું ચરિત્ર શીખશે–એટલે કે જીવતાં શીખશે. આકાશ-માંથી પડેલું પાણી જેમ સાગરગામી થાય છે. તેમ ભારતીય જીવનની આદિથી અંત સુધીની પ્રવૃત્તિમાત્ર આત્મપર્યવસાયી થાય છે. વેદાન્તવિદ્યા એ ભાર-તની વૈયક્તિક અને સામુદાયિક સાધના છે. આ સાધનાની સિદ્ધિ વ્યક્તિગત જીવનમાં અમાપ હોય છે. સામુદાયિક જીવનમાં દૃઢ સંસ્કારરૂપે એ વર્તતી હોઈને, લાંબેગાળે આખીએ પ્રજાનું જીવન પરિવર્તિત કરી નાંખે છે. આ સાધના " પરમવ્યોમમાં " સૌને સ્થાપિત કરે છે. પરમવ્યોમમાં પ્રતિષ્ઠિતને તો જાત અનુભવે સમજાઇ જાય છે કે પર્વતની તળેટીમાંથી જોયેલું જગત વિષમ અને બીહામણું લાગે છે. પહેલા શિખર ઉપરથી જોયેલું તેજ વળી ઓછું વિષમ અને ઓછું બિહામણું ભાસે છે. છેક ઉપરનાં શિખરે પહોંચતાં અને નિહાળતાં તેજ 'જગત સમાન–સુન્દર અને શિવસ્વરૂપ લાગે છે. અને કેવલ આકાશમાં પ્રતિષ્ઠિત થતાં તો પછી પૃથ્વી પણ તલ જેવડી દેખાય છે! આકાશના ઉંડાણમાં ક્યાંક અણુ જેવડું પણ રહેતું નથી! અને કેવલ એક શુભ્ર–ધવલ–નીતરું–સર્વવ્યાપી–એકરસ–સ્થિર–નિર્વિકાર આકાશજ જણાય છે વ્યહારમાં જગતમા જેમ આ દર્શનક્રમ છે તેમ આંતર જગતમાં તેથી પણ

લભ્ય દર્શનક્રમ છે. જીવનની અન્નમય, પ્રાણમય, મનોમય અને બુદ્ધિમય ભૂમિકાઓને, સાધનબળે વટાવી એટલે કે ચાર્વાકથી માંડી પ્રકૃતિવાદ પર્યંતના વાદોને ઓળંગી, મનુષ્ય આનન્દમય જીવનની ઝાંખી કરે છે. તેમાં મ્હાલે છે પ્રતિષ્ઠા પામે છે. ત્યાંથી પાછો અન્નમયાદિમાં આવતો નથી. એવા ભૃગુઓને ઉદ્દેશીને જ કવિએ ગાયું છે કેઃ—

कुलं पवित्रं; जननी कृतार्था; वसुंधरा पुण्यवती च तेन ॥
अपार संवित् सुखसागरेऽस्मिन् लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥१॥

અર્થાત્ "અપાર સુખજ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મામાં જેનું હૃદય લીન થયું છે તેનું કુલ પવિત્ર છે. તેની જનેતા કૃતાર્થ છે. એટલું જ નહિ-તેનાથી આ ભગવતી વસુંધરા પણ સૌભાગ્યશાલિની થાય છે." તેવા કૃતાર્થનું તો જીવનભર આ પ્રાર્થનામય દર્શન હોય છે કે—

आत्मा त्वं गिरिजा मतिः; सहचराः प्राणाः; शरीरं गृहम् ।
पूजा ते विषयोपभोगरचना, निद्रा समाधिस्थितिः ॥
संचारः पदयोः प्रदक्षिणविधिः; स्तोत्राणि सर्वा गिरः
यद्यद् कर्म करोमि तत् तदखिलं शम्भो ! तवाराधनम् ॥ १ ॥

અર્થાત્ હે શંભો ! આત્મા તું છે. ઉમા બુદ્ધિ છે; પ્રાણો સહચર છે; શરીર ઘર છે. વિષયોપભોગની રચના એ પૂજા છે; સમાધિમાં સદા સ્થિતિ નિદ્રા છે, પાદસંચાર એ પ્રદક્ષિણા છે, સમસ્ત વાઙ્મય સ્તુતિ પાઠ છે; જે જે કરું કે થાય તે બધું હે શંભો ! તારું આરાધન છે !

આવા ધન્યમંગળમય ભક્તહૃદયી જ્ઞાની કર્મયોગીનું સમ્યક્ દર્શન વર્ણવતા ભગવાન્ શંકરાચાર્ય ઉચ્ચરે છે કે—

संपूर्णं जगदेव नन्दनवनं सर्वेऽपि कल्पद्रुमाः
गांगं वारि समस्तवारिनिवहः पुण्याः समस्ताः क्रियाः ॥
वाचः प्राकृतसंस्कृताः श्रुतिशिरः वाराणसी मेदिनी
सर्वावस्थितिरस्य वस्तुविषया दृष्टे परे ब्रह्मणि ॥

અર્થાત્ "પરબ્રહ્મનું દર્શન થતાં, દ્રષ્ટાને માટે તો આખું જગતજ નન્દનવન છે. વૃક્ષમાત્ર કલ્પવૃક્ષ છે. પાણીમાત્ર ગંગાપ્રવાહ છે. ક્રિયામાત્ર પવિત્ર

છે. પ્રાકૃત કે સંસ્કૃત વાણીમાત્ર વેદાન્તનાં મહાવાક્યો છે. પૃથ્વીમાત્ર વારાણસી છે. વર્તનમાત્ર તાત્ત્વિક છે!"

આ બ્રાહ્મીસ્થિતિનેજ ભૃગુ શબ્દભેદે કહે છે કે "आनन्दो ब्रह्मेति व्यजानात्" પરમાત્મા આ 'તપોલભ્ય' સ્થિતિ પ્રાણીમાત્રને જીવતા જીવત આપો એટલું ઇચ્છી,

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः
सर्वेभद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

આટલું આત્મદેવને પ્રાર્થી વિરમીએ છીએ.*

卐

* પ્રો. નલિન મ. ભટ્ટના લખેલા "ઇશાદિ ઉપનિષદ્ પંચક" ની આ ભૂમિકા છે. લેખકના ગીતાભાષ્યો, ઉપનિષદ્ભાષ્ય વગેરે સુલલિત ભાષા, સરલ વિવેચન અને રહસ્યમય ભાવથી ભરપૂર છે.—તંત્રી.

# પરમ પુરુષાર્થ

( ગતાંકથી ચાલુ )

લેખક—સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી

卐

યમરાજાના ઉપદેશ ઉપરથી નિમ્ન લિખિત ચાર મુદ્દાઓ તારવી શકાય છે. (૧) આ દશ્ય વિશ્વમાં એક જ વસ્તુ અનાદિ અનંત કિંવા સત્ય છે ને તે આપણો આત્મા છે. બીજું બધું પરિવર્તનથી પરાધીન છે, . છે તેથી મિથ્યા છે. આત્માની અખૂટ શક્તિથી આત્માની અંદર તેની પ્રતીતિ થાય છે. (૨) આ આત્માનો સાક્ષાત્કાર કરવો એ જ જીવનનું ધ્યેય છે. ત્યાં સુધી પરમાનંદની પ્રાપ્તિ થતી નથી અને સંસારના વિવિધ તાપમાંથી છુટકારો થતો નથી. (૩) આ લક્ષ્યની સિદ્ધિ માટે અભ્યાસ ને વૈરાગ્યની પરમ આવશ્યકતા છે આ પ્રશ્નોના યથાર્થ નિરાકરણ ઉપર જ મનુષ્ય જીવનની ઉન્નતિનો આધાર હોવાથી તેમનું વિસ્તૃત વિવેચન ઈચ્છનીય છે.

પ્રત્યેક મનુષ્ય ત્રણ પદાર્થોનો બનેલો છે. સ્થૂલ શરીર, સૂક્ષ્મશરીર, અથવા અંતઃકરણ અને આત્મા. સ્થૂળ અને સૂક્ષ્મ શરીરો આત્માના કરણો છે. તે દ્વારા સંસારમાં આત્મા લીલા કરે છે. ખરો દ્રષ્ટા ને ખરો ભોક્તા તો આત્મા જ છે. અંતઃકરણ દ્વારા તે શરીર ઉપર અને બાહ્ય પ્રતીત થતા પદાર્થો ઉપર ક્રિયા ચલાવે છે. માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે જ્યારે આપણે કોઇ પણ પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ ત્યારે સ્થૂળ ચક્ષુઓ વિષયોના રૂપરંગને ગ્રહણ કરી જ્ઞાનતંતુઓદ્વારા મગજને તેનો સંદેશો પહોંચાડે છે. ચક્ષુ તેમ જ શરીરસ્થ સર્વ ઇન્દ્રિયો એ ખરી ઇન્દ્રિયો નથી. માત્ર ગોલકો જ છે. બાહ્ય સાધનો છે. જો જ્ઞાનતંતુઓને કોઇપણ પ્રકારે ઈજા થાય તો ચક્ષુ સારી સ્થિતિમાં હોવા છતાં પણ આપણને પદાર્થનું ભાન થાય નહીં. ઇંદ્રિય અને બહારના સાધન વચ્ચે ભેદ છે. ઇન્દ્રિયની ખરી શક્તિ

સાધનની પીઠમાં રહેલી છે. ઇન્દ્રિયો અને સાધનો બન્ને સારી સ્થિતિમાં હોય તો પણ જ્ઞાન થાય તેવો કાંઈ નિયમ નથી. આપણી સમક્ષ ઘડીઆળ હોય ને આપણે વાંચન અને તેના વિષયના મનનમાં ડુબી ગયા હોઈએ તો આપણે ઘડીઆળને જોઈએ નહીં એટલું જ નહીં પણ ટકોરા જોરથી વાગે તો પણ તે ઘણી વાર સાંભળતા નથી. આમાં શ્રવણેન્દ્રિય દ્વારા અવાજનાં મોજાં મસ્તિષ્કને સંદેશા તો પહોંચાડે છે તે છતાં પણ શ્રવણનું ભાન થતું નથી. આનું કારણ એ જ છે કે જ્ઞાનને માટે ઇન્દ્રિયની સાથે મનના સંયોગની આવશ્યકતા છે. સ્થૂલ શરીરસ્થ ગોલકો વિષયોને ગ્રહણ કરે, જ્ઞાનતંતુઓ મસ્તિષ્કના પ્રદેશમાં તે સંદેશો પહોંચાડે, મનનું ઇન્દ્રિયની સાથે અનુસંધાન હોય અને મન પ્રતિક્રિયા કરી તે સંદેશાને ઝીલે ત્યારે જ અનુભૂતિ થાય. હજી પણ એક પગલું આગળ વધવાની જરૂર રહે છે. મન ને બુદ્ધિની પાછળ પણ એક નિત્ય વસ્તુ એવી હોવી જોઈએ કે જે બધા વિધવિધ પ્રકારના અનુભવોને એકત્રિત કરે મન-બુદ્ધિ, ચિત્ત આ બધાં પણ કરણો છે. તેનો ઉપયોગ કરનાર, તે દ્વારા કાર્ય કરનાર અને સંસારના પદાર્થોને જોનાર ને તેનો ઉપભોગ કરનાર એક નિત્યદૃષ્ટા, અચળ ભોક્તાની આવશ્યકતા અનિવાર્ય છે, આપણી અંદરની સર્વ અસ્થિરતાને એકરૂપ બનાવનારનું તથા પ્રત્યેક ક્ષણે પરિવર્તન થતી સ્થિતિમાં એકત્વનું રક્ષણ કરનારનું અસ્તિત્વ સ્વીકાર્યા વિના જ્ઞાનપ્રાપ્તિનો સંતોષકારક નિર્ણય થઈ શકે નહીં. મનુષ્યની અંદર રહેલા આ સ્થાયી તત્ત્વને "આત્મા" નું નામ આપવામાં આવે છે. પરિવર્તનની કલ્પનાની સાથે સાથે જ એક અપરિવર્તનશીલ પદાર્થની પણ કલ્પના આવ્યા વિના રહેતી નથી. પરિવર્તનના પ્રમાણનો ખ્યાલ આણવા માટે તેના કરતાં થોડા પરિવર્તનશીલ પદાર્થના અસ્તિત્વની જરૂરીઆત અનિવાર્ય છે. એ પ્રમાણે વિચાર શ્રેણીને આગળ ને આગળ વધારતાં છેવટે આપણે એવો નિર્ણય કરવો પડે છે કે એક અચળ-નિરાકાર-નિર્વિકાર પદાર્થ જ આ સંસારમાં અનેક રૂપે ભાસે છે. આત્મા વૃદ્ધાવસ્થાથી રહિત છે, વિનાશથી રહિત છે. પ્રત્યેક શરીરમાં પ્રકાશ આપનાર, ને જ્ઞાનસ્વરૂપ છે. સર્વના કારણરૂપ છે, પરમમંગળરૂપ ને પરિપૂર્ણ છે, બુદ્ધિથી અમાપ્ય છે, અત્યંત તેજોમય વિભૂતિઓ વડે ઉપર નીચે ને સર્વ કેકાણે

વ્યાપેલો છે, સજાતીય, વિજાતીય, સ્વગત ભેદ રહિત છે, ઇન્દ્રિયોનો અવિષય છે. ચંચળ મનુષ્યો વડે અપ્રાપ્ય છે, સર્વ વેદના સાર રૂપ છે, બ્રહ્માદિ તથા પંચ મહાભૂતોના મૂળરૂપ છે તથા સર્વ જગતને આનંદ આપનાર છે. આત્મા કોઇપણ પ્રકારના બંધનોથી બંધાયેલો નથી, વૃત્તિજ્ઞાનનો વિષય નથી, વૃત્તિજ્ઞાન પણ નથી, સર્વવૃત્તિઓનો દૃષ્ટા છે. લય વિક્ષેપ ને કષાયથી રહિત છે સ્થાવર જંગમ જગતરૂપે આત્મા જ પ્રકાશી રહ્યો છે. જેમ જલબિંદુ, ફીણ, તરંગ, સમુદ્રથી અભિન્ન છે તેવી રીતે આભાસમાન થતું સર્વ વિશ્વ આત્માથી અભિન્ન છે. દોરડીને નહિ જાણનાર મનુષ્યને દોરડીમા સર્પની ભ્રાંતિ થાય છે. છીપને ન જાણનારને છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે, તેવી રીતે અજ્ઞાનીને દેહમાં આત્માની ભ્રાંતિ થાય છે. તળાવના સ્થિર જલના સંબંધથી કાંઠા ઉપર રહેલા ઝાડને તેનાથી ઊંધું કોઇ જુએ છે તેવી રીતે અજ્ઞાનીને અભ્યાસથી આત્મામા શરીરપણુ જોવામાં આવે છે. વહાણમાં જનાર મનુષ્યને કાંઠા ઉપરનાં વૃક્ષો વગેરે ચાલતા દેખાય છે. કમળાના દોષવાળા મનુષ્યને ધોળામા પીળાપણુ જ પ્રતીત થાય છે. ફેરફુદડી ફરવાથી ભમવાના સ્વભાવવાળા થયેલાં નેત્રો વડે મનુષ્યને સર્વ ભમતું હોય તેમ જ જણાય છે, ઉબાડિયુ ગોળ ફેરવવાથી વર્તુળાકાર ધારણ કરે છે, વાદળાંની ગતિથી ચંદ્ર જ દોડે છે એમ બાળકોને જણાય છે, એવી રીતે અવિદ્યાથી જ આત્મામાં શરીરની ભ્રાન્તિ ઉપજે છે. નિરંતર અભ્યાસ કર્યાં વિના સદ્રૂપ-ચેતનરૂપ આત્માની પ્રાપ્તિ થતી નથી. શ્રેયસ્ માટે ( આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે ) મુમુક્ષુએ લાંબા સમય સુધી બ્રહ્મનું ધ્યાન કરવું જોઇએ. જે જે પદાર્થો પ્રતીત થાય છે, તે સર્વના નામરૂપનો બાધ કરતાં બ્રહ્મ-આત્મા સ્વરૂપ જ છે. આત્માથી પૃથક્ અહીં કાંઇ છે જ નહીં, આવો દૃઢ નિશ્ચય કરી, પરિવર્તનશીલ પદાર્થોમાં આસક્તિ હમેશ દુઃખદાયક જ છે. આ વિચાર મનમાં સ્થિર કરી, ચિત્તને સજાતીય પ્રવાહમા પરોવવું. અંતઃકરણના બે પ્રકારના પ્રવાહો હોય છે, સજાતીય અને વિજાતીય. પોતાના અંતરમાંથી અભિન્ન બ્રહ્મને આકારે અંતઃકરણની વૃત્તિઓ ઉપજવા દેવી તે સજાતીય પ્રવાહ. " હું પૃથિવી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, આકાશ નથી, ઇંદ્રિય નથી, મન નથી, બુદ્ધિ નથી, પણ સુષુપ્તિમાં સિદ્ધ એક અવશિષ્ટ

કેવળ બ્રહ્મ જ છું; અહંતા, મમતારૂપી અધ્યાસની નિવૃત્તિથી મને વર્ણ નથી, જાતિ નથી, અમુક ધર્મનું અભિમાન નથી, આકાશની પેઠે વ્યાપક હોવાથી ઊર્ધ્વ નથી, નીચે નથી, અંતર નથી, બાહ્ય નથી, મધ્ય નથી, તિર્યક નથી, પૂર્વાપરાદિક નથી, કિંતુ સર્વ સ્થલે, સર્વ કાળમાં, અખંડ અને એકરૂપ છું, હું શુક્લ નથી, કૃષ્ણ નથી, રક્ત નથી, પીત નથી, અણુ નથી, મહાન્ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી, પણ અરૂપ અને પરમાનંદ પ્રકાશરૂપ છું. હું શાસ્તા નથી, શાસ્ત્ર નથી, શિષ્ય નથી, શિક્ષા નથી, તું પણ નથી, હું પણ નથી, આ દૃશ્ય પ્રપંચ પણ નથી, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાઓ મારી નથી; હું વિશ્વ નથી, તૈજસ નથી, પ્રાજ્ઞ નથી, પણ અબાધિત, સંગરહિત, પરમાનંદ પ્રકાશરૂપ હું છું. હું જ્ઞાનરૂપ ને સુખરૂપ છું, સમાધિ અને સંકલ્પના કલ્પવૃક્ષરૂપ છું, હું અત્યંત નિર્મલ છું, જેના હૃદયમાંથી સંસારના ક્લેશોનો સમૂહ દૂર થઈ ગયો છે એવો છું. સમગ્ર વિશ્વ એ મારી જ શક્તિનો આવિર્ભાવ છે." આવા પ્રવાહને સજાતીય પ્રવાહ કહેવાય છે. પૂર્વ સંસ્કારોના પ્રાબલ્યથી અંતઃકરણનું વિષયાકાર થવું તે વિજાતીય પ્રવાહ કહેવાય છે. આ બન્નેમાંથી સજાતીય પ્રવાહ ચાલવા દેવો ને વિજાતીયને રોકવો.

આત્માનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવું તે જ જીવનનું લક્ષ્ય છે. જ્ઞાન બે પ્રકારનું હોય છે. પરોક્ષ અને અપરોક્ષ. અનુમાનજન્ય જ્ઞાન પરોક્ષ કહેવાય. આપણે કોઈ દેશ જોયો ન હોય પણ તે દેશનું વર્ણન પુસ્તકો દ્વારા વાંચી તેની છબીઓ જોઈ આપણા મનમાં અમુક પ્રકારની કલ્પના તે દેશ વિષે બાંધીએ તે પરોક્ષ જ્ઞાન. આવા પરોક્ષ જ્ઞાનથી આપણામાં તે દેશ જોવાની ઉત્કંઠા થાય, તે દેશ કેવી રીતે જોવો, ક્યાં ક્યાં સાધનોની અપેક્ષા છે, આપણને અનુકૂલ આવે એવો શહેરમાં સહેલો ને ટૂંકામાં ટૂંકો રસ્તો ત્યાં જવાને કયો છે આ બધા પ્રશ્નોનો નિર્ણય પુસ્તકો વાંચી, ચિત્રો જોઈ થઈ શકે, પણ તૃપ્તિ માટે તો તે દેશ તરફ પ્રયાણ કરી તેનો પ્રત્યક્ષ અનુભવ કરે જ છૂટકો. તે જ પ્રમાણે આત્માનું પણ છે. શાસ્ત્રાધ્યયન દ્વારા, સત્સંગ દ્વારા આપણી જિજ્ઞાસા જાગ્રત થાય, છેવટે તાલાવેલી ઉત્પન્ન થાય, પણ પુરુષ પ્રયત્ન દ્વારા, નિદિધ્યાસન દ્વારા અનુભૂતિ કરવાથી જ પરમાનંદની પ્રાપ્તિ થાય છે. પરમાર્થતત્ત્વ તર્કનો વિષય નથી. શાસ્ત્રોનું અધ્યયન કરી

તેનું રહસ્ય સમજી સાધનમાં તલ્લીન થવું જોઈએ. રોજ રોજ નવાં નવાં પુસ્તકો વાંચવાનો શોખ કેળવવો એ પણ એક પ્રકારની વાસના છે. એને આપણાં શાસ્ત્રોમાં શાસ્ત્ર વાસના કહે છે. આથી વાદવિવાદમાં કુશળતા આવે પણ મનના તરંગોને સ્થિર અને શાંત કરી તેની પાછળ જે શક્તિ કામ કરી રહી છે તેનો અનુભવ થતો નથી. તે જ પ્રમાણે સત્સંગનું પણ છે. સત્સંગ બે પ્રકારનો હોય છે, આંતરિક અને બાહ્ય. જ્યાં સુધી આપણા ચિત્તની અંદર જ્ઞાન અને વૈરાગ્યનું દારિદ્રય હોય છે ત્યાં સુધી તેને કાઢવા માટે બાહ્ય સત્સંગની, સંત પુરુષોના સમાગમની, કર્ણેન્દ્રિય દ્વારા તેમનાં અમૃત વચનોનું શ્રવણ કરવાની આવશ્યકતા રહે છે. પણ ચિત્તની ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કર્યા પછી એકાંત સેવન અને નિદિધ્યાસનની—અથવા આંતરિક સત્સંગની જરૂરીઆત પણ જણાય છે. જ્યારે આપણે એકલા હોઈએ, પુસ્તક પણ પાસે ન હોય તેવે સમયે જો આપણને અણગમો ન થાય, સજાતીય પ્રવાહ ચાલ્યા જ કરે, વૃત્તિ બ્રહ્માકાર રહે તો સમજવું કે મનની મલિનતા ક્ષીણ થવા માંડી છે, ને ચિત્ત આત્માભિમુખ થવા માંડયું છે, આધ્યાત્મિક પ્રગતિ થવા માંડી છે. આજ દિવ્ય જીવન તરફ પ્રસ્થાન થવાની કસોટી છે. ગંદા પાણીથી ભરેલા ખાબોચિયામાં જેમ મચ્છરો ઉત્પન્ન થાય છે ને બહાર આવે છે, તેવી રીતે એકાંતમાં જો ચિત્તમાંથી અશુદ્ધ વિચારો બહાર આવવા માંડે તો જાણવું કે અંતઃકરણમાંથી ક્લેશો નાબૂદ થયા નથી. શરીર અસ્વસ્થ હોય ત્યારે બહારથી દવા નાંખવાની જરૂર પડે છે તે જ પ્રમાણે જ્યાં સુધી ચિત્ત અપરિપક્વ દશામાં હોય ત્યાં સુધી બહારથી, પુસ્તકો દ્વારા, સંત સમાગમ દ્વારા, તેમાં શુભ સંસ્કારોનું સિંચન કરવું પડે છે. ચિત્ત નિર્મલ થયા પછી આત્મા તરફ આકર્ષણ સહજ થાય છે ને આલોચના દ્દષ્ટિની ભૂમિકાઓ દ્વારા છેવટે અનુભવ અથવા અપરોક્ષ જ્ઞાન થાય છે. એકાંત સેવનમાં નિર્વેદ ન થાય, પણ શુભ વિચારોનો પ્રવાહ સતત ચાલ્યા જ કરે, સ્વાનંદ માટે અન્ય કોઈ પણ પદાર્થની જરૂર ન રહે ત્યારે જ મનુષ્ય સ્વાશ્રયી છે એમ કહી શકાય. આવી નિરાશ્રયતા, એ જ આધ્યાત્મિક ઉન્નતિનું ખાસ ચિન્હ છે.

અપરોક્ષાનુભૂતિ અથવા સાક્ષાત્કારનો મુદ્દો જ્યારે મનમાં દ્રઢ થશે ત્યારે જ ધર્મનું હાર્દ યથાર્થ સમજાશે ને ધર્મને નામે પ્રચલિત ઢોંગ, ધતીંગ ને ખોટી માન્યતાઓનો ત્યાગ કરવામાં આવશે. અમુક પ્રકારની વિધિઓનું પાલન

કરવાથી જ, તીર્થયાત્રા કરવાથી જ, શાસ્ત્રોનું અધ્યયન કરવાથી જ, અતિમાની અમુક પ્રકારે પૂજન કરવાથી જ માણસ ધાર્મિક કહેવાય એ માન્યતા ભૂલભરેલી છે. આ બધી ક્રિયાઓનો ઉદ્દેશ ચિત્તશુદ્ધિ, ને ચિત્તની સ્થિરતા છે. જે માણસનું અંતઃકરણ વિશુદ્ધ હોય, વાસનાઓથી રહિત હોય, આસક્તિ વિનાનું હોય, જેના ચિત્તમાં વિશ્વવ્યાપક પ્રેમ હોય, જે પોતાના સ્વાર્થનું બલિદાન પરહિતને માટે કરવા સદા તત્પર હોય, તે માણસ કોઈ પણ પ્રકારની બાહ્ય ક્રિયાઓ ન કરતો હોય તો પણ આત્માના સાનિધ્યમાં જ છે અથવા ધાર્મિક છે. જે મનુષ્ય ધાર્મિક ક્રિયાઓમાં પોતાનો સર્વ સમય ગાળતો હોય પણ જો તેના મનમાંથી ઐહિક વાસનાઓ ગઈ ન હોય, આસક્તિ હોય, ધમાધમ હોય, સ્વાર્થપરાયણ જેનું જીવન હોય, પારકાની સ્થિતિનો અથવા દુઃખનો વિચાર સરખો પણ જેના મનમાં આવતો ન હોય, તો તેવો મનુષ્ય ઉપલક દૃષ્ટિથી ધાર્મિક લાગે પણ વસ્તુતઃ તે આત્માથી વિમુખ છે.

આપણને જે જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ અનુભવથી જ થાય છે. જેનો આપણને અનુભવ કદી પણ ન થયો હોય તેની કલ્પના પણ આપણે કરી શકીએ નહીં. પક્ષીઓનાં બચ્ચાંઓમાં ઊડવાનું જ્ઞાન પ્રથમથી જ હોય છે. બતકનાં બચ્ચાંઓ ઇંડાંમાંથી બહાર આવતાં વેંત જ પાણી તરફ દોડવા માંડે છે. આને સહજ જ્ઞાન ( Instinct ) કહેવામાં આવે છે. પણ આવું સ્વાભાવિક જ્ઞાન પણ પૂર્વાનુભવ વિના આવતું નથી. સ્ત્રીઓ જ્યારે ભરવાનું કામ શીખવા માંડે છે અથવા સંગીત શીખવાની શરૂઆત કરે છે તે વખતે શરૂઆતમાં પ્રત્યેક ક્રિયા એકાગ્રતાથી સંભાળપૂર્વક કરવી પડે છે. પણ જ્યારે અભ્યાસથી સુદૃઢતા પ્રાપ્ત થાય છે ત્યારે અન્ય કાર્યમાં ચિત્ત પરોવાયું હોય, બીજાની સાથે વાતો થતી હોય તો પણ આંગળીઓ તો પોતાનું કામ કર્યા જ કરે છે. તેવી રીતે જે જ્ઞાનને આપણે સાહજિક જ્ઞાન કહીએ છીએ તે પણ પૂર્વજન્મોના સંસ્કારોનું પરિણામ છે. જ્ઞાનની ત્રણ અવસ્થાઓ હોય છે, સહજ જ્ઞાન, બુદ્ધિજન્ય જ્ઞાન અને ઇન્દ્રિયાતીત જ્ઞાન અથવા અપરોક્ષ જ્ઞાન. ( Instinct, Reason, Intuition ), પશુ, પક્ષીઓમાં પ્રથમ પ્રકારનું જ્ઞાન હોય છે, આવા જ્ઞાનનું ક્ષેત્ર અતિ મર્યાદિત હોય છે, પણ તે ક્ષેત્ર પૂરતું તે પરિપૂર્ણ હોય છે. મનુષ્યજાતિનું બુદ્ધિજન્ય જ્ઞાન અહંભાવને આધીન

હોય છે. આપણી સમક્ષ પડેલી વસ્તુઓનું જ્ઞાન થાય છે તેની સાથે સાથે જ એ પણ વૃત્તિ ઉદ્ભવે છે કે આ જ્ઞાન મને થાય છે. આવા પ્રત્યક્ષ (ઇન્દ્રિય-જન્ય) અનુભવ ઉપરથી મનુષ્ય કારણ, કાર્યના નિયમાનુસાર અનુમાન કરી શકે છે. આ બન્ને પ્રકારની અવસ્થાઓમાં જ જ્ઞાનની સર્વ ભૂમિકાઓનો સમાવેશ થઈ જતો નથી. આનાથી ઉચ્ચતમ ભૂમિકામાં પણ પ્રવેશ કરી શકાય છે. આ મન, બુદ્ધિની પર છે. આપણી જ્ઞાનની ભૂમિકા આ જ્ઞાનાતીત ભૂમિકાથી નીચા પ્રકારની છે. એમાં અહંભાવ હોતો નથી. આ જ્ઞાનની ભૂમિકાને યોગશાસ્ત્રની પરિભાષામાં "**સમાધિ**" કહે છે. વેદાંતીઓ આને સચ્ચિદાનંદ સ્વરૂપની અનુભૂતિ અથવા સ્વરૂપ જ્ઞાન કહે છે. જગતના તમામ ધર્મપ્રચારકો તથા મહાન આચાર્યોએ આ સ્થિતિ પ્રાપ્ત કરી હતી. આવા દ્રષ્ટાઓને જ ઋષિની સંજ્ઞા આપવામાં આવે છે તથા આવા મહાત્મા ઓના ઉપદેશોને જ "**આપ્ત વાક્ય**" કહેવામાં આવે છે.

જ્ઞાનના મૂળ ઉત્પત્તિસ્થાન વિષે ઘણા સિદ્ધાંતો રજૂ કરવામાં આવ્યા છે. હિંદુઓ કહે છે કે બ્રહ્માજી પાસે સર્વ પ્રકારના જ્ઞાનનો ભંડાર છે તેમણે તે જ્ઞાનનું દાન પોતાના શિષ્યોને કર્યું અને તે જ્ઞાન પરંપરાથી યોગ્ય શિષ્યો દ્વારા યુગેયુગે પ્રગટ થાય છે. બૌદ્ધધર્મના અવલંબીઓની માન્યતા પ્રમાણે અમુક સમયને અંતરે "બુદ્ધો" એટલે અનંત જ્ઞાનને ધારણ કરનારા નિત્ય સિદ્ધ પુરુષો જન્મ લે છે ને તેઓ દ્વારા જ્ઞાનગંગાનો પ્રવાહ ચાલ્યા કરે છે. હિંદુઓ પણ આવા અવતારોની આવશ્યકતા સ્વીકારે છે. મહાત્મા ઝરથોસ્ત, ઇસુ ક્રાઇસ્ટ, મહમદ પેગંબર, આ બધા અવતારી પુરુષો જ હતા. તેમને સર્વને ઇશ્વરીય આદેશ થયો હતો. તેમણે પણ દેશ, કાળની સ્થિતિનું નિરીક્ષણ કરીને દિવ્ય જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો. જૈન લોકોની માન્યતા પ્રમાણે દરેક કલ્પમાં કેટલાક દૈવી આત્માઓ જન્મ લે છે. તેઓને જૈનો "જીન" કહે છે અને આવા અલૌકિક પુરુષો દ્વારા મનુષ્ય સમાજ જ્ઞાન-ભંડારમાં પ્રવેશ કરે છે. અદ્વૈત વેદાંતીઓનો એવો સિદ્ધાંત છે કે જ્ઞાન કોઈ બહારથી પ્રાપ્ત કરવાની વસ્તુ નથી. આત્માનું સ્વરૂપ જ સચ્ચિદાનંદ છે. પ્રત્યેક આત્મામાં અનંત જ્ઞાન, અખૂટ શક્તિ, અમાપ આનંદ સ્વભાવથી જ રહેલો છે. સાધારણ મનુષ્યોને આની ખબર હોતી નથી કારણકે મન મલિન

સંસ્કારોથી ભરપૂર હોવાથી, આત્માની આ નૈસર્ગિક શક્તિ ઢંકાઈ જાય છે. શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે જો ઉપાસનાથી, નિદિધ્યાસનથી, ધ્યાનથી, ભક્તિથી, અથવા નિષ્કામ કર્મથી ચિત્તની અશુદ્ધિ દૂર થાય તો આપોઆપ જ અંદરથી જ્ઞાન ને શક્તિનો આવિષ્કાર થવા માંડે છે. પાશ્ચાત્ય તત્વચિંતકોના મત પ્રમાણે પણ મનુષ્યનું મન અને બાહ્ય સંજોગો—આ બન્ને વચ્ચે સંઘર્ષણ થવાથી મનુષ્યમાં ઉચ્ચ કોટિનું જ્ઞાન ઉદ્ભવે છે. મનુષ્યમાં એટલી અગાધ શક્તિ છે કે દેશ, કાળના સર્વ પ્રતિકૂળ બંધનોને તે ધારે તો પોતાના મનોબળના વિકાસથી તોડી શકે.

જ્ઞાન એક અવિભાજ્ય અખંડિત છે એ તો નિર્વિવાદ છે. એક જે નિત્ય અને વ્યાપક તત્ત્વનો સ્વીકાર કરવામાં આવે તો આ સત્તનો પણ સ્વીકાર કરવો જોઈએ. સામાન્ય રીતે આપણે આ જ્ઞાનના બે મુખ્ય વિભાગ કરીએ છીએ; પારમાર્થિક અને વ્યાવહારિક જ્ઞાન, પરાવિદ્યા અને અપરાવિદ્યા. આ બન્ને પ્રકારના જ્ઞાનના મૂળમાં ભેદ નથી. વસ્તુભેદ નથી અંશ ભેદ છે. મનુષ્યના પરિમિત મનદ્વારા આ અનંતજ્ઞાનના એક અંશનો જ આવિર્ભાવ થઇ શકે. અને મનુષ્યની પ્રકૃતિ પ્રમાણે આ અંશ પરાવિદ્યા અથવા અપરાવિદ્યા વિશે હોય.

વિશુદ્ધ અને સ્થિર અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ સ્વતઃ પડે છે એ તો નિઃશંક છે; પણ ચિત્તની આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે દીર્ઘકાલ પર્યંત સાધનની આવશ્યકતા રહે છે. જ્યાં સુધી આ સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચે નિરંતર યુદ્ધ અંતઃકરણમાં ચાલ્યા કરે છે. જ્યારે આ દારુણ યુદ્ધમાં વિજય મેળવાય છે, ચિત્તને સાત્વિક ભૂમિકામાં સ્થિર કરવામાં આવે છે ત્યારે જ મનુષ્ય જે જે વિષય પાછળ લાગે છે તેને લગતું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. પ્રત્યેક વિષયમાં તે વિષયમાં નિષ્ણાત હોય એવા ગુરુની અને તે વિષયાત્મક શાસ્ત્રોના અભ્યાસની આત્માના નૈસર્ગિક જ્ઞાનના આવિષ્કાર માટે જરૂરીઆત અનિવાર્ય છે. સર્વ શક્તિઓ, સર્વ પ્રકારનું જ્ઞાન મનુષ્યમાત્રમાં બીજરૂપે અવ્યક્ત દશામાં રહેલું જ છે. તેને પ્રકટ કરવા માટે ખરી દિશામાં પ્રયત્ન કરનાપૂર્વક અને ઉત્સાહથી કરવાની આવશ્યકતા છે. —અપૂર્ણ

# કૈવલ્યપ્રાપ્તિ અથવા યોગસાધનદ્વારા લય

અનુવાદક : શ્રી. જયંતીલાલ મંગળજી ઓઝા,
બી. એ. બી. ટી. એલએલ, બી.

[ 'નિગમાનન્દ મંડળી'ના આચાર્ય તરફથી લગભગ આઠ વર્ષ પહેલાં બહાર પડેલા 'યોગદર્શન' નામના હિંદી ગ્રન્થના ઉપોદ્ઘાતનો અનુવાદ ]

## ૧ સૃષ્ટિક્રિયા

સચ્ચિદાનન્દમય, અનાદિ, અનન્ત બ્રહ્મ સદા એકરૂપ છે, પૂર્ણ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ સદા નિષ્ક્રિય અને સૃષ્ટિથી અતીત છે. નથી એને કોઇ પણ જાતની ક્રિયા સ્પર્શી શકતી, કે નથી તેને કોઇ પણ જાતનો ક્લેશ અભિભૂત કરી શકતો ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાલમા એ તો એકરૂપે જ વર્તમાન છે. ઇચ્છાઅનિચ્છારૂપ ઇચ્છાથી તેની ઇચ્છામયી શક્તિદ્વારા આ સંસાર ઉત્પન્ન થાય છે, સ્થિર થાય છે, અને ફરી તેનામાં જ લય પામે છે. સૃષ્ટિની સ્થિતિ અને ઉત્પત્તિની અવસ્થામાં એ સર્વશક્તિમાન પરમેશ્વર પરમાત્મા પોતાના જે અંશ અને ભાવમાં સૃષ્ટિને ધારણ કરે છે, તેમાં એ સૃષ્ટિની ઐશ્વર્યતા હોવાથી, તેમની એ અવસ્થાને ઇશ્વર એવું નામ આપવામાં આવ્યું છે; અને જ્યારે સૃષ્ટિ રહેતી નથી, અથવા જે અવસ્થામાં સૃષ્ટિ નથી, એ તેમની નિષ્ક્રિય અને પ્રશાન્ત અવસ્થાનુ નામ બ્રહ્મ છે. લીલામય ભગવાનની જે લીલામયી શક્તિ-દ્વારા સંસાર ઉત્પન્ન થયો છે, સર્વશક્તિમાન શ્રી ભગવાનની સર્વ-શક્તિમયી એ મહાશક્તિનું નામ જ મહાવિદ્યા, પ્રકૃતિ અને શક્તિ છે. જ્યારે સૃષ્ટિક્રિયાનો આરમ્ભ થયો, એટલે કે નિષ્ક્રિય, શાન્ત અવસ્થામાં જ્યારે ક્રિયારૂપ સૃષ્ટિ થઇ, ત્યારે જ્યા ક્રિયારૂપ કમ્પન થયું. અને જે કારણરૂપી શક્તિથી કમ્પન થયું—એ બન્નેની સ્વતંત્ર સત્તા થઇ. સૃષ્ટિકર્તા ઇશ્વર; જેમની ઇચ્છાથી સૃષ્ટિરૂપ ક્રિયા થઇ તેમનું નામ ઇશ્વર, અને તેમની ઇચ્છારૂપિણી શક્તિનું નામ પ્રકૃતિ.* જેવી રીતે સમુદ્રમાં તરંગ ઉઠવાથી

---

* પ્રણવ સૃષ્ટિના આદિકારણરૂપ કાર્યની સાથે સમ્બન્ધ રાખે છે. જ્યાં કંઇ કાર્ય હોય ત્યા અવશ્ય કમ્પન થશે; જ્યાં કમ્પન છે ત્યાં અવશ્ય કોઇ શબ્દ થશે. સૃષ્ટિના આદિકારણરૂપ કાર્યનો ધ્વનિ ૐકાર છે. યોગી જ્યારે આ સામ્યાવસ્થા પ્રકૃતિમાં મનને લઇ જઇ શકે છે, ત્યારે જ તે એ પ્રણવધ્વનિ સાંભળવાનો અધિકારી થઇ શકે છે.

સમુદ્રની અને તરંગની સ્વતંત્ર સ્વતંત્ર સત્તા થઈ જાય છે, તેવી જ રીતે ઈશ્વરરૂપ સમુદ્ર અને જીવરૂપ તરંગની સ્વતંત્ર સત્તા સ્થાપિત થઈ. ગંભીર, પ્રશાન્ત સમુદ્રરૂપી ઈશ્વરની સત્તામાં તો કોઈ પણ પ્રકારનો ફેર ન પડ્યો, પરન્તુ અવિદ્યાને લઈને પ્રત્યેક તરંગે પોતાની સ્વતંત્ર સત્તા માની લીધી; જીવરૂપી ચૈતન્યે પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપન કરી અને અહંકારને વશ થઈ સ્વતંત્ર કેન્દ્ર સ્થાપી દીધું. આ અલ્પજ્ઞ સ્વતંત્ર કેન્દ્ર એ જ જીવનું જીવત્વ છે; વિદ્યારૂપિણી મહાશક્તિ સર્વશક્તિમાન ભગવાનને અધીન રહીને સદા સૃષ્ટિ, સ્થિતિ, અને લયક્રિયા કર્યાં કરે છે; પરન્તુ જીવ અવસ્થામાં તેથી વિરુદ્ધ વાત બની, જીવમોહકારી અવિદ્યાનો પ્રભાવ જીવ પર જામી ગયો અને જીવરૂપી ચૈતન્ય અવિદ્યાને અધીન થઈ સૃષ્ટિક્રિયામાં ફસાઈ ગયું; ત્યારથી જીવરૂપી ચૈતન્ય પોતાને પ્રકૃતિરૂપ માનવા લાગ્યું.

પ્રકૃતિ ત્રિગુણમયી છે, અને ફસાઇ ગયેલો જીવ પોતાને સત્વ, રજ અને તમ એમ ત્રિગુણમય માનવા લાગ્યો. જીવના ફસાઇ પડવાનું કારણ અનાદિ અવિદ્યા છે, અને તેને લઇને જ અલ્પજ્ઞતાને પામી, અહંકારને વશ થઇ જીવ પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપન કરે છે. આ સ્થિતિનું નામ જીવ, તેને જ પ્રધાન અને તેને જ કારણ શરીર પણ કહે છે.

સર્વશક્તિમાન પરમાત્માએ જ્યારે પોતાની ઈચ્છાઅનિચ્છારૂપ ઈચ્છા વડે વિદ્યારૂપિણી પોતાની મહાશક્તિદ્વારા આ બ્રહ્માંડની સૃષ્ટિનો આરંભ કર્યો, ત્યારે પહેલાં આકાશ, આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ, જલમાંથી પૃથ્વી ઉત્પન્ન કરી. આ પાંચ તત્વો કહેવાયાં અને તેમાંથી સારાયે સંસારની ઉત્પત્તિ થઈ. પ્રકૃતિ ત્રિગુણમયી છે, અને આદિકારણરૂપી અનાદિ પ્રકૃતિમાંથી જ આ પાંચે તત્વોની ઉત્પત્તિ થઈ છે, તેથી તેઓ પણ ત્રિગુણાત્મક છે. આ પાંચે તત્વોના એકત્રિત થયેલા સત્વ અંશમાંથી બુદ્ધિ અને તેઓના રાજસિક અંશમાંથી મન ઉત્પન્ન થયું. સૃષ્ટિના કારણરૂપ અહંતત્વ ફરી વિસ્તાર પામીને અહંકાર અને ચિત્ત કહેવાયું. ચિત્ત અને અહંકારને મન અને બુદ્ધિના પેટા વિભાગ ગણવા એ ઠીક છે, ચિત્ત મનનો અને અહંકાર બુદ્ધિનો પેટા વિભાગ છે. આ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારના એકત્વ સંબંધ અન્તઃકરણ એવું નામ પામ્યો. ઉપર

ગણાવેલા પાંચે ભૂતોમાં પ્રત્યેકનો જે ગુણ છે તે તન્માત્રા કહેવાય છે. આકાશનો ગુણ શબ્દ, વાયુનો ગુણ સ્પર્શ, અગ્નિનો રૂપ, જળનો રસ અને પૃથ્વીનો ગંધ—આમ આ પાંચ તત્ત્વોના આ પાંચ ગુણ પંચતન્માત્રાના નામથી ઓળખાય. સૃષ્ટિની સહાયતામાં વિસ્તાર પામીને આ પાંચ તન્માત્રાઓમાંથી પંચજ્ઞાનેન્દ્રિયો ઉત્પન્ન થાય; શબ્દમાંથી શ્રોત્ર, સ્પર્શમાંથી ત્વક, રૂપમાંથી ચક્ષુ, રસમાંથી જિહ્વા અને ગન્ધમાંથી ઘ્રાણ. પ્રત્યેક તત્ત્વના સ્વતંત્ર સ્વતંત્ર સત્વગુણમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો ઉત્પન્ન થઈ છે, એમ સમજવું જોઈએ. એ પાંચે તત્ત્વોના રજોગુણમાંથી પાંચ કર્મેન્દ્રિયો પ્રકટ થઈ, એટલે કે આકાશના રજોગુણમાંથી વાક્ય, વાયુના રજો અંશમાંથી હસ્ત, તેજમાંથી પગ, જળમાંથી વાયુ અને પૃથ્વીના રજો અંશમાંથી ઉપસ્થ. આ પાંચ તત્ત્વોના વિસ્તારથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ. આ પાંચ ભૂતો જ્યારે અલગ અલગ સૂક્ષ્માવસ્થામાં હોય છે ત્યારે એ અગોચર રૂપે તેઓ અપંચીકૃત ભૂતના નામથી ઓળખાય છે; અને જ્યારે અંદર અંદર ગળી સ્થૂલતાને પ્રાપ્ત થાય છે ત્યારે તેને પંચીકૃત મહાભૂતના નામથી ઓળખવામાં આવે છે. તે વખતે તેઓમા અર્ધો ભાગ પોતાનો હોય છે અને બાકીનો અર્ધો ભાગ બીજા ચાર ભૂતોના અંશનો બનેલો હોય છે.

પરમાત્મા અજ એટલે કે પુરુષ અને ત્રિગુણમયી માયા એટલે કે પ્રકૃતિ,—આ બેનાં મિલન અને ઇચ્છાથી જ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે એમ કહેવામાં વેદ અને વેદ સમ્મત બધા શાસ્ત્રો એકવાક્ય છે; પણ ભલે કોઈ શાસ્ત્ર એક રીતે વર્ણન કરે અને બીજું બીજી રીતે, પરન્તુ બધાનો કહેવાનો આશય એક જ છે. બધાં શાસ્ત્રોએ સર્વશક્તિમાન પૂર્ણબ્રહ્મ પુરુષને નિષ્ક્રિય માન્યો અને ત્રિગુણમયી પ્રકૃતિને જ સૃષ્ટિનું કારણ ગણેલ છે. સાંખ્યદર્શન સૃષ્ટિના કારણરૂપ પ્રકૃતિનું ચોવીશ તત્ત્વોમાં વર્ણન કરે છે, અને એ જ પ્રકૃતિના વિસ્તારને વેદાન્તદર્શન પંચકોષ, તરીકે વર્ણવે છે. જે પ્રમાણે સાંખ્યશાસ્ત્ર ચોવીશ તત્ત્વોથી ઉપરામ થવું તેનું નામ મુક્તિ એમ કહે છે તે જ પ્રમાણે પંચકોષોથી અલગ થવું તેનું નામ બ્રહ્મસદ્ભાવ એમ વેદાન્ત કહે છે. બધાં શાસ્ત્રોની વાત એક જ છે, કશો અભિન્ન છે; પરન્તુ માત્ર સાધનવિભાગ-મુક્તિપદે પહોંચવાના ઉપાયનું—જુદાં જુદાં શાસ્ત્રો જુદી

જુદી રીતે વર્ણન કરે છે. જીવરૂપી ચૈતન્ય અવિદ્યામાં ફસાઇ પડીને પોતાની જાતને પ્રકૃતિવત્ માનવા લાગે છે તે જ કારણશરીર; અને કારણશરીર, **અન્તઃકરણ: પંચતન્માત્રા સહિત પંચ જ્ઞાનેન્દ્રિય—એ બધું મળીને સૂક્ષ્મશરીર** કહેવાય છે. સૂક્ષ્મશરીરની સાથે જ્યારે પંચીકૃત મહાભૂતોની સહાયતાથી સ્થૂલ શરીર બન્યું તો સૂક્ષ્મ શરીરની સાથે પાંચ કર્મેન્દ્રિયો પણ જોડાઇ ગઇ. આ સ્થૂલ શરીર જીવના દેહપાત પછી અહીં જ પડયું રહે છે, અને સૂક્ષ્મ શરીર વિશિષ્ટ જીવ જ અન્ય જન્મ પ્રાપ્ત કરે છે. **સ્થૂલ શરીર સૂક્ષ્મ શરીરનો વિસ્તારમાત્ર છે;** જીવ જે કંઇ કર્મ કરે છે, જે કંઇ કર્મ ભોગવે છે, અને જે કંઇ કર્મ ભવિષ્યમાં ભોગવવા માટે સંગ્રહ કરે છે, એ બધું સૂક્ષ્મ શરીરદ્વારા અન્તઃકરણમાં જ કરે છે. જ્યાંસુધી અવિદ્યાની સ્થિતિ છે ત્યાંસુધી જીવરૂપી ચૈતન્ય પોતાને અન્તઃકરણ તરીકે માને છે, જ્યાંસુધી તેનું આવું માનવું છે ત્યાંસુધી અન્ત:કરણના કામમાં તેને ફસાવું પણ પડશે, અને જ્યાંસુધી આ ભ્રમમૂલક સમ્બન્ધ રહેશે ત્યાંસુધી વિવિધ સુખદુ:ખરૂપી કર્મોમાં ફસાતો જીવ આવાગમનરૂપી ચક્રપથમાં ભ્રમણ પણ કરશે.

## ૨ યોગ એટલે શું ?

યોગ શબ્દ ' યુજ્ ' જોડવું એ ધાતુ પરથી બન્યો છે. જીવરૂપી ચૈતન્ય અવિદ્યામાં ફસાઇને પરમાત્માથી અલગ થઇ ગયો છે; તેની આ ભિન્નતા દૂર કરી તેના મૂળ રૂપમાં તેને લાવી ફરી જ્યાંથી નીકળ્યો છે, ત્યાં તેને પહોંચાડી દેવો તેનું નામ યોગ છે. આવી રીતે જીવ મુક્તિપદ પ્રાપ્ત કરે એટલા માટે વેદ અને શાસ્ત્રોમાં જેટલા પ્રકારનાં સાધનો વર્ણવવામાં આવ્યાં છે, તે બધાંના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે.

**(૧) મન્ત્રયોગ. (૨) હઠયોગ. (૩) લયયોગ. (૪) રાજયોગ.**

(૧) શાસ્ત્રોક્ત કોઇ મન્ત્રનો જપ અને કોઇ રૂપનું ધ્યાન કરતાં કરતાં ચિત્તવૃત્તિના નિરોધદ્વારા મુક્તિપથમાં અગ્રેસર થવાનું નામ મન્ત્રયોગ છે. (૨) શારીરિક ક્રિયાઓદ્વારા ચિત્તવૃત્તિનો નિરોધ કરીને મુક્તિપથમાં અગ્રેસર થવું તેનું નામ હઠયોગ છે. (૩) ષટ્ચક્ર ભેદનદ્વારા બહિર્મુખી શક્તિનો *ષટ્ચક્રોમાં લય કરીને, મુક્તિપથમાં આગળ વધવું તેનું નામ લયયોગ છે.*

(૪) કેવળ બુદ્ધિની સહાયતાથી બ્રહ્મવિદ્યાના વિચારદ્વારા ચિત્તવૃત્તિઓ ઉપરામ પામીને મુક્તિપથમાં આગળ વધવું તેનું નામ રાજયોગ છે

જે મૂળ પાયા પર આ ચારે સાધન પદ્ધતિ સ્થાપિત છે, તેની પુષ્ટિ તો આપણાં છયે દર્શનો કરે છે. એ દર્શનોમાંથી યોગીરાજ મહર્ષિ પતંજલિકૃત યોગદર્શનમાં સાધનમાર્ગના ક્રિયાસિદ્ધાંતનું બહુ સચોટ રીતે સાર્વભૌમ દષ્ટિએ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. સૂત્રકાર મહર્ષિએ પોતાના ગ્રન્થના ચાર વિભાગ પાડયા છે. પ્રથમ વિભાગમાં યોગ એટલે સમાધિનું વર્ણન છે. બીજા વિભાગમાં યોગને અનુકૂળ તેમ જ પ્રતિકૂળ ગુણ અને ક્રિયાઓનું વર્ણન છે, ત્રીજામાં સમાધિની જુદીજુદી અવસ્થાઓનું અને ચોથામાં કૈવલ્ય અર્થાત્ યોગસાધનના લક્ષ્યનું વર્ણન છે.

### ૩ લયક્રિયા

સૃષ્ટિની ક્રિયાથી લયની ક્રિયા વિપરીત છે; અનુલોમથી સૃષ્ટિ થાય છે, વિલોમથી લય. આગળ કહ્યું છે તેમ ઈશ્વરમાંથી પ્રકૃતિ, પ્રકૃતિમાંથી મહત્ તત્ત્વ, મહત્તત્ત્વમાંથી આકાશ, આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ અને જલમાંથી પૃથ્વી; પછી તે બધાંના વિસ્તારમાંથી સમસ્ત સંસાર ઉત્પન્ન થયો છે. લય થતી વખતે તેનાથી વિપરીત ક્રિયા થશે. સંસારનો ભાવાન્તર થઈને પૃથ્વી જલમાં, જલ અગ્નિમાં અગ્નિ વાયુમાં, વાયુ આકાશમાં, આકાશ મહત્તત્ત્વમાં, મહત્તત્ત્વ પ્રકૃતિમાં અને પ્રકૃતિ ઈશ્વરમાં લય પામીને બ્રહ્મભાવની પ્રાપ્તિ થશે. યોગશાસ્ત્રમાં એ સિદ્ધ કરવામાં આવ્યું છે કે અન્તઃકરણ જ સૃષ્ટિ અને લય કરવાનું કારણસ્થલ છે. જેવી રીતે અન્તઃકરણની વૃત્તિઓની સાથે બહિર્જગતનો સમ્બન્ધ થવાથી સૃષ્ટિનો વિસ્તાર થાય છે, તેવી જ રીતે અન્તઃકરણની વૃત્તિઓનો નિરોધ કરવાથી લય રૂપી મુક્તિપદની પ્રાપ્તિ થાય છે.

### ૪ અન્તઃકરણની વૃત્તિઓ

હવે એ વિચારવું યોગ્ય છે કે સૃષ્ટિમાં અન્તઃકરણની કઈ કઈ વૃત્તિઓ રહે છે અને યોગશાસ્ત્રોક્ત મુક્તિપદને પ્રાપ્ત કરવા માટે એ વૃત્તિઓમાં કઈ કઈ જાતનો ફેરફાર થાય છે. સત્ અસત્ એટલે કે પાપ પુણ્યના વિચારથી વૃત્તિઓના બે ભાગ પડે છે, ક્લિષ્ટ અને અક્લિષ્ટ. જે વૃત્તિદ્વારા

જીવ દુઃખદાયક પાપસંગ્રહ કરે છે તેનું નામ ક્લિષ્ટ; કામ, ક્રોધ, હિંસા, અહંકાર અને દ્વેષાદિ; અને અક્લિષ્ટ વૃત્તિ એ કહેવાય છે કે જે દ્વારા જીવ સુખદાયક પુણ્યનું ઉપાર્જન કરે છે; દયા, મૈત્રી, સરલતા, ક્ષમતા, શીલતા આદિ જેવી વૃત્તિઓ. સત્ અને અસત્ ભેદથી જેમ અંતઃકરણની વૃત્તિઓના બે ભેદ પડે છે, તેમ ગુણભેદથી તેના ત્રણ વિભાગ થાય છે. (૧) તમોગુણની વૃત્તિ એ છે કે જે વખતે મનમાં ચૈતન્ય અર્થાત્ જ્ઞાનનો ભાગ ઘણો જ ઓછો હોય છે, અને મન પોતાના જ સ્વભાવથી નાચતું કૂદતું કર્યાં કરે. ક્યાંય પોતાની મેળે જ ગાંડાની માફક ફરતું હોય છે. જાણે બેલગામ ઘોડો. મનની આવી અવસ્થાનું નામ **મૂઢ** છે,

(૨) જ્યારે મન કોઇ વિશેષ લક્ષ્યના અવલમ્બનથી બુદ્ધિયુક્ત થઈ સત્ અસત્‌ના વિચારમાં પ્રવૃત્ત થાય છે, એટલે કે બીજે ક્યાંય ન ભટકતાં એકજ કામમાં લાગ્યું રહે છે, ત્યારે એ રજોગુણની વૃત્તિ છે. મનની આ સ્થિતિનું નામ **ક્ષિપ્ત** છે.

(૩) જ્યારે અન્તઃકરણ આ બન્ને વૃત્તિઓથી પર થઇને સ્થિર થઈ જાય છે, એટલે કે નથી એમાં **મનની** ઉન્મત્તતા રહેતી, કે નથી એમાં **બુદ્ધિનો વિચાર** પણ રહેતો, ત્યારે એ **સત્વગુણની** વૃત્તિ કહેવાય છે. આ સત્વગત વૃત્તિનું નામ **વિક્ષિપ્ત** છે. આ વિક્ષિપ્ત વૃત્તિ બહુ જ થોડા સમય માટે વખતે વખતે જીવમાં ઉત્પન્ન થાય છે.

મૂઢ, ક્ષિપ્ત અને વિક્ષિપ્ત—આ ત્રણ જીવની સ્વાભાવિક વૃત્તિ છે, એટલે કે જે અન્તઃકરણમાં જે ગુણ અધિક હશે તેમાં તે પ્રકારની વૃત્તિ વિશેષ થયા કરશે. તામસી એટલે આળસુ પુરુષોમાં મૂઢ વૃત્તિ, રાજસી એટલે કર્મઠ પુરુષોમાં ક્ષિપ્ત વૃત્તિ અને સાધુ પુરુષોમાં વિક્ષિપ્ત વૃત્તિ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે ક્લિષ્ટ અને અક્લિષ્ટ વૃત્તિ સાથે મૂઢ, ક્ષિપ્ત અને વિક્ષિપ્ત વૃત્તિઓનો એક જ સમ્બન્ધ છે. સત્ અસત્ ભેદથી સત્વ અને તમ એ બે ગુણો પ્રધાન છે, વચ્ચેનો રજોગુણ સહાયક માત્ર છે. રજોગુણ જ્યારે તમોગુણ તરફ ચાલવા લાગે છે ત્યારે અન્તઃકરણમાં ક્લિષ્ટ એટલે પાપજનક વૃત્તિઓનો ઉદય થાય છે, તેવી જ રીતે જ્યારે રજોગુણ સત્વગુણ તરફ ચાલવા માંડે છે ત્યારે અન્તઃકરણમાં અક્લિષ્ટ

'એટલે પુણ્યજનક વૃત્તિઓનો ઉદય થયા કરે છે.

યોગશાસ્ત્ર એમ સિદ્ધ કરે છે કે જ્યારે મૂઢ, ક્ષિપ્ત અને વિક્ષિપ્ત રૂપી પાપ તથા પુણ્ય જનક કોઇપણ વૃત્તિ અન્તઃકરણમાં ન ઉઠે, ત્યારે એ વૃત્તિ**શૂન્ય નિરુદ્ધ અવસ્થા દ્વારા મુક્તિની પ્રાપ્તિ થઈ શકે છે.** આમ મુક્તિપદને સાધનારી નિરૂદ્ધ વૃત્તિની પ્રાપ્તિ માટે યોગશાસ્ત્રે એક પાંચમી વૃત્તિ કાઢી છે જેનું નામ એકાગ્ર છે. આ એકાગ્રવૃત્તિ સાધકગણોમાં જ ઉત્પન્ન થઈ શકે છે. અન્તઃકરણમાં જ્યારે કેવળ ધ્યાતા એટલે ધ્યાન કરવાવાળો, ધ્યેય એટલે લક્ષ્ય, અને ધ્યાન એટલે ધ્યાન કરવાની શક્તિ—એ ત્રણ સિવાય **બીજો કોઈ અનુભવ ન રહે ત્યારે** અન્તઃકરણની એ સ્થિર અવસ્થાનું નામ એકાગ્ર છે. આ એકાગ્રવૃત્તિની દૃઢતા થઈ જવાથી ધીમેધીમે અન્તઃકરણમાંથી ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો નાશ થઈ જઈને તે **નિરુદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે. નિરુદ્ધાવસ્થામાં** [illegible] શૂન્ય હોવાથી, તેની નિર્મળતાને લઈને જીવ ભગવત્ [illegible]ત્કાર કરીને મુક્ત થઈ જશે. આ પ્રમાણે જીવની સ્વાભાવિક ત્રિગુણમયી વૃત્તિઓને એકાગ્રતા રૂપ યોગસાધન વડે દબાવીને, નિરૂધ્ધાવસ્થામાં પહોંચી યોગક્રિયાદ્વારા જીવ મુક્તિ મેળવે છે જ્યારે બહિર્મુખ થઈને તન્માત્રા અને ઇન્દ્રિયોની સહાયતા વડે અન્તઃકરણ કોઈ વિષયમાં લાગી જાય છે, ત્યારે જ તે એ વિષયનું સ્વરૂપ ધારણ કરવાને લીધે વિષયવત્ થઇ જઈ વિષયમાં ફસાઈ પડે છે. પરન્તુ એકાગ્રવૃત્તિના સાધન વડે અન્તઃકરણની આ ચંચલતા દૂર થઇ ગયા પછી એ ફરી બહિર્મુખ થઇ શકશે જ નહીં; ત્યાર પછી જ્યારે અન્તઃકરણની પૂર્ણ સ્થિરતા થવાથી નિરૂધ્ધવૃત્તિનો ઉદય થશે, ત્યારે જ તે આત્મસાક્ષાત્કાર કરવાને સમર્થ થશે. **આ એકાગ્રવૃત્તિની વૃદ્ધિ કરતાં કરતાં નિરુધ્ધ વૃત્તિમાં પહોંચી જવું**—**તેને જ સાધન** કહેવાય છે. આ નિરૂધ્ધતા દ્વારા અન્તઃકરણને વૃત્તિશૂન્ય કરવું એ જ યોગશાસ્ત્રમાં કહેલો યોગ છે.

### ૫ વૈરાગ્ય અને સાધન

જેમ પક્ષી એક પાંખ વડે ઉડી શકતું નથી, ઉડવા માટે તેની બન્ને પાંખો એક સાથે કામ કરે તો જ તે ઉડી શકે છે, તેવી જ રીતે જ્યાં સુધી

સાધકમાં વૈરાગ્ય અને સાધન રૂપ બે પાંખો ન હોય ત્યાં સુધી મુક્તિ રૂપી સ્થાનમાં પહોંચી શકશે નહી. પ્રકૃતિ પરિવર્તનશીલ છે, તેથી તેમાંથી બનેલો આ સંસાર પણ ક્ષણભંગુર છે ચાહે આ લોક હોય કે પરલોક, ચાહે મૃત્યુ લોક હોય કે સ્વર્ગ,—એ બધુ ત્રણ ગુણોનાં પરિવર્તન રૂપ હોવાથી ક્ષણિક છે. આવો વિચાર કરીને જ્યારે સાધકનું અંતઃકરણ આ સંસારનાં સર્વ પ્રકારનાં સુખ અને સ્વર્ગાદિ પરલોકનાં સુખને અનિત્ય, મિથ્યા જાણી તેનાથી વિમુખ થાય છે, ત્યારે એ વિષયરાગરહિત અવસ્થા વૈરાગ્ય કહેવાય છે.

શાસ્ત્રકારોએ આ વૈરાગ્યના ત્રણ ભેદ પાડ્યા છે. (૧) જ્યારે વિવેકરૂપી સાત્વિક બુધ્ધિના ઉપરથી સાધક એમ વિચારવા લાગે છે કે આ બધો માયાનો ખેલ જૂઠો છે. હવે તેનાથી બચીને મુક્તિપદ તરફ ચાલવુ જોઇએ. ત્યારે તેનામાં વૈરાગ્યનો ઉદય થાય છે. વૈરાગ્યની આ પહેલી અવસ્થા છે. (૨) ફરી જ્યારે આ વૈરાગ્યબુધ્ધિ દૃઢ થઇને સાધકનું અંતઃકરણ બધા જ પદાર્થોને દુઃખમય સમજવા લાગે છે. એટલે કે જેમ બળપૂર્વક વિષપાન કરવામાં જીવને અતિ ક્લેશ થાય છે, તે જ રીતે જ્યારે સાધકને બધુંએ સુખ દુઃખમય વિષતુલ્ય ભાસવા માંડે છે, ત્યારે આ વૈરાગ્ય ઉન્નત સ્થિતિએ પહોંચે છે. વૈરાગ્યની આ દ્વિતીયાવસ્થા છે (૩) પરન્તુ જ્યારે સાધક વૈરાગ્ય સાધનથી એવી પૂર્ણતાને પામી ગયો હોય કે તે વખતે તેના અંતઃકરણે સંસાર તરફથી પૂરેપૂરૂ મુખ ફેરવી લીધુ હોય, ત્યારે વૈરાગ્યની એ શ્રેષ્ઠ અવસ્થા એ ત્રીજી અવસ્થા છે. પરા વૈરાગ્યનો ઉદય થવાથી જ્યારે અંતઃકરણ તદ્દન ઇચ્છારહિત થઇ જાય છે, ત્યારે તે સંસાર તરફ જોતુ જ નથી. યોગપથ પર આગળ વધતા મહાત્માગણને વિવિધ પ્રકારની દિવ્ય ઇશ્વરી સિધ્ધિઓ પ્રાપ્ત થયા કરે છે, જેના દ્વારા યોગી ચાહે તે કરી શકે છે. તે સમયે પરાવૈરાગ્યની શક્તિને લીધે જ સાધક ફરી સિધ્ધિરૂપી વિષયોમાં ફસાતો નથી. આને લઇને વૈરાગ્યની પૂર્ણાવસ્થા રૂપ પરાવૈરાગ્ય અને સાધનની પૂર્ણાવસ્થારૂપ નિરૂધ્ધતા આ બન્નેનું એક જ લક્ષણ છે. આવી રીતે ક્લિષ્ઠ રૂપી પાપજનક વૃત્તિઓને ધીરેધીરે અક્લિષ્ટ રૂપી પુણ્યજનક વૃત્તિઓ વડે દબાવવી જોઇએ અને ફરી વૈરાગ્યના અભ્યાસ વડે

અક્લિષ્ટ વૃત્તિઓને પણ શમાવી દઈને ઈચ્છા રહિત થવાથી મુક્તિપદની પ્રાપ્તિ થઈ શકે છે.

### ૬ યોગનાં આઠ અંગ

યોગશાસ્ત્રે સાધન અને વૈરાગ્યયુક્ત પુરુષાર્થના આઠ ભાગ પાડ્યા છે, અને તેજ યોગના આઠ અંગ કહેવાય છે. એ આઠ અંગ આ પ્રમાણે છે– યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

(૧) અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, ઈશ્વરવિશ્વાસ, લોભનો ત્યાગ આ બધા યમ કહેવાય છે.

(૨) શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરભક્તિ–આ નિયમ કહેવાય છે. યમ નિયમદ્વારા અન્તઃકરણની શુદ્ધિ થયા પછી જ સાધક યોગમાર્ગમાં આગળ વધે છે

(૩) જે શારીરિક ક્રિયાઓદ્વારા શરીર અને મન બન્ને પ્રસન્ન રહે છે તે શારીરિક ક્રિયાઓનું નામ આસન છે. એટલે કે જે સુગમ રીતિએ બેસવાથી યોગસાધના સારી રીતે થઈ શકે છે તેનું નામ આસન

(૪) રેચક, પૂરક અને કુંભકદ્વારા ધીમે ધીમે પ્રાણવાયુ પર કાબૂ મેળવવો તેનું નામ પ્રાણાયામક્રિયા છે. મનની જોડે વાયુનો સીધો સંબંધ છે, તેથી પ્રાણવાયુ વશ થતા મન આપોઆપ વશ થાય છે

(૫) જે રીતે કાચબો પોતાનાં અંગોને સંકોડી લે છે, તે રીતે વિષયોમાંથી ઈન્દ્રિયોને સંકોડી લેવાનું નામ પ્રત્યાહાર છે.

(૬) પંચ તત્ત્વાદિ સૂક્ષ્મ વિષયોમા મનને સ્થિર કરવાનુ નામ ધારણા છે, ધારણાના અભ્યાસ વખતે યોગી અન્તર્જગતમાં ભ્રમણ કરવા લાગે છે.

(૭) ભગવત્ સ્વરૂપનું ધ્યાન ધરવું એનું નામ ધ્યાન, એટલે કે ધ્યાનાવસ્થામાં ધ્યાનની સહાયતાથી ધ્યાતા અને ધ્યેયનું જ્ઞાન રહે છે, ધ્યાનની આ દ્વૈતાવસ્થા છે. ધારણા, ધ્યાન, સમાધિ. આ ત્રણ સાધનક્રિયા દ્વારા જ્યારે સાધક અમુક એક પદાર્થમાં જ જોડાઈ જાય છે, ત્યારે સાધકની આ અવસ્થાને સંયમ કહે છે. આ સંયમસાધનની જ શક્તિદ્વારા મહર્ષિઓ ત્રિકાલનું જ્ઞાન ધરાવતા, આ સંયમસાધનની શક્તિ દ્વારાજ મહર્ષિગણો કોઈ પણ બાહ્ય પ્રયત્ન વિના કેવળ ધ્યાનયુક્ત થઈને શરીર વિજ્ઞાન

અને જ્યોતિષ આદિ બાહ્ય વિજ્ઞાનનો આવિષ્કાર કર્યો હતો. સંયમ સંબંધી આ સાધનોનું વર્ણન વિભૂતિપાદમાં આપવામાં આવ્યું છે.

(૮) ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણેની સ્વતંત્ર સત્તા મટી જઈને એકરૂપ થઈ જાય, અને પરમાત્મા સિવાય બીજો કોઇ ભાવ જ ન રહે ત્યારે એ અવસ્થાનું નામ સમાધિ છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, અને પ્રત્યાહાર એ પાંચે **બહિર્જગતનાં સાધન** છે; ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણે **અન્તર્જગતનાં સાધન** છે. આવી રીતે કુશળતાપૂર્વક યોગનાં આઠ અંગોનું સાધન કરતાં કરતાં સાધક ધીરે ધીરે અન્તઃકરણને નિરૂદ્ધ કરી કૈવલ્યરૂપી મુક્તિપદને પામે છે.

પૂજ્યપાદ પતંજલિ મુનિકૃત 'યોગદર્શન' સર્વ પ્રકારનાં સાધનોની સાર્વભૌમ ભિત્તિ છે; સાધક ગમે તે પ્રકારનો હોય, ચાહે તે મન્ત્રયોગનો અધિકારી હોય, કે હઠયોગનો; ચાહે તે લયયોગનો અધિકારી હોય કે રાજ-યોગનો, ભક્ત હોય કે જ્ઞાની, ભોગી હોવ કે ત્યાગી, યોગશાસ્ત્ર એ સર્વ પ્રકારના જીવોને માટે **પરમ કલ્યાણનો માર્ગ** બતાવી ચુક્યું છે. ચાર પ્રકારના યોગનો સાધનમાર્ગ, તેમજ વિવિધ પ્રકારના સામ્પ્રદાયિક સાધન-માર્ગો અને ભક્તિસાધન વગેરે સર્વે આ યોગશાસ્ત્રે બતાવેલા પાયા પર જ ખડાં છે. અષ્ટાંગ યોગ સિવાય બીજી ઘણી રીતિ અનુસાર પણ યોગની પ્રાપ્તિ થઇ શકે છે, તેનું ટૂંકું વર્ણન પણ યોગસૂત્રોમાં આવે છે. જીવહિત-કારી મહર્ષિ પતંજલિએ સાબિત કરી દીધું છે કે અષ્ટાંગ યોગ એ જ **સીધો ને સરળ માર્ગ** છે. તે સિવાય ઇશ્વરભક્તિનો અભ્યાસ, પ્રણવ આદિ મન્ત્રોનો જપ, પ્રાણાયામ સાધન, પંચ તન્માત્રા રૂપી દિવ્ય વિષયોમાં મનને લય પમાડવું, જ્યોતિ વગેરે ભગવત્ રૂપનું ધ્યાન, મનની શૂન્યતાનો અભ્યાસ અને પોતાની ઇચ્છાનુસાર શુદ્ધ મૂર્તિઓમાં મન લગાવી ધ્યાન ધરવાથી પણ ધીમે ધીમે અન્તઃકરણ એકાગ્ર થઇ જાય છે, અને આ રીતે એકાગ્ર થઇને નિરૂદ્ધાવસ્થાની પ્રાપ્તિથી જીવ મુક્તિપદમાં પહોંચી શકે છે. **ભલે કોઇ ગમે ત્યાંથી ચાલે, પણ યોગશાસ્ત્રે બતાવેલી એકાગ્ર ભૂમિમાંથી નિરૂદ્ધભૂમિમાં પહોંચવાનું નામ જ સાધન છે.**

યોગશાસ્ત્રે સમાધિના સવિકલ્પ અને નિર્વિકલ્પ એમ બે ભાગ પાડ્યા છે. સવિકલ્પ સમાધિમાં સાધકનું અંતઃકરણ નિરુદ્ધ થવાથી તે ભગવાનનો સાક્ષાત્કાર કરવા લાગે છે સમાધિની આ પૂર્વાવસ્થામા આત્મ-સાક્ષાત્કાર તો થાય છે પરંતુ થોડોઘણો દ્વૈતનો ભાવ તો રહીજ જાય છે નિર્વિકલ્પ સમાધિમા તો પ્રકૃતિનો પૂર્ણપણે લોપ થઇ જઇને જીવ બ્રહ્મની એકતાનું સ્થાપન થાય છે, એ સમયે એક, અદ્વિતીય, સત્ ચિત આનન્દ સ્વરૂપ પરમાત્મા સિવાય બીજું કંઇ ભાન રહેતુ નથી આ યોગ શાસ્ત્રનું રહસ્યરૂપી મુક્તિપદ કહેવાય છે., આ જગાએ ,પહોચી વેદાન્ત સર્વ મતો એક થઇ જાય છે. આનું નામ જ વેદાન્તનો બ્રહ્મસદ્ભાવ છે, આજ ભક્તિમાર્ગની પરાભક્તિ છે. અને આજ વેદોક્ત બ્રહ્મ-સાક્ષાત્કાર છે આ અવસ્થામાં જીવના જીવત્વનો નાશ થઇ જાય છે, અને પોતે જ્યાંથી આવ્યો હતો ત્યાં પહોચી જાય છે, જે મૂળ હતો તેજ થઇ છે અનાદિકાળથી ઉત્પન્ન થયેલી, અને અનાદિ કાળ સુધી રહેનારાવાળી આ સૃષ્ટિક્રિયા જો કે તે વખતે પણ રહેશે, તથાપિ જેણે યોગસાધન-રૂપી પુરુષાર્થ કરેલો છે, તે જીવ યોગસાધનને લઇને મુક્ત થઇ જશે. તેના મુક્ત થવાને લીધે તેના અંશની પ્રકૃતિનો મહાપ્રકૃતિમા લય થઇ જશે, અને તે આકાશમાંથી પડેલા વારિબિન્દુની માફક પરમાત્મારૂપી મહા-સમુદ્રમાં ભળી જશે. આ વાક્યાતીત, મનની અગોચર મુક્તાવસ્થા યોગ સાધનનુ લક્ષ્ય છે.

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ.

પાછળ જુઓ→



આત્મામાં ભાસતા ભેદનો બાધ કરવો તે વિદ્યા છે, નહિ કરવા યોગ્ય કર્મો તરફ જે ઘૃણા તે જ લજ્જા છે, ગુણો એ જ શ્રેષ્ઠ આભૂષણ છે, સુખ અને દુઃખ બન્નેનું અનુસંધાન ન રાખવું તે સુખ છે, વિષયભોગની ઇચ્છા રાખવી તે દુઃખ છે, સંસારમાં બંધન કેમ થાય છે અને સંસારથી મોક્ષ કેમ થાય છે તે જાણે તે પંડિત છે, દેહ વગેરે ઉપર જે અહંબુદ્ધિ રાખે—દેહ વગેરેને જ જે આત્મા તરીકે માને તે મૂર્ખ છે, જે માર્ગ મને મોક્ષ પ્રાપ્ત કરાવી આપે છે તે નિવૃત્તિ માર્ગ જ ઉત્તમ છે, ચિત્તનો જેમાં વિક્ષેપ થાય છે એવો પ્રવૃત્તિમાર્ગ તે ઉન્માર્ગ છે—ખરાબ માર્ગ છે, સત્વગુણની વૃદ્ધિ તે જ સ્વર્ગ છે, તમો ગુણની વૃદ્ધિ તે જ નરક છે

શ્રીમદ્ ભાગવત—એકાદશ સ્કંધ

રમણલાલ નાનાલાલ શાહે સ્વા. સ્વયંજ્યોતિતીર્થ મુ. ઉદયપુર એમને માટે



उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધે ભલે શોધો વિદ્યાવિજ્ઞાન કેળવો.

卐

તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનમાર્ગન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

# અનુક્રમણિકા



---


**ઉત્થાન—ના નિયમો.**

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે હિંદ રૂા. ૪–૪–૦, આફ્રિકા રૂા. ૬–૮–૦, એક અંકની કીંમત રૂા. ૦–૬–૦.

(૧) ઉત્થાનનું વર્ષ જુલાઇથી શરૂ થાય છે, અને લવાજમ અગાઉથી જ લેવાય છે. (૨) વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી અપાય છે. (૩) પત્રવ્યવહાર કરનારાઓએ જવાબ માટે હમેશાં પૂરતી ટિકટો બીડવી; તે વિના ઉત્તર નહીં મળે. (૪) મ. ઓ થી નાણાં મોકલનારે કુપનમાં પોતાનું સરનામું તથા ગ્રાહક નં. સ્પષ્ટ અક્ષરે લખવાં. (૫) ઉત્થાન વડોદરામાં છપાય છે ને દર મહીનાની તા. ૧૬મીએ પૂરતી કાળજીથી તપાસાઇ રવાના કરાય છે. (૬) અંક ન મળે તો નજદીકની પો. ઓ માં તપાસ કરવી; ત્યાર પછી માસ આખર સુધીમાં લખનારને જ મળી શકશે. પાછળથી કીંમત લઇને અપાશે. (૭) લેખ, લવાજમ, તથા માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો.

પ્રબન્ધક ' ઉત્થાન '
જ્ઞાનસાધન આશ્રમ; છોટાઉદેપુર



બ્રહ્મલીન સ્વામીશ્રી સચ્ચિદાનંદજી
[ બ્રહ્મનિર્વાણ કા શુ ૫-૨૦૦૦ ]

नमो नारायणाय ।

# उत्थान

વર્ષ ત્રીજું] ડીસેમ્બર ૧૯૪૩–માગશર ૨૦૦૦ [અંક છઠ્ઠો

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

## श्री सिद्धान्तबिन्दुस्तोत्र

न जाग्रन्न मे स्वप्नको वा सुषुप्तिर्
न विश्वो न वा तैजसः प्राज्ञको वा ।
अविद्यात्मकत्वात्त्रयाणां तुरीयम्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ८॥

ભાવાર્થ :–નથી મારી જાગ્રત અવસ્થા, નથી સ્વપ્ન કે સુષુપ્તિ. નથી હું વિશ્વ, નથી તૈજસ્ કે નથી પ્રાજ્ઞ. એ ત્રણે અવિદ્યાનાં કાર્ય હોવાથી હું એનાથી તુરીય (ચતુર્થ) એક, અવશિષ્ટ અદ્વિતીય અને શિવ-છું. (૮)

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમ શા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

શ્લોકવિવરણ :—માનવી જીવાત્મા દિવસ અને રાત્રિમાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એમ ત્રણે અવસ્થા અનુભવે છે; પરન્તુ એ ત્રણેયનો સાક્ષી કેવલ દૃષ્ટિમાત્ર તો વિશુદ્ધ આત્મા છે; સમસ્ત વિશ્વમાં દ્રષ્ટા અને દૃશ્ય એ બે પ્રકારના પદાર્થો છે; એમાં દ્રષ્ટારૂપ આત્મા તો બધાનો એક જ છે; માત્ર દૃશ્યમાં ભેદ હોય છે; પ્રત્યેક જીવાત્માની દશાઓમાં દૃશ્યનાં નામરૂપનો, નાનાં મોટાનો, કે ગુણકર્મધર્મનો ભેદ હશે, પરંતુ એ બધાં પંચભૂતાત્મક અને અનાત્મસ્વરૂપે તો એક જ દૃશ્ય-ધર્મમાં આવી જાય છે. એ ત્રણેય અવસ્થામાં દ્રષ્ટા અંતઃકરણ છે, અને એનાં જાગ્રતમાં વિશ્વ, સ્વપ્નમાં તૈજસ અને સુષુપ્તિમાં પ્રાજ્ઞ એવાં નામ છે; મૂલ આત્મપદાર્થ તો દૃષ્ટિમાત્ર છે; દ્રષ્ટા અને દૃશ્યનો સંબંધ દર્શાવનાર તો દ્રષ્ટામાં રહેલું દૃષ્ટિચૈતન્ય જ છે; એ દૃષ્ટિચૈતન્ય નિર્લેપ છે, અને ત્રણેય દશાના દ્રષ્ટા તથા દૃશ્યનો બાધ કરીએ ત્યારે એ ચતુર્થ એટલે તુરીય કહેવાય છે; દ્વૈતની દશાઓ તો વિકારી અને પરિણામી ..., તેથી બધી અવિદ્યાનાં કાર્ય છે અને સંપૂર્ણપણે મિથ્યા છે; નાશવાન્ છે; ...ાં એકરસભાવ નથી; દ્વંદ્વની રમત છે, પ્રપંચના ખેલ છે, અને એ રીતે એનું નિત્યત્વ નથી. આચાર્ય એ બધી અવસ્થાઓ અને એના ભોક્તાઓને અવિદ્યાનું કાર્ય માને છે, તેથી કહે છે કે હું તો કેવળ એ બધાથી મુક્ત, તુરીય, એક, અદ્વિતીય અને અવશિષ્ટ રહેનાર શિવ છુ.

---

સ્વ. શ્રી. સચ્ચિદાનંદજી બ્રહ્મીભૂત થયા, એ સમાચાર ગયા અંકમાં આપ્યા હતા; આ અંકમાં એમના પરિચિત સજ્જનોના, એમના સ્મરણચિન્હ તરીકે અત્યાર સુધીમાં આવેલા લેખ આપ્યા છે, હજુ બીજાં જે કોઈ ભાઈ-બ્હેનોને એમના સત્સંગનો લાભ મળ્યો હોય, તેઓ એમનાં સંસ્મરણો લખી મોકલે, અને જેમની પાસે એમના ઉપદેશાત્મક મસ્તીભર્યાં પત્રો હોય તેમાંથી સારભાગ રવાના કરે, તો આ પછીના અંકમાં પણ એને છપાવવાનો વિચાર છે. આ અંકમાં તો માત્ર ગણીગાંઠી અંજલિઓ જ છે! —તંત્રી

# સ્વા. શ્રી. સચ્ચિદાનંદગિરિ

## એક પુણ્યસ્મૃતિ !

લેખક :- તંત્રી



સ્વા. શ્રી સચ્ચિદાનંદજી દેહભાવે અમુક માતાપિતાના પુત્ર, અને અમુકના સગાસંબંધી હતા એવી હકીકત થોડી ઘણી એમના સંસર્ગમાં આવેલાઓએ આ પાછળના પાનાંઓમાં લખેલી છે; સ્થૂલ પંચતત્ત્વની પરંપરામાં ઊતરી આવેલું, હાડકાં અને લોહી માંસથી ઘડાએલું શરીર તો માનવકુળની પરંપરામાં ચાલ્યું આવેલું હોય છે, અને એમાં પણ સગાંસંબંધી, દેહના ગમે તેટલા સંબંધો હોય છતાં મનથી મમત્વ ન બાંધે, તો બીજી દૃષ્ટિએ આખું જગત બ્રહ્મસ્વરૂપ બ્રહ્માની રચના છે, એથી બ્રહ્માની માનસ સંતતિ સમું જ છે. એ રીતે આપણે બધા બ્રહ્માના જ માનસપુત્ર છીએ, કારણ કે આખી સૃષ્ટિ એ બ્રહ્મદેવની જ કલ્પના હોઈ, એનો આવિર્ભાવ પણ બ્રહ્મમાં જ છે; ખરેખર ! ઓ બ્રહ્મપુત્રો ! સૌ બ્રહ્મના માનસ સંકલ્પનું સર્જન છો, અને તેથી સાક્ષાત બ્રહ્મસ્વરૂપ જ છો !

એમની સાથેનો મારો સંબંધ ઈ. સ. ૧૯૨૨ થી હતો; લખનૌની 'રામતીર્થ પબ્લીકેશન લીગ' 'સનાતન ધર્મ કુમારસભા' 'અવધ સેવા સમિતિ' જેવી ધર્મપ્રવૃત્તિ ઈ. સ. ૧૯૨૦ માં છોડયા પછી મેં મંદવાડ ભોગવેલો; વલસાડના પરલોકગત સહૃદય, સેવાભાવી ડૉ. ધર્મદાસભાઈની સપ્રેમ સેવા સુશ્રુષાથી શરીર સારું થયું, અને ઈ. સ. ૧૯૨૧–૨૨માં હું પરમહંસ ગુરુવર્ય શ્રી માધવદાસજીના મંગળસ્થાન સત્યનારાયણ મંદિર, માલસરમાં આરામ લેતો હતો. 'સસ્તું સાહિત્ય' ના અક્ષરવીર, પૂજ્યવર્ય સ્વા. શ્રી.

અખંડાનંદજીની મારા પર કૃપા હતી. એમની સાથેનો સંબંધ તો ઈ. સ. ૧૯૦૯ થી હતો, અને તેઓ મારી તન–મનની અવારનવાર સંભાળ રાખતા તેથી માલસર, મને જોવા નિહાળવા આવ્યા હતા. સ્વા. શ્રી. અખંડાનંદજીની સાથે સચ્ચિદાનન્દજીનો પત્રવ્યવહારનો સંબંધ હતો, તેથી એમનાં દર્શને એ માલસર આવ્યા, અને આમ મારો પહેલો પ્રસંગ પુણ્યધામ માલસરમાં પડ્યો.

નર્મદાતટે સીનોર ગામમાં તેઓ એ વખતે રહેતા હતા; ગૃહસ્થાશ્રમના ધર્મોનો ત્યાગ કર્યા પછી, સફેદ સાધુ ઢંગના પોશાકમાં સંતદાસ નામ ધારણ કરી, એકાન્ત નિવાસ અને આત્મચિન્તનમાં પોતાનો સમય ગાળતા. માલક્ષેત્રમાં માત્ર અમુક દિવસ તેઓ દરરોજ સીનોરથી સ્વા. શ્રી. અખંડાનંદજીના સત્સંગે આવતા, અને એમનું ઓળખાણ શ્રી અખંડાનંદજીએ આ શબ્દોમાં આપ્યું હતું: " જુઓ ! આ સન્તદાસજી, સીનોરમાં નર્મદા માધુકરી પર નિર્વાહ કરીને આત્મચિંતનમાં રહે છે ને મસ્ત પુરુષ છે. " તે વખતે ' ત્રિપુરા રહસ્ય જ્ઞાનખંડ'–ના સંસ્કૃત ગ્રન્થ ઉપરથી મોરબીના સદ્ગત શાસ્ત્રી શ્રી. શંકરલાલ માહેશ્વરે 'અધ્યાત્મ રત્નાવલિ' નામનું પુસ્તક લખેલું, તે મને પ્રથમ શ્રી સંતદાસજી પાસે ત્યાં જોવા મળેલું.

અને પછી તો વર્ષો વીતી ગયા, પણ છોટાઉદેપુર હું ઈ. સ. ૧૯૩૨ માં સ્થાયી નિવાસી થયો, તે પહેલાં મારો પ્રવાસક્રમ લગભગ દીવાળી પછી કાર્તક માસમાં હૃષીકેશ રહેવા જવાનો હતો; એ પ્રમાણે ૪. સ. ૧૯૨૭ના નવેમ્બરમાં હું દાહોદથી હરદ્વાર સવારે ઊતર્યો. બીજે દિવસે સવારે હૃષીકેશ જવાનું હતું: સાંજરે પ્રસિદ્ધ જંગાતક " હરની પૌડી " ઉપર ફરવા જતાં, એ જ મસ્તમૂર્તિ સંતદાસજીનાં અકસ્માત્ દર્શન થયાં. દૂરથી મને જોયો અને "સ્વામીજી ૐ નમો નારાયણ" ની સિંહગર્જનાથી મારી પાસે આવી ખૂબ પ્રેમથી મળ્યા. પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા પછી એમનું ત્યાં આવવાનું એમણે પ્રેમ કર્યું.

વડોદરામાં જેવી રીતે શ્રી નૃસિંહાચાર્યજીના અનન્ય ઉપાસક અને શિષ્ય બની શ્રી છોટાલાલ માસ્તર, શ્રેયસ્સાધક વર્ગના એક અગ્રગણ્ય મહાપુરુષ બન્યા, તેવી રીતે વડોદરાના પ્રજાસેવક શ્રી. છોટાલાલ સુતરી-

આના પિતાશ્રી ઝવેરભાઈ ગરબડભાઈ સુતરીઆ પણ જ્ઞાનનિષ્ઠ અને તત્ત્વોપદેશની સીધી, સાદી, અને સચોટ ઉપદેશપદ્ધતિ તથા નિજાનંદી જીવનથી જિજ્ઞાસુ વર્ગના પૂજ્ય બન્યા હતા; એમના અગ્રગણ્ય શિષ્યમાં બ્રહ્મીભૂત શ્રી બળવંતરાય દેસાઈ વકીલ હતા. સચ્ચિદાનંદજીનું પૂર્વાશ્રમનું નામ શ્રી. જગજીવન; ત્યાર પછી તેઓ સન્તદાસજી તરીકે ઓળખાવતા; અને બીજા ગુરુબન્ધુઓ સાથે વડોદરામાં રહેતા. એમને ગૃહસ્થાશ્રમનો વૈરાગ્ય આવ્યો એટલે ત્યાં એમને શ્રી ઝવેરભાઈનો સત્સમાગમ થયો. એમણે એમનામાં ગુરુબુદ્ધિ સ્થાપી, એમની સગુણ મૂર્તિમાં નિર્ગુણ બ્રહ્મનું, અખંડ આત્મસ્વરૂપનું એમને દર્શન થયું, અને એ રીતે ઉપદેશગંગાનું અમીપાન કરવા માંડયું.

શ્રી ઝવેરભાઈ સુતરીઆ ઈ. સ. ૧૯૨૦-૨૧ માં બ્રહ્મીભૂત થયા, ત્યાર પછી તેઓ સીનોરમાં આવેલા, જ્યાંથી એમને મળવાનો સુયોગ મને માલસરમાં થયેલો. સીનોરમાં એ રહેતા, આત્મચિંતનમાં સમય ગાળતા, અને એ રીતે વિરક્ત જીવનનો અનુભવ કેળવતા હતા. આવી રીતે ઈ. સ. ૧૯૨૭ માં એ હરદ્વાર મળ્યા. તે દરમ્યાનના વખતમાં તેઓ ઘણે ઠેકાણે ફરેલા. અનેક સંતસાધુઓના સહવાસમાં આવી, સત્સંગ સેવી પોતાની જ્ઞાનનિષ્ઠા વધારવાનો પુરુષાર્થ કરતા હતા. યોગવાસિષ્ઠ મહારામાયણ, નરહરિકૃત વસિષ્ઠસારગીતા, મસ્તકવિ બાલાની ગઝલો, અભેદ તત્ત્વનિષ્ઠ મણિલાલ નભુભાઈનાં ભજનો, ઉપરાંત બીજા અનેક સંતોની વાણીમાંથી એમણે અમૃત સારવી તૃપ્તિના ઘુંટડા ભરવા માંડયા હતા.

હરદ્વાર આવવાનો એમનો ઉદ્દેશ સંન્યાસ આશ્રમમાં પ્રવેશ કરવાનો છે એવું મને જ્યારે એમણે કહ્યું ત્યારે મને પણ પ્રથમ આશ્ચર્ય થયેલું; એમનો મને વિશેષ પરિચય ન હતો પણ એમના આગ્રહથી હું હરદ્વારમાં થોડું એમની સાથે રોકાયો ત્યારે લાગ્યું કે એમનો એ નિશ્ચય હતો,—માત્ર વિચાર નહીં,—અને તેથી મારે એમાં સહાયતા આપી અનુકૂળતા કરી આપવાની હતી.

સંન્યાસ આશ્રમ ધારણ કરવાની વૃત્તિ એમને આબુમાં ઉદ્દભવેલી; આબુમાં શ્રી. કૈવલ્યાનંદ સરસ્વતી કરીને એક વિદ્વાન અને નિષ્ઠાવાન સંત રહેતા હતા. એઓ આબુ નિવાસ માટે ગયેલા ત્યારે એમનો સત્સંગ એમણે

ત્યાં કરેલો; સ્વા. શ્રી. કૈવલ્યાનંદજી, જેઓ અત્યારે શરીરી નથી, તેઓ અંગ્રેજી–સંસ્કૃતના વિદ્વાન હોવા ઉપરાન્ત નિજાનંદમાં નિમગ્ન રહેનાર મસ્ત સન્ત હતા. શ્રી જગજીવનભાઇએ પોતાનું જગતનું જીવન (વ્યાવહારિક જીવન) પૂરૂં કરીને સંતોને ચરણે વાસ સ્વીકાર્યો, ત્યારે શ્રી. સન્તદાસ બન્યા હતા; શ્રી કૈવલ્યાનંદજી કૈવલાદ્વૈતના અભ્યાસી અને અનુભવી હોવાથી એમના સત્સંગથી એમણે એમ કહેલું કે હવે—दासोऽहम्—હું સંતોનો દાસ છું એ ભાવ તમારા નામમાં છે, તમારૂં લક્ષ્ય કૈવલાદ્વૈત છે, એમાં દાસ કે સ્વામીભાવ હોય તેવો સંકેત શા કામનો? એટલે હવે એવું સ્વરૂપ અને સ્વનામ ધારણ થાય તેવો, સર્વ સંકલ્પના સંન્યાસરૂપી ચતુર્થ આશ્રમ સ્વીકારો એટલે અદ્વૈતભાવ નામમાંથી પણ અહોનિશ સ્ફૂર્યા કરે।

સદાના ભોળા, નિખાલસ, અને સંતવચનને શિરોધાર્ય માનનારા સન્તદાસજીએ ભલામણ સ્વીકારી લીધી दासोऽहम्–ના દાનુ દાન કરીને स सोऽहम्–તે હું છુ–એ અભેદ ભાવનાની દ્રઢતા અને અપરોક્ષ જ્ઞાનની ઝલક વધારવા માટે ચતુર્થ આશ્રમ ધારણ કરવાનો નિશ્ચય કરીને હરદ્વાર આવ્યા હતા વડોદરામાં ગરીબદાસી પંથના એક સ્વા. અજરાનંદ રહેતા હતા, એમની ભલામણથી તેઓ હરદ્વારથી હૃષીકેશને રસ્તે આવતા ભીમગોડા સ્થાન પાસેની ગરીબદાસી સન્તોની ધર્મશાળામાં ઊતર્યા હતા.

સાંજરે લગભગ પાંચેક વાગ્યે અમે 'હરકી પૈડી' ઉપર ગંગાતટે મળેલા; તરત જ મને પોતાને ઉતારે લઈ ગયા; વાર્તાલાપ કર્યો, અને એમણે પોતાનો સંન્યાસ લેવાનો ઉપર પ્રમાણેનો વૃત્તાન્ત કહ્યો; બીજે દિવસે સવારે પાછા અમે મળ્યા; અને શ્રી કૈવલ્યાનંદજીના સહવાસી એક યુવાન બંગાળી સંન્યાસી, કનખલમાં એક સાધુઓના મઠમાં રહી સંસ્કૃતનો અભ્યાસ કરતા હતા તેમની પાસે ગયા; બે ચાર આશ્રમમાં ફર્યા, સંતસમાગમ કર્યો, અને પાછા સાંજરે પાછા ફર્યા: સંન્યાસઆશ્રમમાં પ્રવેશ કરતી વખતે વેદોક્ત કર્મકાંડની કેટલીક ક્રિયા કરવાની હોય છે, સ્વશરીર, તેમ જ માતૃપિતૃપક્ષનું શ્રાદ્ધ, વિરજાહોમ, વિગેરે આવશ્યક ક્રિયાઓ દ્વારા ત્રિલોકને અભયદાન આપી, સંન્યસ્તની ભાવના દૃઢ કરી, પરંપરાગત, ગુરુપ્રણાલિકા સાચવીને એ આશ્રમમાં પ્રવેશ થાય તો ઠીક એવી મારી માન્યતા એમને ગમી. અને એ

પ્રમાણે એમણે મનેજ જ્યારે એ ક્રિયા કરાવી આપવાનો આગ્રહ કર્યો, ત્યારે મેં વિનમ્ર ભાવે મારી અયોગ્યતા બતાવી અને એવી સૂચના કરી કે આપણે અહીં જ કોઈ પ્રસિદ્ધ સંતપુરુષ પાસે એ સગવડ શોધી લેવી ઠીક છે.

કનખલમાં ઘંટાકોઠીની પાસે સ્વા. શ્રી. મંગલગિરિ કરીને એક સુપ્રસિદ્ધ, સંસ્કૃતના પ્રખર વિદ્વાન અને વયોવૃદ્ધ સંન્યાસી રહેતા હતા. ફરતા ફરતા અમે એમના દર્શને ગયા; એમને અમે વિનંતી કરી અને એમણે સંન્યાસનો વિધિ કરાવી આપવાની, અને એ રીતે એમને સંન્યાસ દીક્ષા આપવાનું કબૂલ કર્યું. તિથિ જોઈ કઢાડી; લગભગ દોઢેક માસ પછી એ બધું આટોપવાનો નિર્ણય થયો; હું હૃષીકેશ ગયો અને શ્રી સન્તદાસજી ત્યારથી સ્વા. શ્રી. મંગલગિરિજીના આશ્રમમાં રહેવા ગયા. ત્યાર પછી એકાદ બે માસ પછી એટલે ફેબ્રુઆરી ૧૯૨૮ તા. ૧ થી ૧૨ ની વચ્ચે એમના સંન્યાસવિધિને પ્રસંગે હું હરદ્વાર ગયો હતો; તેમણે પાછળથી હૃષીકેશ આવી, સ્વતંત્ર પર્ણકુટિ બંધાવીને રહેવાનો નિશ્ચય કર્યો, એટલે મારા હૃષીકેશ આવ્યા પછી માર્ચ ૧૯૨૮ માં તેઓ પણ આવીને ત્યાં જ સ્થાયી થયા. એમની ઉમર તે વખતે ૫૨–૫૩ વર્ષની હશે; પણ શરીર વાયુ પ્રકૃતિનું હોવાથી ત્યાંનાં હવાપાણી એમને માફક ન આવ્યાં ને ઈ. સ. ૧૯૩૦–૩૧ માં તેઓ ત્યાંથી બધું સમેટી ગુજરાતમાં પાછા આવીને વડોદરામાં રહ્યા.

આમ જન્મથી નામે જગજીવન, વ્યવહારમાં જગતનું જીવન પૂરું કરી, વાનપ્રસ્થના ધોરણે સંતોના ચરણે બેસી સંતદાસ થયા; અને અંતે દાસોઽહમ્‌ની દ્વૈત ભાવનામાંથી વિશુદ્ધ સોઽહમ્ ભાવનાથી સદોદિત જાગ્રતિ માટે સચ્ચિદાનંદ થયા! વડોદરામાં એમના સહવાસીઓનું સારું એવું જૂથ હતું. શ્રી બળવંતરાવ વકીલ પોતાના વકીલ ગુરુબન્ધુ હોઈ, એમને ગુરુતુલ્ય માન આપતા. અને અંતરની આંટીઘૂંટીના પ્રસંગે એમનો ઉપદેશ મેળવી વ્યવહારમાં ક્વચિત્ આવી પડતા વિક્ષેપને દૂર કરતા.

નિષ્પાલસ સ્વભાવ, સાદી રહેણીકરણી, જ્ઞાનોન્મત્ત ચિત્ત, અને ચારે વર્ણ અને આશ્રમની ગરેડમાંથી નીકળી, પરમહંસની પંચમાશ્રમી એટલે કે વર્ણ અને આશ્રમથી અતીત એવી સહજાવસ્થામાં એ રહેતા. મસ્તસૂરી મનસૂરને નામે લખાયેલું કોઈ ઉર્દૂ શાયરનું ગઝલગાન એમને ખૂબ ભાવીને

ફાવી ગયું હતું. કારણ કે એમાં સંસારની વિસ્મૃતિ, વિધિનિષેધનો ઉછેદ અને તત્ત્વની તૃપ્તિના પ્રચંડ પ્રવાહો છે, એ ગઝલમાંની એમની પ્રિય લીટીઓ આ રહી :—

અગર હય શૌખ મિલનેકો, તો હરદમ લૌ લગાતા જા;
જલાકર ખુદનુમાઇ કો, ભસમ તનપૈ રમાતા જા.
પકડ કર ઇશ્કકા ઝાડૂ, સફા કર હુજ્રે–એ–દિલકો;
દૂઈ કી ધૂલ કો લે કર, મુસલ્લે પર ઉડાતા જા.

× × ×

ન બાન બઝ્મન ન હો મુલ્લાં, દૂઈ કા છોડ દે અધડા;
હુકમનામા કલંદર કા; અનલહક તું સુનાતા જા.
હમેશા ખા હમેશાં પી, ન ગફલતમેં રહે એક દમ;
નશેમેં સૈર કર અપની, ખુદી કો તું જલાતા જા.

× × ×

આવી જ એમની રહેણીકરણી હતી. શરીરને માફક આવે તેવી રીતનાં ખાનપાન, અને મનને મસ્તીનો જોરા ચડયા કરે એવું ચિંતન; એક જ તાન અને એક જ ભાન; સદાસર્વથા કહ્યા કરતા કે "દિલ સફા તો પ્રભુ સે વફા. આનંદ હી નફા;" અને આવી આનંદમગ્ન દશામાં જ હમેશાં રહ્યા કરતા.

મારા છોટાઉદેપર સ્થાયી થયા પછી અહીં આશ્રમમાં આવીને મહિનાઓ સુધી રહી ગયા છે, શરીરની માદગીમાં પણ ૐ નો દીર્ઘ ઉચ્ચાર, અને ચહેરા ઉપર આનંદ તથા શાન્તિ જ રહેતાં મેં જોયાં છે બાલસુલભ સ્વભાવમાં કોઈ વાર એ નાગજ થતા, તો પણ એ નાગજગી એવી તો ક્ષણિક રહેતી કે બીજી જ પળે પાછા એ સચ્ચિદાનંદ, તે ખરે જ સત્ (નિત્ય) ચિત્ (જ્ઞાન) આનન્દજ બની જતા.

તત્ત્વપ્રાપ્તિના માર્ગે જનાગ કે તત્ત્વના અનુભવીઓના ઘણે ભાગે બે પ્રકારના સ્વભાવ ઘડાય છે. અંત:કરણ ચતુષ્ટયમાં જે તત્ત્વનો અનુભવ કરવાનો છે, તે અંત:કરણ મુખ્યત્વે બે ભાગમાં વહેચાય છે: (૧) બુદ્ધિ અને અહંકાર (૨) તથા મન અને ચિત્ત; જેનામાં વિચારકુશલતા હોય છે,

છે તેઓ તત્ત્વની અભેદભાવે વિચાર દ્વારા એકતા સાધે છે અને "હું બ્રહ્મસ્વરૂપ છું" એવી આત્માકારવૃત્તિથી નિદિધ્યાસન કરે છે; આવા સાધકો સત્-ચિત્ અને આનન્દમાંના-જ્ઞાનઅંશના પક્ષપાતી બને છે; એમનામાં વિજ્ઞાનની ગંભીરતા, જગત પ્રતિ સાક્ષીભાવે વર્તવાનો સ્વભાવ, બધામાં જોઇ વિચારી તટસ્થભાવે રહેવાની વૃત્તિ, નિસ્પૃહતા, નિર્મોહીપણું તેમ જ અલગ રહેવાની વૃત્તિ મુખ્ય ભાવે જણાઈ આવે છે; આવા જ્ઞાનીઓને આપણે જ્ઞાનગંભીર કહીએ તો ચાલે; એમના પ્રત્યેક વ્યવહારમાં ગંભીરતા હોય છે; ત્યારે બીજા જેઓ મનોભાવ અને ચિત્તસ્મૃતિના પટમાં પરમતત્ત્વનો આનંદ અંશ ઉતારવા મથે છે, તેઓ ગુરુભક્તિ, ઇશ્વરભક્તિ કે શ્રદ્ધાભક્તિ દ્વારા "બધું પરમાત્મામય છે; પરમાત્મા આનંદમય છે," એવી ભાવના વડે એકાકાર અનુભવતા આનંદમગ્ન રહેનારા હોય છે. તેઓની દશા બહુધા સુખોન્મત્ત હોય છે જ્ઞાનગંભીરને વ્યવહારમાં નાનામોટાનો, લઘુ ગુરુનો, જિજ્ઞાસુ અને જ્ઞાનીનો એવો વ્યાવહારિક ભેદ રહે છે, અને દરેક જગતપ્રતિ તટસ્થભાવે જોવાની ટેવ પડેલી હોવાથી એકાન્તનિવાસ, ધ્યાન કે વિચારમાં જ લીન રહેવાની વૃત્તિ, ખપપૂરતું જ બોલવું, બધું બુદ્ધિની કસોટીએ કસીને કે વિચારના ત્રાજવામાં તોળી તોળીને કરવા-જોવાનો સ્વભાવ હોય છે, ત્યારે પેલા આનન્દઅંશનો અનુભવ સાધનારા સુખોન્મત્ત અવધૂતો જીવનમાં હમેશાં આનંદ માણતા હોવાથી, જીવનની સાદી રહેણીકરણી ગોઠવી, સર્વત્ર, સર્વથા અને સર્વદા બધે બ્રહ્મના આનંદના જ દર્શન કરી નિજાનંદમાં નિમગ્ન રહી, મસ્ત દશા અનુભવે છે. આચાર્યશિરોમણિ વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય, રામચંદ્રજી, જનક વિ. અને એવા વ્યવસ્થિત વ્યવહાર કરનારા કે ઉપદેશ આપનારા આચાર્યો જ્ઞાનગંભીર કોટિના છે, ત્યારે અવધૂત શિરોમણિ દત્તાત્રેય, જડભરત અને ત્યાર પછીના કેટલાક વર્ણાશ્રમને ઘોળીને પી જનારા પંચમાશ્રમીઓ સુખોન્મત્ત દશાના પરમહંસો છે.

આમ હોવાનાં ખાસ કારણો શોધી શકાય એવાં નથી; માયાનું ક્ષેત્ર અને એમાં ચાલતી કાર્યકારણની પરમ્પરા એટલી બધી અનિર્વચનીય છે કે એમાં કયો ગુણ કયે સ્થળે અને કયે સમયે આવિર્ભાવ પામે એમ નક્કી બ્રહ્મા પણ કહી શકે એમ નથી. પ્રારબ્ધની વિચિત્રતા, કર્મની ગહન ગતિ,

ઈશ્વરની કે સંતોની લીલા, માયાનો સ્વતંત્ર વિલાસ કે એવું જ કંઈ મિથ્યા સમાધાન આ મિથ્યા દ્વૈતવિહારમાં એની વિચિત્રતા માટે કરવું પડે છે.

સ્વારાજ્યસિદ્ધિ ગ્રન્થના પ્રણેતા શ્રી. ગંગાધરેન્દ્ર સરસ્વતી લખે છે કે પ્રારબ્ધભેદની વિચિત્રતાને લીધે બ્રહ્મવેત્તાઓની દશા પણ વિચિત્રતાથી જ અંકાએલી હોય છે. તેઓ લખે છે કે :—

> केऽपि वर्णाश्रमाचारनिष्ठापरा
> मुग्ध बाल प्रमत्तोपमाश्चापरे ।
> रागिणो भोगिनो योगिनश्चेतरे
> ज्ञानिनां लक्ष्यते नैकरूपा स्थितिः ॥

પ્રકરણ ૨-૨૨.

ભાવાર્થ :—કોઈ ( ભગવાન રામચંદ્રજીના ઉપદેશક શ્રી વસિષ્ઠ જેવા ) વર્ણાશ્રમના આચારમાં તત્પર રહેનારા હોય છે. બીજા કોઈ ( જડભરત, વગેરે ) અજ્ઞાનીઓ, બાળકો કે ઉન્મત્ત જેવા હોય છે. બીજા કોઈ ( જનક જેવા બ્રહ્મવેત્તાઓ ) ભોગ ભોગવવામાં તત્પર દેખાય છે. વળી ( જૈગીષવ્ય જેવા ) યોગ ધ્યાન સમાધિમાં નિમગ્ન રહેનારા હોય છે. આવી રીતે પ્રારબ્ધકર્મની વિચિત્રતાને લીધે જ્ઞાનીઓની દશા એટલે કે એમની આચારમર્યાદા એકસરખી જોવામાં આવતી નથી.

અમારા સચ્ચિદાનંદજી સુખોન્મત્ત દશામાં રહેનારા હતા. ભાવશુદ્ધિ અને બ્રહ્મતાદાત્મ્ય જ એમનાં લક્ષ્ય હતાં. વર્ણ અને આશ્રમના કર્મબંધનમાં બાંધીને જીવાત્માને જે ચારિત્ર્યશુદ્ધિ અપાવી જોઈએ, એ મળી ગયા પછી જ્યારે સાધક તત્ત્વમાં જ નિષ્ઠાપરાયણ રહે છે, ત્યારે એનું જીવન બાલવત્ નિર્દોષ, અને પ્રમત્તવત્ બને છે. સચ્ચિદાનંદજીની સાફદિલ રહેણીકરણી હતી. સંસાર અને સત્સંગના માર્ગ જૂદા છે; ભોગ અને મોક્ષના ભાવ નિરાળા છે; સંસારીને જ્યાં આનન્દના ઊભરા આવે છે, ત્યાં સત્સંગીને નિર્વેદની ઝાંખી થાય છે અને એ રીતે ભાવમગ્ન રહેતા રહ્યા. સચ્ચિદાનંદજી હમેશા પોતાના માર્ગમાં વિચર્યા કરતા.

જમણજીવન, સન્તદાસ, સચ્ચિદાનન્દ નામધારી દેહ ૫ ચતરવેનો હતો તે

પોતાના સ્વભાવ પ્રમાણે પંચત્વને પામ્યો; અને એ અંતઃકરણમાં ચૈતન્યનો આભાસ પૂરતું અનાસી અને અરૂપી, મનસાવાચા–અગોચર તત્ત્વ એમનું એમ હતું–છે–અને રહેશે।

પણ જેમને એમનો સહવાસલાભ મળ્યો છે, એમના પ્રેમનો આનંદ, નિખાલસ મનોવૃત્તિ, બાલવત્ નિર્દોષપણું, અને વાર વાર દ્વૈતની વિસ્મૃતિ અને સ્વ–સ્વરૂપ પરમતત્ત્વની પૂર્વસ્મૃતિને જાગ્રતિ રાખવાના સંદેશા અને પ્રેરણા મળ્યાં છે, તેઓ સૌ એ પ્રમાણે અનુભવ કરે એ જ એમના પૂણ્ય-સ્મૃતિ અને એમેનું સર્વોત્તમ સ્મારક છે.

લેખક સાથેનો એમનો પ્રેમસંબંધ છેવટ સુધી નિર્મોહીપણે નભ્યો છે. એટલું જ નહિ પણ, પણ અમે સમય જતાં એટલા અભેદરૂપી બન્યા હતા, કે પરસ્પરના સંબંધમાં પ્રેમ શબ્દ વાપરવો પણ અયોગ્ય કહેવાય! એમની મારા પ્રતિની તત્ત્વવત્ પ્રીતિ અને આત્મવત્ વ્યવહારને લીધે એમના અને સત્ત્વશીલ અનુભવનાં સંસ્મરણો દેહપર્યન્ત જાગ્રત રહે એ જ પરમકૃપાળુ ગુરુદેવ પાસે પ્રાર્થના છે।

× × × ×

એમની માંદગી બહુ લાંબી નથી રહી; ઘણા વખતથી લખ્યા કરતા કે હવે શરીર પરાધીન બન્યું છે, બહુ લાંબો વખત ટકે એમ નથી. અને એમની એ વાત સાચી પડી છે. દીવાળીના દિવસોમાં તો એમણે બેસતા વર્ષના આશીર્વાદપત્રો લખ્યા છે, પણ એ જ અરસામાં અકસ્માત્ ઝાડા ઊલટી શરૂ થયા અને તા. ૨–૧૧–૪૩ ની રાત્રે શરીર પંચત્વ પામ્યું.

જેતપુરના ડૉ. હરિભાઈ એમ અવારનવાર એમના સહવાસમાં આવેલા; ડૉ. સાહેબ પોતાના શરીરને કેળવવા ખાનપાનના કડક નિયમ પાળે છે; સ્વા. સચ્ચિદાનંદજી તો પોતાના શરીરને માફક આવે તેવું ખાનપાન રાખતા; સવારમાં એમને કંઈક ખાઈ લેવાની ટેવ હતી. શરીર વાયુ પ્રકૃતિનું એટલે ડુંગળીનો પણ છૂટથી ઉપયોગ કરતા. લસણ પણ વાપરતા; મિત્રોને ત્યાંથી સવારના નાસ્તા માટે ભાખરી, ઢેબરાં કે સુખડી જેવું મંગાવતા; ડૉ. હરિ-

ભાઇને એમ લાગતું કે સ્વામીજીમાં ખાનપાનનો સંયમ નથી. પણ એ એ પોતાનો મતિભ્રમ હતો. સ્વા. સચ્ચિદાનંદજી દેહથી એટલું બધું પૃથક્‌પ અનુભવતા કે દેહના ધર્મોને અંતઃકરણના ધર્મો માની, સ્વરૂપના અનુભવમ સ્પર્શ પણ થવા દેતા નહિ.

એમની છેવટની માંદગીમાં ડૉ. હરિભાઈને સતત સેવામાં રહેવાનો પ્રસં પડ્યો ત્યારે એમને ખાત્રી થઈ કે જ્ઞાનીના ચિત્તમાં શરીરનું નહિ, પ આત્માનુ ચિંતવન રહે છે, ને શરીરના ધર્મો તો બીજા કોઇના શરીરન વ્યવહાર જેટલા જ એ જૂદા માને છે. ડૉ. સાહેબનો એ વિષયમાં મા ઉપર જે પત્ર આવ્યો છે, તે આ રહ્યોઃ—

જેતપુર
તા. ૧૯-૧૧-૧૯૪

આપના 'ઉત્થાન'માં સ્વ. સચ્ચિદાનંદજી સ્વરૂપમાં લય પામ્યા ને કે ખબર આપના જાણવામાં આવ્યા, તો તેની બાબતમાં જો આપને કાંઈ પણ ઉપયોગી થાય તેમ માનીને, મે તેઓની સારવાર કરી હોવાથી સંક્ષેપમ લખુ છુ. હું એમની પાસે અવારનવાર જતો. તા. ૨૫ મી ઓક્ટોબ સાંજે બે થી ત્રણ કલાક અમે સાથે જ્ઞાનચર્ચા કરી હતી...તા. ૨૬ મી એ સવારથી તેઓને ઝાડા તથા ઉલટી શરૂ થયાં: હાલ આવી કોલેરા જેવં બીમારી અહીંઆ ચાલુ છે. કોલેરા તો નહીં જ. સાંજે મને ખબર મોકલ એટલે હું ગયો. ઘણા ઝાડા તથા ઉલટી થયાં હતાં; પરંતુ શકિત હતી એટલે પોતે બહાર જઇ શકતા...મેં ત્યારથી એક માણસને રાત દિવસ ચાકરી માટે રાખ્યો. મહાનપણી જે એમના દૂરના ( પૂર્વાશ્રમના ) સગા હતા તેઓ પણ ચાકરીમાં અમને મદદ કરતા હતાં, બીજે દિવસે ( એટલે તા. ૨૭ મી એ ) શરીર ઘણું લથડી ગયું અને ઊઠવાની પણ શકિત રહી નહીં એટલે હું તથા નોકર ઝાડા સાફ કરતા હતા. મહા મુશીબતથી દવા પીતા હતા જ્યારે અને ત્યારે " આ શરીર કાંઇ ખપનું નથી, જવા દોને એને" આમ કહ્યા કરતા હતા, તથા ' ૐ ' નો ધ્વનિ જ્યારે જાગ્રત હોય ત્યારે અહુ

ાલતો જ હોય...દવાથી બે ત્રણ દિવસ પછી ઝાડા ઉલટીમાં સુધારો થયો. ોદ દિવસ પોતે પોતાની પથારીમાં ઝાડામાં તરબોળ પડયા હતા; લગભગ ાખું શરીર બગડેલું હતું. મેં સાફ કરવા કહ્યું ત્યારે પણ એનું એ જ 'રહેવા દોને. આ કચરાને વળી સાફ શું કરવો છે !" તે દિવસે બેસવાની ાક્તિ નહોતી. સમજાવીને બધું સાફ કર્યું. ચાર દિવસ પછી ઝાડા ઉલટીમાં ર પડયા પછી હેડકી શરૂ થઈ, પેટ ચડવા માંડયું, બનતા બધા ઇલાજો ર્યાં પણ એ હેડકી જીવલેણ નીકળી. હેડકી વખતે તેમને શ્વાસની તકલીફ ડતી અને "કેમ છે?" પૂછતાં જવાબ મળે કે "શ્વાસ લેવાતો નથી;" પણ દુઃખ થાય છે એવું એક પણ વાકય આખી માંદગીમાં બોલ્યા જ નથી. આવે વખતે પણ યોગવાસિષ્ઠની મારી સાથે વાતો કરે (મુશ્કેલીથી) અને જોશમાં આવી જતાં હસે પણ ખરા ! "અભેદભાવ રાખો, બધું તમારામાં છે, અથવા બધું પરમાત્મા છે, અથવા હું કાંઈ નથી" તેવું ધ્યાનમાં રાખવા છેવટના દિવસો સુધી મને બોધ કર્યા કરતા હતા. શરીર પડવા આડે ણ્ કલાક હતાં ત્યારે પણ મને મહાસુખીઅને બોલીને પણ "તમે તમારા ાનને દૃઢાવ્યા કરજો, અને યોગવાસિષ્ઠ વાંચ્યા કરજો." ત્યાર બાદ સ્વરૂપમાં લય પામ્યા !

છેલ્લા ત્રણ દિવસથી તેમનાં પૂર્વાશ્રમનાં સંબંધીઓ આવી ગયાં હતાં પણ તેઓને જરા જેટલી પણ મમતા ન હોતી. મેં આજ દિવસમાં ઘણા જ્ઞાની અજ્ઞાનીઓને મરણવેળાએ અને માંદગી વખતે જોયા છે, પરન્તુ મારી એકવીસ વર્ષની પ્રેકટીસમાં આવી સહનશીલતા અને નીડરતા મેં કોઇનામાં જોઈ નથી. તેઓની આવી સ્થિતિ હું છેવટમાં અનુભવી શકયો....તેઓની સહનશીલતા અને દેહાધ્યાસરહિતપણું કોઇ અજબ પ્રકારનું અનુભવ્યું..."

× × ×

આ આખો પત્ર એમની જ્ઞાનનિષ્ઠાની સાક્ષી પૂરે છે; અને એ જ જ્ઞાન તથા દેહાધ્યાસનો નાશ એમના પરિચિત વર્ગમાં પ્રકાશ પામે એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે નમ્ર પ્રાર્થના છે ! એઓ પોતે અધ્યારોપ–અપવાદ ન્યાયે હતા, છે, કે નથી એવી કલ્પના જ હવે શામાટે કરવી ? ૐ આનન્દ અને ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ ! જ આપણો ત્રિવિધ શાંતિ સૂચવનારો મહામંત્ર છે ! સૌને એ પ્રાપ્ત થાઓ ! ઇતિ ૐ !

# સ્વ. સ્વામીશ્રી સચ્ચિદાનંદજી

લેખક—ડોકટર પ્રાણજીવન મયારામ વૈદ્ય વડોદરા



સ્વામીજીનું જન્મસ્થાન જેતપુર કાઠીઆવાડ. તેમનું મૂળ નામ જગજીવન અમેચંદ ઉદાણી કુટુંબધર્મ સ્થાનકવાસી જૈન તેમના પિતાશ્રી અમેચંદભાઈ મોટી ઉમરે અંગ્રેજીનો અભ્યાસ કરી એજન્સી વકીલ બન્યા હતા તેઓ ઘણા જ દયાળુ સત્યપ્રેમી પરોપકારી તથા સૌજન્યમૂર્તિ હતા તેમનું આખું જીવન ઘણું જ નિયમિત હતું તેઓ સવાર સાંજ નિયમિત ફરવા જતા, મારૂં પોતાનું વતન જેતપુર હોવાથી અને મારૂં ફરવાનું પણ નિયમિત હોવાથી અમો ફરવામાં સાથે થતા. તેમની પાસેથી ઘણું ઘણું ઉપયોગી જાણવાનું મળતું, અને તેમના જીવન જેવું જીવન ગાળવા ઇચ્છા થતી તેઓ લગભગ ૮૫ વર્ષની ઉમરે અવસાન પામેલા સુદ્રઢ શરીરવાળું લાંબું આયુષ્ય શુદ્ધ જીવનની સાક્ષી પૂરે છે. તેમના મોટા પુત્ર તે આપણા સ્વામી સચ્ચિદાનંદજી તેઓ બાલ્ય વયથી જ ધાર્મિક વૃત્તિના હતા અમારા કુટુંબનો તથા તેમના કુટુંબનો સબંધ જુના વખતથી ચાલતો આવતો હતો જ્યારે જ્યારે જેતપુર ગામમાં કોઈપણ જ્ઞાની સજ્જનો અને સ્વામીજીઓ આવતા ત્યારે ત્યારે અમારી હાજરી લગભગ હોય જ ઘણી રખડપાટ પછી અમોને સ્વામી આત્માનંદજીના સહવાસમાં આવવાનો લાભ મળ્યો ( તેઓએ વ્યવહાર દર્શન, અદ્વૈતાદર્શ, ભ્રમનાશક પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ અને તત્ત્વદર્શન વિગેરે પુસ્તકો લખેલા છે ) તેમની સચોટ દલીલ દાખલાસહ સમજાવવાની રીતથી અમોને તેમના તરફ આકર્ષણ થયું સ્વામીજી પાસે ઘણા જૈન કુટુંબો આવતાં તેમાં જગજીવનભાઈ અને તેમનું કુટુંબ પણ હતું. સ્વામીજીનો સહવાસ જેમ જેમ વધતો ગયો તેમ તેમ જગજીવનભાઇ વેદાંત તરફ વળતા ગયા. દ્વારકામાં નોકરી અંગે હું, જગજીવનભાઇ અને શ્રી ડાહ્યાભાઈ શુકલ સાથે હતા અમોને અરસ પરસની હુંફ હતી ઘણી વખતે સાથે મળી નિર્દોષ આનંદ લેતા અમોને જિંદગીમાં મળતા અનુભવો એકબીજાને કહેતા એક દ્વારકામાં રેસીડેન્ટસાહેબ આવવાના હોવાથી મોરો મેળાવડો થવાનો

હતો. તેમાં જે અમલદારોને દરબારમાં જગ્યા મળેલ તેમાં હું તથા જગજીવનભાઈ અને બીજા અમલદારો હક્ક ધરાવતા હોવા છતાં જુદવાઈ રહી ગયેલા અને અમારા વહીવટદાર પોતાનું કરેલું નહિ ફેરવનારની છાપવાળા હતા; છતાં મારી અને જગજીવનભાઈની હક્ક ખાતર વડોદરા સુધી જવાની તૈયારી જોતાં તેઓએ નમતું આપ્યું, અને અમો દાખલ થયેલ, પરંતુ બીજા અમલદારો દાખલ થતા રહી ગયેલા. તે પ્રસંગ યાદ આવતાં હજુ પણ આનંદ મળે છે. ત્યાર બાદ ઘણા વખત પછી અમો પાછા વડોદરામાં એકઠા થયા તે વખતે તેઓ કામ પ્રસંગે મારી નોકરીના સ્થાન કેમ્પ ફર્સ્ટ ઓફિસમાં મળતા અને મારી જે અગવડતાઓ હોય તે સેવો પૂરી પાડતા. અમારી તરફ પૂર્ણ ભાવ રાખતા જે યાદ આવતાં અત્યારે પણ આનંદ અનુભવાય છે. ક્રમશઃ તેમનું જીવન હવે ધર્મ તરફ પૂર્ણ રીતે વળી રહ્યું હતું અને અમુક વર્ષો બાદ જ્યારે ફરી વડોદરા મળવાનું થયું ત્યારે તો તેઓ સ્વામી સચ્ચિદાનંદજી હતા. તેમના બન્ને પુત્રો સારું ભણેલા અને સારી સ્થિતિમાં છે. સંન્યાસી થયા પહેલાંની હકીકત સ્વામીજી પાસેથી નીચે પ્રમાણે જાણવા મળેલ. તેમના ગૃહસ્થાશ્રમમાં એક કરતાં વધારે પત્ની કરવાના પ્રસંગો પડતાં ઉપરાઉપર તેમના પત્નીના અવસાનથી તેમના ઉપર આ સંસાર અસાર છે તેવી તીવ્ર છાપ પડેલ અને ત્યારબાદ નોકરી છોડી સંત સાધુઓના સંબંધમાં આવતાં આવતાં આખા હિંદનું પર્યટન અને છેવટે ચારેક માસ સ્વામી આત્માનંદજી પાસે અજમેરમાં રહેવાનું થયેલું, તે બધા બનાવોએ છેવટે તેમને સંન્યસ્ત અપાવ્યું. છેલ્લે છેલ્લે તેઓ છોટાઉદેપુરમાં સ્વામીશ્રી સ્વયંજ્યોતિતીર્થ પાસે તેમના આશ્રમમાં હતા. પણ એક વર્ષ પહેલાં તેઓએ જેતપુર જવાનો નિશ્ચય કર્યો. ત્યારે કહેલું કે "તે ભૂમિમાં હવે મારો દેખાતો ક્ષણભંગુર દેહ છોડવા વાસ્તે જાઉં છું. દેહનું કાર્ય પુરું થયું છે અને હવે મારે વિદાય લેવી જોઈએ." સ્વામીજીનું આરોગ્ય જોતાં આ વાત અમોને ગળે ઉતરતી નહોતી. પણ એકાએક તેમના કહેવા પ્રમાણે સ્વામીજી કોલેરાના ભોગ થઈ પડ્યા અને આ ક્ષણભંગુર દેહ છોડી ગયા. એમના દેહાવસાન વખતે મારાં બેન તેમની સારવારમાં હતાં અને મૃત્યુવખતની તેમની પ્રભુલીનતા અને સર્વ પ્રત્યેની તેમની સમભાવનાનો ચિતાર તો જેઓ તેમની પાસે હતાં તે જ જાણી શકે છે. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો.

# પ્રસંગસ્ફૂર્તિ

વડોદરામાં ભગનાગ સાહિત્ય પરિષદ્‌ના અધિવેશનના પ્રમુખ તરીકેની લેડી વિદ્યાગૌરી નીલકંઠની પસંદગી થઈ છે.—સ્વ. કુ શ્રી. મોતીસિંહજી મહીડા સુવર્ણચંદ્રક સમિતિનો સુવર્ણચંદ્રક 'વડોદરામા ભગનાગ સાહિત્ય સંમેલનમા ઈ. સ ૧૯૪૨ ના વર્ષમાં સોથી શ્રેષ્ઠ નવલિકાનાં લેખકને મળશે એવો નિર્ણય થયો છે.—અમદાવાદ તથા સુરતમા માપબંધીની શરૂઆત થવાની છે. અનાજ તથા બળતણની મુશીબતો અત્યારે લાગે છે એનો એથી નિકાલ થશે એવી માન્યતા છે.—તા. ૧૬ મી નવેમ્બરે મુંબઈમાં શ્રીમતી એની બિસન્ટ હિંદમા આવ્યાં તેની પચાસમી જયન્તી શ્રી. જુયકરના પ્રમુખપદે ખ્સેવેટરકી હોલમા ઉજવવામા આવી હતી.—મુંબઈ, ભારતીય વિદ્યાભવનના છઠ્ઠા સ્થાપના દિને શ્રી. ક. મા. મુનશીના પ્રમુખપદે ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઇ દીવેટીઆએ તા. ૨૮ વેમ્બરે ' આધુનિક જીવનમાં હિંદુ સંસ્કૃતિ ' ઉપર વ્યાખ્યાન આપ્યું.—પાટણમા ખેતરવસીના પાડામા આવેલા ઉપાશ્રયમા રહેતા એક જૈન સાધુના ચૌદવર્ષની વયના બાળશિષ્ય સાધુવેશ ત્યાગી ચાલ્યા ગયા.—અમદાવાદના પ્રસિદ્ધ સાપ્તાહિક ' ગુજરાતી પંચ ' ના આદ્ય સંસ્થાપક અને માલીક શ્રી. સોમાલાલ મ. શાહે ' ગુજરાતી પંચ ' 'સંદેશ' લીમીટેડના માલીક શ્રી. નંદલાલ બોડીવાળાને સુપ્રત કર્યું, તે પ્રસંગે શ્રી સોમાલાલ શાહ માટે પત્રના સ્ટાફ તરફથી સન્માન અર્થે ચહા-પાણીનો મેળાવડો થયો હતો. શ્રી હરિલાલ ના પારેખ પ્રમુખ હતા —જામ જોધપુરમા રૂપીઆ વીસ હજારના ખર્ચે એક જ્ઞાનમંદિર બંધાઈ રહ્યાના સમાચાર મળ્યા છે.—સ્વ. શ્રી કરુણાશંકર કુબેરજી માસ્તરના અવસાન પ્રત્યે શોક દર્શાવવા અમદાવાદ પ્રેમાભાઇ હોલમા શ્રી. રામનારાયણ પાઠકના પ્રમુખપદે એક સભા ભરાઈ, અનેક વક્તાઓએ એમના જીવનનો પરિચય આપ્યો અને સ્મરણાંજલિ આપી ઠરાવ કર્યો કે —"સાધુચરિત શ્રી. કરુણાશંકર કુબેરજી ભટ્ટના આશ્વિન બીજ શુક્રવારે રાત્રિના એક વાગ્યે થયેલા અવસાનથી ગુજરાતે બ્રાહ્મણત્વના પ્રતીક સમા એક સાચા શિક્ષક ગુમાવ્યા છે-વગેરે."—બંગાળમા દુષ્કાળની પરિસ્થિતિ ચાલુ છે, રાહત કામ પણ ચાલુ જ છે.—

'મા મિત્રપક્ષો ઇટાલિ, રશીઆ અને પ્રશાત સાગરમાં જીત મેળવતં જાય છે

# આશુતોષ



આજે છે વ્રતદિન એમ કહીને લોકો જતાં મંદિરે,
સામગ્રી લઈ થાળમાં પૂજનની પુષ્પો ફળો દીપને.
શંભુ પૂજનથી પ્રસન્ન કરવા વાંછા પુરી પાડવા
રાજાના અધિરાજ પાસ જતું તે, વસ્ત્રો ધર્યાં શોભીતાં. ૧

હું એ થાઉં કૃતાર્થ દર્શન કરી શંભુ મહારાજના,
સાદાં જીર્ણ સફેદ વસ્ત્ર મુજનાં, છો ના જરા દીપતાં.
વસ્ત્રોની ગણના નહિ પ્રભુ કરે, ધારી જતી એમ હું
પાડોશી મુજને કહે પ્રભુ કને, ના રિક્તપાણિ જવું. ૨

શોધ્યું મેં ઘરમાં જડ્યું કંઈ ન જે અર્પું મહાદેવને,
ના નૈવેદ્ય, ન ધૂપ-દીપ કશું એ, ના દ્રવ્ય કાંઈ મળે;
પુષ્પો મેળવવા મથું ફરી ફરી ક્યાંએ મળે કૈંક જો,
જાઈ, જૂઈ, ન મોગરો કંઈ મળ્યા, દીઠો, લીધો ધંતુરો. ૩

ઘંટાનાદ થયો એવે, આરતી થતી મંદિરે,
દોડી/ પ્હોંચ્યું પિતા પાસે, જોડાવા ભક્તિ ધૂનમાં. ૪

અહો ! જે દીઠું ત્યાં, નહીં જ કદી કલ્પી શકત હું,
રૂપું સોનું મોતી ઝળહળ થતાં ભૂપનું ગૃહ,
રૂપાની દીવીઓ ઘૃત થકી ભરેલી ઘણી હતી,
દીવાઓના તેજે ઝગમગી રહી વસ્તુ સઘળી. ૫

અને શંભુજીએ કનકમય મ્હોરું ધર્યું હતું
હીરા મોતી માળા મુગટપર ત્યાં દીપી રહ્યાં,
ઉમાજીની શોભા ! કયમ કરી શકું વર્ણન બધું,
દીઠું ના સ્વપ્ને તે ચકિત નયને મેં નિરખિયું. ૬

મહા મોંઘો કયા આ વિભવ સઘળો રાજરીતનો
અહો ક્યાં આ શોભા, નહિ જ તુલના કો કરી શકે.
રૂપાનાં પાત્રોમાં મઘમઘી રહ્યાં પુષ્પ ઢગ ક્યાં
અને ક્યાં ધતુરો ?—નહીં નહીં અમર્પું શિવપદે. ૭

ઘણા લોકો આવ્યા કઇ કઇ લઈ વસ્તુ મુકવા
શ્રીમંતો આવ્યા તે બહુમુલી લઈ ભેટ ધરવા.
બધુ આ જોયું મે, પછી ખસી જઈ, બાજુ જઇને
સુકી નિશ્વાસોને ફુલડું મુજ જોયું ફરી ફરી. ૮

પાસે આવી પુજારી કહે
પધારો આમ આવીને,
શંભુ પૂજા કરો પ્રીતે
શંકર 'આશુતોષ' છે. ૯

યથા देहे तथा देवे
ભક્તિનોજ પ્રકાર એ,
ચિત્તને જે ગમે તેવુ
ઇષ્ટને અર્પવું ઘટે. ૧૦

જનો એવુ કહી અર્પે
હીરા મોતી ઝવેરને;
સુગંધી પુષ્પની માળા
મીઠાઇ ભાતભાતની. ૧૧

એ તો ત્યાગી વિરાગી છે
બીલીથી પણ રીઝશે;
ભસ્મ ચોળી ફરે એ તો
શંકર 'આશુતોષ' છે. ૧૨

ઉત્સાહ આવ્યો ફરી ચિત્ત મ્હારે
ધીમે જઈને શિવ પાસ ત્યારે;
જોયું ફરીથી ફૂલ, હાથમાંની
ઉષ્મા થકી તે કરમાયલું છે. ૧૩

સુગંધ—હીણું રૂપ રંગ—હીણું
વિષે ભરેલું ફળ ધંતુરાનું
મૂક્યું નમીને શિર પાદ—પદ્મે
ને જોયું તો દેવ હસી રહ્યા છે. ૧૪

સૌ. સુવર્ણકાન્તિ પ્રતાપરાય દેસાઈ



અને શંભુજીએ કનકમય મ્હોરું ધર્યું હતું
હીરા મોતી માળા મુગટપર ત્લો દીપી રહ્યાં;
ઉમાજીની શોભા ! કયમ કરી શકું વર્ણન બધું,
દીઠું ના સ્વપ્ને તે ચકિત નયને મેં નિરખિયું. ૬

મહા મોઘા ક્યાં આ વિભવ સઘળો ગાજરીતનો
અહો ક્યાં આ શોભા, નહિ જ તુલના કો કરી શકે.
રૂપાનાં પાત્રોમાં મઘમઘી રહ્યાં પુષ્પ ઢગ ક્યાં
અને ક્યા ધતુરો ?—નહીં નહીં સમર્પ્યું શિરપદે. ૭

ઘણા લોકો આવ્યા કંઇ કંઇ લઈ વસ્તુ, મુકેવા
શ્રીમંતો આવ્યા તે બહુમુલી લઇ ભેટ ધરવા.
બધું આ જોયું મેં, પછી ખસી જઈ, બાજુ જઇને
મુકી નિશ્વાસોને ફુલડું મુજ જોયું ફરી ફરી. ૮

પાસે આવી પુજારી કહે
પધારો આમ આવીને:
શણુ પૂજા કરો પ્રીતે
શંકર 'આશુતોષ' છે. ૯

યથા દેહે તથા દેવે
ભક્તિનોજ પ્રકાર એ:
ચિત્તને જે ગમે તેવું
ઇષ્ટને અર્પવું ઘટે. ૧૦

જનો એવું કહી અર્પે
હીરા મોતી ઝવેરને;
સુગંધી પુષ્પની માળા
મીઠાઇ ભાતભાતની. ૧૧

સમજવું કે આપણે [illegible] પ્રયાણ કરી [illegible] જઈએ, કે મનુષ્ય રોજનું પાંચ શેર અન્ન ખાતો હોય પણ જો શરીર [illegible] તો તે અન્નની કાંઈ પણ કિંમત નથી. તે જ પ્રમાણે [illegible] જો મન નિર્મળ થયું ન હોય, [illegible] ન હોય, [illegible] ન હોય તો ને સર્વત્ર, સર્વ સંજોગોમાં, સર્વ પદાર્થોમાં, [illegible] સમદૃષ્ટિ [illegible] ન હોય તો સર્વ સિદ્ધિઓ કેવળ [illegible], હેતુ સમજ્યા વિના [illegible] આવી છે એમ બેધડક કહી શકાય.

આધુનિક સમાજમાં એક બીજો પ્રશ્ન પણ ઉપસ્થિત થવાનો સંભવ છે. આવા સાક્ષાત્કારથી લાભ શો છે ! એની જીવન ઉપર અસર શી છે ! આના યથાર્થ ઉત્તર માટે મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓનો ઉદ્દેશ શો છે, આ હેતુથી પ્રત્યેક પ્રાણી કર્મ તરફ પ્રેરાય છે તે વિષે સંક્ષિપ્ત ઉહાપોહ કરવાની જરૂરીઆત છે. આ સંસારમાં દરેક પ્રાણી સુખ શી રીતે મળે, સુખમાં સતત વૃદ્ધિ શી રીતે થયા કરે, દુઃખની આત્યંતિક નિવૃત્તિ કેવી રીતે થાય તેને માટે જ સદૈવ પ્રયત્ન કર્યા કરે છે. પરંતુ યથાર્થ સુખ શામાં છે, કઇ વસ્તુ મેળવવાથી નિત્ય સુખ મળી શકે છે એની સમજણ ન હોવાથી, ને સમજણ થવા પછી પણ નિશ્ચય બળની ખામી હોવાથી, સર્વ પ્રાણીઓ જગતમાં સુખદુઃખના દ્વંદ્વમાં આમતેમ ભટકવા કરે છે. સંસાર સુખમય છે કે દુઃખમય છે એ વિષયમાં પૂર્વના અને પશ્ચિમના તત્વચિંતકોમાં મતભેદ છે. આર્યશાસ્ત્રોના સિદ્ધાન્ત પ્રમાણે સંસાર આનંદમય જ છે. પરબ્રહ્મનું જ સ્વરૂપ છે. તેમાં કોઈ પણ દિવસ દુઃખ જેવો વિકાર ઉત્પન્ન થવાનો સંભવ જ નથી. પણ જ્યાં સુધી આપણી સંકુચિત દૃષ્ટિ આ સત્યનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે નહીં ત્યાં સુધી દુઃખ તો અવશ્ય રહેવાનું. સ્થૂલ શરીર આલિશાન મકાનમાં રહેતું હોય ને સર્વ પ્રકારના ભોગ સાધનોથી ઘેરાયેલું હોય, અથવા એક નાની ઝૂંપડીમાં રહેતું હોય તો પણ મનમાંથી દરિદ્રતા ગઈ ન હોય તો બન્નેની આંતરિક સ્થિતિમાં કોઇપણ પ્રકારનો ભેદ હોતો નથી. સુખ અથવા ઉદાસીનતા, દુઃખ અથવા નિર્વેદ, આ વિકારો વચ્ચે આવા પ્રાણીઓનું ચિત્ત હમેશ ઝુલ્યા કરે છે. સાંખ્યશાસ્ત્રમાં સુખદુઃખના આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એવા ત્રણ ભેદો કરેલા છે. દેવતાની કૃપાથી અથવા

અકૃપાથી જે સુખદુઃખ આવી પડે તેને આધિભૌતિક કહેવામાં આવે છે. બાહ્ય સૃષ્ટિમાં પંચમહાભૂતાત્મક પદાર્થો તરફથી ઇન્દ્રિયો દ્વારા ઉત્પન્ન થતાં સુખદુઃખોને આધિભૌતિક કહેવામાં આવે છે. આ બન્ને પ્રકારનાં સુખદુઃખોથી અતિરિક્ત દ્વંદ્વોને આધ્યાત્મિક એવી સંજ્ઞા આપવામાં આવે છે. પ્રકૃતિના આધિપત્યમાં જ્યાં સુધી પ્રાણી રહે ત્યાં સુધી આ ત્રણુ પ્રકારના સારા માઠા અનુભવોમાંથી તે મુક્ત થઈ શકે જ નહીં એ વાત સહજ ગ્રહણુ થઈ શકે તેમ છે. આ અનુભવોનું વર્ગીકરણુ બીજી રીતે પણુ થઈ શકે. આપણુને જે જે સંવેદન થાય છે તે સર્વ ઇન્દ્રિયો દ્વારા થાય છે તે ખરું પણુ જો મન અને ઇન્દ્રિયોનો સંયોગ ન હોય તો આપણુને ભાન થઈ શકે નહીં. આપણે નિદ્રાવસ્થામાં હોઇએ તે વખતે શરીરના સુખદુઃખનો અનુભવ આપણુને થતો નથી, કારણુ કે સ્થૂલ શરીર સાથેનો આપણો સંબંધ રહેતો નથી. મનુષ્યને સર્વ વિષયોનું જ્ઞાન મન દ્વારા જ થાય છે. તેથી સુખદુઃખના અનુભવો કેવળ માનસિક જ છે. આંતરિક કે બાહ્ય ક્ષેત્રમાંથી જે જે સંસ્કારો આપણા મનમાં પડે તેનું જ્ઞાન મન દ્વારા જ થાય છે. તેથી વેદાંતની પરિભાષા પ્રમાણે સર્વ સુખદુઃખની ભાવનાઓ મનોજન્ય જ છે. સુખદુઃખને ત્રિવિધ માનો કે કેવળ માનસિક જ માનો પણુ દુઃખ કોઇને જોઇતું નથી એ તો નિર્વિવાદ છે. તેથી નિજાનંદની પ્રાપ્તિ કરવી ને સર્વ પ્રકારના દુઃખોની આત્યંતિક નિવૃત્તિ કરવી એ જ પરમ પુરુષાર્થ છે એવો વેદાંતનો અને સાંખ્યનો, બૌદ્ધોનો ને જૈનોનો, સર્વ ધર્મોનો મત છે મનુષ્યના મનમાં આશા, વાસના, તૃષ્ણા ઉત્પન્ન થાય છે. તેમાંથી દુઃખ ઉદ્ભવે છે. તેનું નિવારણુ કરવું એ જ સુખ. સુખ કોઇ નિરાળી સ્વતંત્ર વસ્તુ નથી, મનુષ્યનું સર્વ વર્તન સામાન્ય રીતે વાસનાત્મક હોઇને સર્વ કર્મોનો ત્યાગ કર્યા વિના વાસનાક્ષય થતો નથી એવો મત પણુ કેટલાક લોકો ધરાવે છે. સર્વ દુઃખ વાસના ને ભયજન્ય છે એ વિષે તો મતભેદ હોઇ શકે જ નહીં. તેથી તૃષ્ણાનો ત્યાગ કર્યે જ છૂટકો. એક ઇચ્છા મનમાં ઉત્પન્ન થઇ ને સફળ થઇ એટલે તે-
ાએ કાલે નવી ઇચ્છા ઉત્પન્ન થવાની જ ને પછી તેને સફળ કરવાનાં
ોમાં મન પરોવાવાનું. ઇચ્છાઓની આ પરંપરા, આ કાયમની દોડા-
દોડ કોઇ દિવસ પણુ અટકતી નથી. મૂળ ઉખેડીને ફેંકી દીધા વિના તેનો

ત્યાગ પણ શક્ય નથી. પણ વાસનાને અને માનસિક, શારીરિક કર્મને કાંઈ સંબંધ નથી. મનુષ્ય કર્મ કર્યા જ કરે તો પણ તદ્દન નિર્લેપ ને નિષ્કામ રહી શકે અને બાહ્ય દૃષ્ટિએ અકર્મણ્યતા હોય પણ મનમાં વાસનાઓનો પ્રચાર ચાલ્યા જ કરતો હોય; આવા મનુષ્યોને જ શ્રી ગીતાજીમાં મિથ્યાચારી કહેવામાં આવ્યા છે. વિષય-વાસનાઓનો સ્વભાવ છે કે હમેશાં તેમાં વૃદ્ધિ થતી જાય છે. એક રોમન બાદશાહની એવી વાત છે કે તેને રસનેન્દ્રિય ઉપર કાબુ નહોતો. રોજરોજ નવા નવા પદાર્થો ખાવા જોઈએ. પુનઃ પુનઃ નવી નવી ચીજો ખાવાની મઝા એટલા માટે ખાઈને અન્ન ઓકી કાઢે (ઔષધિની મદદથી) ને પાછો આહાર લેવાનું શરૂ કરે. તેથી જ મહાભારતમાં પ્રતિપાદન કરેલું છે કે "કામ કામ્ય પદાર્થોના ઉપભોગથી શમતો નથી. ઊલટો હોમેલાં હવ્યોથી અગ્નિ જેમ વધે છે તેમ ફરી ફરીને વધતો જ જાય છે" વિષયોપભોગથી ભોગવાસના કદી નૃપ્ત થતી નથી તેથી મન ઉપર બુદ્ધિપૂર્વક અંકુશ રાખવાની જરૂર છે, એ જ આનું તાત્પર્ય છે.

સર્વ પરવશતા એ દુઃખ અને આત્મવશતા તે સુખ, આવો સિદ્ધાન્ત મનુ મહારાજે પ્રતિપાદન કરેલો છે. આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આત્માને કોઈ પણ અન્ય પદાર્થની આવશ્યકતા નથી. આત્માથી અતિરિક્ત કોઈ પણ પદાર્થ છે જ નહીં. તેથી આત્મા સિવાય અન્ય વસ્તુની ઇચ્છા કરવી એ જ મૂળ કારણ.-એ જ પરાધીનતા. આ પરવશતા દૂર કરવા માટે એક જ ઇલાજ. જ્યારે જ્યારે વિષય તરફ મન આકર્ષાય ત્યારે ત્યારે તેને પાછું વાળી આત્મામાં સ્થિર કરવું, આત્મ ચિંતન કરવું, પોતાના મૂળ સ્વરૂપનું સ્મરણ કરવું; દુઃખનું ઔષધ એ છે કે તેનું અનુચિંતન ન કરવું એવો મહાભારતનો ઉપદેશ છે. આત્મચિંતનથી આ અનાત્મવૃત્તિનો ત્યાગ સુગમતાથી થઈ શકે છે. ભક્ત લોકો નામ સ્મરણથી પણ કરી શકે. બન્ને પ્રકારની પ્રક્રિયાઓમાં સિદ્ધાન્ત તો એક જ છે. આ પ્રમાણે કાયમ અભ્યાસથી ચિત્તમાં સમત્વ આવે છે, એવં સ્થિતિમાં ચિત્ત શાંત રાખી શકાય છે. આવી સાત્વિક અવસ્થા પ્રાપ્ત થતાં તેંત જ ચિત્તમાં પ્રસન્નતાનો આવિર્ભાવ થવા માંડે છે. આત્માનું પ્રતિબિંબ સ્થિર, પ્રગલ્ભ, અને નિર્મળ ચિત્તમાં જ પડી શકે. આવી ચિત્તની સાત્વિક સ્થિતિ એ છેવટનું લક્ષ્ય નથી. આ

વૃત્તિ સુખરૂપ છે અને અમુક વૃત્તિ દુઃખરૂપ છે. આવા અનુભવોમાં એક ગુણની પ્રધાનતા હોય છે અને બીજા બે ગુણોનું સ્થાન ગૌણ હોય છે. જ્યારે સુખવૃત્તિનું પ્રાધાન્ય હોય છે ત્યારે તે વૃત્તિમાં મોહ અને દુઃખ બન્ને ગૌણ રૂપે હોય છે જ. જેને આપણે દુઃખવૃત્તિ નામથી સંબોધન કરીએ છીએ તેમાં દુઃખની પ્રધાનતા હોવાથી દુઃખરૂપ જણાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી અને સર્વ બુદ્ધિવૃત્તિઓ મિશ્રિત હોવાથી, અને આપણો સંસારનો અને સંસારના સર્વ પદાર્થોનો અનુભવ વૃત્તિરૂપે જ હોવાથી વિવેકીની દૃષ્ટિમાં સંસાર દુઃખરૂપ જ છે આહ્લાદ અને પરિતાપ, વિપાકનાં ફળો છે. વિપાક કર્માશયથી બંધાય છે, તેથી તે કર્માશયનાં ફળો છે અને કર્માશય ક્લેશમૂલક હોવાથી, અવિદ્યાદિ ક્લેશોનાં સર્વ ફળો દુઃખદાયક છે, આવો મહર્ષિ પતંજલિનો અભિપ્રાય છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ, આ પાંચ ક્લેશો છે અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મામાં પવિત્ર, નિત્ય, સુખ અને આત્મબુદ્ધિ તેનું નામ "અવિદ્યા" છે. આવી બુદ્ધિ થવી એ અનેક જન્મોનાં સંસ્કારોનું પરિણામ છે. આપણે સાધારણ રીતે એમ જ માની બેઠા છીએ કે આપણે શરીર છીએ, મન છીએ, બુદ્ધિ છીએ. આપણે નિત્ય આનંદસ્વરૂપ આત્મા છીએ અને મન બુદ્ધિ, શરીર વિ. આપણાં કરણો છે તેનું આપણને ભાન નથી. આ જ અવિદ્યા અથવા અજ્ઞાન. આ જ મૂળ કારણ સર્વ દુઃખોનું. આ અવિદ્યાથી જોનારો પુરુષ અને જોવાનું સાધન બુદ્ધિ, એ બેને એક માની લઈને જે અહંતા આવે તે અસ્મિતા. વાસ્તવિક દૃષ્ટા તો પુરુષ. પુરુષ સ્વરૂપથી શુદ્ધ, પવિત્ર, અનંત, અમર છે. મન, નિશ્ચયાત્મિકા, બુદ્ધિ, ચિત્ત અને ઇન્દ્રિયો એ ચાર સાધનનો ઉપયોગ પદાર્થોનો ઉપયોગ કરવા પુરુષ કરે છે. સાધનો અને પુરુષ, બંન્ને જુદા હોવા છતાં એક જ છે એમ માનીને સર્વ વ્યવહાર કરવામાં આવે છે. આ સ્થિતિને અસ્મિતા કહેવામાં આવે છે. કામ, ક્રોધ, લોભ, મોહ આ બધી ચિત્તની વૃત્તિઓ છે. પુરુષ તો સાક્ષી છે, અવ્યય છે, સંસારમા એક પણ પદાર્થ એવો નથી કે જે તેમની ઉપર અસર કરી શકે. છતાં અજ્ઞાનને વશ થઈને આપણે ચિત્તની વૃત્તિઓ સાથે તાદાત્મ્યસંબંધ બાંધીએ છીએ. સુખ ભોગવ્યા પછી તે સુખમાં અને તેનાં સાધનોમાં જે આસક્તિ બંધાય છે તે "રાગ". દુઃખનો

નુભવ થવાથી દુઃખ આપનાર પદાર્થો તરફ ઘૃણાની ભાવના જે ઉત્પન્ન થાય છે તે "દ્વેષ". પંડિત તેમ જ મૂર્ખ બન્નેના મનમાં પૂર્વ સંસ્કારને લીધે મરણનો ભય તથા જીવન વિષે મોહ રહે છે તે "અભિનિવેશ" કહેવાય છે. આ જન્મમાં તેમ જ જન્માન્તરમાં ફળ આપનારા જે કર્મ (શુભાશુભ ધર્મજન્ય ધર્માધર્મ) તેનું મૂળ કારણ આ પાંચ ક્લેશો જ છે. જ્યાં સુધી આ ક્લેશોનું આદ્ય કારણ અવિદ્યા કાયમ રહેવાનું ત્યાં સુધી તેના પરિણામ, જન્મ, આયુષ્ય, સુખદુઃખરૂપી ભોગો પણ કાયમ રહેવાના. વૃક્ષમાંથી બીજની ઉત્પત્તિ અને બીજમાંથી વૃક્ષની ઉત્પત્તિ આ રીતે કાર્યકારણનો પ્રવાહ ચાલ્યા જ કરે છે. આપણાં અત્યારના કર્મો પૂર્વ સંસ્કારનાં પરિણામો છે. અને ક્રિયમાણ કર્મો પાછા સંસ્કારરૂપે બનીને ભવિષ્યનાં કર્મોનાં કારણરૂપ નીવડશે. આ પ્રમાણે કર્મમાંથી સંસ્કાર અને સંસ્કારમાંથી કર્મ—આવો અસ્ખલિત પ્રવાહ ચાલ્યા જ કરે છે. જ્યાં સુધી કારણનું અસ્તિત્વ રહેવાનું ત્યાં સુધી તેનું ફળ પણ રહેવાનું જ. આ ફળ જાતિરૂપે પ્રગટ થાય. કોઈ મનુષ્ય થાય, કોઇ દેવ શરીર ધારણ કરે, કોઈ પશુ થાય. આયુષ્ય પણ કર્મ વડે જ નિર્માણ થાય છે. તથા સુખદુઃખરૂપી ભોગો પણ આવાં કર્મોનું જ ફળ છે. આવાં ક્લેશોનો તથા તેના સૂક્ષ્મ સંસ્કારોનો પ્રતિપ્રસવ કરીને એટલે તેનાથી ઊલટા પ્રકારની ભાવનાઓ કરીને નાશ કરવાનો છે. ચિત્તની અંદર વારંવાર આત્મચિંતનથી અથવા નામસ્મરણથી શુભ વૃત્તિઓનાં મોજાં ઉત્પન્ન કરવામાં આવે તો તેઓ ચિત્તમાં સારા સંસ્કારો પાડતાં જશે અને અશુભ સંસ્કારોને દબાવી દેશે. આ પ્રમાણે સતત્ પ્રયત્ન કરવાથી ચિત્તની અવસ્થા સાત્વિક થવા માંડશે અને છેવટે દ્રષ્ટા અને દૃશ્ય, પુરુષ ને પ્રકૃતિ બન્નેના ભિન્નતાનો અનુભવ થયે સર્વ પ્રકારનાં દુઃખોની આત્યંતિક નિવૃત્તિ થશે. મહર્ષિ પતંજલિના મત પ્રમાણે જ્યાં સુધી પુરુષ ને પ્રકૃતિનો વિવેક થયો નથી ત્યાં સુધી સંસાર દુઃખમય જ રહેવાનો અને ક્ષણિક સુખના અનુભવો પણ પરિણામે દુઃખરૂપ જ છે. આત્મસાક્ષાત્કાર થાય ત્યારે જ પરમાનંદની પ્રાપ્તિ થાય છે. આ આનંદનું વર્ણન કરતાં બૃહદારણ્યકોપનિષત્ જણાવે છે કે મનુષ્યોને વિશે જે સર્વ અંગે સંપૂર્ણ છે, જે સંપત્તિવાન છે, બીજાના અધિપતિરૂપ છે, તથા જે સર્વ માનુષિક ભોગોથી સંપૂર્ણ

છે તેનો આનંદ મનુષ્યોના આનંદ કરતાં પરમ છે. આવા મનુષ્યોના આનંદ કરતાં સોગણો વધારે પિતૃલોકનો આનંદ છે. પિતૃલોકના આનંદ કરતાં સોગણો વધારે ગંધર્વલોકનો આનંદ છે. તેના કરતાં સોગણો વધારે આનંદ કર્મદેવતાઓનો છે. (જેઓ પોતાનાં શુભ કર્મો વડે દેવત્વને પ્રાપ્ત થયેલા હોય છે તે). તેના કરતાં સોગણો વધારે આજાન દેવોનો. આના કરતાં સોગણો વધારે પ્રજાપતિલોકનો. આનાં કરતાં સોગણો વધારે બ્રહ્મલોકનો. બ્રહ્માનંદની આવી જ મીમાંસા તૈત્તિરીયોપનિષદમાં પણ કરેલી છે.

તે ઉપરાંત છાંદોગ્યોપનિષદમાં જણાવેલું છે કે આત્મવિદ્ જો પિતૃલોકની કામનાવાળો થાય તો કેવળ સંકલ્પથી જ એના પિતૃઓ આવીને ખડા થઈ જાય છે. એવા પિતૃલોકનો મહિમા એ ભોગવે છે. માતૃલોકની કામનાવાળો થાય તો માતૃલોકને પામીને એ મહિમા ભોગવે છે. ભ્રાતૃલોકની કામનાવાળો થાય તો ભ્રાતૃલોકને પામી તે મહિમા ભોગવે છે. વિ. સંક્ષિપ્તમાં આવો આત્મા સત્યસંકલ્પ, સત્યકામ થાય છે. આ મહિમાનું વર્ણન વાંચીને એવી શંકા સહજ ઉત્પન્ન થાય છે કે ઇશ્વરસૃષ્ટિ તો કાર્યકારણના નિયમને અધીન થઈને કાર્ય કરે છે ને ઇશ્વર પોતે પણ નિર્લેપ, તટસ્થ રહીને તેમાં વચમાં આવતા નથી તો બ્રહ્મજ્ઞાનીની શક્તિ તેનાથી વધારે કેમ હોઈ શકે? આના નિવારણ માટે શ્રુતિનું કથન બરાબર સમજવાની જરૂર છે. જેને આત્મજ્ઞાન થયું તેનો જીવભાવ નષ્ટ થયો. એટલે તેના સંકલ્પો ઈશ્વરના સંકલ્પોથી વિરુદ્ધ ન જ હોઇ શકે. આત્મજ્ઞાનીની કિંમત સંસારી જીવની દૃષ્ટિથી આંકવાની નથી. આત્મવિદ્‌ના સત્ય સંકલ્પો પોતાથી જુદા જણાતા નથી. તે સર્વજ્ઞ એવા બ્રહ્મની સાથે મળી જઈને સર્વ કામનાઓને બ્રહ્મની માફક ભોગવે છે. તે સર્વ પદાર્થોને બ્રહ્મની માફક પોતાનાથી અભિન્નરૂપે જુવે છે. બ્રહ્મવિદ્ પુરુષ ઇશ્વરભાવને જ પામેલો હોવાથી ઈશ્વરથી વિલક્ષણ સંકલ્પો એને થાય જ નહીં. મહદ્‌નો પ્રકાશ બે ભાવે પ્રકટ થાય છે. ઇશ્વર અને જીવ. 'સ્વ'ભાવને ભૂસવાથી જીવભાવ સ્ફુરે છે. અને તેનો 'સ્વ'-ભાવ ઇશ્વરભાવ કહેવાય છે. 'સ્વ'ભાવ સત્ય સંકલ્પવાળો જીવભાવ નહીં એ યાદ રાખવાની ખાસ આવશ્યકતા છે. (અપૂર્ણ)

# સ્વામી શ્રી સચ્ચિદાનંદજી

લેખક:-પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર, એમ. એ., વડોદરા

卐

સ્વામી સચ્ચિદાનંદજીનું પૂર્વ સંસારનામ ઊદાણી જગજીવન અભેચંદ હતું. તેઓ કાઠિયાવાડમાં ભાદર નદીને કાંઠે વસેલા સુંદર જેતપુર ગામના રહીશ હતા; નાતે દશાશ્રીમાળી વણિક હતા અને કુળધર્મે સ્થાનકવાસી જૈન હતા. કાઠિયાવાડની દશાશ્રીમાળી નાતમાં ઊદાણી કુટુંબ મોટું ગણાય છે અને તે કુટુંબના માણસો આખા કાઠિયાવાડમાં ફેલાએલાં છે. અત્યારે આ કુટુંબમાં કેટલાએક ભાઈઓ સારા વકીલો, ડોક્ટરો, વેપારીઓ અને ઇજનિયરો છે.

જગજીવનદાસના પિતા અભેચંદભાઈનું કુટુંબ ઘણું વિસ્તારી કુટુંબ હતું; અને અભેચંદભાઈ ઉપર કુટુંબના નિર્વાહનો બોજો ઘણા વખત સુધી રહ્યો હતો. મારા પિતા કામદાર હિંમતરામ ડાહ્યાભાઈ કાઠિયાવાડ એજન્સીમાં પ્રાંત શિરસ્તેદાર હતા અને અભેચંદભાઈ પ્રાંત વકીલ તરીકે ઘણો વખત જેતલસર મુકામે કામ કરતા હતા એટલે તેમનો બંનેનો સંબંધ ભાઈઓ જેવો હતો. ઉપરાંત, અભેચંદભાઈનું મોસાળ ગોંડળમાં અમારા કુટુંબમાં કામદાર જીવરાજ તુળસીભાઈને તથા કામદાર ઓડીદાસ તુળસીભાઈને ત્યાં હતું એટલે મારા પિતાશ્રી તથા મારા કાકાઓ વિઠ્ઠલજી ડાહ્યાભાઈ તથા તલકચંદ ડાહ્યાભાઈ એમને ત્રણેયને અભેચંદભાઈ મામા કહીને સંબોધતા હતા. તેઓ જ્યારે જ્યારે ગોંડળ આવતા ત્યારે મારી તથા મારાં મોટીમાં દાસુબાની ખબર લેવા અમારે ઘેર આવી જતા. તેથી હું એમને ન્હાનપણથી જ સારી રીતે ઓળખતો હતો. અભેચંદભાઈ કાઠિયાવાડના તે જમાનાના માણસો માફક તંદુરસ્ત શરીરના હતા. તેઓ પાપભીરુ હતા. ધર્મ ઉપર તેમને ઊંડી શ્રદ્ધા હતી. જુવાન વયમાં તેઓ શ્રીમદ્ રાજચંદ્રના પરિચયમાં આવ્યા હતા તેથી તેઓ ફિલસુફીના ગ્રન્થો વાંચી વખત પસાર કરતા. તેમને પુત્રોનું સુખ બહુ નહોતું [illegible] વૈરાગ્ય[illegible]ના વહેણી

થઈ આવી હતી. હું જ્યારે જ્યારે જેતપુર મુકામે મારા મોટા કાકા વિઠ્ઠલજી-ભાઈને ઘેર જતો ત્યારે બે ચાર દિવસોને આંતરે અમેચંદભાઈને ઘેર જઈ આવતો અને તે વખતે તેમની પાસે બેસવામાં અને વૈરાગ્ય તથા ફિલસુફીના ગ્રંથોનાં વસ્તુની ચર્ચા કરવામા મને ઘણો આનંદ મળતો. મારા પિતરાઈ અને ગાંધીજીના યજમાન તથા મિત્ર ઝવેરી રેવાશંકર જગજીવનના તેઓ પરમમિત્ર હતા; અને રેવાશંકરભાઈ જ્યારે ગુજરી ગયા ત્યારે, અમેચંદભાઈ ગજકોટ મુકામે તેમના પુત્રો મણિભાઈ તથા ધીરૂભાઈ પાસે આશ્વાસન માટે આવેલા હતા.

જગજીવનદાસભાઈ વડોદરામાં જાહેર બાંધકામમાં પ્રથમ નોકરી કરતા હતા. પ્રથમથીજ તેઓ સ્પષ્ટવક્તા અને સ્વતંત્ર મિજાજના હતા. વડોદરામાં તેમને પ્રજામંડળના આગેવાન સુતરીઆ છોટાભાઈના પિતા ઝવેરભાઈનો સત્સંગ થયો વડોદરામાં જોગીદાસ વિઠ્ઠલની પોળમાં ઝવેરભાઈને ઘેર તેઓ કરવા મળતા અને એ મંડળીમાં પારસીઓ, હિન્દુઓ વગેરે હતા. ઇ.સ. ૧૯૧૭ મા હું જેતપુર મુકામે મારા પિતરાઈ શિવલાલભાઈનાં વહુ હેમકુંવર-ભાભીની ઉત્તરક્રિયા ઉપર ગયો હતો ત્યારે મને તેમનો પ્રથમ મેળાપ થયો. જે, ત વખતે તેઓ ઉઘાડે માથે, શરીર ઉપર માત્ર એક વસ્ત્ર નાંખી, અને ધોતીઉં પહેરી જેતપુરની બજારમા ફરતા. મારા કાકાને ઘેર કોઇ કોઇ વખત આવતા અને મારી સાથે ફિલસુફી વૈરાગ્ય, ખાસ કરીને વેદાંતની ચર્ચા કરતા. મે તમને અનેકવાર બાહેરકાંઠે તે વખતે એકાંત સેવતા જોએલા. ઈ. સ. ૧૯૧૯ ની આખરમાં હું સુરતથી વડોદરા કોલેજમાં આવ્યો. તે વખતે મારા પિતરાઈ કામદાર પાનાચંદ વિઠ્ઠલજી બી. ઈ. લીંબડા પોળમાં રહેતા હતા; એટલે હું પણ ત્યાં ઊતર્યો હતો. જગજીવનદાસજી અમારી સામે, મહુભાઈ કાંટાવાળાના ઘરની સામે, દશાશ્રીમાળી સ્થાનકવાસી જૈન હીરાલાલ જમનાદાસના ઘરમાં રહેતા હતા. તે વખતે તેમણે સંસારથી નિવૃત્તિ લીધી હતી, જો કે હજુ* ભગવો વેશ તેમણે ધાર્યો ન હતો. હું ઘણી વાર તેમની પાસે બેસી

* આ વખતે તેઓ મોટો ઝભ્ભો પહેરતા; અને જગજીવનને બદલે સંતભક્તિવાળું સન્તદાસ નામ ધારણ કરીને રહેતા હતા. —તંત્રી.

તેમના મનની વાતો જાણવા પ્રયત્ન કરતો. તેઓ આ વખતે મસ્ત રહેતા અને મુખ્યત્વે વેદાંતનાં પુસ્તકો વાચતા. એક વાર તેમની પુત્રીના લગ્ન વખતે તેઓ જેતપુર જતા હતા ત્યારે હું, મારા ભાઇ પાનાચંદ કામદાર, તેમનાં પત્ની દયાકુંવર અને જગજીવનભાઇ એક જ ગાડીમાં બેસી સ્ટેશને ગયા હતાં ત્યારે જગજીવનભાઈએ* પોતાનો સંન્યાસીવેશ કાઢી નાખી કાઠિયાવાડી ફેંટો અને અંગરખું પહેર્યાં હતા, એ હજુ મારી આંખ સમીપ તરવરે છે ! મેં તે વખતે આ વેશપલટાની નમ્ર ગમ્મત પણ કરેલી !

આ લગ્ન થઈ ગયા પછી સ્વામીજી સાંસારિક બાબતોથી ઉદાસીન થઈ ગયા. તેમના બે પુત્રોનાં સગપણમાં કે લગ્નમાં તેમણે ભાગ લીધો નહોતો. તેમના મોટા પુત્ર પ્રમોદચંદ્રના સગપણનો વૃત્તાંત મારો વિગતવાર જાણીતો છે. તે વ્યવસ્થા રા. રા. અભેચંદભાઈએ જ કરેલી અને લગ્નની વ્યવસ્થા પણ રા. રા. અભેચંદભાઈએ કરેલી. નાના પુત્રના લગ્ન વખતે પણ સ્વામીજી ઉદાસીન રહ્યા હતા.

× અત્યાર સુધી સ્વામીજીને અમે તેમના મૂળ નામથી ઓળખતા હતા. પણ હવેથી પોતે જ પોતાનું નામ સંતદાસ રાખ્યું હતું, તેથી હવે અમે તેમને સંતદાસજી તો નહીં પણ સ્વામીજી કહી સંબોધતા હતા. સ્વામીજી હરદ્વાર તરફ ગયા ત્યારે તેમણે પોતાનું નામ સચ્ચિદાનંદજી રાખ્યું, જો કે અમે તો હંમેશાં તેમને સ્વામીજી કહી સંબોધતા.

થોડા વખત સુધી તો સ્વામીજી વડોદરામાં રાજમહેલ રસ્તા ઉપર ઝવેર-ભુવનમાં ઓરડી ભાડે રાખી રહેતા. એ ભુવન તેમના મિત્ર શ્રી. બળવંતરાય વકીલનું હતું. નિર્વાહ માટે તેઓ ખાસ મિત્રોને ત્યાં જમવા જતા અથવા

---

* આ વખતે તેઓ સંન્યાસી નહોતા, એટલે સંન્યાસનાં વસ્ત્રો નહીં, પણ ઉઘાડે માથે સફેદ ઝભ્ભો પહેરીને રહેતા તેથી આ પ્રસંગે માથે ફેંટો તથા અંગરખું પહેરીને આ વ્યાવહારિક પ્રસંગ માટે ગયા હશે. સંન્યાસ તો એમણે ઇ. સ. ૧૯૨૮ માં ધારણ કર્યો.—તંત્રી.

× ગૃહસ્થાશ્રમમાં જગજીવન, ૧૯૧૮ થી ૧૯૨૮ સુધી સફેદ ઝભ્ભો પહેરીને સંતદાસ, અને ઇ. ૧૯૨૮ પછી સંન્યસ્ત ધારણ કર્યા પછી ભગવા વેશમાં એ સ્વા. સચ્ચિદાનંદગિરિ તરીકે ઓળખાયા છે. — તંત્રી.

તો તેમને ઘેરથી જમવાનું ઘેર લઇ જતા. અમારે ત્યાં સ્વામીજી દર રવિવારે માધુકરી કરવા આવતા. અમારા ઉપર, ખાસ કરીને મારાં છોકરાં ઉપર તેઓ અથાગ સ્નેહ રાખતા. તેઓ મારા ભાઈ પાનાચંદભાઇને ઘેરથી પણ જમવાનું લઈ જતા. કોઇ કોઇ વાર ખાડીઆપોળમાં રહેતા અમારા પાડોસી કચરા મિસ્રીને ત્યાંથી અને ભોવાન મિસ્રીને ત્યાં પણ માધુકરી કરવા આવતા.

પણ માધુકરી કરવા ઘેર ચાલીને આવવું પડે; ઉનાળો હોય, શિયાળો હોય, વર્ષાદ હોય, અવસ્થા હતી તેથી થોડા વખત પછી તેમણે માધુકરી કરવાનું બંધ કર્યું અને અમુક મિત્રોને ઘેર કદાવિકે વાર દિવસે તેમણે જમી જવાનું ગખ્યુ હતુ મારી પાસેથી તેઓ પુસ્તકો લઇ જતા. હું આ વખતે કોઇ કોઇ વાર તેમની ઓરડીમાં જતો અને તેમનાં પુસ્તકો જોઇ જતો. એ સ્તકો બધા ભક્તિ, વૈરાગ્ય અને ફિલસુફીનાં હતાં.

સ્વામીજી મને ઘણીવાર કહેતા કેઃ " અમારે હવે સત્સંગ જોઇએ છીએ. . રો સત્સંગ ગૂજરાતમાં નહિ મળે. તે માટે અમારે તો હિમાલય તરફ જવું પડશે. " આ વિચારથી તેઓ એકાદ બે વરસ માટે હિમાલય તરફ ગયા. તેઓ હરદ્વારમાં રહેતા પણ ત્યાંની હવાપાણી અનુકૂળ ન આવવાથી તેઓ ત્યાંથી પાછા વડોદરા આવ્યા. તેમની વાતચીત ઉપરથી મને એમ લાગ્યુ હતું કે હરદ્વારમાં જોઇતો સત્સંગ તેઓ પ્રાપ્ત કરી શક્યા નહોતા.

સ્વામીજી વડોદરા પાછા આવ્યા ત્યારે તેમની શરીરપ્રકૃતિ સારી નહોતી. એ શરીરપ્રકૃતિ ફરી સુધરી જ નહિ. હું હવે પ્રતાપગંજમાં મારે પોતાને ઘેર રહેવા ગયો હતો, તેથી તેઓ પ્રતાપગંજમાં આવતા અને દર રવિવારે તેઓ મારે ઘેર આવી જમી જતા. મારું ઘર તે પોતાનું જ ઘર છે એમ માનતા, અને એવા ઉદ્‌ગારો તેઓ હરવખત મારી પાસે કાઢતા. ખાસ કરીને તેઓ મારા કુટુંબ પ્રત્યે બહુ પ્રેમ દર્શાવતા. હું તેમને વારંવાર કહેતો કે આપ મારે ત્યાં અઠવાડિએ એકવાર નહિ પણ હંમેશા જમી શકો છો. મારા કૌંપાઉંડમાં એક સ્વતંત્ર નાનું મકાન છે તેમાં આપ સુખેથી રહી શકો છો. પણ તે બાબત તેમને બહુ પસંદ પડતી નહિ. હું ધારું છું તે પ્રમાણે સ્વામીજી સ્વતંત્ર સ્વભાવના હતા અને કોઇની તાબેદારી કે કોઇની પરવશતા ભોગવવા તેઓ તૈયાર નહોતા.

સ્વામીજી પાંસે બહુ બચત નહોતી, અને જે બચત હતી તે તેમણે [illegible] વાપરી નાંખી હતી. વૈરાગ્યનાં પુસ્તકોનો તેમનો શોખ સ્વાભાવિક રીતે ઘણો હતો અને ઘણી ખરી રકમ તો તેમણે એ પુસ્તકો ખરીદવામાં ખર્ચી નાંખી હશે એમ મને લાગે છે. તેઓ લોજમાં જમતા હતા એટલે ખર્ચ પણ થતું હશે જ.

સ્વામીજીની વડોદરામાં શરીરપ્રકૃતિ દિવસે દિવસે નબળી પડતી ગઈ તેથી તેમનો વિચાર સ્વદેશ–સ્વભૂમિ–વતન–જેતપુર જવાનો થયો. છેવટે તેઓ જેતપુર મુકામે જ જઈ રહ્યા, તેમનો દેહોત્સર્ગ પણ તે જ સ્થળે થયો. જેત-પુરમાં તેઓ મારા કાકા વિઠ્ઠલજી ડાહ્યાભાઈની પુત્રી રાજકુંવર બેનના ઘરમાં રહેતા હતા.

[illegible] જ મારા યુવાન્ મિત્ર શાસ્ત્રી નર્મદાશંકર વ્યાસે મને સ્વામીજીના દેહોત્સર્ગના ખબર આપ્યા, જે ખબર જાણી અમે બધાં ઘરમાં ઘણાં દિલગીર થયાં.

સ્વામીજી મને અનેક વાર સદ્બોધ આપતા. તેઓ મારી સાથે વેદાંતની, ભક્તિની, વૈરાગ્યની, અનેક વાતો કહેતા. મેં મારા જીવનની એક બે અભિલાષાઓ ખાસ કરીને નોકરીની બાબતની–સિદ્ધ નહોતી કરી તે માટે મને ઘણો અફસોસ રહેતો. આ બાબતના મારા અફસોસને સ્વામીજી સારી રીતે જાણતા હતા. તેથી તેઓ મને અનેકવાર વચનોથી અને પત્રોથી તે તરફ ઉદાસીન વૃત્તિ સેવવા આગ્રહ કરતા. અને મારા જીવનની બીજી સફળ બાબતો તરફ મારું લક્ષ ખેંચતા. [illegible] તેઓ મારા ઉપર નિયમિત પત્રો લખતા. એ પત્રો મારી પાસેથી જો મળશે તો કોઈવાર હું તેમને ઉત્થાનના વાચકો આગળ ખચિત મૂકીશ.

અમારી બીજી ફીકર મારી મોટી પુત્રી બેન ચંદન વિષેની હતી. સ્વામી-જીએ મને તે ઈશ્વર ઉપર છોડી દેવાની સલાહ અનેક વાર આપેલી. તેઓ કહેતા કે " પ્રથમગ્રાસે મક્ષિકા જેવો આ તમારો અનુભવ થયો છે. જેવી ભવિતવ્યતા. આપણો પુરુષાર્થ આવી બાબતોમાં નિરર્થક છે." અમને સ્વામીજીનાં આવાં વચનોથી ઘણો દિલાસો મળતો.

સ્વામીજી સ્વતંત્ર સ્વભાવના, નિઃસ્પૃહી, તીવ્ર વૈરાગ્યવાળા અને સ્પષ્ટ

તેમનો મોજશોખ કોઈને પણ ઈર્ષા કરાવે તેવો હતો. ખાવા-પીવાનો, કપડાં-લત્તાંનો તથા અમુક ધોરણે જ સારી રીતે રહેવાનો તેમનો શોખ તેમના બધા મિત્રો જાણે છે. આવા દેહાધ્યાસને તોડવા તેમણે સખતમાં સખત તપશ્ચર્યા કરેલ. મહિનાઓ સુધી તેઓ માત્ર લીમડાનાં પાન ઉપર જ રહેલા. શરૂઆતમાં ભિક્ષાની ઝોળી પાણીમાં ઝબોળી નાખી-અન્નમાંથી સ્વાદને નીતારી નાંખી-ભોજન લેતા. જીભડીના સ્વાદને મારવા માટે તેમણે ખાસ પ્રયોગ કરેલા અને ગમે તેવી ભિક્ષાથી સ્થૂલ શરીરને નભાવી શકાય તે પ્રમાણે વર્ષો સુધી રહેલા. ત્યાગ, વૈરાગ્ય, તપશ્ચર્યા અને ભૂક્તિ-એકનિષ્ઠા, આ ચારે ક્રમમાંથી પસાર થઇ તેમણે જ્ઞાનયોગીની-બ્રહ્મનિષ્ઠની-ભૂમિકા પ્રાપ્ત કરેલી. માત્ર જ્ઞાનની કે શુષ્ક રીતે વેદાન્તની વાતો કર્યે માનવી પોતાના ખરા સ્વરૂપને ઓળખી શકતો નથી. ખરા બ્રહ્મરત્ન સમા-સાચા જ્ઞાનયોગીની કક્ષા પ્રાપ્ત કરવા માટે, તેની ભૂમિકામાં ત્યાગ, વૈરાગ્ય, તપશ્ચર્યા અને એકનિષ્ઠા હોવાં જ જોઇએ, તેમ પૂ. સ્વામીજી માનતા અને ગૃહસ્થી-[ઓને] હમ્મેશ ખરી જ્ઞાનદૃષ્ટિ કેળવવા માટે ઉદાર બનવા, ભોગ આપવા, વેઠવા તેમ જ એકનિષ્ઠા રાખવા કહ્યા કરતા. તેઓ ગૃહસ્થ તરીકે ઉદાર, ઉમદા અને પ્રમાણિક હતા. પબ્લીક વર્કસ ખાતાની નોકરી તેમનું પ્રમાણિકપણું તેમને અત્યંત કડક બનવાની તક આપતું. પેના નાકરો તેમનાથી હમ્મેશ થરથરતા. પણ આ બાહ્ય કડકાઇની પાછળ કેવું વિશાળ અને ઉદાર દિલ પડેલું હતું એની જેને કલ્પના આવતી તે સદાય તેમની સાથે નિર્ભયપણે પ્રમાણિક વ્યવહાર કરી શકતો.

સંપૂર્ણ જ્ઞાનદૃષ્ટિ કેળવાઇ ગયા પછી તેમનું જીવન એક મસ્ત સંન્યાસીનું હતું. તેમનામાં જ્ઞાનનિષ્ઠા એટલી બધી દૃઢ હતી કે પછી તેઓ ખુલ્લે ખુલ્લું કહેતા કે " આ જીવે અને આ ખોળિયે ભટકવામાં અને હડહડ થવામાં કાંઇ [બા]કી રાખ્યું નથી". છેવટ તો તેને પરમ શાન્તિ તો ત્યારે જ મળી કે જ્યારે તેને પોતાના સ્વ-સ્વરૂપનું સાચું આત્મભાન થયું અને ખરેખરી જ્ઞાનદૃષ્ટિ સાંપડી. ત્યાગ, તપ અને ભોગમાં કંઇક ઉણપ સતત સાલતી, અને દુઃખનો અભાવ અનુભવાતો નહિ. માત્ર જ્ઞાનીની જ દશા એવી છે કે જેમાં આત્યન્તિક અભાવ અને સચ્ચિદાનંદનો પૂરેપૂરો આવિર્ભાવ પ્રાપ્ત

થાય છે."

પૂ. સ્વામીજી તેમના દરેક પત્રમાં લખતા કે જ્ઞાનીને કોઈ ડિગ્રી-પૂછડાં નથી હોતાં, પણ જ્ઞાની એટલે સ્થિતપ્રજ્ઞ, જે સાંસારિક આકર્ષણ-પ્રલોભનોથી પર છે, જે જગતનાં સર્વ દ્વન્દ્વોથી પર છે, જેને દુઃખ ન સ્પર્શી શકતો નથી, જેણે સંપૂર્ણ સમતા પ્રાપ્ત કરી છે અને જે ' सुखदुःखे समेकृत्वा, लाभालाभौ जयाजयौ " સમો છે.

પૂ. સ્વામીજીને બાળકોમાં બ્રહ્મદર્શન થતું. બાળકોની સેવા એ તેમની ખાસ વિશિષ્ટતા હતી. તેમની કફનીમાં બાળકો માટે, મીઠી ગોળીઓ, બીસ્કીટ, ચણા મમરા વિગેરે ચીજો હોય જ અને તેઓ રસ્તે ચાલ્યા જતા હોય તો નિર્દોષ બાળકો તો તેમની આસપાસ આનંદનાં મોજાં ઊભાં કરતાં જ હોય. જ્ઞાનીની દૃષ્ટિ હંમેશ સમદૃષ્ટિ હોય છે. બાળકોની સેવામાં તેમણે કોઈ દિવસ જાતીય ભેદ સેવ્યો જ નહોતો. છોકરા, છોકરીઓ, હિંદુના કે મુસલમાનનાં તેમને મન બધાં જ પરમાત્માનાં શુદ્ધ સ્વરૂપો જ હતા.

એક દિવસ વડોદરામાં પાણી દરવાજા તરફથી પૂ. સ્વામીજી આવતા આવતા હતા, ત્યાં, માંડવી પાસે તેમના એક પારસી મિત્ર મળ્યા. મિત્રે પૂછ્યું " સ્વામીજી ! આજે તો કાંઈ આ તરફથી ? "

" આ જરાક આ તરફ મુસલમાનનો ખીચડો અપાય છે તે ત્યાં ગયો હતો; નારાયણ. " સ્વામીજીએ જવાબ આપ્યો.

" કેમ સ્વામીજી, આ બધા તમારા આવા મોટા મોટા હિંદુ મિત્રો છે અને આજે કંઈ મુસલમાનનો ખીચડો લેવા જવું પડ્યું ? "

" નારાયણ, એ તો અભેદ કરવાને માટે ત્યાં પણ જવું જોઈએ. "

પૂ. સ્વામીજીના આ જવાબમાં કેટલું નક્કર જ્ઞાન-વેદાન્તનું પરમ અભેદ જ્ઞાન સમાયેલું છે ! બીજું, ગમે તે જાતનો માણસ હોય, પારસી, મુસલમાન, હિન્દુ કે જૈન તે હમેશાં માનવીને ' નારાયણ ' તરીકે જ સંબોધતા. જાતિ, વય, કાળ, દ્વૈત અને દ્વન્દ્વોથી જે પર થઈ શકે તે જ ખરો જ્ઞાની. સ્વામીજી તો અભેદમાં રાચતા એક મસ્ત સુફી સમા સંન્યાસી હતા. તેમની જ્ઞાનદૃષ્ટિ સંપૂર્ણ બ્રહ્મદૃષ્ટિ હતી. તેમનો આનંદ નિરવધિ સચ્ચિદાનંદનો આનંદ હતો, તેમની મસ્તી એક સાચા સૂફી સંતની હતી, તેમનો વ્યવહાર

બાળકના જેવો બિલકુલ નિર્દોષ હતો તેમનુ હૃદય શુદ્ધ, સરળ અને નિષ્કિંચન હતું.

આવા પરમ જ્ઞાની, બ્રહ્મનિષ્ઠ સચ્ચિદાનંદજીને અમારા કોટિ કોટિ વંદન હો!

તેમનુ સમગ્ર જીવન આદર્શ અને સિદ્ધાન્તથી ભરેલુ હતું ગૃહસ્થાશ્રમી તરીકે તેમણે અત્યંત ઉદાર અને પ્રામાણિકતાથી જીવન ગાળેલુ. સિદ્ધાન્તની ખાતર ઘણી વખત નોકરીનુ રાજીનામુ આપવા તૈયાર થઈ જતા સન્યાસી થયા પછી પણ તેમણે અમુક સિદ્ધાન્તો છેવટ સુધી બરાબર પાળેલા તેમનો એક મુખ્ય સિદ્ધાન્ત એ હતો કે મધ્યમ વર્ગના લોકો ઉપર કોઈ દિવસ આર્થિક બોજો ન નાખવો પરિગ્રહવૃત્તિને જરા પણ ન પોષવી અપરિગ્રહવૃત્તિ સન્યાસીનો સાચો ધર્મ છે તેમ તેઓ દૃઢતાથી માનતા બુદ્ધિ કે તર્કની ચૂંગાલમા તેમને બિલકુલ રસ ન હતો બુદ્ધિને તેઓ હમેશા વ્યભિચારિણી જ કહેતા બુદ્ધિના અને લક્ષ્મીના ગુલામોથી તેઓ હમેશા દૂર રહેતા ખુશામત તો તેમના આખા જીવનમા એકેય વખત કોઈ પણ સંજોગોમા પ્રવેશ કરી શકી નહોતી

કેટલા અડગ નિડર અને સત્યવક્તા! ગમે તેવા મોટા માણસને પોતાને સાચુ લાગતુ હોય તે મોઢે જ કહી દેવાના પૈસાદારને તે લક્ષ્મીનો ગુલામ અને બુદ્ધિશાળીને તે બુદ્ધિનો—એક વ્યભિચારિણીનો—ગુલામ ગણતા, સદૈવ ! પાપની કોઈ પણ પ્રવૃત્તિને તેઓ શક્તિનો વ્યય ગણતા કર્મયોગ અને ભક્તિયોગ કરતા જ્ઞાનયોગને તેઓ હમેશા વધારે મહત્ત્વ આપતા અને કહેતા કે જીવનનુ ખરૂ સાર્થક તો તેણે જ કર્યું કે જેણે ખરી જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત કરી જેણે પોતાના સ્વરૂપને પીછાણ્યુ, જેણે પોતામા જ અને અભેદ ભાવે આખા જગતમા બ્રહ્મદર્શન કર્યું

તેમનુ મૃત્યુ પણ કેટલુ મહાન અને ભવ્ય! છેલ્લા શ્વાસ સુધી શુદ્ધિ, તમામ સ્નેહી-સંબંધીનુ શુભ ચિન્તવન, ૐકાર સાથે સંપૂર્ણ તલ્લીનતા, પરમ શાન્તિ અને ખરેખરો બ્રહ્માનંદ પાસેના બધા માનવીઓને સ્વ-સ્વરૂપ સમજવાનો સંદેશો પૂ. સ્વામીજીનો આ અંતિમ સંદેશો જીવવા પરમાત્મા આપણને સાચી જ્ઞાનદૃષ્ટિ આપે, એ જ પ્રાર્થના!

卐

# બ્રહ્મીભૂત
# પૂ. સ્વામીશ્રી સચ્ચિદાનંદજી

લેખક :—શ્રી. બાબુભાઈ પ્રા. વૈદ્ય, બી. એ. રાણપુર.

卐

જીંદગીનાં છેલ્લાં વર્ષોમાં સ્વામીજીએ જેતપુરમાં રહેવાનું ઉચિત માન્યું. હું તો સ્વામીજીની પૂર્વાવસ્થામાં તેમના ખોળામાં રમેલ બાળક. એ જ પ્રેમથી સ્વામીજીએ ત્રણ દાયકા વીત્યા છતાંય મને પાછો નવરાવ્યો. સ્વામીજીને મન તો બધાં સરખાં હતાં, પણ લોક-સેવાની ભાવનામાં ઘેરાએલો હું તેમનું ખાસ પ્રીતિભાજન બન્યો.

સ્વામીજી મને વારંવાર કહે કે: 'ભાઈ, સેવા બહુ સારી વસ્તુ છે, પણ જો નિષ્કામભાવે થઈ શકે તો; કંટાળા વિના, શુદ્ધ હૃદયથી અને આત્માની સંપૂર્ણ પ્રફુલ્લતાપૂર્વક થઈ શકે તો!'

જીવનની વિશાળ ભાવનાઓ સમજવાનાં ક્ષેત્રમાં પા-પા પગલી કરતો હું સ્વામીજીનાં કહેવાનો અર્થ પૂરેપૂરો સમજી શકતો નહીં. કયારેક તો તેમની સાથે દલીલો કરવા બેસી જતો, પણ એવા હર પ્રસંગે સ્વામીજી તો હસતાં હસતાં માત્ર એટલું જ કહેતા, "ઘેલો ન થતો, ભાઈ! નિષ્કર્મણ્યતા હું તને નથી બોધતો. હું તો બોધું છું માત્ર નિષ્કામ-ભાવ અને હૃદયની પવિત્રતા! દરેક માણસને તેની શક્તિ અનુસાર જ કહેવાય!"

સ્વામીજીનો બોધ મેં જીવનમાં કેટલોક ઉતાર્યો એ હું તો કેમ જ કહી શકું? પણ આજે જેતપુરથી આટલે દૂર બેઠાં ય લાગે છે કે, સ્વામીજીનું ઝીણું મોટું કામ કરતાં જે આનંદ આવતો તે અનેરો હતો.

જેતપુર માફક ન આવ્યું અને સ્વામીજી ચાણગાવોળ ગયા. ત્યાંથી એમને જોઈતી ચીજો મારી મારફત મંગાવતા. સામાન્ય રીતે ભૂસકણો

એવો હું આ કામ ભૂલી શકતો નહીં. આ કેમ બન્યું તેનું વિશ્લેષણ હું નથી કરી શકતો, પરંતુ સ્વામીજીનાં હૃદયની ઉદાત્ત ભાવનાએ મને મુગ્ધ કર્યો હતો તેમાં તો શંકા જ શક નથી. કોણ જાણે કેમ પણ મને જગતનાં દુઃખ વિશેષ દેખાય છે. આધ્યાત્મિક શાંતિમાં મગ્ન બની દુઃખો પ્રત્યે આંખ મીંચવાનું મારાથી બની શકતું નથી. મારા આવા સ્વભાવને લીધે હું સાધુ-સંન્યાસીઓ સાથે બહુ ભળી શકતો નથી એમની સાથેની ઓળખાણની શરૂઆતમાં જ વિઘ્ન ઊભું થાય છે. માત્ર સ્વા. સચ્ચિદાનંદ જ એવા હતા કે જેમણે મારા પરના પ્રેમથી મને તેમના પ્રત્યે સદાય આકર્ષી રાખ્યો.

સ્વામીજીની ખાસ વિશિષ્ટતા મને તો એ લાગી કે તેઓશ્રી જેની જેટલી ભૂમિકા તદનુસાર જ તેની સાથે વર્તતા.

માનશો ? સ્વામીજીનાં અવસાનના સમાચાર જાણી મારાં એક બાળકને બે દિવસ સુધી ખાવાનું ભાવ્યું નથી. રડયાં તો મારાં બધાં જ બાળકો ! બાળકોનાં દિલને આકર્ષી શકનાર એ સંન્યાસી માટે પ્રશંસાના શબ્દો મને મળતા નથી. આનું જ નામ ખરી સિદ્ધિ ! જ્ઞાનનો ખોટો ઘમંડ નહીં ! ..ગતા વ્યર્થ બાણગાં નહીં ! સામાને આંજી દેવાની વૃત્તિ નહીં ! સામાના દૃષ્ટિબિન્દુને સમજવાનું તેમનુ ઔદાર્ય વિરલ હતું. આજે આટલે દૂર બેઠા સ્વામીજીના મહાન જીવન અને એટલાં જ મહાન દેહવિસર્જનને સામાન્ય અંજલિ અર્પતા ય મારા કાનમાં હજી એમનો નિગડબરી પ્રેમાળ સ્વર રણકી રહ્યો છે: "એલાં, છોકરાંવ......!" અને છોકરાંઓ સ્વામીજીનો અવાજ સાંભળી તેમને મળવા દોડાદોડી કરતાં એ દૃશ્ય અત્યારે ય મારી નજર સમક્ષ તાદૃશ્ય તરવરી રહ્યું છે.

અમારી પાડોશમાં એક રાંક છોકરાની ઓળખ થયા પછી સ્વામીજી પોતાની નાદુરસ્ત તબિયત હોય છતાં તેને ભેટ દેવા અવારનવાર મારે ત્યાં આવતા. બાળકોમાં પ્રભુને દેખતા એ સંન્યાસી મને સદાય પૂજ્ય લાગ્યા છે.

અવકાશે સ્વામીજીએ મારા પર જે સુંદર પત્રો લખ્યા છે તે 'ઉત્થાન'માં આપીશ. પણ અત્યારે તો મને ડૉ. હરિભાઈની ખરેખર અદેખાઈ આવે છે.

મામુગાલોળાથી સ્વામીજી જેતપુર આવ્યા તે પહેલાં જ હું તો રાણપુર આવી ગયો હતો. સ્વામીજીને મારા આ જીવનપલટા બાબત પુછાવ્યું હતું.

તેમના આશીર્વાદ હતા. નવા ક્ષેત્રમાં હૃદયની વિશાળ ભાવના લઇ પ્રવેશવાનો તેમનો આગ્રહ હતો. દિલમાં એમ થયા કરતું હતુ કે હું નહીં હોઉં તો સ્વામીજીને અગવડ નહીં પડે ? પણ સ્વામીજી ? એમણે મારા એ વિચારને હસી કાઢ્યો. હું રાણપુર આવ્યો ત્યારે સ્વામીજીને મળી ય ન શક્યો.

દિવાળી પર 'ફૂલછાબ'નો અંક નીકળવાનો હતો. એટલે ત્રણી જેતપુર જતાં મને ઠીક નહોતું લાગતું. પરંતુ શ્રી. મેઘાણી એમ શાના છોડે ? એમણે તો મને જેતપુર મોકલ્યો જ. સારું થયું કે શ્રી મેઘાણીએ મને જેતપુર મોકલ્યો, નહીંતર તો મને સ્વામીજીને ન મળી શકાયાનો વસવસો કાયમ માટે દિલમાં રહી જાત !

બેસતાં વર્ષને દિન લોકોને નૂતન વર્ષાભિનંદન ઇચ્છવા સવારમાં વહેલો હું બહાર નીકળ્યો. ડૉ. હરિભાઈ મળી ગયા.

" સ્વામીજીને મળ્યા ? " તેમણે પૂછ્યું. " તેમણે ઘર ક્યાં લીધું છે તે ખબર નથી, " મેં કહ્યું.

ડૉક્ટર સાહેબે ઘરનું નિશાન આપ્યું. મને કહ્યું, " સ્વામીજી તો બે દિવસ પહેલાં જતા'તા. આજે કંઈક ઠીક છે. શારીરિક કષ્ટ અસહ્ય છે, પણ તેમનાં મન અને આત્માની શાંતિ લવલેશ પણ વિચલિત થઈ નથી. "

હું સીધો સ્વામીજી પાસે પહોંચ્યો, તેમના પગમાં પડ્યો.

" બાબુભાઈ આવ્યા કે ? " તદ્દન દુર્બળ થઇ ગયેલ સ્વામીજીનો ધીમો છતાં એનો એ પ્રેમાળ, સ્પષ્ટ સ્વર સાંભળી હું ગદ્‌ગદ્‌ બની ગયો. સ્વામીજીની આંખમાં મેં મૃત્યુના ઓળા જોયા.

" કેમ છો આપ ? " મેં પૂછ્યું.

" આનંદ છે. " સ્વામીજીએ કહ્યું. અને ખરેખરો આનંદ માણી રહ્યા હોય તેમ બે હાથ છાતી પર જોડી આત્મમગ્ન બની 'ओ३म्'નું ઉચ્ચારણ કરી રહ્યા હતા. ઝાડા ઉલટીને અંગે શરીરમાં નબળાઈ આવી ગઈ હતી. પેટ ચડ્યું હતું. તેમને થતું અસહ્ય શારીરિક દર્દ આપણે ય જોઈ શકીએ તેવું હતું. વધુમાં અંતકાળની હેડકી તેમને પળેપળે નિધન સમીપ ધસડી રહી હતી. છતાં સ્વામીજી તો નિજાનંદમાં મસ્ત બની કોઈ અનેરા ભાવથી ઓંકારની અલખ જગાવી રહ્યા હતા.

" ક્યારે આવ્યા ? " સ્વામીજીએ પૂછ્યું.

" ગઈ કાલે " મેં કહ્યું.

થોડી વાર હું સ્વામીજીના પેટ પર ગરમ પાણીની કોથળી ફેરવતો બેઠો ત્યાં તો એ બોલી ઊઠયા: " કેટલા દિવસ રોકાવું છે ? "

" એક દિવસ. "

" ત્યારે હવે જાવ "

"ના-જી, હું આપની પાસે બેઠો છું. મારે જવાની કોઈ ઉતાવળ નથી."

" જાવ, ભાઈ ! તમારે તો ઘણા કામ કરવાના હશે. "

" કામ તો થશે. આપની આવી તબિયતમાં જરા વાર તો બેસું. "

દોઢ-બે કલાક હું સ્વામીજી પાસે બેઠો હઈશ તે દરમિયાન તેમણે દશેક વાર મને ઊઠવા કહ્યું હશે. પોતાની અંતિમ પળે ય સ્વામીજી તો બીજાનું શ્રેય અને હિત સંભાળવામાં જ તલ્લીન હતા. પોતાની તકલીફનો તેમને ખ્યાલ પણ ન હતો. શારીરિક વેદના આત્માના સ્વરૂપને પીછાની લીધેલ સંન્યાસી પર શી અસર કરી શકે ?

બીજે દિવસે હું સ્વામીજી પાસે ગયો ત્યારે તેમની તબિયત વધારે લથડી ની પણ આત્માનું તેજ પ્રતિપળ વધી રહ્યું હતું. ઝીણી-મોટી બધી બાબત પર એ અંતિમ પળોમાં ય સ્વામીજી બહુ સ્પષ્ટતાથી પોતાના વિચારો દર્શાવતા હતા.

મૃત્યુને જીતી ગયેલ સ્વામીજીની મૃત્યુ-શય્યાનું આ દૃશ્ય પુનિત અને ભવ્ય હતું. હું એ પ્રસંગે હાજર રહી શક્યો એને ઈશ્વરની કૃપા સમજું છું.

卐

७

# બાળકોના સ્વામીજી

લેખકઃ-શ્રી. મુકુન્દલાલ કેશવલાલ કામદાર, Sr. B. A.



"કાંગગા, આવ, અહીં તો આવ, લે ગોળી આપું." એમ કહેતા, માથે ટાલકાવાળા, શરીરે મોટો ભગવો ઝભ્ભો પહેરેલા, અને એ ઝભ્ભાની અંદર બે-ત્રણુ જાતનાં કપડાં ધારણુ કરેલા, વળી ઝભ્ભાની અંદર ગોળી (પીપરમીટ) ની ડાબડીઓ ગજેલી, અરે એવા કેટલાયે ડાબડાઓ દોરીના આધારેથી ગળે વળગાડેલા-એવા મારા અદા પગથીએ ચઢતા અને દિવાનખાનામાં આવીને બેસતા. હું પછી આવું, અદાને પગે લાગું, અને એ રમાડે, માથે હાથ ફેરવે, વાંસે હાથ ફેરવે, ઘરના ખબર પૂછે, પછી મને ગોળીઓ આપે, બીસ્કીટ આપે, અને હું ખુશ થતો ત્યાંથી ચાલ્યો જાઉં.

હું સ્વામીજીને અદા કહેતો. તેઓ અમારે ઘેર દર રવિવારે ભિક્ષા લેવા આવતા. અમારે અને એમને સારો સંબંધ હતો. અમારા ઉપર તેમનો પ્રેમ અને કૃપા હતાં. રવિવાર હોવાથી મારે નિશાળે જવાનું હોય નહિ તેથી સ્વામીજીની વાટ હું જોતો-ખાસ તો બીસ્કીટ અને પીપરમીટની વાટ જોતો ઊભો રહું. જ્યારે સ્વામીજી આવે ત્યારે ઘરમાં રફુચક્કર થઈ જાઉં, કારણ કે તે વખતે હું શરમાળ બાળક હતો.

વડોદરામાં સ્વામી સચ્ચિદાનંદજી ઘણો વખત રહ્યા. વડોદરામાં તેઓ ઓરડી ભાડે રાખીને રહેતા હતા હું એમની ઓરડીએ ઘણી વખત જતો. થોડો ઘણો ઉપદેશ સાંભળી જરદાળુ, કાજુ, મગફળી એવું ખાઈ પાછો ઘેર આવતો અને મારા પૂ. પિતાશ્રીને આ બધી વાત કરતો. "ભાઈ, મને તો અદાએ કાજુ આપ્યા, હું તો બધા ખાઈ ગયો, કાન્તા ( મારી નાની બહેન ) માટે તો રાખ્યા નહિ." પછી તો કાન્તા પણ કાજુ અને મગફળીની લાલચે મારી સાથે અદાને ત્યાં આવતી અને અમને બંને ભાઈબહેનને જોઈ અદા ઘણા ખુશ થતા.

અદા જ્યારે વડોદરામાં ફરવા નીકળતા, ત્યારે છોકરાંનું ટોળું એમની પાછળ પડ્યું જ હોય. અને અદા દરેકને કંઈક કંઈક ખાવાનું આપે. અદા ઉપર જેટલી મોટા માણસોની પ્રીતિ હતી તેના કરતાં વધારે બાળકોની પ્રીતિ તેમના ઉપર હતી. અદા તો બાળકોના હતા.

પછી તો જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ અદાની સાથે વધારે પરિચયમાં આવ્યો તેમનું વાચન, જ્ઞાન, શ્રદ્ધા નિહાળ્યાં. પરંતુ જ્યારે એ બધુ શીખવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમને એકદમ જેતપુર જવાનું નક્કી થયું. જતા જતાં એક આંટો ઘેર આવી ગયા હતા; અને છેવટે કહ્યું હતું કે "બચ્ચા, હવે આપણે મળીએ કે ન મળીએ, સુખમાં રહેજે."

........પછી એ તો ગયા........ગયા તે ગયા જ........પાછા આવ્યા જ નહિ.........એના આ 'બચ્ચા' ને છોડીને, અમને બધાને ત્યજીને.

એમના આત્માને શાંતિ હો એવી પ્રાર્થના !



# પ. પૂ. બ્ર. સ્વા. શ્રી સચ્ચિદાનન્દજીનાં પૂનિત ચરણે

લેખિકાઃ-અ. સૌ. શાન્તાબહેન ક. દેસાઈ-વડોદરા



" अखंडं परमाद्वैतं, स्वतन्त्रं परमं शिवम् "
" सर्वगं सच्चिदानन्दं, जीवन्मुक्तं नमाम्यहम् "

સર્જન અને વિસર્જન એ સૃષ્ટિનો વિશ્વક્રમ. કુદરતનો એ અવિચલ સ્વભાવધર્મ. એ ન્યાય અનુસાર પરમપૂજ્ય સ્વામીજી શ્રી સચ્ચિદાનંદજીનું સ્થૂલ તનુ પ્રકટ્યું, વૃદ્ધિ પામ્યું, અને વિલાયું; એક ઘટાકાશ મહદાકાશમાં વ્યાપક રૂપે પરિણમ્યું; " જ્યોતિ જ્વાલારૂપ બની " " લોટાનું જળ સમુદ્ર બન્યું. " કાર્ય કારણનો વિચાર કરતાં કોઈ જતું નથી ને આવતું નથી એમ સમજવા છતાં, એમના પ્રતિ ભાવવશ હૃદયના અંતરનો પણ અંતરપટ ઉઘડે છે અને તેમાં સ્વાભાવિક ગુંજન થઈ રહે છે કે

જનાર તો જતા રહ્યા સદ્‌ગુણ એના સાંભરે;
લાખો લુંટાવો તો ય પણ જનાર પાછા નહિ મળે.

જગતમાં જન્મ ધારણ કરીને કોઈ વિરલ મનુષ્ય જ પોતાના જન્મનું સાર્થક્ય સાધી શકે છે, સાચું મનુષ્યત્વ પ્રાપ્ત કરી તેમાંથી દેવત્વ-ઇશત્વને પ્રકટ કરવું, ને જીવત્વનો અમૂળો ઉચ્છેદ કરી શિવત્વથી સમૃદ્ધ થવું, એ સુભાગ્યને કોઈ આત્મપુરુષાર્થી જ વરી શકે છે. જન્મવું, વૃદ્ધિ પામવું, અને ક્ષીણ થવું; તેમ જ ખાવું, પીવું, ધન કમાવું, સ્ત્રી પુત્રાદિની પ્રાપ્તિ વગેરે વ્યવહારો સર્વ મનુષ્યો કરે છે. પરંતુ જન્મ તો તેનો જ સાર્થક ગણાય છે કે જે પામવા યોગ્ય પામીને વિરમે છે. સંસારમાં મેળવવા યોગ્ય કાંઈ પણ હોય તો તે પોતાના સ્વરૂપનું અનુભવજ્ઞાનમાત્ર છે. એ અનુ-

ભક્તની તીવ્ર ઇચ્છા મનુષ્યને સર્વ પ્રવૃત્તિમાંથી પાછું વાળી પરમાત્મા પ્રાપ્તિના માર્ગે પ્રયાણ કરાવે છે. વિષય અને પરમેશ્વર એ બેની સરખી પ્રીતિ મનુષ્યને બન્નેથી ભ્રષ્ટ કરે છે, જેથી પ્રભુપ્રાપ્તિની ઇચ્છાવાળા મનુષ્યો વિષયકામનાથી વિરક્ત થઈ સર્વસ્વનો ત્યાગ કરી પોતાનું તેમ જ અન્ય જીવોનું કલ્યાણ સાધે છે. આપણા ભારતવર્ષમાં સર્વસ્વત્યાગી મહાત્મા પુરુષો થઈ ગયા છે અને થાય છે. એવા એક સંત પુરુષ સ્વામી શ્રી સચ્ચિદાનંદનો દેહવિલય સ્નેહી, સંબંધી અને સજ્જનોને શોકવિવશ કરે છે; એમનાં અનેક સંસ્મરણો કરતી 'આવૃત્તિ એ વ્યાપક સ્વરૂપને ભાવાંજલિ અર્પવાની બાલચેષ્ટા કરે તો તે યોગ્ય ગણાય નહીં!

પરમપૂજ્ય સ્વામીજીનો અને મારો સંબંધ મારા પિતાથી કે જેમને પ. પૂજ્ય સ્વામીજી પોતાના ગુરુતુલ્ય માનતા હતા, તેમનાથી થયો હતો, છતાં તેમનો સવિશેષ પરિચય મને તેમની સંન્યસ્ત અવસ્થામાં થયો અને તેમની પાસેથી મેં અદ્વૈતનું જ્ઞાન, જીવનમુક્તિનું સાધન, બ્રહ્મભાવના વગેરે સુસંસ્કારો મેળવ્યા. માતાપિતા તરફથી મળેલા સંસ્કારો જે સુષુપ્ત દશામાં હતા તે પ. પૂ. સ્વામીજીના સત્સંગથી જાગ્રત થઈ નવપલ્લવિત થયા, તેના પરિણામે અને સ્વામીજીના ઉત્તેજનથી મને સમર્થ સદ્‌ગુરુ શ્રીમદ્ ... દ ભગવાનની પ્રાપ્તિ થઈ. મારા જીવનના કલ્યાણ અર્થે સ્વામીજીએ ...રાં આધ્યાત્મિક પ્રગતિનાં કાર્યોમાં મને ઘણું ઘણું પ્રોત્સાહન આપી મનુષ્ય તરીકે જીવતાં, અને મનુષ્યમાંથી મહાત્મા બનવાના માર્ગનું નિદર્શન કરાવ્યું. તેઓ વડોદરામાં હોય ત્યારે વારંવાર જાતે મારે ત્યાં પધારી મને બ્રહ્મભાવનામાં સ્થિતિ કરવાનો સુદૃઢ બોધ કરતા અને બહારગામ પધાર્યા હોય તો ત્યાંથી પણ પત્રોદ્વારા એ જ અદ્વૈતનું પ્રતિપાદન અનેક રીતે દર્શાવવા પ્રયત્ન કરતા. તેમના મારી પાસે ઘણા પત્રો આવ્યા છે જેમાં બ્રહ્મભાવનાનો જ ઉલ્લેખ અનેક રીતે અનેક વાક્યોથી કરવામાં આવ્યો છે, તે સર્વ લખતાં એક પુસ્તક થઈ રહે એટલે ટૂંકામાં તેમનાં એવાં સંસ્મરણો કરતી આ હૃદયની સ્નેહવૃત્તિ તેમનાં ચરણે ભાવાંજલિ સમર્પી કૃતાર્થ બનવા ચાહે છે.

પ. પૂ. સ્વામીજી પોતે બ્રહ્મનિષ્ઠામાં એવા ઓતપ્રોત થઈ રહ્યા હતા કે

તેમના પાસે અમો ગમે તે વાતો બીજા જોડે કરીએ તો પણ તેમની વૃત્તિ તેમાં કદી પણ જોડાતી નહિ, એ તેમના સંબંધમાં આવનાર પ્રત્યેકને અનુભવની વાત છે. તેમનો સંન્યાસ એકલા શરીરનો નહી પણ મનનો હતો—તેમણે સ્થૂલને ભગવાં વસ્ત્ર ધારણ કરાવી સૂક્ષ્મને જ્ઞાનાગ્નિમાં હોમ્યું હતું એટલું જ નહિ પરંતુ ક્લેશના કારણરૂપ પ્રિય પુત્રાદિના શરીરને વિદ્યમાન જોઈને વેગળા થઈ, એ સર્વ ક્લેશનો, ઐશ્વર્યનો ત્યાગ કર્યો હતો. સંસાર પ્રતિના રાગનો ત્યાગ થયા વિના ક્લેશનો ત્યાગ થવો સંભવતો નથી, એ ક્લેશનો ત્યાગ કરી રહેલા સદા સર્વદા તેમનાં પ્રસન્ન ચિત્તનાં દર્શન થતાં એટલે સ્થૂલ ત્યાગ સાથે તેમણે લોભ, મોહ, અહંકાર “ હું ” ને “ મારું ” એ સર્વ સૂક્ષ્મ વૃત્તિઓનો પણ પોતામાંથી સમૂળો ત્યાગ કરેલો અનુભવાતો. આકાશવૃત્તિથી જીવનને વ્યતીત કરવાની દૃઢતા સામાન્ય મનુષ્યમાં ઉદ્ભવતી નથી. અસ્પૃહાનું તો એ મૂર્તિમંત સ્વરૂપ હતા એમ કહેવું અતિશયોક્તિભરેલું ગણી શકાય નહિ એમ હું માનું છું. મનુષ્યનું મન જે જીવમાત્રને પોતાના વેગમાં તાણ્યા કરે છે, તે મનના વેગને ભ્રષ્ટ કરી તેને અનુકૂલ માર્ગમાં સ્થાપવાનું અનુપમ સામર્થ્ય સ્વામીજીની પ્રત્યેક ક્રિયામાં દૃષ્ટિગોચર થતું હતું, એવા સ્વામીજીનું અદર્શન મારા જેવા અલ્પજ્ઞમાં ભારે મોહને પ્રકટાવે છે. તેઓની વાતચીત એક વ્યાખ્યાનરૂપ બની રહેતી. કેટલીક વખત સંબંધીજનોના સ્નેહ વગેરેની વાતોમાં ઊતરતાં અમારા વ્યવહારની મૂંઝવણ હું કહેતો તે સમયે સ્વામીજી કહેતા કે કદી પણ દીનત્વ ધારણ કરવું નહિ. સર્વ આશાપાશથી દીનત્વ ધરી બેસનારને બ્રહ્મજ્ઞાન કે મોક્ષસુખ પ્રાપ્ત થતું નથી. માટે निस्पृहस्य तृण जगत् ॥ એ ભાવથી જ વ્યવહારમાં રહેવું. વ્યાવહારિક ઉપાધિમાં મુક્તત્વ તે કેમ જ મેળવાય એવું ભૂલેચૂકે સ્વામીજી સમીપ જો વિવેચન થઈ જાય તો સ્વામીજી ખૂબ જ ગુસ્સાયુક્ત વાણીથી કહેતા.

जन्म मृत्यु न ते चित्तं बंध मोक्षं शुभाशुभं ।
कथं रोदिसि रे वत्स नाम रूपं न ते न मे ॥

(અવધૂત ગીતા)

સ્વભાવમાં સાક્ષીવત્ રહેવું, વિભાવથી મૂકાવું "શુદ્ધ નિરંજનમેં જર કલ્પિત ક્યું કરતા હૈ ગમાર" બ્રહ્મ સત્ય જગન્મિથ્યા વિગેરે મસ્તીનાં વાક્યો વદતાં મારી હૃદયગ્રંથીને કાપવા પ્રયત્ન કરતા; કોઈ સમયે સહજ સ્વભાવે, બંધન ટળે અને મુક્તત્વની પ્રાપ્તિના આશીર્વાદની યાચના હું કરતી તો કહેતા કે,

" મનોવૃત્તિ હોય બ્રહ્માકાર, કર તો આત્મતત્વ વિચાર;
અતિશય જ્ઞાનતણો અભ્યાસ, અહંમમત્વ તણો તે નાશ.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्व संशयाः।
क्षीयन्ते चास्य कर्माणि, तस्मिन् दृष्टे परावरे ॥

"જાગીને જોઉં તો જગત દીસે નહિ ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે."

આવાં આવાં અનેક બોધામૃતનું પાન કરાવતા. સ્વામીજી કહેતા કે "સ્વરૂપમાં જાગી જાઓ એટલે આશીર્વાદની ભિક્ષા માગવાનું રહેશે નહિ; તેમા તમોને સમર્થ સદ્ગુરૂ પ્રાપ્ત છે. એટલે તમારે તો "દિલ અકે, ગુરૂસે વકે, આન દકા નકો બસ; કગાલ ભાવના દૂર કરો, અને બ્રહ્મ-

કરતા પરિણામે ભાવાતીત બનો" એવું વારંવાર ખૂબ જ જુસ્સાથી આત્માની વાણી ઉચ્ચારતા. મારી સાંસારિક ઉપાધિના જીવનમાં નવચેતન ભરતા; તેમના એવા અનુપમ બોધથી હું અપૂર્વ મસ્તીમાં આવીને મારા વ્યવહારો રમત રમવા જેવી ચેષ્ટાથી કરતી અને અમુક સમય એવા ભાવ-વાળી વૃત્તિમાં મસ્તી અનુભવતી.

જગતદેશના એ પ્રવાસી સ્વામીજી આજે પ્રભુ દેશના નિવાસી બન્યા; ચૈતન્ય ચમક્યું ને સમાયું; એમની આંતર બાહ્ય સ્થિતિનું સ્મરણ થતાં મારી વાણી સહસા ઉચ્ચારે છે કે–

છપ્પા

પ્રણય મંત્રની ધૂન લગાવી, અલખ ઉચરતા;
જગમાં બનીને વીર, મોહમમતા પરહરતા;

જપીને અજપા જાપ, સ્વરૂપે સંસ્થિતિ કરતા;
ગુરુ ગુરુ રટતા રોજ, મોજમાં મસ્ત જ ફરતા;
વળી ગુરૂ કૃપાના નાવથી, સંસાર પાર પહોંચી રહ્યા;
ક્ષણ માત્રમાં સર્વસ્વ ત્યાગી, બ્રહ્મ સ્વરૂપે સ્થિત થયા.
શરીરતણા વ્યવહાર, સર્વદા કરતા રહેતા,
આંતર અનુસંધાન, પ્રભુમાં નિત્યે પ્રોતા;
સૂતરદોર એક તાર અદ્ધર આસમાને બાંધી,
જળમાં રહે જેમ મીન, નડી ના કોઈ ઉપાધિ;
વળી હરિમાં જગ ને જગહરિ, નિશ્ચય એવો ધારીને,
સ્નેહે વહ્યા સંસારમાં, નિજ જીવભાવ વિલાવીને.

એવા બ્રહ્મદર્શી સ્વામીજીના હૃદયની ઉદારતા પણ અપાર હતી. અને મને સત્સંગનો લાભ સતત મળ્યા કરે એ અર્થે તેમણે મને પ. પૂ. બ્રહ્મનિષ્ઠ સ્વામીજીશ્રી સ્વયંજ્યોતિ તીર્થ, પ. પૂ. બ્રહ્મનિષ્ઠ સ્વામી શ્રી અદ્વૈતાનંદજી તથા પ. પૂ. બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી માધવતીર્થજીનાં દર્શનનો લાભ અપાવ્યો. એ ત્રિપથગા સમા મહાત્મા પુરુષોના સત્સંગ અને કૃપાનો લાભ અપાવનાર ઔદાર્ય ચિત્તવૃત્તિના સ્વામીજીનો મારા પર, મારા પતિ તથા બાળકો પર અનહદ ઉપકાર અને અનિવાર્ય કૃપાને જ્યારે હું વિચારું છું ત્યારે, આગમ-અપાય ધર્મવાળા જગતના સ્વરૂપને સામાન્ય રીતે સમજવા છતાં, હૃદય મોહવશ બની જાય છે. પ. પૂ. સ્વામીજીના ચરણકમળનું મનોમય ધ્યાન કરતાં નેત્રથી અશ્રુબિંદુ સાથે ભાવાંજલિ સમર્પું છું.

## પ્રણતાંજલિ.

જેના બોધ થકી સહુ જનતણી આધિ ઉપાધિ ટળે,
જેનાં દર્શન માત્રથી ષડરિપુ વેગે હૃદેથી પળે;
જેની બ્રાહ્મી દશા વડે ખીલી રહે, અધ્યાત્મ રત્નાવળી,
અર્પું આ પ્રણતાંજલિ હૃદયથી શ્રી સચ્ચિદાનંદને.

卐

ખાતામાં ઓવરસીઅર તરીકે કામ કરતા હતા, અને સ્થાનિક વસ્તુસ્થિતિના માહિતગાર હતા. તેમણે ત્યાંની સ્થાનિક માહિતી અને પ્રાસંગિક સગવડતાઓ મને કરી આપી. આમ અમારી મૈત્રી શરૂ થઈ અને તેમના મૃત્યુ થતાં સુધી દૃઢતર બની રહી હતી. તે વખતના વાઘેરો જંગલી અને ગુન્હાહીત કોમ તરીકે જાણીતા હતા. તેમણે માર્ગ અંગત રક્ષણ અને કામ માટે પોતાના બે વિશ્વાસુ અને હુશીઆર માણસો મારી સાથે આપ્યા હતા.

ત્યારબાદ દ્વારકામાં અમુક વખત અમે સાથે રહ્યા હતા. મારા આખા સંબંધમાં તેમની સહૃદયતા હંમેશાં આગળ પડતી દેખાઇ રહેતી હતી. તેઓ આનંદી સ્વભાવના અને હૃદયસ્પર્શી હતા. અને ગમે તે પ્રસંગે પોતાની જાત અગવડનામાં છતા આનંદમાં રહેતા, અને મિત્રોને સહાયતા કરવામાં તત્પર રહેતા. તે વખતે તેમના કુટુંબની સાથે તેઓશ્રી સુખી હતા; અને તેમનાં ધર્મપત્ની અને બાળકો સાથે પૂર્ણ કુટુંબ વત્સલતાથી વર્તતા હતા. તેમને જીભનો સ્વાદ સારી રીતે હતો અને અમુક અમુક વસ્તુઓ ખાવાનો ખાસ શોખ પણ હતો.

તેમની સરકારી નોકરીના કામમાં તેઓ કાર્યકુશળ, ખંતીલા, મહેનતુ અને પ્રમાણિક હતા. તેમની કાર્યદક્ષતાના ઘણા પ્રસંગો મારા જોવા જાણવામાં આવ્યા હતા. અને તેથી તેમને માટે માન-ભાવ ઉત્પન્ન થયો હતો. તેમની સત્યપ્રિયતા, તે વખતે પણ એટલી પ્રખર અને ઉગ્ર તરી આવતી હતી કે, ઘણે પ્રસંગે કામકાજમાં તેમના સાથીઓ અને અમલદારો જ્યારે અનિચ્છિત વસ્તુઓ અને કાર્યમાં પ્રેરાતા અથવા તેવાં કાર્યો કરતા, ત્યારે તેમનો પુણ્ય-પ્રકોપ ભભૂકી ઉઠતો. તેઓ આવે પ્રસંગે તેમના પ્રત્યે શાન્તિ રાખી શકતા નહિ, અથવા આંખમીચામણા પણ કરી શકતા નહિ. પરન્તુ પોતાના અંગત સંબંધ અને નોકરી જોખમાય તેવે દરજ્જે પણ વિરોધ કરતા. અને પોતાનો પ્રકોપ જાહેર રીતે પ્રગટ કરતા. આથી તેઓ ઘણી વખત અમલદારો સાથે અનિચ્છનીય સંઘર્ષમાં આવી પડતા. આવા સંજોગોમાં ઘણી વખતે તેમની સત્યપ્રિયતાના ગુણ ખાતર-નોકરી જતી કરવાની હદ સુધી-તેમની તત્પરતા દેખાઇ આવતી

હતી. આમ છતાં પણ તેમની એ વિશિષ્ટતા હતી કે, પોતાના કામકાજ અને જીવનમાં તેઓ હમેશાં આનંદી રહેતા.

અમો દ્વારકામાંથી છુટા પડયા બાદ દશેક વર્ષના ગાળા પછી વડોદરામાં તેમનો શ્રી. સંતદાસ અને પછી સંન્યાસી શ્રી સચ્ચિદાનંદ તરીકે ફરી મેળાપ થયો. તેમની સંન્યસ્ત અવસ્થામાં તેઓ હમેશાં આનન્દી અને એક ફક્કડ અને મસ્ત સાધુ તરીકે તરી આવતા "ૐ સચ્ચિદાનંદ" એ શબ્દો તેમના મુખ ઉપર હરહમેશ હતા. ઘણી વખતે તેઓ ભિક્ષા નિમિત્તે ઘેર આવી કુટુંબની ખબર મેળવતા, સંભાળ રાખતા, અને કુટુંબીજનોના સંસર્ગમાં આવતા. તે વખતે તેમની ગૃહસ્થાશ્રમની સહૃદયતા એવી ને એવી વિશેષતા બતાવતી. કંઇ તેમને પ્રિય વસ્તુ ખાવાની ઇચ્છા થાય તો તેઓ બાળકની માફક ખાસ માગી લેતા અથવા તૈયાર કરાવતા, એટલે બાળકના જેવી તેમની ઉદારતા એ ખાસ આકર્ષક હતી.

ઘણે વખતે તેઓ ધાર્મિક ઉપદેશોમાં ઘણી જ નિખાલસતા બતાવી અન્ય સાધુઓ ભાગ્યે જ કરે તેવી રીતે સામા માણસના દોષ મુખમાં બતાવી સ્પષ્ટતા કરતા, અને નગદ જીવનનો આદેશ આપતા. દૈવેચ્છા અનુસાર આ જગતના ધોરણે તેઓ સ્થૂલ શરીરનો ત્યાગ કરી અત્રેથી અદૃશ્ય થયા છે, તેમનું આનન્દી હાસ્ય, નગદ મસ્તી અને પ્રેરક ઉદગારો હજી આંખ ની તરતા અને કાનને અથડાતા રહે છે.

જે દેશો લખ્યા પ્રમાણે મૃત્યુ વખતે પણ તેમની પ્રચંડ સહૃદયતા દેખાડી મને યાદ કર્યો હતો, તેને માટે શું અને કયા શબ્દોમાં તેમના ગુણોને હું વ્યક્ત કરી શકું !

અજ્ઞાનુસંધાનવાળા મારે શબ્દો વડે મનુષ્યનું માનસ વ્યક્ત કરવું અસમર્થ જ છે.

# वस्ताजीनी अप्रसिद्ध वाणी*

સંશોધક :—શ્રી. લીલાધર મૂળશંકર ભટ્ટ



(૧)

### અંગ ગુરુવંદનકો

શ્રી ગુરુદેવને વંદીએ પ્રીતિ લાગી પાય,
અવર વંદન જ્યાંથી ટળે આવાગમન મીટ જાય. (૧)

બુધ્ધ-સુબુધ્ધ દાતા થયો રિદ્ધ સિદ્ધ દાતા જેહ,
સ્વરૂપદાતા સચ્ચિદાનંદ પ્રીતે વંદું તેહ. (૨)

સહજે મળે ગુરુ સહજાનંદ જીને દિયો આત્મઉપદેશ,
પૂરણના પ્રતાપથી છુટ્યા સકળ નરેશ. (૩)

ગુરુ સેવા સબથેં બડી તાથેં બડા ન કોય.
સર્વ ધર્મકો એક ધર્મ ગુરુઆની બુઝે સોય. (૪)

દેવ સકલ ગુરુદેવમાં ધર્મ સકલ સબ માંહી.
શ્રી ગુરુદેવ ઉપાસતાં અવર ધર્મ કોઇ નાંહી. (૫)

---

* પરમહંસ સ્વામી શ્રી વસ્તાજીનો પરિચય આ માસિકના ચાલુ સાલના ઓગસ્ટ, સપ્ટેમ્બર અને ઓક્ટોબરના અંકમાં પ્રસિદ્ધ થયો છે. તેમના અપ્રસિદ્ધ સાહિત્યમાંથી પ્રથમ 'અંગો' આ પત્રમાં ક્રમશ: પ્રસિદ્ધ થયા બાદ તેમના અન્ય સાહિત્યને પ્રસિદ્ધ કરવા નિર્માણ નો ઇચ્છા છે.—સંશોધક.

ગુરુ સેવા જે આદરે તાકા બડા સ્વભાવ,
સંસાર સમુદ્ર, મોહજલ, ગુરુ તરવાકો નાવ. (૬)
ગુરુ સેવા એક સત્ય હે ઔર સબેં યાં બાત,
શ્રુતિ, સ્મૃતિ સાક્ષી હે જાકી સબમેં ખ્યાત. (૭)
ગુરુ સેવા જે કો કરે સત્ સીહાણુ તેહ,
ઉત્તમ ધર્મ એ આદરે ફરી ન ધરવો દેહ. (૮)
જોગ-જગન ઉને સબ કીયા ક્રિયા વ્રત ઔર દાન,
સાધ્ય-સાધન સબ કીયા જીને ધર્યો ગુરુકો ધ્યાન. (૯)
શ્રી ગુરુદેવને સેવતાં ગુરુરૂપ તે થાય,
દ્વૈતસહિત અદ્વૈત ભજે મોટો એ મહિમાય. (૧૦)
સબ સાધન કે પાર હૈ ગુરુસેવાકી મન,
અનન્ય દશા આપે હરે વીરેલા જાણે ગત. (૧૧)
પઢના ગુણા છોડ દો છોડ દો ચતુરાઇ,
પ્રેમે ગુરુ સેવા કરો અટલ પરમ પદ પાઇ. (૧૨)
મનકા મતા સબ હાર દો, હાર દો અહંકાર,
ગુરુવક્ષ લ્યા આપમેં ભવજલ પામો પાર. (૧૩)
આપ મતા સબ હાર કે ગુરુ મતા લ્યો, ભાઇ !
ગુરુગમ જ્ઞાન વિચારતા અટલ પરમપદ પાઇ. (૧૪)
આપ મતે દુઃખ ઉપજે ગુરુમતે સુખ હોય,
સમજી આપા છોડ દે સાચા સેવક સોય. (૧૫)
આપ મતા તો આશકી, ગુરુ મતા નિરાશ,
અવધૂત મતા અગાધ હે, ચિન્હે વીરલા દાસ. (૧૬)
નિરાશમાં આશા ઘણી એ બડી હે ગુન્ય,
હિરદે હારદ ગુરુ-તણું વીરલા બુઝે બુઝય. (૧૭)
ગુરુ સેવ્યે ગુરુ નીપજે ગુરુ તજ્યે ગુરુ જાય,
સમજ જ્ઞાન સદગુરુ તણી ગુરુ વડે ગુરુ થાય. (૧૮)

જે મન વાણી કળે નહીં તે બતાવે તે પાસ,
સત્-ચિત-ચૈતન્ય જોગવે મટે અન્ય ઉદાસ. (૧૯)
મન મરે, ઇન્દ્રિ ગળે, હોય શીંગડાં ભંગ,
ગુરુ સેવ્યાના પુણ્યથી અચલિત હોવે અંગ. (૨૦)
રવિ ઊગે રજની ટળે ગુરુ મળે તિમિર જાય,
સાક્ષી પિંડ-બ્રહ્માંડનો રહે મહારાજ રૂપ સમાય. (૨૧)
પારસમણિને સ્પર્શતાં લોહુ કંચન થાય,
એ દૃષ્ટાંત નીચું પડે ગુરુ મળે એકતાય. (૨૨)
કીટ ભ્રમરી હોત હૈ ચટકા લાગે અંગ,
પાંખ પ્રકટે પલક મેં પલટી જાત હૈ રંગ. (૨૩)
ગુરુ ચટકો જો શું અહે સ્વરૂપ સંબંધી સાર,
કાસકીટી લાગે નહીં અટલ રહેત સદાય. (૨૪)
વસ્ત્ર મેલો હો ગયો તે ધોતા નીકળે પોત,
ગુરુ અંગે આપે મલે પ્રકટે આતમજ્યોત. (૨૫)
શબ્દ-સાબુ, બ્રહ્મ-જળ, સદ્ગુરુ ઝીંકણહાર,
મેલા જીવ ભીંજીને ભયા કાઢે સબ વિકાર. (૨૬)
બહુ દિનકા પડયા કમોરે ગુરુ ધોબી પેં જાય,
ગેરાય-જોકકા કાઘ હૈ તબ હી ઉજ્વળ થાય. (૨૭)
ખાંડુ મસ્તકપે જબ ચડે તો નીકસે તાકી ધાર,
આહુંત કાટ અલગો થયે-શું દરશે ફિરતાર. (૨૮)
ગુરુ સુકાકલી જબ મળે કાટે સબ હી ગેલ,
અનંત કોટીયામા તરે એવી પુરાણી ગેલ. (૨૯)
આ ગેલમાં કછુ વિઘ્ન નહીં સબ સંત કહેત પુકાર,
યાથેં અધિક કયા કિજીયે શ્રી ગુરુ પ્રાણાધાર. (૩૦)
ભૂલ કાઢે, સમજ દે, એમે દીનદયાલ,
કોટિ જન્મકા ગાઢ મીટાવે એક પલક તત્કાળ. (૩૧)
કાષ્ટ મધ્યે અગ્નિ છે પણ નથી સરખી તેહ,
જે સરખી તો તો ઘરે ગુરુ સંગ હોવે સ્નેહ. (૩૨)

દેહ સંગે જેમ આત્મા અલેપ રહે અવિનાશ,
ગુરુ સંગે એમ સાધતાં પ્રકટ હોય પ્રકાશ. (૩૩)
વિશ્વાનલ વનમેં પડે ત્યારે જલે સરવે વન,
પ્રકટ હોય એમ આતમા ત્યારે ટાળે કરમનું તન. (૩૪)
ગુણાતીત ગોવિન્દ છે તે ગુણ સહિત ના પામીએ,
નિર્ગુણ ન્યાયે વિચારતાં ગુણ તે સઘળા વામીએ. (૩૫)
પરંપરા પરિબ્રહ્મ છે તે સદ્ગુરુને પહેચાન,
ભાવ સહિત સેવા કરે તે જણાવે જાણ. (૩૬)
તેલ સ્પર્શે જેમ ફૂલને તેલ મટી ફુલેલ હોય,
ગુરુ અંગે એમ સ્પર્શતાં જીવ ન કહેવે કોય. (૩૭)
ભાવ ન પૂછે તેલનો ફુલેલ કરી લે જાય,
સોહી ફૂલ સ્પર્શતાં મોંઘે મૂલ વેચાય. (૩૮)
ચંદન પાસે વૃક્ષ અવર લાગે તેનો વાસ,
ગુરુ અંગે એમ સ્પર્શતાં મટે જીવકા ભાસ. (૩૯)
આટે લુણ મળી જતા લુણ નામ તે વિસરે,
ગુરુ માંહી એકતા થતા જીવ બુદ્ધિને પરહરે. (૪૦)
ખીલર ગંગામાં ભળે ત્યારે ખીલર નામ તે વિસરે,
ગંગાજલ સહુ કોઈ કહે એમ ગુરુ સંગે પ્રાણી તરે. (૪૧)
નીચકૂળની નાર હોયે ઉચ્ચ કૂળમાં જઈ વરે,
સદ્ગુરુ અંગે ભેટતાં જીવ બુદ્ધિ એમ પરહરે. (૪૨)
આ જુગ સઘળો આંધળો ભૂલ્યો ભૂલ્યો જાય,
સદ્ગુરુ દેખતા જો મળે તો પેડા દેત બતાય. (૪૩)
વિણુસે ગુરુ સબ આંધળા સુઝે નાહી સુખ,
ગુરુ દેખતા જો મળે તો બહોળો વધારે સુખ. (૪૪)
ભટકણ સબ મિટાયકે બેઠાવે એક ઠામ,
દાન આપે મહાપદકો ગુરુ એ આતમરામ. (૪૫)
તન, મન, ધન સબ અર્થે સે કરો ગુરુ કી સેવ,
પ્રતાપ જાગે તેહનો મલે નિરંજન દેવ. (૪૬)

અંજન સબ અદગો થાયે નિરંજન દ્રષ્ટ સમાય,
પ્રેમ સહિત ગુરુ સેવતાં એ ફલ નિશ્ચે થાય. (૪૭)
જૈસે ચકમક પથરી એક એકને લે તો ઝડે,
જુગત જાળની જો શકે અગ્ની માંહિથી એમ પડે (૪૮)
અહંકાર પથરી, શબ્દ ચકમક, સદ્‌ગુરુ ઝાડનહાર,
ચેતન અગ્નિ પ્રગટતાં એહ સાધન સાર. (૪૯)
નહીં પથરી, નહીં ચકમક, નહીં કોઈ ઝાડનહાર,
સાધન સબ છૂટી ગયાં જબ પ્રગટે કિરતાર. (૫૦)
કિરતાર સેં સબ નીપજે જીવસે કછુ નાહીં,
જ્ઞાની એમ વિચારકે ગલત રહે મનમાંહી. (૫૧)
પૂરા ગુરુ ક્યો ઓળખી ત્યાં ચિત્તે રહો સમાય,
સર્વ વસ્તુ સહેજે મળે ભટકવા શીદ જાય. (૫૨)
પરમાત્મા ગુરુ આત્મા એ એની જ્યોત અખંડ,
સર્વાવાસ વ્યાપી રહ્યો સપ્ત દ્વિપ નવખંડ. (૫૩)
જ્યાં પ્રગટે ત્યાં દષ્ટે પડે અથગા રહે અદષ્ટ,
એક એકને ઓળખે નહીં દેહ ધર્યાનાં કષ્ટ. (૫૪)
ચકોર ચંદ્ર પર જૈસી રખે એસી ગુરુ પર હોય,
શિતળ અંગ સદા રહે તપી શકે નહીં કોઈ. (૫૫)
ગુરુ ચંદ્ર શિષ્ય ચકોર, કાલ એ અંગાર,
સેવક સબ ગળી જાયે તે ગુરુ કે આધાર, (૫૬)
દાઝે નહીં કો અગ્નીસેં શીતલ અંગ સદાય,
ગુરુ સેવી એ મત લહે ઉન્હી લેઉં બલાય. (૫૭)
એસી સેવક શોધ્યે મળે કોટિ મધ્યે એક.
ગુરુ સેવા સાચે કરી લેવે વસ્તુ વિવેક. (૫૮)
ગુરુ આપમાં આપ ગુરુમાં સૂરત-નૂરત થઇ એક્ય,
ધન્તા વિશ્વંભર ભેટતાં થઇ રહે રંગ રેહ. (૫૯)

અંગગુરુવંદન કો સંપૂર્ણ.

## લેખક :—શ્રી. શાન્તિલાલ ઠાકર, એમ. એ.

આજકાલના જમાનામા બુદ્ધિને–તર્કશક્તિને વધારે પડતું પ્રાધાન્ય અપાતુ જોવામાં આવે છે. ખાસ કરીને જે પાશ્ચાત્ય વિદ્યાગા કેળવાયેલ હોય છે તેમની મનોદશા આવી છે—" બુદ્ધિ કાંઇ માનવીને અપાયલી નિરર્થક શક્તિ નથી. જે માન્યતા અથવા સિદ્ધાંત અમારી બુદ્ધિને સતોષ ન આપી શકે, જે વિચારસરણિ અમારા તર્ક સાથે સુસગત ન હોય, તેને કેવળ અંધ શ્રદ્ધાથી સ્વીકારી લેવી તે અમારી બુદ્ધિનું અપમાન કર્યા બરાબર છે એટલે અધ્યાત્મશાસ્ત્રમા પણ અમે શ્રદ્ધાના તત્ત્વને, બુદ્ધિને બાજુએ મૂકીને તાબે થવા માગતા નથી. પ્રભુ હોય તો તેણે પણ અમારી બુદ્ધિને સંતોષ આપે તેવુ સ્વરૂપ ધારણ કરીને અમારી સમક્ષ આવવુ જોઇએ." વળી કાંઈ કારણ જ એવુ છે કે સામાન્ય માણસો પણ જે જાતના તર્ક કરે છે અથવા બુદ્ધિના તુક્કા ઉડાવે છે તે તર્ક અથવા બુદ્ધિશક્તિ કેવલ તત્ત્વદર્શી તટસ્થ અને નિર્લેપ હોતી નથી. તેમણે પોતે સેવેલા પૂર્વગ્રહો, તેમની ઈચ્છાઓ અને આકાંક્ષાઓ તેમની બુદ્ધિને પોતાના રંગથી રંગી નાખે છે પરિણામે તેઓ એવી માન્યતાઓ અને વિચારસરણિઓને જ સ્વીકારે છે જે તેમની ઈચ્છાઓને અનુકૂલ હોય તેમની કામનાઓને સંતોષવા કરવામ આવતા પ્રયત્નોનું સમર્થન કરે, અને તેમની જીવનદૃષ્ટિને ટેકબારી આપે આ કાંઈ સત્યનુ જ માત્ર અન્વેષણ કરનારી, તત્ત્વદર્શી, પગાર્થી, તટસ્થ બુદ્ધિ ન કહેવાય ! માટે આવી બુદ્ધિ અધ્યાત્મ શાસ્ત્રમાં કલુષિત, એકપક્ષી અને દૂષિત હોઈ, તેના નિર્ણયો સ્વીકારવામાં આવે તો મહાન અનર્થને પ્રસંગ આવે.

વળી એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે બુદ્ધિ તો માનવ મનની પરિમિત શક્તિ છે, મર્યાદિત કરણ છે દેશ, કાળ અને કાર્યકારણની શૃંખલારૂપી જગતની ત્રણ મહાન મર્યાદાઓના ક્ષેત્રમા જ બુદ્ધિ પોતાનું પરિમિત કાર્ય કરી શકે છે તે પૃથક્કરણ કરી જાણે છે, અને મર્યાદિત એકીકરણો કે સમન્વયો સાધી શકે છે. પણ જેમ સાણસી પોતાને પકડનારના હાથને પકડમાં લઈ શકતી નથી, અથવા તો જેમ માણસ પોતે છલંગ મારીને પોતાના જ ખભા ઉપર સ્વારી કરી શકતો નથી. તેમ ખુદ બુદ્ધિ પણ પોતાની પીઠમાં રહેલા મૂળભૂત સચાલક આત્મતત્ત્વને સમજવા અસમર્થ બની–પાંગળી હોય તેમ પાછી ફરે છે. માટે જ તૈત્તિરીય ઉપનિષદ્ કહે છે કે–यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । તે પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કર્યા સિવાય

સઘળી ઇન્દ્રિયો મન સાથે-બુદ્ધિ સાથે-પાછી ફરે છે.

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ તો કહેતા કે–શ્રદ્ધા માત્ર પ્રથમ તો અંધ જ હોય છે. પાછળથી એ પ્રકારની શ્રદ્ધા કેમ ઉત્પન્ન થઈ અને એના શા ઇષ્ટ કે અનિષ્ટ પરિણામો આવ્યા તેની માનવીને ખબર પડે છે. સાધનમાર્ગમાં પણ જ્યારે ઉચ્ચતર જ્યોતિ પ્રગટ થાય, અને અમુક ઘટના કેવી રીતે અને શા માટે બની તેની વિગતો પર પ્રકાશ પડે ત્યારે જ સાધકને શ્રદ્ધાનું મૂળ અને તેનો હેતુ સંપૂર્ણપણે સમજાય. જીવનના અમુક પ્રસંગોમાં જ્યારે માનવીની બુદ્ધિ હારી જાય, તેનાથી તે કોયડો ન ઉકેલે, જ્યારે તે નિરાધાર વિધવા જેવી બની પાછી આવે અને પોતાની અશક્તિનો એકરાર કરી નીચું મુખ ઢાળી દઈને લાઈલાજ ઊભી રહે, ત્યારે કોઈક એવું અવચેતના અને ઊર્ધ્વચેતનામાં વીજળીના ચમકારની પેઠે પ્રગટ થતું નિર્ણાયક તત્ત્વ ઝબકે છે કે જે તે કોયડામાં કયો માર્ગ લઈ જીવનપ્રસંગને ઉકેલવો તેની નિર્ણાયક માર્ગદર્શના કરાવી જાય છે. જીવનમાં ચોમેર અંધકાર વ્યાપ્યો હોય, અને કંઈ સૂઝ ન પડે ત્યારે સાધકને અડગ નિશ્ચયપૂર્વક માર્ગની આગલી ભૂમિકા તરફ અંગુલિનિર્દેશ કરનારું આ તત્ત્વ તે જ શ્રદ્ધા. જ્યારે જીવનમાં અને જીવનના મંગલ હેતુમાં બુદ્ધિ વિશ્વાસ ગુમાવી બેસે છે, ત્યારે સાધકને અધ્યાત્મમાર્ગમાં ટકાવી રાખનાર તત્ત્વ તે શ્રદ્ધા. સાધનમાર્ગના ભયંકર ઝંઝાવાતોમાં અને અનેક અંધાધુંધીમાં પણ શ્રદ્ધાનો રત્નદીપક પોતાની અખૂટ જ્યોતિવીથિકા પાથરે છે, અને સાધકને અચૂક રીતે સાદ કરી પરમલક્ષ્યને માર્ગે આગેકદમ ભરાવે છે. એવો કયો સાધક હશે–પછી ભલે ને તે ગમે તેટલો મહાન અને પ્રભુનો કૃપાપાત્ર હોય–પણ જેને અમુક અણીને વખતે શ્રદ્ધામાતાએ સંભાળ્યો ન હોય, આશ્વાસન ન આપ્યું હોય, સાધનમાર્ગની કટોકટીને સમયે માર્ગનિર્દેશન ન કરાવ્યું હોય, અને છતાં પણ તે કેવલ બુદ્ધિ પર જ નિર્ભર રહીને ઠેઠ પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ સુધી એકલો જ ઝઝૂમ્યો હોય? આધ્યાત્મિક ઇતિહાસને પાને હજી એવા માનવીનું દૃષ્ટાંત નોંધાવાનું બાકી છે।

બુદ્ધિ દરેક પ્રસંગનું, ઘટનાનું, વ્યક્તિનું, વિચારનું પૃથક્કરણ કરી, તેનું યાથાર્થ્ય સમજી, પગલું આગળ લેવા માગે છે; જ્યારે શ્રદ્ધા સ્વયંભૂ રીતે, પોતાના પગલાની સત્યતાની ખાતરી સાથે જ લઈ આવતી હોય છે. ગણતરી કરવા નથી બેસતી, હિસાબલેખાં નથી માંડતી; માત્ર જીવન-

પ્રસંગને અમુક વખતે–મુરઝેલી તેનું વિકરાલ મુખ ફાડીને સ્હામા ઉભ ઘુરકાવતી ઊભી હોય ત્યારે–એક ક્ષણમાં, વીજળીનો ચમકાર કરી, કયો માર્ગ કેવી રીતે લેવો તેનો અચૂક નિર્ણય આપી દે છે! સામાન્ય માનવીને પણ પોતાના જીવનમાં અમુક પુરુષ કે સ્ત્રી મળતાં જ એવી લાગણી થાય છે કે "આ તો મારા ગુરુ! મારું જીવનનાવ તેની કુશળ કામગિરીને સોંપી હું નિશ્ચિન્ત છું. અથવા, આ તો મારા પિતા જેવા, મુરબ્બી જેવા, હિતાર્થી આપ્તજન. તેનું વાક્ય કે માર્ગદર્શન મારા કલ્યાણ માટે જ હોય. તેમાં શંકાને સ્થાન હોય જ નહિ! અથવા, આ સ્ત્રી સાથે તો મારા હૈયાની ઓળખ છે, તે મારા અંતરની પ્રેયસી છે, તેના ચિત્ત સાથે મારા ચિત્તનું તાદાત્મ્ય છે, માટે એને જ મારે જીવનધર્મસહચારિણી તરીકે સ્વીકારવી જોઈએ; તેમાં જ અમારું પરસ્પરનું શ્રેય છે." અને પછીથી જીવનમાં ભલે તેવા, આ પ્રકારની શ્રદ્ધાને ડગાવી નાંખે તેવા પ્રસંગો આવે, તો પણ જીવન-સાધક કોઈ પણ પ્રકારની ગેરસમજ થવા દેતા નથી, તેની શ્રદ્ધા તે વ્યક્તિમાં અડગ જ રહે છે–જો કે એવી અડગ શ્રદ્ધાવાળા સાધકો પણ વિરલ જ હોય છે! આ પ્રકારની લાગણી તે શ્રદ્ધા છે–કે જેના જોર પર મુસ્તાક રહી માનવી હરેક પ્રકારની સંકુચિત ગણતરી કરવાની ના પાડે છે, અને દૃઢતાથી તથા ચીવટથી, શ્રદ્ધાએ દેખાડેલા માર્ગે આગળને આગળ ધપ્યે જાય છે.

માટે જ શાસ્ત્રોમાં કહ્યું છે કે–श्रद्धामयोऽयं पुरुषः। અથવા તો ભગવદ્ ગીતાજી કહે છે તે પ્રમાણે–यो यच्छ्रद्धः स एव सः। માણસ શ્રદ્ધાનો બનેલો છે જેવી જેની શ્રદ્ધા તે રૂપ જ તે માણસ હોય છે. અધ્યાત્મશાસ્ત્રો અને સંત મહંત ગુરુઓએ શ્રદ્ધાનું માહાત્મ્ય–ખૂબ ગાયું છે. શ્રદ્ધા સિવ ભવસાગર તરવો સહેલ નથી. ગીતાજી કહે છે તેમ–શ્રદ્ધાયુક્ત પુરુષ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકશે અને अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति। અજ્ઞાની, શ્રદ્ધારહિત, સંશયગ્રસ્ત પુરુષનો વિનાશ થશે, અર તેવો મનુષ્ય ધર્મ, અર્થ, કામ કે મોક્ષ–ચારમાંથી એક પણ પુરુષાર્થ ક કરી શકશે નહિ. માટે જ ઉદ્દાલક આરુણિએ શ્વેતકેતુને "વટવૃક્ષની બી કણિકામાંથી આટલું મોટું વટવૃક્ષ ઊગ્યું છે અને ફૂલ્યુંફાલ્યું છે" બતાવી કહ્યું કે–'બુદ્ધિથી આ અસંભવિત લાગે તો પણ તે સત્ય છે, श्रद्धत्स्व, શ્રદ્ધા રાખ. તે સાચું જ છે.' માટે મંત્રશાસ્ત્રમાં પણ કહે છે કે દેવની મૂર્તિ અથવા સાધકનો પુરુષાર્થ ફળતા નથી, પણ તેની જ ફલ આપે છે.

પણ શ્રદ્ધાની વાત એવી છે કે દરેક માણસની શ્રદ્ધા એક જ પ્રકારની હોતી નથી. કોઈની શ્રદ્ધા સત્પુરુષો ઉપર, સન્મિત્રો ઉપર, સત્ શાસ્ત્રો ઉપર, સત્ પદાર્થો ઉપર હોય છે, જ્યારે બીજાની શ્રદ્ધા દુર્જનો ઉપર, દુર્મિત્રો ઉપર, કુશાસ્ત્રો ઉપર અને કુપદાર્થો ઉપર હોય છે. માનસ સરોવરનો સુંદર રાજહંસ મોતીનો જ ચારો ચરે છે, જ્યારે સ્વાભાવિક પ્રેરણાથી જ કાગડાની નજર વિષ્ઠા ઉપર ચોંટે છે. આનું કારણ એ છે કે-દરેક માણસની શ્રદ્ધા તેની પોતાની ગુંજાશ ઉપર, હૃદયબળ ઉપર, પૂર્વજન્મથી પ્રાપ્ત કરેલા સંસ્કારો ઉપર આધાર રાખે છે. માટે જ ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર ગીતામાં કહે છે-सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत । હે અર્જુન, દરેક પુરુષની શ્રદ્ધા તેના સત્ત્વ અનુસાર હોય છે. માટે જ તેમણે ગીતાજીના સત્તરમા અધ્યાયમાં-શ્રદ્ધાત્રય વિભાગ યોગમાં-શ્રદ્ધાના સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ વિભાગ કર્યા છે. જ્ઞાન અને પ્રકાશ એ સત્ત્વગુણના લક્ષણ છે. લોભ, ક્રિયાશીલતા, ગડમથલ, કામક્રોધાદિકથી પ્રેરાઈ કરવામાં આવતા અનેક કાર્યો એ રજોગુણનાં પરિણામો છે. અજ્ઞાન, આળસ, જડતા, મોહ, પ્રમાદ-આ બધાં તમોગુણનાં લક્ષણો છે. આ ત્રણ ગુણો અનુસાર દરેક માણસની શ્રદ્ધાના પણ સાત્ત્વિકી, રાજસી અને તામસી એમ ત્રણ ભેદ પડે છે.

પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે દરેક માનવીના વિચારો, માગણીઓ, ઊર્મિઓ, આવેગો, આદર્શો, સ્વપ્નો, ઇચ્છાઓ, કામનાઓ, વાણી અને કૃતિ હોય છે. છતાં મુખ્યત્વે આ બધી જ ક્રિયાઓ ચાર સ્વરૂપે દેખા દે છે. (૧) યજ્ઞ (૨) તપ (૩) આહાર અને (૪) દાન. માટે ભગવાને સત્તરમાં અધ્યાયમાં, શ્રદ્ધાત્રય વિભાગ યોગમાં ઉપરની ચાર ક્રિયાઓનાં જ સાત્ત્વિક, રાજસ અને તામસી સ્વરૂપોનું વર્ણન કર્યું છે. પણ આપણે યાદ રાખવાનું આ ચારેય ક્રિયાઓની પીઠમાં સાત્ત્વિક, રાજસી અથવા તો તામસી શ્રદ્ધા હેતભૂત હોય છે. સાત્ત્વિકી શ્રદ્ધાવાળો માણસ કોઈ પણ પ્રકારના ફળની ઇચ્છા રાખતો નથી દરેક ક્રિયા વિધિપૂર્વક, નમ્રતાપૂર્વક, મનની શાંતિપૂર્વક અને દેશકાળ તથા પાત્ર વિચારીને, માત્ર આત્મતત્ત્વની પ્રાપ્તિ થાય તે હેતુને લક્ષ્યમાં રાખીને જ કરે છે. રાજસી શ્રદ્ધાવાળો માણસ ફળની ઇચ્છા રાખે છે, તેની દરેક ક્રિયામાં માન-મોટાઈ-કીર્તિની અપેક્ષા હાજર હોય છે, દંભ અને અભિમાન પણ ડોકિયાં કરે છે, પ્રત્યુપકારની બુદ્ધિ અથવા તો ભવિષ્યમાં અમુક પ્રકારનો મળનારો લાભ તેની નજરની બહાર નથી હોતો; અને પૂજા પણ દેવોની ન કરતાં યક્ષ રાક્ષસની કરે છે-લક્ષ્મી, પુત્ર, કીર્તિ,

સંસારસુખ વગેરેની પ્રાપ્તિ માટે તામસી શ્રદ્ધાવાળો પુરુષ દરેક ક્રિયા : વગર જ, બીજાઓનું અપમાન કરીને, મૂઢતાથી કે હઠપૂર્વક, પારકાને પીડા કે હાનિ કરવા ખાતર, ખૂબ દંભ અને અહંકારપૂર્વક, દેશકાળ તથા પાત્રની ગણનાની તદ્દન અવગણના કરીને, કરે છે. તે યજન કરે છે પ્રેત અથવા ભૂતગણનું–મરણ, મારણ, વશીકરણ વગેરે અપપ્રયોગો સિદ્ધ કરવા ખાતર જ.

આ ઉપરથી એવું ફલિત થાય છે કે પોતાનો ઉત્કર્ષ ઈચ્છનાર મનુષ્યે તામસી શ્રદ્ધામાંથી રાજસી શ્રદ્ધામાં ઊર્ધ્વ આરોહણ કરવું. અને રાજસી શ્રદ્ધાવાળાએ સાત્ત્વિકી શ્રદ્ધા પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો. છેવટે સાત્ત્વિક શ્રદ્ધાવાળો માણસ જ ભગવાને સોળમા અધ્યાયમાં વર્ણવેલા દૈવી ગુણોને પોતામાં સિદ્ધ કરી, ધ્યાન ધારણા માટે ચિત્તની યોગ્યતા મેળવી, આત્મ-સાક્ષાત્કાર કરવા સમર્થ થશે ભગવાન પોતે જ કહે છે.

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसा ॥

સાત્ત્વિકી શ્રદ્ધાવાળા મનુષ્યો ઉચ્ચ ગતિને પામે છે, રાજસી શ્રદ્ધાવાળા મનુષ્યો મધ્યમાં જ–મનુષ્યલોકમાં જ રહે છે; અને નીચ પ્રકારના આસુરી ગુણો અને વૃત્તિઓવાળા તામસી શ્રદ્ધાવાળા મનુષ્યો નીચ યોનિને પ્રાપ્ત થાય છે.

ઉપર વર્ણવેલી ત્રિવિધ શ્રદ્ધાથી માનવી અનેક પ્રકારની સ્થૂલ તથા સૂક્ષ્મ ક્રિયાઓ કરે છે. તે તે ક્રિયાઓથી તે લેપાય નહિ, તેમનો તેને સંગ લાગે નહિ માટે ભગવાને દરેક સ્થૂલ સૂક્ષ્મ ક્રિયાને 'ॐ तत्सत्' એ મંત્રથી ભગવાનને સંપૂર્ણ ભાવથી સમર્પણ કરવાનો અને ફલેચ્છાથી રહિત થઈ, તે તે ક્રિયાઓની વિક્રિયાઓથી બચી જવાનો પરમ રહસ્યમય ઉપાય અંતમાં બતાવ્યો છે.

ઉપર પ્રમાણે આપણે શ્રદ્ધાના તત્વનો જે વિચાર કર્યો તે શ્રદ્ધા અધ્યાત્મ-માર્ગમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. ભગવાનમાં શ્રદ્ધા, સદ્‌ગુરુમાં શ્રદ્ધા, સત્‌શાસ્ત્રમાં શ્રદ્ધા અને સદાચારમાં શ્રદ્ધા–આવી ચતુર્મુખી શ્રદ્ધા માનવીને સાધનમાર્ગ પર સહીસલામત ચલાવી, અંતમાં પરમ લક્ષ્યસ્થાને પહોંચાડે છે. એવી સાત્ત્વિકી શ્રદ્ધા આપણને સૌને પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થાઓ એ જ પ્રાર્થના. *

* ગીતાજયંતી નિમિત્તે શ્રી સોમનાથ મહાદેવ, ખેડામાં તા ૭–૧૨–૪૩ ના રોજ કરેલા વ્યાખ્યાનનો સાર.

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# કેટલાંક ઉત્તમ ગ્રંથો

| પુસ્તકનું નામ | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત—સાત ગ્રંથોમાં (સચિત્ર) ... | ૫૨૦૮ | ૪૫–૦ |
| મહાભારત શાંતિપર્વ—(છૂટક મળશે) ... ... | ૮૫૬ | ૭–૮ |
| માનસ રામાયણ—બે ગ્રંથોમાં, ૩૦ ચિત્રો ... | ૧૪૦૦ | ૫–૪ |
| તુલસીકૃત રામાયણ—બે ગ્રંથોમાં ૩૬ ચિત્રો ... | ૧૪૩૨ | ૭–૮ |
| વાલ્મીકિ રામાયણ—એક ગ્રંથ, ૩૫ ચિત્રો ... | ૧૫૨૮ | ૫–૮ |
| શ્રીમદ્ભાગવત—બે ગ્રંથોમાં, આ. ૧૦ મી ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮–૦ |
| ભગવતી (દેવી) ભાગવત આવૃત્તિ ૨ જી ... | ૯૨૮ | ૬–૦ |
| મનુસ્મૃતિ—(મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર)... | ૬૪૦ | ૩–૦ |
| ભક્તિયોગ—(સ્વામી વિવેકાનંદ) ... ... ... | ૩૮૪ | ૧–૮ |
| દાસબોધ—(સમર્થ રામદાસ સ્વામી) આવૃત્તિ ૩ જી | ૬૪૮ | ૨–૦ |
| આખ્યાનમાળા—૧ લો (૨૪ આખ્યાનો) ... | ૭૦૮ | ૨–૪ |
| ,, ,, —૨ જો (૧૯ આખ્યાનો) ... | ૭૨૦ | ૨–૦ |
| મહાભારત મંજરી—મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ | ૭૪૪ | ૩–૦ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ—(વિસ્તૃત ચરિત્ર) ... | ૬૦૮ | ૨–૮ |
| શ્રી ચૈતન્ય મહાપ્રભુ—(ત્રણ ગ્રંથોમાં) ... ... | ૧૫૯૬ | ૬–૮ |
| તુકારામ્હણે—સંત તુકારામના મનન કરવા યોગ્ય અભંગોનો સંગ્રહ—મૂળ મરાઠીમાં ... | ૧૨૦ | ૦–૫ |
| તુકારામ ગાથા—ગ્રંથ ૧ લો સરળ અનુવાદ ... | ૮૯૬ | ૨–૪ |
| ,, ,, —ગ્રંથ ૨ જો ,, ,, ... | ૯૪૪ | ૨–૮ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર—આ. ૫ મી | ૨૦૮ | ૦–૮ |
| સુબોધરત્નાકર—ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો... ... | ૩૦૦ | ૦–૧૨ |
| વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન—(અર્થ-વિવરણ સાથે) | ૨૨૦ | ૦–૬ |
| શ્રીમદ્ભગવદ્ગીતા—૧૯ મી આવૃત્તિ સરળ ભાષાંતર સાથે | | ૦–૭ |

પાછળ જુઓ→

| | | |
|---|---|---|
| ઉપનિષદો-(૧૧૨)-બે ગ્રંથમાં ભાષાંતર ... | ૫૫૨ | ૪-૦ |

## તત્વજ્ઞાનના ગ્રંથો

| | | |
|---|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ (દળદાર ૪-ગ્રંથોમાં) | ૧૯૦૮ | ૧૨-૦ |
| દત્ત-પરશુરામ અથવા આત્મદર્શનયોગ ... | ૩૫૦ | ૨-૦ |
| પાતંજલ યોગસૂત્ર-(સ્વામીવિવેકાનંદની ટીકા સાથે) | ૧૯૨ | ૧-૦ |
| જ્ઞાનયોગ-(સ્વામી વિવેકાનંદકૃત) ... ... ... | ૨૩૬ | ૦-૧૨ |
| સંસારમાં સુખ ક્યાં છે? વા૦ મો૦ શાહકૃત | ૧૮૦ | ૧-૦ |
| વૈદિક વિનય-ખંડ ૧, ૨, ૩. (૩૬૦ વેદમંત્રો ભાષાંતર વગેરે સાથે) ... | ૮૪૦ | ૩-૧૨ |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ-(પં. દેવશર્માના વિચારતરંગો તથા અથર્વવેદના બ્રહ્મગવી સૂક્તનું ભાષાંતર) ... | ૩૨૪ | ૧-૦ |
| ઉપદેશસારસંગ્રહ-(મ. તિરૂવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો) | ૩૮૪ | ૧-૦ |
| સ્વામી રામતીર્થના સદુપદેશો-ગ્રંથ ૧ લો ... | ૫૬૪ | ૨-૮ |
| ,, ,, ,, -ગ્રંથ ૨ જો ... | ૫૨૦ | ૨-૮ |
| સ્વામી વિવેકાનંદના ઉપદેશો-(ભાગ ૧-૨-૩) | ૫૭૬ | ૨-૪ |
| ,, ,, ,, (ભાગ ૪-૫) | ૬૦૦ | ૨-૪ |
| . . . ભગવદ્ગીતા-(આવૃત્તિ ૭ મી ભાવાર્થદીપિકાની ઉત્તમ ટીકા સાથે) ... | ૮૮૮ | ૪-૦ |
| શ્રીમદ્ભગવદ્ગીતા-(પં. નીલકંઠની ટીકા સાથે) | ૬૭૬ | ૧-૧૦ |
| શ્રીપંચરત્નગીતા-(શ્રીધરી ટીકા સાથે) ... ... | ૬૦૦ | ૧-૧૦ |

ઉપનિષદો છપાય છે. બીજાં પુસ્તકોનું
વિગતવાર સૂચિપત્ર મળશે.

મળવાનું ઠેકાણું } **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**
ઠે. ભદ્ર પાસે, અમદાવાદ : કાલબાદેવીરોડ, મુંબઈ-૨



उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો,
આત્મબોધ મળે એવા વિદ્યાવિજ્ઞાન કેળવો.






તંત્રી
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર. (પૂર્વ ગુજરાત)

શ્લોકવિવરણ :—પરમતત્ત્વ કેવલ સાક્ષી છે અને આ જગત
દેખાતી માયા તુચ્છ એટલે કશા પણ અસ્તિત્વ વગરની છે. 'માયા'
એના કાર્યરૂપ દ્વૈતપ્રપંચનો સિદ્ધાન્ત સાચી રીતે ન સમજનારા જેઓ
તેઓ એક જ યુક્તિથી એનું સમાધાન કરવા ઇચ્છે છે તેથી એનું નિ
કરણ થઇ શકતું નથી. માયા એટલે મિથ્યા આભાસનું રહસ્ય બહુ સં
છે. પંચદશીકાર શ્રી વિદ્યારણ્ય સ્વામી ચિત્રદીપ પ્રકરણમાં શ્લોક ૧૨૬
૧૩૦ સુધીમાં દૃષ્ટાની મનોદશા પ્રમાણે એના ત્રણ ભેદ પાડે છે; શ્રુ
સિદ્ધાન્ત અને અનુભવીઓની અનુભવદૃષ્ટિ કેવલ બ્રહ્મદર્શી છે તેથી એ
દૃષ્ટિમાં કેવલ બ્રહ્મ જ વર્તી જ રહ્યું છે અને તેથી માયા તુચ્છ છે,—એ
નહિ જેઓ કેવલ બુદ્ધિવાદના આડંબરથી એની તપાસ અને ઓળ
કરવા જાય છે એમની મતિમાં એનું કોઇ પણ નિશ્ચિતપણે સમાધાન
નથી તેથી એ અનિર્વચનીય છે, અને જેઓ રાગદ્વેષ વડે અભિનિવે
જ રમનારા છે એમને આ દ્વૈતપ્રપંચ સાચો—વાસ્તવિક લાગે છે, તેથી એ
એની લૌકિક દૃષ્ટિથી આ માયા વાસ્તવી છે. ભગવાન્ શંકરાચાર્યે
ભવનું તૃતીય નેત્ર ઉઘાડી આપવા તેમ જ શ્રુતિના અભ્યાસ અને સ્વરૂ
નિદિધ્યાસનની યોજના માટે આ સ્તોત્ર નિર્માણ કર્યું છે તેથી માયાને તુ
નહિવત્ કહી છે; અને માયા તુચ્છ બનતાં જ સાક્ષી તો સર્વવ્યાપક
છે; એની એકતાનું જ્ઞાન થાય છે; માયા પરાધીન છે ત્યારે પરમતત્ત્વ સ્વ

અને આમ માયાનો તુચ્છ ભાવે બાધ અને સ્વરૂપનો સર્વવ્યાપક ર
...વ થતા એવો ઉદ્‌ગાર સહજ—ભાવે નીકળી આવે છે કે "હું એવું
વ્યાપક એક જ અવશિષ્ટ રહે છે, એ જ પરમ મંગલમય શિવ હું છું;
હું જ કેવલ છું, બીજું કશું જ નથી; હું અદ્વિતીય છું.



---

ગ્રાહકોને :—છઠો અંક રવાના થયા પછી–શ્રી સસ્તું સાહિત્ય વર્ધક કાર્ય
અમદાવાદ—ના ટ્રસ્ટી મંડળની ઉદાર યોજનાથી ચાલુ વર્ષનાં પંચાંગની
ઉત્થાનના ગ્રાહકોને આપવાની વ્યવસ્થા થઇ હતી, તે પ્રમાણે પંચાંગ મોકલી

# મહાત્માશ્રી ઝવેરભાઈ ગેરબડભાઈનાં

# બોધવચનો*

સંપાદક :–સદ્‌ગત શ્રી. બળવંતરાય ર. દેસાઈ, વકીલ–વડોદરા



## ધ્યાનના બાર વિચારો

(૧) બાહ્ય હું દુઃખનો ભંડાર છું. અંતર હું સુખનો સાગર છું.

(૨) સુખદુઃખ, હર્ષશોક એ બધાનું સ્થાન તારા પોતામાં જ છે; બહારથી આવતું નથી, કેમકે એ વિચારો મનમાંથી જ ઉત્પન્ન થાય છે, અને મન તારામાં છે. બાહ્ય વસ્તુઓ નિમિત્ત માત્ર છે, બાહ્ય વસ્તુઓ પોતે કંઈ લાભહાનિનું પ્રત્યક્ષ સ્વરૂપ નથી, પરંતુ તારું મન તેને તે સ્વરૂપ આપે છે, તેથી તે લાભહાનિનું કારણ થાય છે માટે, સારું, ખોટું, લાભ, હાનિ, રોગ, ભય, જન્મ, મરણ, એ વિચારોને તું છોડી દે તો સુખદુઃખ ને હર્ષશોક છે જ નહિ. બાહ્ય વસ્તુઓ એનું જ નામ જગત્ છે તો જગત્ દુઃખકારક છે જ નહિ, માત્ર સુખદુઃખના વિચારો જ દુઃખકારક છે, અને તે બંધ કરવા તારા હાથમાં છે, કેમકે મન તારું છે ને તેને જેવું કરે તેવું તે થાય એવું છે. માટે જગત્ નહિ પણ મન જ દુઃખકારક છે. તું કહેતો હોય કે મન અને વિચાર તારા હાથમાં નથી તો તેમ વિચાર કરે તો પણ સુખદુઃખ છે જ નહિ, કેમકે દુઃખ વિચારનું જ છે, ને તે જ્યારે તારો નથી હો પછી તેનો હર્ષશોક તને શી રીતે હોય ? જેનો વિચાર હોય તેને જ તે વિચારનું દુઃખ હોઈ શકે, તો તું મનથી અલગ છે અને દુઃખ છે તે મનને છે એમ સમજે તો પણ તું તારા સ્વરૂપમાં સ્થિર થતાં સુખદુઃખ, હર્ષશોક ઊડી જશે.

---

*સ્વા. સચ્ચિદાનંદજી જેમને ગુરુ તરીકે માનતા તે શ્રી. ઝવેરભાઈનાં આ બોધવચનો સદ્‌ગત શ્રી. બળવંતરાય વકીલે છપાવ્યાં હતાં. ધ્યાનના વાચકોને ઉપયોગી સમજી આ અંકમાં આપ્યાં છે.—તંત્રી.

(૩) તું તારા મૂળ સ્વરૂપનો વિચાર કર, જે સત્‌ચિત્ અને આનંદ જ છે. જેને હર્ષ નથી, શોક નથી, સુખ નથી, દુઃખ નથી, જે સાક્ષી દ્રષ્ટારૂપે જ માત્ર રહે છે; શંકા હોય તો સુષુપ્તિનો વિચાર કર કે તે તારૂં સ્વરૂપ કેવું છે. તે વખતે તું છે એ નક્કી છે છતા કાંઈ પણ સુખદુઃખ રહિત છતાં માત્ર હું છું ( સત્‌ચિત્ ) એ સિવાય બીજો ખ્યાલ જ નથી, અને તે વખતે દુઃખ માત્રનો અભાવ હોવાથી આનંદ હતો છે, વાસ્તવિક તો સત્ એ જ તારૂં સ્વરૂપ છે અને તેનુ તને ભાન છે માટે ચિત્; એથી જ તત્સત્ એ ઉપદેશનુ વાક્ય છે. માટે તારૂં સત્ય સ્વરૂપ જે દ્રષ્ટા માત્રનું છે તે રીતે જ તુ રહે તો તને દુઃખ છે જ નહિ. તેમ જ એ સ્વરૂપ મુક્ત હોવાથી તે તુ પ્રાપ્ત કરે તો તું પણ મુક્ત જ છે.

(૪) જે કાંઇ બનાવો બને છે તેનું જેમ તને જ્ઞાન થાય છે તેવું જ બીજાને પણ થાય છે, છતાં તેમાં તને હર્ષશોક થાય છે ને બીજાને થતો નથી એ જ બતાવે છે કે તે બનાવમાં હર્ષશોક કરાવવાનો ધર્મ નથી કેમકે, ધર્મ ધર્મીથી જુદો એક પળ પણ રહી શકે નહિ, જેમકે અગ્નિ અને ઉષ્ણતા. તો જે કાંઈ હર્ષશોક થાય છે તેનુ કારણ તારૂં મમત્વ છે, એટલે કે તે તે બનાવ તારો છે એમ માન્યુ છે તે છે માટે મમત્વનો નાશ કર. કેમકે મમત્વ મિથ્યા અજ્ઞાન છે વસ્તુ કેમ પણ તારૂ નહિ છતાં તું તારૂં માને છે તો પછી મમત્વ ( અજ્ઞાન ) દુઃખ કેમ નહિ કરે ? જે વસ્તુસ્થિતિ છે તેનાથી ઉલટું ધારીએ તો દુઃખ થાય જ. જે ઠેકાણે જવાનો જે રસ્તો હોય તે મૂકી ઉલટે રસ્તે જવું તો દુઃખ છે જ એ પ્રત્યક્ષ છે. હવે વસ્તુતઃ કાંઇ તારૂં નથી એમ કેમ માનવું તેનો ખુલાસો એ છે કે, મુખ્ય વસ્તુ લઇએ. જેમ કે ધન તથા સ્ત્રી પુત્રાદિક, હવે તું જો એમ માને કે ધન તારૂં છે, ને તેથી, તે જવાથી તને દુઃખ થાય છે, તો ધન શાનું બનેલું છે ? ધાતુઓ તથા હીરા માણેક મોતી ઇત્યાદિનું, તો એ ધાતુઓ તથા હીરા માણેકની ખાણો કે મોતીની છીપો તેં બનાવી નથી. કોણે બનાવી છે એની તને ખબર નહિ હોય પણ તેં તો બનાવી નથી જ એમાં કંઈ શંકા નથી. જો તેં બનાવી હોય તો એક નવી બનાવ જોઈએ ? તો પછી તું તેનો માલિક શી રીતે થયો ? તેવી જ રીતે તારી સ્ત્રી તેં બનાવી નથી; પુત્રાદિક તેં પેદા કર્યો છે એમ તું માનતો હોય તો

જ્યારે તું ધારે ત્યારે પુત્રાદિક બનાવી શકે એમ થવું જોઇએ. જો તેમ થતું હોય તો વાંઝિયા કોઇ રહે નહિ. માટે એ, સઘળું તેં બનાવ્યું નથી, પણ પોતપોતાનાં કર્મ પ્રમાણે જ્યાં ત્યાં ગોઠવાઈ ગયું છે. ગોઠવનાર તું નથી, ને ત્યાંથી ઊંચકી લેનાર પણ તું નથી જ. તો પછી ધન સ્ત્રી પુત્રાદિક આવે ને જાય તેમાં તને હર્ષશોક શા માટે જોઇએ ? વળી દુઃખ કોઈ માગતું નથી છતાં આવે છે તો સુખ પણ તેમ જ આવે છે. એ રીતે મમત્વ તોડવું જોઇએ ને તે તોડે તો જ તું મુક્ત થઇ શકે.

(૫) જે કાંઈ બને છે તે વસ્તુગતિના કાયદા પ્રમાણે જ બને છે. કેમ કે એક નાનું સરખું રાજ્ય પણ વ્યવસ્થા વગર વધુ વખત નભે નહિ તો પછી આવડું મોટું જગત્ કરોડો વર્ષ સુધી કેમ નભે ? માટે તને કાંઇ પ્રાપ્ત થયું તો તે, જેમ એ કાયદા પ્રમાણે થયું, તેમ તે જતું રહ્યું, તો તે પણ તે જ કાયદાનુસાર છે; તો પછી આવે તેમાં હર્ષ શું ને જાય તેનો શોક શું ? એ કાયદો તે જ કર્મનો કાયદો છે. જ્યારે કાચની સ્થૂળ આરસીમાં એક પણ ચાળો પડયા વગર રહેતો નથી તો પછી આ કુદરતની ચૈતન્ય આરસી, ને તે પણ રાત્રિદિવસ ચેતન છે, એવી આરસીમાં તારૂં એક પણ કર્મ પછી તે કાયિક, વાચિક કે માનસિક હોય તો પણ તેનો પડછાયો પડયા વગર કેમ રહે ? ને પડે તો પછી તેનો પ્રત્યાઘાત પણ હોય જ. તું પોતે તેમ જ સર્વ પ્રાણી માત્ર કુદરતના ભાગ છે અને વ્યવસ્થિતપણું સર્વ પ્રાણી માત્રને પસંદ છે તો કુદરતના અંશને જો તે પસંદ હોય તો આખી કુદરતને કેમ નહિ હોય ? છતાં તું જો એમ માને કે કુદરત વ્યવસ્થિત નથી તો પણ તારે હર્ષશોકનું કારણ નથી, કેમકે તને તો અવ્યવસ્થિતપણું પસંદ નથી તો એવી અવ્યવસ્થિત અને ઢંગ વગરની દુનિયામાં અવતાર લેવાનું તને કેમ પસંદ પડે ? એટલે એમ જોતાં પણ વૈરાગ્ય થાય ને તેથી પણ મોક્ષ જ છે.

(૬) તારા હાથમાં કંઇ છે જ નહિ અથવા તારાં સુખદુઃખનો કર્તા તું પોતે જ છે. બન્ને રીતે જોતાં હર્ષશોકનું કારણ રહેતું નથી. મૂળમાં તારો જન્મ ક્યાં, ક્યારે થશે તે જ તારા હાથમાં નથી; તું ભીખારીને ત્યાં જન્મ્યો હોત તો ભીખારી કહેવાત. રાજાને ત્યાં રાજા થાત. તારી તમામ પ્રવૃત્તિઓનું સાધન જે શરીર તે જન્મ વખતે અપંગ ( આંધળો ઇત્યાદિ ) હોત તો એ

પ્રવૃત્તિઓ તારાથી બનત નહિ. વળી એ શરીરને આધિવ્યાધિ નડે છે તે તારા હાથમાં નથી, તો પછી તું કરે છે એ મિથ્યા અભિમાન છે. જગ બાળક, વૃદ્ધ અને અપંગો તેમ જ પશુપક્ષીઓ અને જાનવરો શું પ્રયત્ન છે ? છતાં તેઓ જીવે છે, શાંતિમાં રહે છે, તો તેની સંભાળ કોણ લે છે ? જે લોકોની સંભાળ લે છે તે તારી કેમ નહીં લે ? સંખ્યા તરફ જોઈશું તો પશુ પક્ષી ને કીડીથી કુંજર સુધીનાં સ્થળચર તેમ જ નાના પોરાથી મોટા દરીઆ હાથી સુધીના જળચર પ્રાણીઓ લઈએ તો મનુષ્યસંખ્યા કાંઈ વિસાત નથી. તો કુદરતમા એક ભાગ પ્રવૃત્તિ કરે તેજ પેટ ભરે ને બીજો બેસી રહે તો પણ પેટ ભરે એમ બે જુદા જુદા ન્યાય હોઈ શકે નહિં. માટે તું કરે છે એ અભિમાન છોડ. જો તું એમ માનતો હોય કે મારાં સુખદુઃખનો કર્તા હું છું તો પછી એવાં કર્મ કર કે જેથી મુક્તિ થાય. જેના પરિણામે સુખ થાય દુઃખ, તે બને દુઃખદાયી છે; કેમકે દુઃખ તે તો દુઃખ જ છે અને જેને સુખ કહીએ છીએ તે પણ પરિણામે દુઃખ જ છે. માટે એવાં કર્મ કરવાં બંધ કર તો પણ તું મુક્ત થશે.

(૭) તારી કાંઇ સત્તા છે જ નહિ માટે તું તારાપણું છોડ. તું શાને માનેલો છે ? સ્થૂળ શરીર અને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એનો બનેલો છે. હવે જો કે શરીર પંચભૂતનું છે તે પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશનું છે એ પાંચ સ્થૂળ તત્ત્વો છે તેવાં જ બાકીનાં ચાર તત્ત્વો, મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર છે; એ સ્થૂળ પાંચ તત્ત્વો પર તારી સત્તા નથી એ પ્રત્યક્ષ છે. જો હોય તો વંટોળીઆ, ધરતીકંપ, જવાળામુખી ઇત્યાદિ બંધ કર. તો એવી જ રીતે મન, બુદ્ધિ ઇત્યાદિ સૂક્ષ્મ તત્ત્વો ઉપર પણ તારી સત્તા નથી. જો સત્તા હોય તો અહંકાર છોડ જોઈએ ? તો પછી એ તત્ત્વોની ક્રિયા ઉપર તારે શા માટે હર્ષશોક હોવાં જોઈએ. તું કહેતો હોય કે એ બધાંથી વિરક્ત એવું જે ચૈતન્ય, કે જેની સત્તામાં એ તત્ત્વો છે, તે હું છું, તો પછી, એ ચૈતન્ય તત્ત્વ છે તે તો દ્રષ્ટા સ્વરૂપે જ રહે છે તેમ તું રહે તો પણ હર્ષ શોક તને હોઈ શકે નહિ.

(૮) વાસના કે ઇચ્છા એ જ માયાનું વ્યક્ત સ્વરૂપ છે અને તેથી ઇચ્છા એ જ જન્મમરણનું કારણ છે. કાંઇ પણ ઇચ્છા હોય તો તે ભોગવવાનું

સાધિત અવશ્યમેવ જોઇએ જ. શરીર એ સંસારનાં સુખની ઇચ્છા ભોગવવાનું સાધન છે, તેથી જો ઇચ્છા નહિ હોય તો શરીરની જરૂર રહેતી નથી. માટે સર્વ ઇચ્છાનો ત્યાગ એ જ મોક્ષ છે. વળી વારંવાર જન્મ લઇને કરવાનું શું છે તે જોઈશું તો જણાશે કે ઇચ્છા ને તેની તૃપ્તિ એ સિવાય કંઇ જ નથી તો તે તો કરોડો વાર કર્યું. એવી કોઈ ઇચ્છા નથી કે જે તેં કરી નહિ હોય ને તેની તૃપ્તિ કરી નહિ હોય; કેમ કે આત્મા અનાદિ અનંત છે. તો પછી શા માટે તેની તે જ ઇચ્છા કરવી ને આ જગતમાં આવવું.

(૭) જગત્ દુઃખમયજ છે. સર્વ પ્રવૃત્તિ નિવૃત્તિને જ અર્થે છે, તો જગતમાં અસંખ્ય વસ્તુઓ છે, અને એક વસ્તુ પ્રાપ્ત થઇ તો તેની નિવૃત્તિ થઇ એટલે મન બીજી પર જઇને બેસે છે, એ મનનો સ્વભાવ છે, અને વસ્તુઓ રહી અસંખ્ય, તો પછી જગતમાં પરમ નિવૃત્તિ શી રીતે મળે ? વળી જગતની તમામ વસ્તુઓ નાશવાન છે તો નાશવાન વસ્તુથી સુખ મળે એમ કેમ કહેવાય ? કારણ કે સુખ કાયમનું નથી અને અંતર આત્મા તો કાયમની નિવૃત્તિ શોધે છે. ધન, સ્ત્રી, પુત્રાદિકના મરણકાળમાં જે છાતીફાટ દુઃખો થાય છે, શારીરિક ભયંકર વેદનાઓ જોઇએ છીએ, એ સર્વનો વિચાર કરીએ તો કોઇક કર્મના બંધથી તને એ દુઃખો પડે, તો તારાં દુઃખનો પાર રહે નહિ, તો એવા જગતમાં જન્મ શા માટે જોઇએ ? માટે સાંસારિક સુખોનો મોહ છોડ.

(૧૦) સર્વ પ્રાણીમાત્રની તૃપ્તિ સરખી જ છે. જે ભેદ દેખાય છે તે માત્ર અજ્ઞાનને લીધે છે. માટે મોટા, નાના, ઉંચ, નીચ, એ સર્વ ખ્યાલો છોડ.

(૧૧) તારી ઇંદ્રિયો અને તારૂં મન ને બુદ્ધિ એનો વિચાર કર કે તે કેવાં અલૌકિક છે. કરોડો રૂપીઆ ખર્ચતાં, અરે આખું જગત્‌નું રાજ્ય આપી દેતાં પણ તે પ્રાપ્ત થઇ શકે એવાં નથી, તો આવી અલૌકિક વસ્તુઓ તને આપી કે તેં પ્રાપ્ત કરી તો તે શું અશાંતિ ભોગવવા માટે ? કદી નહીં. માટે એ વસ્તુઓનો ઉપયોગ શાંતિ મેળવવા માટે કર, અને તે સાધન સત્યજ્ઞાનનું જ છે. જો તું બહેરો હોત અને કોઈ તને ગાળ દેત તેનું દુઃખ તને હોત નહીં, તો શું તને કાન આપ્યા છે તે ગાળ સાંભળી તેનાથી દુઃખ ઉત્પન્ન કરવા આપ્યા છે ? એમ સમજ રાખી સર્વ ઇંદ્રિયોનો ઉપયોગ

સત્ય જ્ઞાન માટે જ કર.

(૧૨) કોઇ પણ જીવ દ્વેષને પાત્ર નથી, સર્વ જીવ માત્ર પરતંત્ર છે કેમકે તેઓ તેમનાં કર્મને આધીન છે. જેમ કોઇ ઠેકાણે કોલસાની ખાણ હોય ત્યાંથી કોલસા નીકળે ને હીરાની હોય ત્યાંથી હીરા નીકળે તો તેમાં તને આશ્ચર્ય થતું નથી; તો પછી જેનાં તેનાં કર્મની ખાણમાંથી જે નીકળે તે તે આપે એમાં તું શા માટે દ્વેષ કરે ! કોલસાની ખાણને તું મારવા જાય છે કે ? તો પછી બુદ્ધિહીનને શા માટે મારવા જાય છે ? આંખ જેમ ઇંદ્રિય છે તેમ બુદ્ધિ પણ ઇંદ્રિય છે તો આંખ વગરનાથી તને વાગે તો દુઃખ થતું નથી તો બુદ્ધિ વગરનો તને નુકશાન કરે તેમાં તેના ઉપર દ્વેષ કેમ કરે છે ?

## બોધવચનો

### અજ્ઞાન એ જ સર્વ દુઃખનું મૂળ છે અને તેને દૂર કરવાનું સાધન માત્ર જ્ઞાન જ છે.

૧ અજ્ઞાન ( અણસમજણ અથવા વિપરીત જ્ઞાન ) એ જ સર્વ દુઃખનું બીજ છે તેજ બીજમાંથી અનેક દુઃખમય વૃક્ષ ઉદ્ભવે છે.

૨ અજ્ઞાન દૂર કરવાનું સાધન સત્ય જ્ઞાન ( સત્ય સમજણ જ ) છે અને પ્ત કરવાનું સાધન જ્ઞાની પુરૂષની ભક્તિથી પ્રાપ્ત થતો સદ્બોધ અને અનુસાર વર્તન જ છે. જ્ઞાની પુરૂષ પ્રત્યેની ભક્તિના અભાવે તેમનો બોધ પરિણમતો નથી અને તદ્ અનુસાર વર્તનના અભાવે જીવોનું અજ્ઞાન નિર્મૂળ થતું નથી, તેથી કરીને દુઃખની પરંપરાનો પૂર્ણ નાશ થતો નથી.

૩ જ્ઞાનીને દુઃખ નથી, જ્યાં દુઃખ છે ત્યાં અજ્ઞાન છે, જ્યાં અજ્ઞાન છે ત્યાં ઇચ્છા છે. ઇચ્છા છે ત્યાં દુઃખ છે. ઇચ્છાઓ અપાર છે, અને તદ્ જનિત દુઃખ પણ અપાર છે સર્વ ઇચ્છાઓની ઉત્પત્તિ તથા તદ્દ્વારા ઉત્પન્ન થતાં દુઃખોનું બીજ અજ્ઞાન જ છે.

૪ પોતાનું અજ્ઞાન દૂર કરી, સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી, અબાધિત શાંતિરૂપ સુખ પ્રાપ્ત કરી, જન્મ મરણના ફેરામાંથી છૂટવું અને તે ફક્ત તદર્થે ઉત્પન્ન થતી આવશ્યક ફરજો સિવાય બીજી કોઇ ફરજ મનુષ્યને બજાવવાની નથી. આ સિવાય મનુષ્ય જન્મનો બીજો કોઇ હેતુ હોય તેમ સમજાતું નથી.

૫ અણસમજણ જ (અજ્ઞાન) દુઃખ છે અને સત્ય જ્ઞાનથી તે દૂર થયે જ

દુઃખનો અંત છે.

૬ માયિક દુઃખ દૂર કરી અબાધિત માયિક સુખ પ્રાપ્ત કરવું એ કોઇ દિવસ બન્યું નથી, હાલ બનતું હોય તેમ દેખાતું નથી, અને ભવિષ્યમાં તે કદી બને એ વાત બુદ્ધિમાં ઊતરતી નથી, માટે માયિક દુઃખ દૂર કરી અબાધિત માયિક સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા તથા તેને માટેનો પ્રયત્ન ગમે તેવો મહાન હોય તો પણ તે, વિચારવાનને કેવળ નિરર્થક જણાયા સિવાય રહેતો નથી.

૭ વિપરીત ભાવ ન પામે, તેવું દઢીભૂત થયેલું સત્ય જ્ઞાન જ ફક્ત સર્વ દુઃખનો ક્ષય કરી અખંડાનંદ પ્રાપ્ત કરાવી જન્મ મરણના દુઃખમાંથી મનુષ્યને મુક્ત કરનાર છે. આ સિવાયના દુઃખ દૂર કરી સુખ પ્રાપ્ત કરવાના અન્ય ઉપાયો પરિણામે કેવળ દુઃખ જ પ્રાપ્ત કરનારા છે.

**સત્ય જ્ઞાન શી રીતે પ્રાપ્ત થઇ શકે ?**

૮ જીવનો અનાદિકાળથી સ્વચ્છંદી સ્વભાવ છે તેનો ત્યાગ કરવો અતિ દુર્લભ છે, માટે આપબળે અણસમજણનો ( અજ્ઞાનનો ) નિઃશેષ ક્ષય કરી સત્ય જ્ઞાન દઢીભૂત કરવું તે બનવું ઘણેખરે ભાગે અશક્ય જેવું છે; માટે જ્ઞાનીના બોધને શ્રવણપૂર્વક ધારણ કરી તદનુસાર આગ્રહપૂર્વક વર્તન સિવાય બીજા ઉપાયથી અણસમજણ ટાળી, સત્ય જ્ઞાન દઢ કરી, દુઃખમાંથી ( જન્મ મરણના ફેરામાંથી ) કેવળ મુક્ત થવું એ ઘણું ખરું નહિ બનવા જેવું છે.

૯ જીવને જો કદી દુઃખનો અનુભવ થતો હોય અગર કદી દુઃખનો ભય લાગતો હોય તો તેણે સમજવું કે તે તેની અણસમજણ ( અજ્ઞાન ) નું પરિણામ છે.

૧૦ પ્રત્યેક દુઃખના કિંવા નિરાશાના પ્રસંગે જીવે યાદ કરવું કે સત્ય જ્ઞાનની અપરોક્ષ પ્રાપ્તિ સિવાય અન્ય ઉપાયો દુઃખમાંથી મુક્ત કરતા જણાતા છતાં ભવિષ્યમાં અધિક દુઃખના હેતુભૂત થાય છે.

**ત્યાગનું સ્વરૂપ.**

૧૧ જે માણસ મનથી કરી મનનો નાશ કરી મુક્ત થતો નથી તે માણસ કોઇ પણ ઉપાયથી કદી મુક્ત થવાનો નથી. **જ્યાંસુધી શરીર છે, ત્યાંસુધી**

ક્રિયારહિત થવું અશક્ય છે. ક્રિયાના પરિણામની આસક્તિ જેની તૂટી ગઈ છે તેનો ઉત્તમ ત્યાગ છે. બાહ્ય ત્યાગ એ અંતર ત્યાગના પરિણામ રૂપે હોવો જોઇએ. કેમકે જ્યાં સુધી હું અમુક ત્યાગું છું એવું ભાન છે, ત્યાં સુધી તે ત્યાગ નહિ પણ ત્યાગનું અભિમાન છે. જેમ સોમલ એ ઝેર છે એવું જે જ્ઞાન દૃઢ થઈ ગયું છે, તેનું સાહજિક પરિણામ છે કે સ્વપ્નમાં પણ સોમલવાળો પદાર્થ ખાવા આપે તો તેનો ત્યાગ જ કરીએ; તેમ સત્ય જ્ઞાન એવું દૃઢ થઈ જવું જોઇએ કે જેથી તે સ્વભાવમાં જ ઘડાઈ જઇ, બાહ્ય વસ્તુમાં સુખ નથી એ વાત સ્વપ્નમાં પણ યાદ રહે ને તેથી તે તરફ વૈરાગ્ય જ વર્તે; અને એનું જ નામ સહજ ત્યાગ છે, અને એનું જ નામ ત્યાગનો ત્યાગ છે.

જીવન્મુક્તિનું સ્વરૂપ

૧૨ મરીને જીવવું એ જ ખરેખરું જીવવું છે. મરણ વખતે બધાં દુઃખનો અંત આવતો દેખાય છે, પરંતુ ખરી રીતે તે વખતે દુઃખનો અંત આવતો નથી પણ જે માણસ જીવતાં મરણ પામે છે તેના દુઃખનો અંત ...વિક રીતે આવે છે, અને પછીથી તેને કોઇ પણ પ્રકારનું દુઃખ ઉત્પન્ન ... તેથી દરેક માણસે પોતાની જીંદગીમાં મરવું જ જોઇએ, અને જે ... તે જીવતો દેખાતા છતાં મરણની સ્થિતિને પ્રાપ્ત થાય છે, તે પળથી જ તેના દુઃખનો અંત આવે છે. જીવતાં મરવું એટલે જીવતાં મનનો નાશ કરવો; કારણ કે સુખ, દુઃખ, મન છે ત્યાં સુધી જ છે. માટે જે મનનો નાશ થાય તો તે નાશ થયા પછી પ્રાણીને સુખદુઃખ થતું નથી. પરંતુ તે પોતાના બાકીના સઘળા જીવિતની અંદર સુષુપ્તિના જેવી શાંતિ ભોગવે છે. અને આ પ્રકારની પ્રાપ્ત કરેલી જ્ઞાનસુષુપ્તિને વિદ્વાન લોકો તુર્યા કહે છે અને તે જીવતાં જ પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિ પ્રાપ્ત થઈ હોય તેને જીવન્મુક્ત કહે છે.

જીવન્મુક્ત દશા પ્રાપ્ત કરવાનું સાધન માત્ર વિચાર માર્ગ જ છે જેને રાજ (જ્ઞાન) યોગ કહે છે.

૧૩ આ સ્થિતિ પ્રાપ્ત કરવાનો સહેલો રસ્તો એક જ છે. અને તે એ

છે કે માણસે વિચારથી અને નિદિધ્યાસનથી આશા અને ભયનો ત્યાગ કરવો. મન એ વૃત્તિઓનો એક મોટો ભારો છે. એ વૃત્તિઓમાં કેટલીક સારી અને કેટલીક ખોટી કહેવાય છે. ખોટી વૃત્તિઓ હંમેશા દુઃખ ઉત્પન્ન કરે છે અને ક્વચિત જ ક્ષણભંગુર સુખનો દેખાવ આપે છે. સારી વૃત્તિઓ સુખ આપની દેખાય છે, પરંતુ તેની સાથે દુઃખનો સમૂહ રહેલો છે. માટે તે બન્ને પ્રકારની વૃત્તિઓનો પૂર્ણ નાશ થવો જોઇએ, કે જેથી કરીને માણસ પૂર્ણ શાંતિ ભોગવી શકે.

૧૪ આ વૃત્તિઓનું બંધારણ માત્ર કલ્પનાથી જ થયું છે, અને તેને જે પુષ્ટિ તથા બળ મળેલું છે, તે કલ્પનાને લીધે જ છે. જે વૃત્તિની કલ્પના લાંબા કાળ પર્યંત રહેલી છે તેનું બળ ઘણું જ વધારે છે, અને જે વૃત્તિની કલ્પના અલ્પકાળની છે, તેનું બળ જુજ છે. આ જ કારણથી મન અને શરીરનો સંબંધ તુટતાં એટલે મરણ પ્રાપ્ત થતા ઘણું જ દુઃખ પ્રાપ્ત થાય છે, અને તે શરીર પ્રાપ્ત કરવાને તરત જ યત્ન કરી શરીર પ્રાપ્ત કરી લે છે. આથી જ માણસને પુનર્જન્મ ધારણ કરવો પડે છે. માટે સઘળી વૃત્તિઓ કરતાં શરીરસંયોગ જારી રાખવાની વૃત્તિ જબરી છે. પુરુષને દરેક જન્મે સ્ત્રી સાથેનો પરિચય વધારે હોય છે ને તેથી કરીને વિષયવાસના અગર સ્ત્રીસહવાસની ઇચ્છા માણસના અંતઃકરણમાં લાંબા કાળ સુધી રહે છે. ઉપરની બન્ને વાસનાઓની પ્રબળતાને લીધે દ્રવ્ય સંપાદન કરવાની કલ્પના પણ લાંબા કાળની હોવી જોઇએ. માટે તે ઇચ્છા પણ બળવાન ગણાય છે અને વાસ્તવિક રીતે કેટલેક દરજ્જે તે બળવાન પણ હોય છે. પ્રીતિની સ્પૃહા એ પણ એક બળવાન વૃત્તિ ચિરકાળના સંકલ્પથી થઇ આવેલી હોવાને લીધે એક બળવાન વૃત્તિ થઇ આવેલી છે. આ સિવાયની બીજી જે વૃત્તિઓ છે, તે ઉપરની વૃત્તિઓનાં પરિણામ છે. માટે આ વૃત્તિઓનો યથાર્થ ક્ષય સધાય તો તમામ વૃત્તિઓનો યથાર્થ ક્ષય એટલે મનનો પૂર્ણ ક્ષય સધાય. માટે આ ચાર વૃત્તિઓનો ક્ષય કરવાની અપેક્ષા છે.

૧૫ જ્યારે આ વૃત્તિઓ કલ્પનાથી ઉત્પન્ન થયેલી છે, ત્યારે તેનો નાશ પણ કલ્પના એટલે વિચારથી કરવો જોઇએ. માટે દરેક માણસે જેમ બને તેમ પોતાના જીવિતનો ઘણો ભાગ આ વૃત્તિઓનો નાશ થાય તેવા વિચારમાં જ

ગાળવો જોઇએ. તેમા જેટલો વિલંબ થાય તેટલું પાપ અથવા દુઃખ છે. કાર્ય વિચાર અથવા કલ્પનાને આધીન છે, માટે વિચાર જો યથાર્થ હોય તો કાર્યો યથાર્થ થવાનાં. એટલે કરવાનું ઝાઝું રહેતું નથી.

૧૬ આ વિચારમાર્ગ જો યથાર્થ સમજાય તો તેથી જ સર્વ દુઃખનો અંત આવે તેમ છે માટે દરરોજ ઉપરની દિશાએ સર્વ વિચાર થવા જોઇએ તો સહજ મોક્ષ છે. આ વગર મોક્ષને માટે બીજાં સાધન શોધવાં એ દુઃખ વધારવાનો રસ્તો છે.

## સત્ય જ્ઞાન ઉત્પન્ન કરનારા વિવિધ વિચારો

**(૧) જગત નહિ પણ મમત્વ જ દુઃખકારક છે.**

૧૭ * કુદરતી સૃષ્ટિ અને માનસિક સૃષ્ટિ એમ બે સૃષ્ટિ છે. તે પૈકી કુદરતી સૃષ્ટિ દુઃખકારક નથી, પરંતુ માનસિક જ દુઃખદાયક છે. કેમકે કુદરતી સૃષ્ટિ જેમ છે તેમની તેમ રહેવાની. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ અને પ્રાણી માત્ર કુદરતી સૃષ્ટિનાં છે. તે તો જેમ છે તેમના તેમ જ રહેવાનાં. તે કંઇ નાશ પામે એમ નથી, તે તો ( બીજ રૂપે ) અનાદિ અનંત અમુક માણસ મરી ગયો કે જન્મ્યો, અમુક પૃથ્વી રસાતળ થઈ, અમુક નુકસાન કર્યું, એ બધું કુદરતી સૃષ્ટિનું પરિણામ છે, પણ જેણે જેણે બનાવો સાથે પોતાના મનમા મારાપણું જોડયું, તેને જ તે બનાવોથી દુઃખ છે, એટલે કે મનવડે જ જેનો નાશ અને અસ્તિત્વ છે, તેનો જ એટલે કે કલ્પનાનો જ નાશ થાય એમ છે, અને મન એ માત્ર કલ્પનાનો જ ભારો છે, તેથી એટલું જ કર્તવ્ય છે.

**(૨) અસત્ય ખ્યાલો યાને અધ્યાસજ માત્ર દુઃખકારક છે.**

૧૮ લાંબા કાળના અભ્યાસથી જે અમુક વિચારો બંધાઇ ગયા છે તેનું જ બધું દુઃખ છે જેમ કે બ્રાહ્મણ થયા એટલે પુનર્લગ્ન નહીં થાય આ એક વિચાર પેસી ગયો છે, તેથી આપણું કોઈ સગુ પુનર્લગ્ન કરે તો દુઃખ થાય, પણ જે ન્યાતમા તેમ કરવાનો રિવાજ છે, તેમાં પુનર્લગ્ન થાય તો

---

* વેદાન્તશાસ્ત્રમાં આને જ ઇશ્વરસૃષ્ટિ અને જીવસૃષ્ટિ કહેવી છે. જુઓ પંચદશી, પ્રકરણ-૪; દ્વૈતવિવેક. —તંત્રી

દુઃખનો વિચાર જ નહીં આવે, કેમકે તે તો થાય તેમાં શું ? જે ન્યાતમાં છોકરીઓને દૂધપીતી (ખૂન) કરે છે, તેમાં એવું થાયકર કામ કરતાં આંચકો લાગતો નથી, તો આ ઉપરથી એ સિદ્ધ થયું કે સુખ ને દુઃખ માત્ર વિચારને જ સ્વાધીન છે. તેથી અમુક વિચારથી દુઃખ ને અમુકથી સુખ એવી જે અનાદિ ગોખણી છે તે ભૂલી જવી જોઇએ અને સૌ કુદરતની લીલા છે એમ જોયા કરવું જોઇએ. એનું જ નામ ભણેલું ભૂલવાનું છે. આપણને જે અવળા વિચાર કરવાની ટેવ પડી ગઇ છે, જેમકે આપણો મિત્ર નિમકહરામ થયો તો તેથી મિત્ર ઉપર જે દ્વેષ આવે છે. એ અવિદ્યા અથવા અસત્ય જ્ઞાનનું પરિણામ છે, કારણ કે સંસારમાં મિત્ર નિમકહરામ થાય જ નહીં એમ કાંઇ નિયમ નથી; ઉલટ, થાય છે એ પ્રત્યક્ષ છે છતા આપણી સમજ મિત્રતા વખતે અવળી બંધાઈ ગઈ તેથી દુઃખ થાય છે: માટે સવળું ગોખવું કે કુદરતમાં બધું બની શકે છે: તું જ મિત્ર તરીકે શું કોઇને નિમકહરામ કદી થયો નથી ?

(૩) પ્રાણી માત્ર પરતંત્ર છે માટે કોઇ પણ જીવ દ્વેષને પાત્ર નથી.

૧૯ સર્વ પ્રાણી પરતંત્ર છે. જે ક્રિયા દેખાય છે તે તેની નથી. તે માત્ર નિમિત્ત છે. વળી બીજી રીતે જોઇએ તો સર્વ પ્રાણી માત્ર કુદરતના જ ભાગ છે તેથી તે ક્રિયા આપણી પોતાની જ છે તો દોષ કોને દેવો ? આપણા દાંત આપણી જીભ કરડે તો દોષ કોને દેવો ? કુદરતમાં સારૂં પણ છે ને નઠારૂં પણ છે, તો સારૂં કાયમ કરી નઠારૂં નાશ કરવાની કાંઇ તા શક્તિ નથી.

(૪) દુઃખ માત્ર વિચારનું જ છે.

૨૦ દુઃખ માત્ર વિચારથી જ ઉત્પન્ન થાય છે, જેમકે આપણું લાખોનું નુકસાન વડોદરામાં થયું, ને શહેરના ઘણાં સ્નેહીઓ ખેદ કરતાં હોય, પણ તેજ પળે આપણે પોતે પરગામ હોઇએ ત્યાં સંપૂર્ણ શાંત ને મોજમઝામાં હોઇએ, પણ એ ખબર આપણા કાને પડી નુકસાન થયાનો વિચાર આવ્યો ત્યારે જ દુઃખ થયું: એથી પ્રત્યક્ષ છે કે વિચારથી જ સુખ દુઃખ છે; પણ જો આપણે સત્ ચિત્ ને આનંદની ભાવનામાં રહી બાહ્ય કોઇ પણ વિચારને પેસવા દઇએ નહીં, તો કોઇ પણ દુઃખ નડી શકે નહીં.

## (૫) આપણે ત્રિકાળજ્ઞાની નહિ છતાં તેવા થઈને ફરીએ છીએ તેનું જ દુઃખ છે.

૨૧ આપણે ત્રિકાળજ્ઞાની નહિ છતાં તેવા થઈને ફરીએ છીએ તેનું જ દુઃખ છે. જેમકે એક ધંધો કરવા માડયો, કિંવા કાંઇ મંદવાડ આવ્યો ઇત્યાદિ, તો આપણે વિચાર કર્યા કરીએ છીએ કે આમ નફો આવશે, ને આમ ખોટ જશે, ને આમ રોગ વધી જશે, અને આમ થશે, ને તેમ થશે ને પછી તેમ નહિ થાય ત્યારે જાણે ત્રિકાળજ્ઞાનીએ કહેલું કેમ ખોટું પડયું એમ ધારી દુઃખ કરીએ છીએ, એટલે દુઃખ આપણે ને આપણે જ ઊભું કરીએ છીએ. માટે તારા વિચાર પ્રમાણે કંઇ બનતું જ નથી. માત્ર ધણીનો ધાર્યો મનસુબો હોય તેમ જ થયા જાય છે એમ જ સમજ રાખે તો દુઃખ છે જ નહિ.

## (૬) ધન સુખદાતા નહિ પણ દુઃખદાતા છે.

૨૨ કોઈ માણુસ લાખો રૂપિયા મુકી મરી જાય ને તેની મિલકત બાબત તેના વારસો વચ્ચે ટંટો થાય તો વારસો કલેશ ભોગવે ત્યારે પૈસાનો મેળવનારો શાંતિમા સૂતેલો હોય છે. વળી માણુસને મરતાં સુધી જે પૈસો [illegible]તાના ખપમા આવ્યો તે સિવાયનો તમામ પૈસો લાખો દુઃખનો પણ [illegible] થઈ પડે છે, જેમકે તેના મુવા પછી વારસો વચ્ચેના ટંટામાં કેટલીએ [illegible] સુધી કલેશ ચાલે છે. વળી મરનાર જ્યારે તે પેદા કરે છે ત્યારે તેણે હાય વરાળ કેટલીએ કરી હોય છે. તે બધી હાય વરાળ મરણ પછીના વધેલા પૈસા બાબતની નકામી જ ગઇ એમ કહેવાય, માટે તારે જોઇએ તે કરતાં વધારે પૈસા મેળવવા માટે તું હાય વરાળ કરીશ નહિ. અને જેટલો જોઈએ તે માટે પણ તેમ કરીશ નહિ, કેમકે તારું મોત કઇ પળે છે તે તું જાણતો નથી; માટે માત્ર વર્તમાનમાં જ રહે ને જે મળે તેથી સંતોષ પકડ. ભવિષ્યની એટલે બીજી પળની પણ નકામી ફિકર નહિ કર.

## (૭) સંસારથી વિરકત થવું એનું રહસ્ય.

૨૩ શરીરથી કરીને, તેમ જ મનથી કરીને, બંને રીતે સંસારમાં રહેવાય છે તે પૈકી શરીરથી રહેવાને હરકત નથી, તેમ જ તેમ રહેવા વગર તો છૂટકો જ નથી, કેમકે જંગલ એ પણ સંસારનો જ ભાગ છે. ત્યાં પણ જીવ

તથા જડના જ સંસર્ગમાં રહેવાનું છે, પરંતુ મનથી કરીને સંસારમાં નહિ રહેવાય તો તે જ ખરો ત્યાગ અને સત્ય જ્ઞાન છે. એટલે કે સંસારમાં રહીને જે કાંઈ બને તેમાં તું મન નહિ પરોવ, અર્થાત્ તેમાં તારૂં મમત્વ નહિ જોડ; તો સંસારનાં સુખ દુઃખ તને અસર નહિ કરતાં તું તારા સ્વરૂપમાં જ રહી શકશે.

## (૮) ગુરુ કર્યાથી દુઃખ ટળે એનો મર્મ.

૨૪ ગુરુ કરવાથી દુઃખ ટળે એનો મર્મ એ છે કે ગુરુ કર્યા એટલે તન, મન અને ધન એ સઘળું જે કે તારી પાસે છે છતાં તે બધું ગુરુનું જ છે એમ માનવાનું છે, અર્થાત્ એવા જ ભાવથી રહેવાનું છે, એ જ ભાવના દૃઢ કરવાની છે. અને તેમ માન્યું એટલે પછી તનને લાગીને જે જે ઉપાધિઓ જેવી કે રોગ, મનને લાગીને રહેલી ઉપાધિઓ જેવી કે હર્ષ શોક ઇત્યાદિ આવે, ત્યારે તેનાથી હર્ષ શોકની અસર મન ઉપર થાય નહિ; કેમકે જ્યારે કોઈ વસ્તુ ઉપર મમત્વ હોય ત્યારે જ તે સબંધી હર્ષ શોક થાય છે. જેમ કે હરેક પળે દુનિયામાં ધનનો લાભ ને નાશ તેમ જ કીર્તિનો લોપ ને લાભ થાય છે, તેમ જ મનુષ્યો રોગથી પીડાય છે છતાં તેની અસર આપણને થતી નથી, તેનું કારણ તેમાં આપણે આપણું મમત્વ જોડયું નથી તે છે. તેથી જો ગુરુની માલકી માની તો જે કાંઈ સુખ દુઃખ છે તે તેને હશે, આપણે શું ? એ ભાવથી રહી શકાય, પરંતુ તેવી માન્યતા સાચી હોય તો જ એ પરિણામ આવે; માત્ર મોઢે બોલવાથી જ નહિ. વળી બીજી રીતે જોઇએ તો પણ એ જ સત્ય માર્ગ ઠરે છે; તે એવી રીતે કે ગુરુનું જે સત્ય જ્ઞાન તે આપણે પોતાનું કર્યું હોય કે કરવા પ્રયત્ન કરીએ તો જ ગુરુ કર્યા કહેવાય; અને તેમ થાય તો સત્ય જ્ઞાન પ્રાપ્ત થયા વિના રહે નહિ, ને સત્ય જ્ઞાન થાય તો સઘળા દુઃખનો તેમ જ જન્મ મરણનો અંત આવે એ ઉઘાડું છે.

## (૯) નિવૃત્તિમાં જ સત્ય સુખ છે.

૨૫ પ્રવૃત્તિની નિવૃત્તિ થવાથી જ સુખ છે, એજ બતાવે છે કે નિવૃત્તિમાં જ સુખ છે; દાખલા તરીકે અમુક કામ કરવાની પ્રવૃત્તિ થાય તો પછી તે કામ કર્યું એટલે કે તે પ્રવૃત્તિની નિવૃત્તિ કરી એટલે મનમાં સુખ થાય છે

હવે કામથી પરવાર્યો. પરંતુ જગતનાં તમામ કાર્યો એવાં છે કે એકમાં બીજું ને બીજામાંથી ત્રીજું એમ ફણગા ફૂટી એટલો વિસ્તાર વધે કે કામનું પરવારવાનું બને જ નહીં. કેમકે ધારો કે આખા જગતનું રાજ મેળવ્યું તો પણ તેને સાચવી રાખવાની પ્રવૃત્તિ તો રહેવાની જ. અને ઉપર કહ્યું તેમ સુખ પરવારવામાં જ છે તો પછી જગતના કાર્યમાં કાયમની શાંતિ નથી. વળી જગતની પ્રવૃત્તિ કે કાર્યમાં સુખ પણ થાય ને કાર્ય ન થાય તો દુઃખ પણ થાય. એટલે હવે સવાલ એ છે કે ખરૂં સુખ શામાં? જવાબ એ જ કે "આત્મસ્વરૂપમાં જ રહેવાથી કાયમની શાંતિ છે."

(૧૦) હર્ષ શોક અને સમતાનું સ્વરૂપ.

૨૬ જ્ઞાન માર્ગે ચઢવામાં શરૂઆતમાં જ્ઞાનની સમજ થવાથી જે આનંદ થાય છે એ પણ ખરો આનંદ નથી પરંતુ હર્ષ છે, એટલે કે વૃત્તિનો વિકાર છે એવો હર્ષ હંમેશાં કાયમ રહેતો નથી પણ સમાઈ જાય છે. તેથી જ કહ્યું કે હર્ષમાં સુખ નથી પરંતુ હર્ષ ને શોક એ બેમાંથી એક પણ નહિ એવી જે સ્થિતિ જેને સમતા કહે છે તેમાં જ ખરૂં ને કાયમનું સુખ છે. કાળે કરીને હર્ષ જેમ સમાય છે તેમ કાળે કરીને શોક પણ સમાય છે. પણ સમતાની સ્થિતિને કાળ વિક્ષેપકર્તા નથી. એ જ બતાવે છે કે સમતાની સ્થિતિ એજ અનાદિ અનંત અને નિર્વિકારી છે; અને એ સ્થિતિ આત્માની છે તેથી એજ આત્માનું સ્વરૂપ છે.

(૧૧) પ્રભુ ઉપરનો પ્રેમ તેજ સત્ય પ્રેમ છે.

૨૭–પ્રભુ ઉપરનો પ્રેમ સૌથી ઉત્તમ પ્રેમ છે; એનું કારણ કે પ્રેમ એ એવી વસ્તુ છે કે તેનાથી સર્વ દુઃખનો નાશ થાય છે. પ્રથમ આપણે વ્યાવહારિક પ્રેમ કે જે ખરેખર ( REAL ) પ્રેમ નથી પરંતુ મોહ છે છતાં તેનો વિચાર કરીએ, તો જણાશે કે એક માણસનો પુત્ર મરી ગયો છે ને તે દુઃખમાં તે ડૂબી ગયો છે, તે વખતે તેની પાસે તેનું એક નાનું બાળક હસતું હસતું આવે ને તેને તે લઇ રમાડે, ત્યારે તે બાળક ઉપરના પ્રેમ યાને મોહમાં તેનું મન એકાગ્ર થવાથી પુત્રનું દુઃખ તેટલો વખત તે ભૂલી જાય છે. તો જ્યારે વ્યાવહારિક પ્રેમનું આટલું બળ છે તો ઇશ્વરીય પ્રેમનું કેટલું બળ કહી શકાય ? સર્વ સાંસારિક વસ્તુઓ નાશવંત હોવાથી તે પ્રાપ્ત થાય

ત્યારે સુખ છે, તેમ જાય ત્યારે દુઃખ છે, એટલે તે બધી વસ્તુઓથી થતો આનંદ ખંડિત યાને સુખદુઃખમિશ્રિત છે, અને તેથી તે પ્રત્યેના પ્રેમને મોહ કહ્યો છે. ઇશ્વર નિત્ય અને પોતે જ પ્રેમ કે આનંદમય યાને આનંદ જ છે અને તેથી તેના પ્રત્યેનો પ્રેમ તે જ સત્ય પ્રેમ છે અને તે નિત્ય છે; તેમ જ પ્રેમ પ્રત્યે જ પ્રેમ છે તેથી અખંડિત છે; કેમકે આત્મા એ પોતે જ આનંદસ્વરૂપ છે, તેનામાં બાહ્ય વસ્તુ સાથે એકાગ્રતા કરવાનો સ્વભાવ હોવાથી બાહ્ય વસ્તુમાં જ્યારે આનંદ લેવા જાય ત્યારે સંસારની અનેક વસ્તુઓ પૈકી થોડી ઉપર જ જઇ શકે, કેમકે એકી વખતે તમામ વસ્તુ ઉપરનો પ્રેમ તે તો સર્વ વસ્તુ આત્મસ્વરૂપે જોવાથી જ થઈ શકે, અને તેથી એકાદ વસ્તુ ઉપરનો પ્રેમ તે જ મોહ છે કેમકે તે ખંડિત આનંદ છે, પૂર્ણ આનંદ તે નથી તેથી જ બાહ્ય વસ્તુ ઉપરનો પ્રેમ તે મોહ છે અને તે ઇચ્છવાજોગ નથી.

### (૧૨) સુખ દુઃખ તારા હાથમાં નથી

૨૮–દુઃખ કોઇ માગવા જતું નથી જેમકે કોઈ એમ ઇચ્છતું નથી કે મને તાવ આવે, કે હું ગરીબ થાઉં, કે મારું અપમાન થાય, કે મારું મોત થાય, છતાં દુઃખ પણ આવે છે અને મોત પણ આવે છે. તો પછી જ્યારે દુઃખ વગર માગે આવે છે એટલે કર્મ પ્રમાણે આવે છે, તો પછી સુખ પણ કર્મ પ્રમાણે વગર માગે જ આવે છે. કુદરત કે ઇશ્વર કાંઇ ફક્ત દુઃખ આપવા માટે નથી. પરંતુ સુખ દુઃખ બંને તેના જ નિયમાનુસાર આવે છે. માટે દુઃખ માટે ગ્લાનિ કરવી ને સુખ માટે ઇચ્છા કરવી એ માણસોનો નકામો વલવલાટ છે; કેમકે તેના હાથની એક પણ વાત નથી. તેણે તો પ્રભુની ઇચ્છાથી જ બધું બને છે એમ સમજી નિવૃત્તિ રાખવી એજ કર્તવ્ય છે.

### (૧૩) મોક્ષનું સ્વરૂપ

૨૯–કોઇ કહેશે કે પૂર્વ કર્મનાં ફળથી સુખદુઃખ છે તો પછી વર્તમાન જન્મમાં જે કર્મ થાય છે, તે તો પૂર્વ જન્મનું ફળ છે, પછી બીજો જન્મ ક્યાં છે ? ને બીજો જન્મ નથી તો પછી મોક્ષ જેવી વસ્તુ શાની ? તો તેનું નિરાકરણ એવું કે પૂર્વ કર્મનું ફળ મળે તેનાથી જીવને શાંતિ થતી નથી પણ ઓછું મળ્યું છે એમ માની વધારે માટે ચિંતા કરે, અને નહિ મળે

તો તેની ચિંતા, એ રીતે પરંપરાએ નવીન કર્મો બંધાય છે તેનો અંત તે જ મોક્ષ. અને એ રીતે રાગદ્વેષ ટળે નહીં ત્યાં સુધી નવી નવી ઈચ્છા અને વાસનાઓ રહેવાની જ, તેથી તેનો આત્યંતિક નાશ એ જ મોક્ષ છે; કેમ કે તેમ થાય તો પુનર્જન્મનુ તે બીજ હોવાથી તેનુ નિર્બીજપણું થાય તો જ મોક્ષનો સંભવ છે.

૩૦–જ્ઞાન તેનું નામ કે જે હર્ષ શોક વખતે હાજર થાય; અર્થાત્ હર્ષ શોક થાય નહિ.

૩૧–સત્સંગ અને વિચારનો યોગ ન મળે તો આત્મગુણ પ્રગટતો નથી.

૩૨–જે જીવને જ્ઞાનીની યથાર્થ ઓળખાણ થઈ તે જીવ ભવમુક્ત થયો.

૩૩–લોકો જ્ઞાનીને લોકદષ્ટિએ દેખે તો તે તેને ઓળખે નહિ

૩૪–અનંતસુખ જાણ્યું હોય તેને રાગ થાય નહિ. અને જેને રાગ થાય નહિ તેણે જ જ્ઞાનીને જોયા.

૩૫–" હું ડાહ્યો નથી." એવુ જે સમજ્યા તે મોક્ષે ગયા છે.–મુખ્યમાં મુખ્ય વિઘ્ન સ્વચ્છંદ છે. કદાગ્રહ મૂકાયાથી બધા ફળ થવા સંભવે છે.

૩૬–મોટા પુરુષોની દષ્ટિએ જોતા સઘળાં દર્શન સરખા છે

૩૭–" સ્વભાવમા રહેવુ, વિભાવથી મૂકાવુ " એ જ મુખ્ય સમજવાનુ છે બાલજીવોને સમજવા સારૂ સિદ્ધાંતોના મોટા ભાગનુ વર્ણન જ્ઞાનીઓએ કર્યું છે

૩૮–કોઇ ઉપર રોષ કરવો નહિ, તેમ કોઇ ઉપર રાજી થવુ નહિ. આમ કરવાથી એક શિષ્યને બે ઘડીમાં કેવળ–જ્ઞાન પ્રગટ થયું એમ શાસ્ત્રમાં વર્ણન છે

૩૯–આત્માના શુદ્ધ વિચારને પામ્યા વિના કલ્યાણ થાય નહીં.

૪૦–જેના રાગ, દ્વેષ, અને અજ્ઞાન ગયાં, તેનુ કલ્યાણ, બાકી જ્યાં સુધી તે ન જાય ત્યાં સુધી કોઇ પણ ધર્મથી કલ્યાણ નથી. જે રસ્તે તે નાશ પામે તે જ ધર્મ.

૪૧–કોઇ પણ દર્શન, મત, અથવા સંપ્રદાયનો મતાગ્રહ પકડી બેસવું તે આત્મહિતને બાધકર્તા છે.

૪૨–આત્મદશા સાધે તે સાધુ.

૪૩–જ્યાં સુધી દેહને વિષે રોગ આવે, આકુળ વ્યાકુળતા થતી હોય ત્યાં સુધી જીવમાં દેહાત્મબુદ્ધિ હોવાનો સંભવ છે. જેટલે અંશે આત્મજ્ઞાન પરિણામ્યું હોય, તેટલે અંશે દેહાત્મબુદ્ધિ ઘટે છે. જ્યાં સુધી દેહાત્મ બુદ્ધિનો અંશ છે, ત્યાં સુધી મિથ્યા દૃષ્ટિનો પણ અંશ છે.

૪૪–જો જીવ હંમેશના અંધમાર્ગથી થાકે તો માર્ગમાં આવે.

૪૫–સાચું સમજાઈ તેની આસ્થા થય તે જ સમ્યક્ત્વ છે.

૪૬–જ્ઞાની સદ્‌વિચારો આપે છે. તેનું યથાર્થ વિચારપૂર્વક મનન કર્યાથી અનુભવ પ્રગટે છે. અનુભવ પ્રગટ દીવો છે અને શાસ્ત્રો કાગળમાં લખેલો દીવો છે.

૪૭–અજ્ઞાનરૂપ ચેતન એ જીવ અને જ્ઞાનરૂપ ચેતન એ શિવ.

૪૮–પરમ વૈદરૂપી સદ્‌ગુરુ મળે અને ઉપદેશરૂપી દવા આત્મામાં પરિણામ પામે ત્યારે રોગ જાય; પણ તે દવા અંતરમાં ન ઉતારે તો કોઈ કાળે તેનો રોગ જાય નહિ.

૪૯–આત્મા સ્વાનુભાવ છે. તે ચક્ષુથી દેખાતો નથી. પરંતુ સંકલ્પ વિકલ્પ મૂકી દે તો તેનો અનુભવ થાય છે.

૫૦–અંતરઆત્મા નિરંતર કષાયાદિ નિવારવા પુરુષાર્થ કરે છે, ચૌદમા ગુણસ્થાનક સુધી એ વિચારરૂપી ક્રિયા છે. જેને વૈરાગ્ય ઉપશમ વર્તતો હોય તેને જ વિચારવાન કહીએ.

૫૧–આત્મજ્ઞાનીની આજ્ઞાએ વર્ત્યે આત્મા લક્ષગત થાય.

૫૨–પ્રારબ્ધને શાંતિથી વેદવું એ જ પુરુષાર્થ છે.

૫૩–સારું ખોટું, લાભ હાનિ, સુખ દુઃખ, ઇત્યાદિ સર્વ સંકલ્પ વિકલ્પ મન માને બુદ્ધિના છે. માટે તેની પાર જાઓ તો જ આત્મસ્વરૂપ પ્રાપ્ત થશે.

૫૪–જે લોકો કહે છે કે પાપપુણ્ય નથી, તેઓ લાખ રૂપીઆનાં એક આખાં મોતીનો અડધો કટકો કહે છે જેની કીંમત કોડીની છે. પરંતુ આખું મોતી તો તે જ કહેવાય કે પાપ પુણ્ય નથી તેમ સુખદુઃખ તથા લાભ હાનિ કે સારું ખોટું પણ નથી. તો તે જ આખાં મોતીની કિંમત લાખો રૂપીઆની કહેવાય.

(૩) જો કર્મ અને જીવ એક સાથે ઉત્પન્ન થયાં હોય તો કર્મ જીવના સ્વભાવરૂપે જ વર્તે છે એમ કહેવું પડશે, અને સ્વભાવમાં જે વસ્તુ વર્તતી હોય તેની, તે સ્વભાવ માટે જવાબદારી હોઈ શકે નહિ.

જ્યારે આમ છે તો પછી બોધને કે મોક્ષને કે પુનર્જન્મને કેવી રીતે અવકાશ છે તેનું સમાધાન ગુરુગમ દ્વારા જે તે મુમુક્ષુએ કરી લેવું.

## ઉપસંહાર

બોધવચનો અપાર છે. તે બધા કહેવા કે લખવા જઈએ તો તે બનવા જેવું નથી. અનંત ગુણોવાળું જે જ્ઞાન તેનું વર્ણન પૂરેપૂરું કરવું એ અશક્ય છે, માટે વધારે લખવા જઈએ તો પણ કહેવાનું તો શેષ રહેવાનું જ, અને અનેક શાસ્ત્રો ને પુરાણો લખાયા છતાં પૂર્ણપણે જ્ઞાનનું વર્ણન થઈ શક્યું નથી, અને છેવટે શાસ્ત્રવાળાએ પણ થાકીને કહ્યું છે, કે ગુરુ વગર જ્ઞાન નથી. વળી ઘણી વખત એમ બને છે કે મુદ્દાની વાત કહેવાનું શરૂ કરીએ તે અતિ લંબાણ કરવા જતાં મુખ્ય મુદ્દાની વાત ધ્યાન બહાર જતી રહે છે અને અતિ લંબાણથી લખાયલાં ભાષ્યો ને ટીકાવાળા ગ્રંથોથી એ જ પરિણામ આવે છે એમ ઘણાનો અનુભવ છે. માટે મુખ્ય મુદ્દાનાં બોધવચનો કહી 'ટકેથી જ તે બંધ કરીએ છીએ, પરંતુ છેવટનું સત્ય શું છે તે સાર્મિક ર આ બોધવચનોમા તેમ જ અન્ય શાસ્ત્રો અને પુરાણોમાં કહેવામાં ા છતા તેનો મર્મ પૂર્ણપણે સમજાતો નથી તેથી તે સંબંધે બે બોલ લખવાની જરૂર છે. છેવટનું સત્ય સ્પષ્ટપણે કહેવા જેવું નથી, કેમકે એમ કહેવામા આવે તો તેથી જનસમૂહને લાભ નહિ થતાં ઉલટ હાનિ થાય એમ છે; વળી તે ગુરુગમ વગર કહી શકે એવું નથી જ. માટે જિજ્ઞાસુ માત્રની ફરજ છે કે આ છેવટનું સત્ય શું છે તે સદ્ગુરુદ્વારા જાણી લઇ નિર્ભય બનવું: કેમકે નિર્ભયતા વિના મોક્ષ નથી. જ્યાં સુધી સદ્ગુરુ મળ્યા નથી ત્યાં સુધી પોતે છેવટનું સત્ય જાણ્યું છે એમ કદી પણ સમજવું નહિ. એ સત્ય, જ્ઞાનીઓ પોતાની સાથે જ લઈ જાય છે, યાને જ્ઞાનીઓ તે સમજીને સમાઈ ગયા છે. અને પૂર્ણ અધિકારીને જ તેઓએ તે આપ્યું છે અને આપે છે.

આ છેવટનું સત્ય, ગુરુ આજ્ઞાનુસાર સ્પષ્ટપણે પ્રસિદ્ધિમાં મૂક્યું નથી, પરંતુ મુમુક્ષુ માત્રને સૂચના છે કે તેમણે તે સદ્ગુરુદ્વારા સમજી લેવું.

પુસ્તકદ્વારા જ સત્ય જાણવાનો પ્રયત્ન કરવો એ સ્વચ્છંદ છે ને તે કદી પણ ફળીભૂત થઈ શકે એમ નથી." અમુક સત્ય છેવટનું સત્ય છે કે કેમ તેની પરીક્ષા એ છે કે પોતે તમામ ફરજોમાંથી મુક્ત થયો છે એમ પ્રતીતિ થાય છે અને આ જન્મ કિંવા પૂર્વ જન્મનાં સર્વ કર્મનાં તમામ શુભાશુભ પરિણામના ભયમાંથી એટલે કે ભય માત્રથી તે મુક્ત થયો છે, એવી સત્ય પ્રતીતિ થાય છે. આ જ કારણથી સર્વ સંતોનો એક મતે અભિપ્રાય છે કે ગુરૂ કર્યા વગર મોક્ષ નથી, તેમ જ જ્ઞાનનો અગ્નિ એ એવો અગ્નિ છે કે તેનાથી સર્વ કર્મ ભસ્મીભૂત થાય છે, અને જ્યારે મનુષ્ય એ છેવટનુ સત્ય પ્રાપ્ત કરે છે ત્યારે જ તેને આ અભિપ્રાયનું ખરું રહસ્ય અને સત્યનું ભાન થાય છે, અને ત્યાં સુધી જે મનુષ્ય એ અભિપ્રાય કહી બતાવે છે, તે માત્ર બીજાનું કહેલું જ કહે છે એમ સમજવું. વળી આ બાબતમાં એક બહુ મહત્વની વાત મુમુક્ષુએ યાદ રાખવી કે પોતે ગુરુ કર્યા છતાં આવું છેવટનું જ્ઞાન પોતાને પ્રાપ્ત થયું નથી તેથી ગુરૂની કૃપા પોતાના ઉપર નથી અને તેથી બીજા ગુરૂની શોધમાં પડવું એવો વિચાર કદી પણ કરવો નહીં; કેમકે દરેક મુમુક્ષુને તેમના અધિકાર પ્રમાણે સદ્દગુરૂ સમજ આપતા જ રહે છે. સદ્દગુરૂ તો હંમેશ છેવટનું જ્ઞાન આપવા તત્પર જ હોય છે, પરંતુ આપણો અધિકાર પ્રાપ્ત થવાની જ રાહ જુએ છે. માટે ખામી પોતાની જ છે, નહીં કે ગુરૂકૃપાની, એમ જ સમજ રાખવી. કોઈ કહેશે કે અમને જે ગુરૂ મળ્યા છે ને આવું છેવટનું જ્ઞાન પોતે જાણે છે કે કેમ તે અમારે કેમ જાણવું; પરંતુ સંસ્કારવશાત્ જેને તેને તેના અધિકાર પ્રમાણે સદ્દગુરૂ મળેલા જ હોય છે. જેને છેવટનું સત્ય જાણવાની તીવ્ર ઇચ્છા હોય છે તેને છેવટનું સત્ય જાણનાર ગુરૂ મળે નહિ એ બનવા જેવું જ નથી, કેમકે કુદરતનો નિયમ છે કે જેને જેટલી જરૂર તેટલું કુદરત પેદા કરે છે ને તે જ્યાં તેની જરૂર હોય ત્યા પૂરૂં પાડે છે ( Demand and supply ). ખામી માત્ર આપણી પોતાની ઇચ્છાની જ હોય છે. માટે મુમુક્ષુનું કર્તવ્ય માત્ર એટલું જ છે કે સત્યજ્ઞાન તથા વિવેકબુદ્ધિ માટે તીવ્ર ઇચ્છા પ્રગટ કરવી જ્યાં એ યોગ્યતા પ્રાપ્ત થઈ કે ગુરૂ દૂર નથી. તે તારી પાસે જ છે ને તારી પાસે જ અરે, તારામાંથી જ તે પ્રગટ થશે એમ ખાતરી રાખવી.

卐

# સ્વા. શ્રી સચ્ચિદાનંદજીના પત્રોનો સારણો

### શ્રી. નર્મદાશંકર હ. વ્યાસ; બી. એ ઉપરના પત્રો



(૧)

નાસિક રોડ,
તા. ૨૮-૧૨-૩૯

"તમારા લેખો કે જે Political Economy (અર્થશાસ્ત્ર) ના વિષયના જ છે, એ તમારો ખાસ વિષય છે એટલે એના ઉપર તમે લખો શકો છો એ સારું છે. આથી તમારી બૌદ્ધિક અને લખવાની શક્તિ ખીલે છે આ વિષય મારો નહિ હોવાથી મેં એમાં માથું માર્યું નથી. મતલબ એ વ્યાવહારિક વિષય હોઈ તમો જગતમાં એ વિષયના સાગ અભ્યાસી કહેવ માગો છો. અને એ રીતે તમોને એમા ફત્તેહ મળશે—આને શાસ્ત્ર ૧ કહી છે અધ્યાત્મપ્રગતિ સાથે એને બહુ થોડો સંબધ છે વ્યવહાર કે પરમાર્થ ગમે તે વિષયમાં પ્રગતિ કરવામાં—" આત્મશ્લાઘા —જેને હું વાયડાપણા " ના શબ્દથી સબોધુ છું એ બહુ બાધકર્તા છે પરંતુ જીવને એ સમજાતુ નથી અને ખાસ કરીને યુવાવસ્થામા આ દોષ જીવને અભિમાની બનાવી દે છે, અને અભિમાન એ તો વ્યાવહારિક કે પારમાર્થિક પ્રગતિને રોકનાર છે, એથી જ ભક્તોએ કહ્યુ છે કે—

(૧) કદી અભિમાન કરે જન કોઇ,
હજાર વર્ષા હલકો બહુ હોઈ.

(૨) નમ્યો એ પ્રભુને ગમ્યો.

(૩) अहं ममेति बंधनम् વગેરે.

સૂર્યને એમ કહેવાની જરૂર નથી રહેતી કે હું પ્રકાશરૂપ કે ગરમી આપનાર છું, તેમ જ જીવે પોતાના ગુણોને વિકસાવવા હોઈ તેના પરિણામ પરત્વે

ઉદાસીન જ રહેવું; કારણ દરેક જીવ પ્રત્યે જે શક્તિ વિકસે છે, એ માત્ર પરમાત્મશક્તિનો અંશ જ છે અને એ દરેક જીવમાં પરમાત્માની નિયતિ શક્તિ એ જે પ્રમાણે વિકસાવવાનું નિયત કર્યું છે એ પ્રમાણે વિકસે છે, એટલે એ પ્રત્યે આ વસ્તુ પ્રત્યેનું જીવનું અજ્ઞાન હોવાથી જીવ ખોટું અભિમાન "ગાડાં નીચે કુતરું ચાલતાં જેમ કુતરું કહે ભાર મારા પરજ છે" તેવી જ જીવની ખોટી માન્યતા છે. તેથી જ ભ—ગી—મા ત્રીજા અધ્યાયના શ્લોક ૨૭–૨૮ માં સમજુ યાને જ્ઞાની અને અણસમજુ યાને અજ્ઞાનીની સમજમાં શું ફરક હોય છે એ નિર્દેશ્યું છે

અમારી તો સર્વ ક્રિયાઓ અભેદ ભાવનાની છે, એટલે અમે કોઇના પર ઉપકાર કરીએ છીએ એવી અમારી લેશપણ ભાવના નથી એટલે અમે તો અમોને પરમાત્માની શક્તિ જે જે વખતે જે જે કાર્ય કરાવ્યે જાય છે, તે વિરક્તિ ભાવથી–સહજ સ્વભાવથી કર્યે જઇએ છીએ–"બ્રહ્માર્પણ બુદ્ધિથી."

તમોને જે કાંઇ આંતઃસ્ફૂર્ણા થાય છે યાને તમારી જે પ્રજ્ઞા ખીલે છે, તે તમારા પોતાના જ પુરુષાર્થથી જ ખીલી છે અને ખીલે છે. કોઇનાં આધાર યા સહાયતાથી નહિ, એ જાણી આનંદ. એમ થયું હોય તો એ પરમાત્માની કૃપા માનવી. ગુરૂ કિંવા કોઇની પણ સહાયતા વિના "ગુરૂ દત્તાત્રેય" ને સ્વયં પ્રજ્ઞા ખુલી જ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી, પરંતુ એવી વ્યક્તિઓ વિરલ જ. માટે વ્યવહારમાં જેમ ગુરૂની જરૂરત પડે છે તેમ પરમાર્થના વિષયમાં પણ ગુરૂ–યાને ભોમીયાની ખાસ જરૂરત પ્રથમ તો છે જ અને આખર તો પોતે જ પોતાના ગુરૂ થવાનું છે, અને એથી જ અખાએ કહ્યું છે કેઃ—

"ગુરૂ થા તારો તું જ નથી કોઇ બીજો ભજવા."

એટલે બહિર્મુખ વૃત્તિ ( જીવભાવ ) અંતરમુખ ( શિવભાવ ) વૃત્તિને શરણે જશે, ત્યારે જ આત્મ સાક્ષાત્કાર થશે–યાને મનુષ્ય જીવનની સફલતા થશે. બીજી કોઇ રીતે નહિ. એટલે તમો બુદ્ધિવાન છો અને શુભ સંસ્કારી છો તેથી તમારી વ્યાવહારિક અને પારમાર્થિક પ્રગતિમાં ઠીક સહાય મળે તેથી જ તમોને હું સ્વામીજી શ્રી. સ્વયંજ્યોતિજી જે બહુ વિદ્વાન અને નિષ્ઠાવાન છે અને તમારા જેવા બુદ્ધિવાનને પણ ઠીક સમાધાન આપી શકે તેમ છે, તેનો સત્સંગ અને સહાય તમારી બહુ જ પાસે છે માટે સ્વભિ-

માનથી ભૂલી ન લેતા હોતો ખાસ લેવા ભલામણ કરું છું. ભલે તમારું સામાજિક તત્ત્વજ્ઞાન અને આધીજીકૃત કર્મ કે ભક્તિજ્ઞાન હોય તો પણ વેદાંત વિના પૂર્ણ શાન્તિ નહિ મળે, એ મારો ખાસ નિશ્ચય છે અને એ પશ્ચિમના સારા સારા અભ્યાસીઓ અને વિદ્વાનોએ પણ કબૂલ કર્યું છે. માટે કૂપ-મંડૂક ન બનો, વિશાળ દૃષ્ટિવાળા બનો, અને અમુક સિદ્ધાન્તના જ આગ્રહી ન બનો. શંકરના જ્ઞાન અને સિદ્ધાન્ત જેવો એક પણ સિદ્ધાન્ત નથી, તેથી જ વેદાંતને "કેસરી" ની ઉપમા અપાઈ છે.

તમોને સ્વયંજ્યોતિજીના સતત સત્સંગમાં રહેવાની સૂચના અપાઈ, હવે તમારે પોતાના અભ્યાસના પુસ્તકો તરીકેઃ—

(૧) "પંચદશી" સ્વામી વિદ્યારણ્ય કૃત.

(૨) રા. રા મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું "આત્મ નિમજ્જન"— પ્રેમજીવન સાથે.

(૩) "માંડૂક્ય ઉપનિષદ" ગૌડપાદ કારિકા અને શાંકર ભાષ્ય સહ.

આટલાં ત્રણ પુસ્તકો પૂ. સ્વામીજીની ગેરહાજરીમાં તમારા અભ્યાસ માટે મને બહુ ઉપયોગી જણાય છે, તો મેળવી વખતો વખત વાંચતા વિચા-રહેવું.

સ્વયંપ્રજ્ઞને જો કે પુસ્તકો બહુ ઉપયોગી નથી પરંતુ અપરોક્ષાનુભવ થતાં સુધી આવા સાધનોની બહુ આવશ્યકતા રહે છે, માટે એ સૂચવ્યાં છે.

જગતમાં નામના કરવા ખાતર જેમ લેખોની પ્રવૃત્તિ આદરી છે તેમ વ્યાખ્યાન આપવાની શરૂઆત કરી એ શક્તિ પણ ખીલવતા રહેશો.

"સો વર્ષ જીવવું પણ કર્મ કરતાં જ જીવવું." આ ખોટું અભિમાન છોડી દો અને

"રાજી હૈં મૈં ઉસીમેં જિસમેં તેરી રજા હૈ."

આ સિદ્ધાન્તને દ્રઢાવી, એવી રીતે અનન્યશરણતા ગ્રહી જીવનની સાર્થકતા કરો.

મારી શારીરિક પ્રકૃતિ હાલ સારી છે.

કરી છે, પરંતુ

"જ્યાં લાઈલાજી સર્વની ત્યાં કોણ"

એવું છે. રામ રાખે તેમ આનંદમાં રહીએ છીએ. ભૂત-ભવિષ્યનો ખ્યાલ છોડી વર્તમાનમાં વર્તવા જઇએ છીએ. "

(૨)

નાસિક રોડ,
તા. ૨૬-૧-૪૦

" ......તમારું વલણ ખાસ કર્મયોગ તરફ છે કારણ એ તમોને જરા "નામના" ના ક્ષેત્રમાં લઇ જાય છે; તેથી તમારું મન જરા આનંદ લે છે; પરંતુ એને શાસ્ત્રમાં લોકવાસનાનું નામ આપ્યું છે. તમો આર્યસમાજી તરીકે ઉછર્યા છો, અને હાલના ગાંધીજીના કર્મયોગના ચેલા બન્યા છો, એટલે હાલ તુર્ત માટે અમારું અને પરમ પૂજ્ય સ્વામીશ્રી સ્વયંજ્યોતિજીનું અદ્વૈત ગ્નાન તમારા મગજમાં પ્રવેશશે નહિ, પરંતુ યાદ રાખજો કે આખરે વેદાંતનો આશરો લીધા વીના અખંડ શાંતિ નથી જ, એ સર્વજ્ઞાનીઓને સમંત છે.

જો તમારી અધ્યાત્મપ્રગતિની ઇચ્છા જ હોય, કે જે માત્ર મનુષ્ય જન્મનું ધ્યેય છે, તો તમારી પાસેજ વસતા સ્વામીજી શ્રી. સ્વયંજ્યોતિજીનો તે માટે આશ્રય લેવા બીલકુલ ચૂકશો નહિ. મેં તમોને મારા છેલ્લા પત્રમાં તમારી હાલની સ્થિતિમાં જ સંતોષ ન લેતાં, અધ્યાત્મપ્રગતિ માટે ત્રણ પુસ્તકો (૧) માંડૂક્યોપનિષદ (૨) પંચદશી, (૩) આત્મનિમજ્જ પ્રેમજીવન સાથે સૂચવ્યાં છે, તેની ઉપયોગિતા માટે સ્વામીશ્રી સ્વયંજ્યોતિ પાસેથી ખાસ સમજી લેશો, અને તેને ખાસ સેવતા રહેશો. વસ્તુમાં સમ્યક જ્ઞાન પ્રાપ્ત કરવાની ખાસ આવશ્યકતા છે, અને ઉપરનાં પુસ્તકો તે મા તમને બહુ જ સહાયક થશે એમ મારી ખાતરી છે. પરંતુ આ માટે તી જિજ્ઞાસા ઉત્પન્ન કરવાની ખાસ આવશ્યકતા છે. એ નિરંતર સત્સંગ અ પોતાના વિચારથી જ અને પરમાત્મકૃપાથી જ બને છે. "

(૩)

નાસિક રોડ,
તા. ૩૧-૩-૪૦

"......તમારા તા. ૭-૩-૪૦ ના પત્રમાં તો તમારી બૌદ્ધિક શંકાનું સમાધાન કરી લઇ નિશ્ચિંત થઇ જવા મેં તમોને સારામાં સારું તમારા

નજીકનું જ સાધન પ. પૂ. સ્વામીજી સ્વયંજ્યોતિનું બતાવ્યું છે, એનો જ આશ્રય તમારે લઈ લેવાનો છે. એ સિવાય બીજું એકેય સારું સાધન મને સૂઝતું નથી. આ બાબતમાં સ્વામીશ્રી ..........પણ તેમના કરતાં હજાર દરજ્જે ઊતરતા છે, એમ પણ મારે તમને સૂચવી લેવું જોઈએ કે તમો એ ભૂલથાપ પણ ન ખાઈ જાઓ.

........મારી શારીરિક પ્રકૃતિ બગડી છે પરંતુ ગુરૂ અને પરમાત્મકૃપાથી તમામ સ્થિતિમા વૃત્તિને સમ રખાય છે."

(૪)

સાન્દ-સાધન આશ્રમ
ઓરા-ઉદેપુર
તા. ૧-૭-૪૧

"........આ બધા મનના ખ્યાલ છોડો અને સમજુ અને ખાસ કરીને અધ્યાત્મ અભ્યાસીએ તો તેને (મનને) મારીને મેંદા અભેદ ભાવનાથી કરવાનો છે. વ્યવહાર શાંતિથી અનુભવવા મહાત્માઓનો પણ એ જ ઉપદેશ છે કે:—

તુલસી યહ સંસારમેં, ભાંત ભાંતકે લોગ;
સબમે હિલમિલ ચાલીએ, નદી નાવ સંજોગ.

.....જીવ સંસારમાં આવ્યો છે સુખ શોધવા કે જ્યાં બીલકુલ છેજ નહિ; અનેક પ્રવૃત્તિ કરી રહ્યો છે, અને એનો એ પ્રયાસ ઉંધો યા ખોટો હોવાથી સુખના નહિ પણ દુઃખના ત્રિવિધ તાપના ઊંડા ખાડામાં ગબડી પડે છે. પરંતુ જીવને અજ્ઞાનરૂપી મદિરાનો મદ ચઢેલ હોવાથી તેમાંથી નીકળવાનો વિચાર જ થતો નથી. આ પરમાત્માની મહામાયાની ખૂબી છે. તમો તો વિચારવાન છો. વળી શુભ સંસ્કૃતિવાન હોવાથી વેળાસર જાગ્યા છો અને તમો બુદ્ધિવાન હોવા છતાં સત્સંગનો સારો યોગ મળ્યો છે એટલે તમારો અત્યારથી જ ખરા જીગરથી આત્મપ્રાપ્તિ તરફ સતત્ પ્રયાસ થશે તો પરમાત્મકૃપાથી તમારું પરમાર્થ સુધરશે. વ્યવહાર તો પ્રારબ્ધયોગથી નિશ્ચિત થયું છે, એટલે એ માટે તો ચિંતા કરવાનું રહેતું જ નથી અને એથી જ અનુભવી મહાત્માઓએ કહ્યું છે કે:—

૧) " સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યા તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં "
૨) " ગુજરે જે શિરે તારે, જગતનો નાથ તે સહેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે. "
( મસ્ત બાલ )

( ૫ )

જ્ઞાનસાધન આશ્રમ
ઉભ-ઉદેપુર
તા. ૨૫-૮-૪૧

"........સ્વામીજીના પત્રમાં તમોએ સૂચન કર્યા પ્રમાણે તમારો ' સુવાસ ' મા આવેલો લેખ વાચ્યો છે. એ તો તમારા અભ્યાસનો જ વિષય હોવાથી એ વિષયમાં તમે લખી શકો છો એ સારું. પરંતુ એ તમારી પ્રગતિથી ( લેખન પદ્ધતિની ) તમારી બુદ્ધિનો વિકાસ થાય, પરંતુ ખરેખરી આત્મસાધના કે જે મનુષ્ય જીવનનું ધ્યેય છે તે માટે તો હૃદયશુદ્ધિની જ ખાસ આવશ્યકતા છે. એ કાર્ય તમોને સ્વામીજીએ આપેલા રામ-( Parables of Rama ) ના ભાષાંતરમાંથી અને તેના ઉપર પાકું તમારૂ મનન, નિદિધ્યાસનથી જ થશે. જેનામાં બુદ્ધિ અને હૃદય બન્ને સાગ સાધનો છે, એને સમ્યક્ જ્ઞાન થઈ આત્મસ્થિતિએ પહોંચવામાં બહુ જલદી સગળતા થાય છે. તમારામાં એ બન્ને પ્રભુકૃપાથી છે એટલે એનો સુયોગ સાધવો.

સમ્યક્જ્ઞાન પ્રાપ્ત કરવા તમોને આપેલા (૧) પંચદશી (૨) માડૂક્ય ઉપનિષદ (૩) લઘુયોગ વાસિષ્ઠસાર અને (૪) વસિષ્ઠસાર ગીતા, આ ચારે પુસ્તકો બહુ ઉત્તમ છે, માટે તેનો હળવે હળવે પરંતુ સતત્ અભ્યાસ કરતા રહેવો. એ બદલ મહાત્મા સાગરજીએ એક પદમાં કહ્યું છે કે

" સતત્ અભ્યાસ વિણ
પ્રેમ વૈરાગ્ય વિણ
નેત્રના સ્થૂલની પાર ના હું. "

અને વસિષ્ઠસાર ગીતામાં પણ નરહરિ મહાત્માએ પણ કહ્યું છે કે—

" મનોવૃત્તિ હોય પ્રકાર,
કર્તા આત્મા તત્વ વિચાર;
અતિશે જ્ઞાન તણો અભ્યાસ,
અહં મમત્વ તણો તે નાશ."

જ્ઞાન સાધન આશ્રમ
છોટાઉદેપુર
તા. ૩૦–૯–૪૧

(૧)

મારે માટે કોઇને પણ તકલીફમાં મૂકવાની મારી વૃત્તિ રહેલી નથી. મારો એવો સિદ્ધાન્ત છે કે કોઇને ઉપયોગી ન થઇ શકાય (પ્રકૃતિ ખરાબ યાને નાલાયક, બીજ્રકુલ કમજોર હોવાથી) તો હરકત નહિં, પરંતુ મારા કામ યા સ્વાર્થ ખાતર કોઇને વિક્ષેપ–ઉપાધિકર યા દુઃખરૂપ તો થવું જ નહિં.

કોઇની કોઇ પણ સેવા કરવાનો પ્રસંગ આવે તો નિષ્કામ ભાવે એટલે અભિમાન રહિત બનીને કરવી.

ગમની નીતિકથાઓનો લેખક તું છો, અને તેને માટે ઘણા પેપરોમાં સારા અભિપ્રાયો આવે છે, એથી પણ તારે અભિમાન લેવાનુ કે ફૂલાઇ જવાનું નથી. ગમે તે બાબતમા પરમાત્મશક્તિએ તારામાં શક્તિ મૂકી છે. તેનો ઉપયોગ કરવામાં માત્ર તુ નિમિત્તભૂત થાય છે, ત્યારે એનું તું અભિમાન શાનું લે છે? આ પ્રમાણે આપણાથી થતા કોઇ પણ સેવાકાર્યમાં અભિમાન ન લેવુ, તેનું નામ જ નિષ્કામતા અને એજ ચિત્તની શુધ્ધિ ટરે. આ બાબત હૂ તને વખતો વખત લખ્યા કરૂં છું, છતાં તારામાં લોક-વાસના (જગતમાં નામના મેળવવા) નું બળ જ્યાદે હોવાથી એ વૃત્તિ પર તારો કાબુ રહેતો નથી. આ વાસના પણ દેહાભિમાન (કે જે સર્વ અનર્થનું કારણ છે) સિવાય બનતી નથી. આટલા માટે જ મેં તને એક વખત લખ્યું હતું કે;–

"દિલ સફા, પ્રભુ સે વફા
તો આનંદકા નફા"

આ કહેતી–યા–મહાત્માના અમૂલ્ય બોધને તેં હજુ સુધી જીવનમાં વણ્યુ નથી. આપણા તરફથી થતું સેવાનું કોઇ પણ કાર્ય એવી રીતે થવું જોઇએ

કે 'આપણુને' યાદ પણ ન રહે. સૂર્ય પોતાના સ્વતેજથી જ પ્રકાશે છે, એના એ તેજ માટે કોઈને કહેવું પડતું નથી કે જો આ મારું તેજ કેવું છે? આ પ્રમાણે નિષ્કામતા પ્રાપ્ત કરો.

હું કે પૂ. સ્વામી શ્રી સ્વયંજ્યોતિજી તારી ઉન્નતિમાં સહાયભૂત થઇએ એમાં અમારી કોઈની બહાદુરી નથી કારણ કે જે નિયત છે, તે જ થાય છે માટે વ્યવહારથી ભલે આભારદર્શન કરાય, પરંતુ પરમાર્થથી અભેદ ભાવના જ સેવાવી જોઇએ,–આ ભૂલવું નહિ.

...મારો નિયમ એવો છે કે કોઈ પણ સાધારણ સ્થિતિના માણસપર જરા પણ આર્થિક રીતે હું બોજારૂપ ન થાઉં. આને હું પાપ ગણું છું.

...ત્યાં આવ્યા હોવાથી હવે તમારું સેવાનું એક ક્ષેત્ર વધ્યું. કોઈ હરકત નહિ. તારી આવી સેવા કરવાની શક્તિ ને અવસ્થા છે. આવી કોઈ પણ જાતની સેવા નિષ્કામતા અને પ્રેમથી કરવી એમાં જ આપણું શ્રેય છે.

તા. ક.—કોઈ પણ સેવાકાર્યનું આપણને અભિમાન આવ્યું કે આપણે પ્રભુથી એવડા થયા માનવું, અને એના નતીજા રૂપે આનંદ મળવો જોઇએ એ ન મળે.

તા ૧૧–૧૧–૧૯૪૧ ના પત્રમાં આવેલાં નીતિ વચનોઃ—

(૧) લક્ષ્મી કહે છે કે હું શૂરવીરને વરું તો વિધવા થાઉં, ઉદાર પાસે જતાં મને શરમ આવે છે, પંડિતને પરણુતાં તો (વિદ્યા રૂપી) શોક્યનું સાલ નડે–તેથી હું લોભીને જ વરું છું.

(૨) હે શંખ! તારો સમુદ્રમાં જન્મ છે, તારું શરીર ધોળું દૂધ જેવું છે. શ્રી કૃષ્ણ પરમાત્માના હસ્ત કમલમાં તારો વાસ છે (કારણ કે તે મુરલીધર છે.) છતાં પણ તારું અંતઃકરણ તો વાંકું ને વાંકું જ રહ્યું છે.

જ્ઞાન સાધન આશ્રમ
છોટાઉદેપુર
તા. ૯–૧૨–૪૧

(૭)

"તમારા ઉપર અસહ્ય આધિ ને ઉપાધિ આવી પડી છે....આ સર્વ માત્ર માનસિક છે. ગુરૂજ્ઞાનના બળથી તિતિક્ષા કરી એ બધાને આજથી જ સહન કરતાં શીખો—

એથી જ ગીતામાં પણ અર્જુનને " સુખ દુ ખને (કલ્પના માંની) સહન કરવા "—૨/૩૮ અને " દુઃખ પ્રત્યે તિતિક્ષા કરવા "—૨/૧૪ નો જ બોધ કર્યો છે અને કહ્યું છે કે " આ બધુ અવ્યક્તમાંથી જ આવ્યું છે, વચમાં માત્ર વ્યકત થયું છે, અને પાછું અવ્યકતમા જ લીન થવાનું છે-માટે તેને માટે વેદના (શોક) શી ? ( ૨/૨૮ ભ. ગી. )

મનની સ્થિતિ અખલ ડખલ થવાનું કારણ માત્ર જીવનું અજ્ઞાન જ છે, અને તે નિવારવાનો એક જ ઇલાજ—જ્ઞાન જ છે. એ ખાસ લક્ષ રાખવુ. અને એથી જ વસિષ્ઠસાર ગીતામા વસિષ્ઠે રામને પણ એ જ કહ્યું છે કે —

(૧) " દેહાભિમાન તણું દુઃખ ઘણું
રાઘવ સત્ય સત્ય હું ભણું. " ૧/૭૬

× × × ×

(૨) " બ્રહ્મ ભાવના વીણુ રઘુરાય,
દેહ ભાવ કદી ન જાય. " ૫/૪૩

× × × ×

(૩) " મનોવૃત્તિ હોય બ્રહ્માકાર
કરતા આત્મ તત્વ વિચાર
અતિશે જ્ઞાન તણો અભ્યાસ
અહં મમત્વ તણો તે નાશ. " ૧૦/૬૮

માટે જીવનનો મોટો ભાગ વિચાર કે અભેદ ભાવનામા જ ગાળવો. આને માટે ભ ગી. મા પણ "વૈરાગ્ય ને અભ્યાસ"નો ઇલાજ બતાવાયો છે. ૬/૩૫

...પરંતુ તારું પ્રારબ્ધ સારૂં કે તને આજથી જ જ્ઞાનીઓનો સત્સંગ સેવવાનો અલભ્ય લાભ મળ્યો છે કે જે જાગૃતની ગમે તે મુશ્કેલીઓને તત્કાળ નીવારવાના ઇલાજો સૂઝાડે. "

જ્ઞાન સાધન આશ્રમ
છોટા-ઉદેપુર
તા. ૧૪-૧૨-૪૧

( ૮ )

..."સંભાળ રાખશો, બાકી એનો સાચી સંભાળ રાખનાર, તો હરિ જ

છે–માટે આપણા સહિત આપણા સંસારનો તમામ બોજો એ પરમાત્મા પર નાંખી દેવો અને એ આપણને જે રીત અંતઃસ્ફુરણા કરે તે પ્રમાણે આપણે ચિંતા રહિત બનીને પ્રવૃત્તિ કર્યા કરવી એ જ આપણું કર્તવ્ય છે. સુખ દુઃખનું કારણ જીવનું અજ્ઞાન અને દૃશ્ય જગતની સત્યતા જે ઘર કરી બેસી ગઈ છે એ જ છે. એ અજ્ઞાનને અદ્વૈતબોધથી હઠાવ્યા સિવાય બીજો ઇલાજ જ્ઞાનીઓને જણાયો નથી. આ ઉપર ખૂબ વિચાર કરતા રહેવું, અને કેવળ કાલ્પનિક કે સ્વપ્નવત્ દુઃખને નીવારતા શીખવું. આટલું થયું એ જ જીવન્મુક્ત સ્થિતિ. બીજું જ્ઞાનીઓને કાંઈ શિંગડાં–પૂછડાં નથી ઉગતા, અને એથી જ ભ. ગી. માં કહ્યું છે કે :—

" સુખ દુઃખે સમે કૃત્વા,
લાભાલાભૌ જયાજયૌ. "

× × ×

દુઃખનો આત્યંતિક ક્ષય કરવા વેદાંત સિવાય–બીજા એક પણ શાસ્ત્રનો બોધ નથી, એમ અમને તો સમજાય છે.

( ૯ )

જેતપુર
તા. ૧૧–૩–૪૨

" લડાઈને અંગે તમામ ઉપર જે ભારે દુઃખ આવ્યું છે, તે પ્રભુ ઇચ્છા માની સહન કર્યા સિવાય બીજો ઇલાજ જ નથી. અને મારી સમજ પ્રમાણે આ બનાવ હિંદના નિર્બળ બની ગયેલા તમામ જીવોને બળવાન બનાવવા જરૂરત જ હતી, મતલબ

" પ્રભુ કરે સો ભલી કરેગે
ક્યું મનમેં ગભરાતા હૈ ?" .

એ જ બોધ એને માટે બસ છે. "

( ૧૦ )

જેતપુર
તા. ૮–૧–૪૨

"...આમ હાલ સ્થિતિ ચાલે છે. આ બધી સ્થિતિ દેહનું અભિમાન છોડવા અને કુટુંબીઓ વિગેરેનો મોહ છોડવા અતિ આવશ્યક હોવાથી,પરમાત્માએ મારા ભલા માટે જ બક્ષી છે, એટલે આનંદથી સેવીએ છીએ. આ બધો અમારા ગુરુ અને વેદાન્તના અજોડ બોધનો પ્રતાપ છે. આ બોધ જો અમને મળ્યો ન હોત તો, અને તે દૃઢ ન થયો હોત તો હું આ અવસ્થામાં અને આ સ્થિતિએ કેવી નરકયાતના ભોગવતો હોત, એ મારું મન જ કલ્પી શકે છે. મારી હાલની અહીંની સ્થિતિનો ખ્યાલ–વા–ખબર સજ્જડે મહાત્મા

શ્રી. સ્વયંજ્યોતિજીને આપશો "

વ્યવહારમાં જ્ઞાનયોગીઓએ ભ. ગી. માં જણાવ્યા પ્રમાણે :—

" સુખ દુઃખે સમે કૃત્વા,
લાભાલાભૌ જયાજયૌ. "

જેવું માનસ ઘડવાથી જીવન સુખમાં જાય છે; અને તેથી નાહકની કેટલીક માનસિક પીડા હોય એ નાબૂદ થાય છે. તમો બહુ સમજુ છો અને સત્સંગનું જોર ઠીકઠીક રાખો છો એટલે તમોને વિશેષ શું કહેવું હોય ?"

તમારા અધ્યાત્મમાં અભેદાભ્યાસી
સચ્ચિદાનંદના સપ્રેમ નારાયણ સ્મરણ

**શ્રી. રમણીક એ. મહેતા,** લખે છે કે—સ્વામીશ્રી સચ્ચિદાનંદજીનાં સ્થૂળ દેહના દર્શન થયા ન હતા, પરંતુ અક્ષર દેહના દર્શન થયાં હતાં. તા ૪-૧૧-૪૧ ને રોજ સ્વામી સચ્ચિદાનંદગિરિએ લખેલ એક કાગળ મને પ્રાપ્ત થયો હતો એ કાગળમાં લેખકના અંતરનું હેત ઉભરાતું હતું આ કાગળ અનોખો હતો. જેમ કોઇ મમતાળુ, શુભેચ્છક પિતા બાળકને બોધ આપે તેવો તે પત્ર હતો, તેથી મેં તેને અલગ રાખ્યો. એ વ્યક્તિ કોણ તે હું જાણતો ન હતો આજે તે જાણીને આનંદ થયો છે,

તેમના એ એક જ પત્રે મારા અંતઃકરણને ગળગળું બનાવી દીધું હતું તે વાંચો કે :—

" આ શરીર વૃદ્ધ ૬૫ પાસઠ વર્ષની વયનું છે. અધ્યાત્મ વિચારના અભ્યાસ અર્થે ઇ. સ. ૧૯૧૭ થી એટલે આજ પચીસ છવીસ વર્ષથી નિવૃત્ત થઇ સંન્યાસી ( ગયું ) છે એમા વિદ્વાન મહંત સ્વામીજી સ્વયંજ્યોતિતીર્થ, સ્વામી અદ્ભુતાનંદ, અને માધવતીર્થજી જેવા વિદ્વાન મહાત્મા સહાયરૂપ થાય છે. પરમાત્મા તેમનું ભલું કરો. આ શરીર અહીં પાસેક માસથી ચાતુર્માસ નિમિત્ત આવ્યું છે તાવથી ત્રણેક અઠવાડિયાથી બિમાર થયું છે. એટલે અઠવાડિયા પખવાડિયામાં વડોદરા તરફ જશે. ત્યાં અઠવાડિયું પખવાડિયું રહી-કાઠિયાવાડમાં જેતપુર ( કાઠી. ) એ જશે એમ અત્યારે તો અનુમાન થાય છે, બાકી તો હરિઇચ્છા બલિયસી. "

બાદમાં, વડોદરા અને જેતપુરનાં સિરનામાં લખ્યા હતાં કેવી સરળતા કેવી શુચિતા ! કેવું ઉદાર અંતઃકરણ ! ધન્ય છે એવા મહાત્માને.

卐

# શ્રી રામકૃષ્ણ પરમહંસ*

લેખક :—પ્રો. ટી. પી. જોષી, એમ. એ., એલ્એલ્. બી.

શ્રી રામકૃષ્ણ પરમહંસનો જન્મ બંગાળના એક ગામડામાં આદર્શ માતપિતાને ત્યાં થયો હતો. તેમના પિતા ખુદીરામે સર્વનાશ અને અસત્ય એ બેની વચ્ચે પસંદગી કરવાનો વખત આવતાં સર્વનાશ પસંદ કર્યો. જીવનમાં પ્રસંગ ન પડ્યો હોય ત્યારે તો સૌએ શ્રી. ધૂમકેતુ કહે છે તેમ સદ્‌ગુણના ઉપાસક હોય છે. પણ કવિકુલગુરુ કાલિદાસ કહે છે તેમ— "विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः।" 'સત્ય પ્રેમ' આમ એમને મળેલ પિતૃવારસો.

હિંદુ-તત્ત્વજ્ઞાન પ્રત્યેક જીવાત્માને આધ્યાત્મદૃષ્ટિએ પરમાત્મા માને છે. પ્રોફેસર અધરચંદ્ર દાસ કહે છે કે "Aspiration of man towards the Divine points to the presence of the Divine in the human." આ 'divine' ને સંપૂર્ણપણે જીવનમાં પ્રાપ્ત કરવું એજ એક, મનુષ્ય માત્રનો પુરુષાર્થ હોવો જોઈએ એ શ્રી રામકૃષ્ણનો પરમ ઉપદેશ. પ્રત્યેક મનુષ્યને આધ્યાત્મતત્ત્વનું આકર્ષણ થોડુંઘણું હોય છે જ, પણ પ્રાકૃતજનો એ માર્ગે આગળ વધવાને બદલે સંસારનાં અનેક પ્રલોભનોમાં ફસાઈ પડે છે, જ્યારે સંસ્કારી આત્મા તો જ્યાંસુધી આત્મસંતોષ ન અનુભવે ત્યાં સુધી કૂચ ચાલુ રાખે છે. એ વસ્તુ શ્રી રામકૃષ્ણદેવનું જીવન-વૃત્તાંત સુફલિત કરે છે. એમને નથી આકર્ષી શકતી તે વખતની કેળવણી કે તેનાં ઐહિક ફળો. એને તો એઓ ભાખરીનું ભણતર—' bread winning

* તા. ૨–૫–૪૨ ના રોજ શ્રી રામકૃષ્ણ આશ્રમ ( રાજકોટ ) માં શ્રી રામકૃષ્ણ પરમહંસની જયંતિ પ્રસંગે રાજકોટના નામદાર ઠાકોર સાહેબના પ્રમુખપણા નીચે આપેલું ભાષણ.

education ' કહી વખોડી કાઢે છે એમને તો જીવન અજવાળે, હૃદય તૃપ્ત કરે, આત્માને પરમ સંતોષ આપે એવું શિક્ષણ જોઈએ છે

અવતારી પુરુષો અનેક રીતે અસામાન્ય હોય છે શ્રી શંકરાચાર્ય આઠ વર્ષની ઉંમરે તો વેદવિદ્ બન્યા હતા એમ કહેવાય છે શ્રી રામકૃષ્ણ—નાનપણના ગદાધરને પણ નવ વર્ષ કે એથી ઓછી અવસ્થામાં ભાવાવેશ આવી જતો વિશાલાક્ષી દેવીના પૂજાપ્રસંગે અને સીતાનાથ પીનેને ત્યાં ' શિવ ' નો પાઠ ભજવતી વખતે તેઓ આત્મભાન ભૂલી જઈ ભાવાવેશમાં લીન થઈ ગયેલા એ એમની જીવનહકીકત છે ધર્મદાસ લાહાને ત્યાં જે પ્રશ્નનું નિરાકરણ કેટલાકોના વાદવિવાદ પછી પ્રખર પંડિતો ન કરી શક્યા તે દસ વર્ષના ગદાધરે કરી આપેલું

આ કેળવણીશૂન્ય ગદાધરની દ્રષ્ટિ આત્યા ના પૂર્ણ કેળવાયેલા વિદ્વાનો કરતા પણ કેટલી વિશાળ હતી એના બેએક દ્રષ્ટાંતો લઈએ. તેમનો પડોશી દુર્ગાદાસ પીને પરદાનો હિમાયતી હતો ગદાધરે સ્ત્રીવેશ પહેરી એના ઘરમાં પ્રવેશ કર્યો હતો—માત્ર તેને બતાવવા કે " માત્ર સદ્‌વિદ્યા ને ઈશ્વરભક્તિથી જ સ્ત્રીઓના શીલની રક્ષા થઈ શકે છે " યુદ્ધકાંડમાં શ્રીરામ પણ કહે છે.—

न गृहाणि न वस्त्राणि न प्राकारास्तिरस्क्रिया ।

नेदृशा राजसत्कारा वृत्तमावरण स्त्रिय ॥

કવિવર રવીન્દ્રનાથ ટાગોર પણ કહે છે કે ' Chastity is a wealth that comes from abundance of love. ' બીજો દાખલો લઈએ એક વખત ક્ષેત્રનાથ પૂજારીને હાથે શ્રીકૃષ્ણની મૂર્તિનો પગ ભાંગી જવાથી તે ખંડિત થઈ વિદ્વાનોએ અનેકવિધ શાસ્ત્રચર્ચા પછી નિર્ણય કર્યો કે ખંડિત મૂર્તિની પૂજા નિષિદ્ધ છે અને તેથી તેને ગંગામાં પધરાવી નવી મૂર્તિની સ્થાપના થવી જોઈએ. રાણી રાસમણિએ આ વસ્તુ શ્રી રામકૃષ્ણ પાસે તેમના અભિપ્રાય માટે મૂકી તેમનો જવાબ આ હતો—" રાણીના જમાઈનો પગ ભાગે તો શું રાણી નવો જમાઈ શોધશે ? " અને એ જ મૂર્તિનો પગ બરાબર કરી તેની જ પૂજા તેમણે ચાલુ રખાવી. પાંડિત્યપ્રચૂર શાસ્ત્રજ્ઞાન કરતાં હૃદયનો અવાજ વધુ સાચો છે—અલબત હૃદય નિર્મળ આરસી જેવું વિશુદ્ધ હોય તો

હૃદયની ભવ્ય ઉદારતા એ તેનો મુખ્ય ગુણ. મથુરબાબુએ એમની કરેલ 'વેશ્યાકસોટી'નો પ્રસંગ કે નરેન્દ્રે (વિવેકાનંદ) તેમની પથારી નીચે રૂપીઆ સંતાડી તેમના નિર્લોભની કરેલ કસોટીનો પ્રસંગ વાંચ્યો સારી વસ્તુ જાણ્યા પછી પણ કોઈનું નામ નહિ. 'મારા શિષ્યોને પણ મારી કસોટી કરવાનો અધિકાર હોવો જોઈએ' એવી ભવ્ય ઉદારતા કેટલા ગુરૂઓમાં છે કે હશે ?

આપણે હવે તેમણે જુદી જુદી સાધનાઓ દ્વારા સર્વધર્મની એકતાના કરેલ આત્માનુભવ ઉપર આવીએ. પ્રથમ તો શ્રી જગદંબાની ઉપાસના શરૂ કરી. આ ઉપાસના દરમ્યાન તેઓએ યજ્ઞોપવીત કાઢી નાખેલું. આમ શા માટે કર્યું, એ સવાલના ઉત્તરમાં તેમણે કહેલું—"તે રાખું છું ત્યાં સુધી હું બ્રાહ્મણ છું એ ખ્યાલ મને નથી છોડતો" ખરેખર સ્થિતપ્રજ્ઞ તો ગીતા કહે છે તે પ્રમાણે निर्ममो निरहंकारः જ હોવો જોઈએ ? વળી વિધિ-નિષેધનાં પાલન તો સાધારણ મનુષ્યો માટે, સાત્વિકતાની જ કોઈ પ્રચંડ મૂર્તિ સમી વિભૂતિઓ માટે નહિ. निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः ।

ઈશ્વરની માતા સ્વરૂપે ઉપદેશેલ ઉપાસનાની એક વિશિષ્ટતા છે. દુનિયામાં પરમ પવિત્રમાં પવિત્ર દરેકને મન માતા હોય છે. ઈશ્વરની આશકરૂપે કે માશુકરૂપેની ઉપાસનામાં પ્રાકૃત મનુષ્ય માટે જે ભયસ્થાનો રહેલાં છે તેનો આ ઉપાસનામાં સદંતર અભાવ.

પરમતત્વની આ માતારૂપે ઉપાસના સિવાય એમણે હનુમાનરૂપે રામ અને સીતાનાં દર્શન કર્યાં હતાં. તાંત્રિક સાધના પણ કરી હતી. અલ્લાહ અને ક્રાઈસ્ટનો પણ તેમણે સાક્ષાત્કાર કરેલો એમ કહેવાય છે. આમ એમણે જીવનમાં સર્વધર્મ સમન્વય સાધ્યો હતો.—પુસ્તકોના વાચનથી નહિ પણ આત્માનુભવ કરીને. એમના અનુભવે—all paths lead to the same goal; they are complimentary and not contradictory—'हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैनमंदिरम्।' જેવી કૂપમંડુક દશાવાળા અને સાંપ્રદાયિક પકડમાં જકડાયેલાઓને એમનું જીવન સાદર ભેટ ધરવા જેવું છે?

કેવળ પુસ્તકજ્ઞાનથી પ્રાપ્ત થતા જ્ઞાન કરતાં હૃદય દ્વારા પ્રાપ્ત કરેલી અનુભૂતિ જ ખરો પ્રકાશ આપી શકે છે એ એમના જીવનમાંથી નીતરે છે. કોઈએ કહ્યું છે: ' Philosophy is like going into a dark room to take a black cap which is not there. કોલરીજ પણ કહે છે કે " Philosophy begins in wonder and ends in wonder and admiration fills the interspace. " આ વસ્તુ યુરોપીય તત્ત્વજ્ઞાન વિષે ભલે ખરી હોય પણ ઉપનિષદમાં ભરેલું હિંદુતત્ત્વજ્ઞાન પુસ્તકજ્ઞાનનું પરિણામ નથી પણ અનુભવજન્ય છે. ' New Statesman and Nation 'ના તા. ૯-૧-૩૭ ના અંકમાં શ્રી રામાનુજ ચારી જ કહે છે કે: ' Indian philosophy is not a body of knowledge to be acquired, it prescribes a life to be lived. " શ્રી રામાનુજ આમ તત્ત્વજ્ઞાન જીવતા હતા. તત્ત્વજ્ઞાન અને ધર્મ એકબીજાના પૂરક છે એ બીજી વસ્તુ એમના જીવનમાંથી આપણને જડે છે. શ્રી અરવિંદ ઘોષ એમના Ideal and Progress (પાનું ૧૭) માં કહે છે-" Philosophy is the intellectual search for the fundamental truth of things, religion is the attempt to make the truth dynamic in the soul of man. They are essential to each other. A religion that is not the expression of philosophic truth degenerates into superstition and a philosophy which does not dynamise itself with the religious spirit is a barren light for it cannot get itself practised. " એમના જીવનમાં તત્ત્વજ્ઞાન અને ધર્મનો સુંદર સંગમ થયો હતો.

કેવળ શુષ્ક જ્ઞાન કરતાં ભક્તિમિશ્ર જ્ઞાન વધુ ઉત્તમ એ એમના જીવનમાંથી પ્રતીત થતી બીજી વસ્તુ. કેવલાદ્વૈતકેસરી શ્રી શંકરાચાર્યનું હૃદય પણ ભક્તિપૂર્ણ હૃદય હતું એ વસ્તુ આપણે એમના સ્તોત્રોમાં શું નથી જોઈ શકતા? ઉંનદ તો શ્રી શંકર પણ કહે છે :—

'सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनो स्त्वम्।
सामुद्रो हि तरङ्गः क्वचिदपि समुद्रो न तारङ्गः॥

સંપૂર્ણ આત્માનુભવ વગરનું-યોગ દ્વારા-Mechanically મેળવેલ સત્યતત્ત્વ જીવનને કદાચ સંપૂર્ણપણે નથી છાવરી દેતું જેમની પાસેથી પોતે દીક્ષા લીધી હતી તે તોતારામજીનો દાખલો લઈએ. તોતાપુરીને તેઓએ એક વખત પૂછ્યું કે "આપ દરરોજ ધ્યાનમાં શા માટે બેસો છો ?" ઉત્તર મળ્યો કે વાસણને સાફ રાખવા માટે દરરોજ માંજવું જ જોઈએ. પણ શ્રી રામકૃષ્ણે કહ્યું: "મહારાજ વાસણ કંચનનું હોય તો ?" તોતાપુરીનો બીજો દાખલો. તેમની ધૂણીમાંથી પોતાની ચલમ માટે એક વખત નોકરે અગ્નિ લીધો અને તોતાપુરી અત્યંત ક્રોધે ભરાયા. આ જોઈ શ્રી રામકૃષ્ણ ખડખડ હસી પડયા અને બોલી ઊઠયા—' મહારાજ, માયાની સત્તા કેટલી પ્રબળ છે ? આપનું એક માત્ર બ્રહ્મની જ દરતી જેવું અદ્વૈત ક્યાં ઉડી ગયું ? " આમ લૈરવી બ્રાહ્મણી કે તોતાપુરી હતા તો શ્રી રામકૃષ્ણના ગુરુસ્થાને પણ લાગે એમના શિષ્ય જેવાં.

આજકાલ મૂર્તિપૂજા જરૂરી છે કે બીનજરૂરી એ પ્રશ્ન બહુ ઉહાપોહ જગાવે છે. આ વિષયમાં તેમના વિચારો ઘણા જ સ્પષ્ટ હતા. તેમના સમયમાં ખાસ કરીને બ્રાહ્મોસમાજવાળાઓ ઈશ્વરને નિરાકાર માની સાકાર રૂપે તેમને ભજવામાં પાપ છે એમ માનતા. પણ શ્રી રામકૃષ્ણ તો કહે છે તેમ પાણી નિરાકાર છે પણ બરફ બનતાં સાકાર બને છે. તેઓ સ્પષ્ટ કહે છે કે પિતાની છબી જોઈ દૂર વસતા પિતાનો જેમ ખ્યાલ આવે છે તેમ પરમાત્મસાક્ષાત્કારમાં પ્રતીક મદદગાર થઈ શકે છે.

શ્રી રામકૃષ્ણની શિષ્યપ્રીતિ અનુપમ હતી, પછી ભલે શિષ્યો, ગિરીશઘોષની બાબતમાં હતું તેમ, કોઇ વખત વેશ્યાગામી હોય કે દારૂડીઆ હોય. શ્રી ટાગોરની પેઠે એમની પણ માન્યતા હતી કે ' Every saint has his past and every sinner his future. ' શ્રી કાકા કાલેલકર શ્રી રામકૃષ્ણ ઉપરના તેમના એક વ્યાખ્યાનમાં કહે છે કે " ગુરુની પાછળ ઘેલા થયેલા શિષ્યો ઘણા મળે છે પણ શિષ્ય પાછળ ઘેલા થયેલા ગુરુ તો એક શ્રી રામકૃષ્ણ અપૂર્વ જ ગણાય.

તત્વજ્ઞાનના કઠિન પ્રશ્નો તેઓ તદ્દન સાદા અને સરળ દ્રષ્ટાંતોથી કેવી સરસ રીતે સમજાવતા તે નીચેના થોડાએક દાખલાઓ ઉપરથી સમજાશે.

સંસારમાં મારું મારું કહેતા છતાં મારો તો પરમેશ્વર છે એ ધ્યાન સૌને હોવું જોઈએ. તે સમજાવતાં તેઓ ઘરની ચાકરડીનો દાખલો આપી કહે છે કે આ ચાકરડી શેઠનાં છોકરાઓને નવરાવતી વખતે ભલે તેમને મારો રામ કે મારો બાબા એમ સંબોધે પણ તેણી બરાબર સમજે છે કે તેનો પુત્ર તો તેણીને ઘેર છે તે જ છે.

પરમાત્માનો સાક્ષાત્કાર વાણીથી પર છે તે નીચેના શબ્દોમાં કેવી સરસ રીતે સમજાવે છે " આ તો જાણે મીઠાની પુતળી સમુદ્રનું માપ કાઢવા ચાલી ! પણ સમુદ્રમાં પડતાં જ પોતાનું અસ્તિત્વ પણ ગુમાવી બેઠી. પછી સમુદ્રની અગાધતાનું વર્ણન તે ક્યાંથી કરે ? "

બ્રહ્મ વિષે પોતે બધું જ જાણે છે તેવું કહેનારા પુરૂષો માટે તેઓ સાકરના ડુંગર અને કીડીનું દ્રષ્ટાંત આપી કહે છે–'શુકજી પણ બહુ બહુ તો સાકરના દસેક કણને ઉપાડી ઘસડતી કીડી જેવા દેખાય છે.'

આત્મા પરમાત્માનુ તાદાત્મ્ય થતા વાણી વિરામ પામે છે તે બતાવતાં તેઓ મધ અને મધમાખીનો દાખલો આપે છે. મધમાખી મધ ઉપર બરોબર લાગી નથી હોતી ત્યાં સુધી જ ગણગણાટ કરે છે.

મનુષ્યની અલ્પ અને અપૂર્ણ દ્રષ્ટિએ દેખાતી કેટલીએક અસંગતતાઓ કે વિચિત્રતાઓથી ઘણી વાર મહાપુરુષો પર આક્ષેપો પણ થાય છે, અને શ્રી રામકૃષ્ણ પણ આ બાબતમાં અપવાદરૂપ ન હતા. દાખલા તરીકે ઇસ્લામની સાધના વખતે તેઓ મુસલમાની ઢબે તૈયાર થએલું ખાણું જ ખાતા. મહાપુરુષોના જીવનમાના આવા કેટલાક પ્રસંગોનો જવાબ તો Milton પોતાના ' Tetrachordon ' માં આપે છે તે જ છે. " Men of most renowned virtue have sometimes by transgressing, most, truly kept the law. " રૌમાના જલાલુદીન રૂમી નામના પ્રખ્યાત સુરીસંત એમની પ્રખ્યાત કૃતિ (મસ્નવી) માં કહે છે "Register of good and bad deeds will not be examined

in the case of holy men as if they were detached from the performance of all actions good or bad." ઉપનિષદો પણ આવા સંતપુરુષો માટે " पापपुण्ये विधूय " કહીને વિરમે છે. હિંદુ તત્વજ્ઞાનનો ' પરમપુરૂષ ' Superman, 'above morality' છે. એનો અર્થ નીત્શેના 'Superman' ની પેઠે 'below morality' છે એમ થતો નથી. અને શ્રી રામકૃષ્ણ જેવા પરમહંસના જીવન ઉપર કટાક્ષ કે ટીકા કરનારા આપણે પામર પ્રાણીઓ કોણ ? આ બાબતમાં લૉર્ડ રોઝબરીએ નેપોલીઅન વિષે ઉચ્ચારેલા શબ્દો યાદ કરવા જેવા છે. તે કહે છે—"Ordinary measures and texts do not appear to apply to him. We seem trying to span a mountain with a tape."

સજ્જનો ! શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા આત્માઓ જગતમાં અવતરે છે ત્યાં સુધી જગતનું ભાવિ ઉજ્જવળ છે એ આશાવાદ સાથે હું વિરમું છું.

卐

# સત્યની—



સત્યની આહુ આટલી ભયંકર અને તીવ્ર સંવેદનથી પ્રદીપ્ત થયેલી ન હોત, આટલા સ્વાર્પણ સૌજન્ય અને સ્વાર્થત્યાગના છન્દને પ્રગટેલી ન હોત આટલી શ્રદ્ધા, ભક્તિ અને વિશ્વાસનાં સિંચને સિંચાયેલી ન હોત, આટલા આંસુ નિઃશ્વાસ, અને વેદનાના સમીરે સંજીવન ન થઈ હોત તો અસત્યનો, અધર્મનો અને સૃષ્ટિની માનવતાએ મહેકાવી દીધેલી સર્વભક્ષી અધમતાનો એ કેવી રીતે બલિ લઈ શકત ! દુષ્ટતાને જીતવાનું, અસુરોને હણવાનું, પાપીના પાપ ભક્ષણ કરવાનું, કુકર્મો, કુમાર્ગો અને કુમતિએ ઘડાં થયેલા એમના કલંકિત, ક્રૂર અને કાળ જેવા કઠોર હૃદયોનાં બલિ લેવા માટે દેવોને આટલા આટલા ભોગ તો અવશ્ય આપવા પડે છે, હું તે આપીશ—હસતે મુખે અને ઉન્નત મસ્તકે પ્રભો !

આજથી જગતની મલિનતા ઉપર, હે આત્મા ! તારા શાશ્વત્ મૌનની ચાદર પાથરી દે આજથી જગતની આ પ્રત્યક્ષ જોયેલી અને અનુભવેલી અધમતા ઉપર, હે હૃદય ! પૃથ્વીની આનંદ વગરની અભીપ્સાઓની વેણુ વેગી દે તારા સ્વર્ગજીત સૌંદર્યની, તારી અગાધ ઔદાર્યના પરિમળની, આ સુખદ સમાધિમાં મને વિશ્રાંત કર મને શાન્ત જંપવા દે

આવો, હે સર્વ સુખગ્રહી અસત્યો ! આવો, હે અસત્યોના પાષાણી રાહુ ! આવો, પામરતાના હે પતિત થઈ સુકેલા અધમ વિષ કટકો ! લાવો—આજે તો પાપના થાળ ભરી ભરીને લાવો હું એ બધાના બલિદાન આપીશ, મારો અધિકાર ? દેવને પૂછો ઉમદત સૌમ્યકરાળ અને સ્વસ્થ સત્યને પૂછો: હું તો માત્ર આપવાનો અધિકારી છું, અને તમને જાણવાનો, જોવાનો, વિષાદ ભોગવનાર છુ, આ સાક્ષાત્કારના આનંદ તો એ જ અદશ્ય રહી આરોગે છે, હું નહિ

કહે તો ખરો, હું મ્હાન લાખ લાખ બહિના જોઇને પરનદેવ ! આ તે તારો કેવાં વિચિત્ર પ્રસાદ ! કાંટાની ખીણાએ તીક્ષ્ણ માર ઉપર ચાલવું મારે ! સંસારની આંધી, દેહની વ્યાધિગ્રા વ્યથિત થવું મારે ! હૃદયની ચેહમાં વૈરાગ્યના અગ્નિમાં પ્રજળવું મારે ! આત્માના આનંદાને સાધનકી ભિક્ષુક થઇ ભટકી ભટકી થાકની પછાડ ખાવી મારે ! અને એ નર્તન ઉપર સંતોષનું એક માત્ર સ્મિત આપવું તે ત્હાર ! ! હું મહા ભયંકર રીતે વિકળ થાઉં છું. ત્યારે અસ્તિત્વમાં સમાયેલા હે સ્વસ્થતત્ત્વ ! તું આટલો સ્વસ્થ કેમ ? હું તારો પુકાર પાડી પાડી, દેહની દિવાલો તોડી નાખતી વિરહપછાડ નાખું છું, ત્યારે એ જ દેહમાં અણુએ અણુમાં વિસ્તરી રહેલા, વિશ્રામી રહેલા હે પરમ તેજ ! તું આટલો શૂન્ય શાનો ? હું વેદનાની ભાર કર ચીસ પાડું છું, હું અતિભર વ્યાકુળ રડી રડીને પ્રાર્થું છું ! મને મારે ઘેર લઇ જા ! મને આપણા દેશમાં લઇ જા મને મારા દેવલોકમાં તેડતો જા ! આ દેશ મારો નહિ, આ વેશ મારો નહિ આ લોક મારો નહિ, અહીં તો મારા પરિચયનો એક પણ સાથી નથી; આ અવગતિયાની અવનીમાંથી મને ઉપાડી જા. ત્યારે તું આવો ભીષણ અને મૌન કેમ ? મને તો સમજાવ દેવ !

આ તારી ધર્મનીતિ, આ તારી ભક્ત પ્રીતિ, આ તારા સત્ય નિયમની અકળ ગતિ–? !

અપાર્થિવ એવી આ એક પવનની લહેર આવી ગઈ; અણુએ અણુમાં તારો "હમ ભકતનકે ભક્ત હમારે" નો પ્રાણપૂરક મંત્ર મૂકતી ગઇ; વર્ષાની આ એક અમીભરી વાદળી આવી ગઈ; તારી પ્રીતના અમી-વર્ષણનાં એંધાણો આપતી આપતી કહેતી ગઈ :—

નિર્બલ કે બલરામ, સુનેરી સખી !
ભકતનકે બલશ્યામ—

આ ફુલની નાજુક સવારી કરી, આપનાં શ્વાસની ગતિએ આપ નિકટના થઇને અત્યારે આવ્યા છો, એ વાત સ્વર્ગવૃક્ષની સોગંધ જેવી હવાની ગતિ પણ કહેતી જાય છેઃ તારા જ સ્પર્શ જેવો ગાન અને સુગંધિત સન્દેશ

यदायदाहि धर्मस्य, ग्लानिर्भवति, भारत।
अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशायच दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

આ વાણીનો સુગુંજિત ધ્વનિ ફરી મારા વ્યાકુળ જીવનમૃગને આનંદસમાધિમાં શાન્ત પોઢાવી દે છે પરમાત્મન્ ! જ્યારે જાગું ત્યારે આ અણજાણ્યા અરણ્યવનમાં વિષાદની કેડીઓ ઉપર અર્થ વગરની દોડાદોડ ના કરૂં, ઝાંઝવાનાં જળ જેવા પેલા ક્રૂરના જીવનભક્ષી રણોમાં દોડ્યા ના જાઉં, ઇન્દ્રવારણાં જેવાં પેલાં અમાનુષી ફળોનો આકુળ થઈ આહાર ના કરૂં, અને ફરી તારે વરદ હસ્તે મેળવેલી શાન્તિની, આ સ્વસ્થ સમાધિની, શું કરને જ સુલભ થાય એવી નિકટતા ખોઈ ના બેસું, એટલું તો જરૂર કરજે. જગતનાં પાપો ધોવા મારાં નયનોની ગંગાજમુના તું ભલે વહેવરાવે, પણ મને પાપથી મુક્ત રાખજે. હે મુક્તિધામ ! પૃથ્વીનાં તિમિર તોડવા ભલે તું મારા જીવનદીપને લાખ લાખ જ્યોતે સળગાવજે, પણ મને માયાવી ભડકો થવા દેવા ના દેતી હે સર્વગ્રાહી સત્યજ્વાળા ! આ ભીષ્મ જેવી ભયંકર જગવેદનાઓની ભીષણ શરશય્યા ઉપર દેહના અણુએ અણુ ભલે વીંધી નાખજે. હે મહાકાળ ! પણ મને માનવી પાસેથી માગેલા અધિકારની ભીખે ના વીંધતો !

સંસારમાં હું તો, સદાયે તારા પથે આવતા, પૂર્ણત્વનો સાદ પોકારતો ભિક્ષુક જ માગું છું ! સૃષ્ટિના કૃપણ, કલંકી રાજા-સમ્રાટ નહિ

સૃષ્ટિમાં હું તો સત્યની નિકટ ઉભા રહી સ્વસ્થ ડગલાં દેતા સત્યશૂર, ક્ષત્રીવીર માગું છું ; વાણી, જીવન, અને અધર્મે અસત્યના વ્યાપાર કરતાં નટ અને નટીઓ નહિ જાગું ત્યારે ભલે નરી શૂન્યતા જોઉં, તો યે માગેલી કે ત્યાગેલી સમૃદ્ધિ નહિ મને ભિક્ષુક જ હે દેવ ! ભિક્ષુક જ રહેવા દે

સૌ. કુસુમ ઠાકોર એમ. એ

卐

# શ્રી શંકરાચાર્યનો જ્ઞાનયોગ

અને

# શ્રી અરવિંદનો પૂર્ણયોગ

( પાછલા અંકથી ચાલુ )

લેખક :—સ્વા શ્રી. માધવતીર્થજી

卐

કોઈ કહે કે:—

" હું મને જાણતો નથી " એ વાક્ય
કેવું અજ્ઞાન અથવા કેવું જ્ઞાન બતાવે છે ?

( ૧૨ )

શંકરશિષ્ય –શ્રી અરવિંદના યોગ માર્ગ સબંધી અને આશ્રમ સંબંધી જે નાનું પુસ્તક પ્રસિદ્ધ થએલ છે* તેમાં લખેલ છે કે બધા પ્રાણીમાત્ર આત્મભાવે એકતા પામેલા છે પણ અમુક જાતના ભેદ–જ્ઞાનની અસરથી, આત્માના અજ્ઞાનથી, અને મન પ્રાણ અને શરીરના ધર્મ સાચા માનવાથી જુદાજુદા થઈ ગયા છે. યોગદ્વારા કરવામા આવતા કેટલાક સંયમથી આવું દ્વૈતજ્ઞાન દૂર કરી શકાય છે અને આપણી અંદર રહેલ અને બધાની અંદર રહેલ પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકાય છે અને કરાવી શકાય છે. એ સિદ્ધાંત નવો નથી, લગભગ બધા ધર્મો એ સિદ્ધાંત સ્વીકારે છે. જેને એમ લાગે છે કે બધા જુદા થઈ ગયા છે તેને એક કરવા માટે યોગ માર્ગ છે.

* The Ashram and the Teaching of Shri Aurobindo.

જેને એમ લાગે છે કે બધા જુદા થયા નથી પણ માત્ર બૂદથી જુદા દેખાય છે તેમને માટે ભૂલ ટાળવા માટે જ્ઞાન માર્ગ છે. જેનો રસ્તે અજ્ઞાન દૂર થાય છે. વિદ્યા અને અવિદ્યા એક જ વખતે એક જ પુરુષમાં રહી શકે નહિ. અંધારું અને અજવાળું વિરૂદ્ધ સ્વભાવવાળાં હોવાથી એક જગ્યાએ રહી શકતાં નથી તેમ વિદ્યા અને અવિદ્યા સાથે રહી શકે નહિ. તેથી જીવન્મુક્તના વ્યવહાર માટે પણ અમે અવિદ્યા–લેશ માનતા નથી.

અરવિંદશિષ્ય –અવિદ્યા–લેશ કેમ રહી ન શકે ? નાના દીવાની પાસે થોડું અંધારું રહેલું જણાય છે, છાયામાં કાંઈક અંધારું જણાય છે, તેથી ત્યાં પણ સૂર્યનું અસ્તિત્વ જણાય છે. તેમ તમારા માર્ગવાળા જીવન્મુક્તના વ્યવહાર માટે અવિદ્યા–લેશ માને છે.

શંકરશિષ્ય –એવી અવિદ્યાલેશ તમે મારી પાસે સ્વીકાર કરાવીને શું તમે મારી પાસે દ્વૈત સિદ્ધ કરાવવા માગો છો ? દ્વૈતની સાથે તો દુઃખ રહેલું જ હોય છે.

અરવિંદશિષ્ય :–એમ જ. શંકરમતમાં આવો ગોટાળો ઘણો દેખાય છે.

શંકરશિષ્ય :–અંધારું એટલે પ્રકાશનો અભાવ અને એવું અંધારું પ્રકાશની જગ્યાએ બતાવી શકાય નહિ.

અરવિંદશિષ્ય :–કોઈ જગ્યાએ થોડું અંધારું, કોઈ જગ્યાએ વધારે અંધારું એમ અંધારાનું રૂપ દેખાય છે, તો અંધારું અભાવરૂપ છે એમ કેમ કહો છો ? વળી અંધારું દેખાય પણ છે.

શંકરશિષ્ય :–જ્યાં કોઈ પ્રકાશની હયાતિ હોય ત્યાં અંધારું મળતું નથી તેથી અંધારાને જેમ ભાવરૂપ માની શકાતું નથી તેમ અવિદ્યાને પણ ભાવરૂપ માની શકાતી નથી. જ્યાં મંદ પ્રકાશ હોય ત્યાં સારી આંખવાળા અંધારું જોઈ શકતા નથી, તો પછી અંધારું અને અજવાળું સાથે શી રીતે રહી શકે ? જ્યાં ઘડો ન હોય ત્યાં બીજી વસ્તુની વ્યાપ્તિનો સંભવ નથી. તેથી બીજી વસ્તુની જગ્યાએ ઘડાનું અભાવપણું અથવા ભાવપણું છે એવી કલ્પી નહિ. ઘડાના અભાવના સ્થળમાં ઘડાના જેવી વસ્તુની પ્રતીતિ તેથી પ્રકાશનો અભાવ એ જ અંધારું એમ સિદ્ધ થાય છે અને એ જ

પ્રમાણે આત્માનો અવિચાર એ જ અવિદ્યા કહેવી હોય તો અમને હરકત નથી. પણ તેથી અવિદ્યા જેવી કોઇ સાચી વસ્તુ છે એવું સિદ્ધ થઇ શકતું નથી.

અરવિંદશિષ્ય :—અંધારું પણ સૂર્યનું વિરોધી છે વાદળો સૂર્યનો સ્વભાવ બતાવે છે, તેથી સામાન્ય પ્રકાશના અભાવમાં અંધારું બનતું દેખાય છે. તેને જ Positive darkness કહે છે. તેવા જ પ્રકારનું અમારું Positive ignorance એટલે ભાવરૂપ અજ્ઞાન છે.

શંકરશિષ્ય :—એ તુચ્છ વાત છે. અભાવ વિશેષવાળું છે એટલે Positive substance છે, તેમાં પ્રમાણ નથી. એક અભાવમાંથી બીજો ભાવ થાય એવું કહેવામાં જ્યાં શહેર નથી ત્યાં વાંઝણીનો દિકરો જન્મ્યો અને તેને રાજા બનાવ્યો અને તે સારી રીતે રાજ કરતો હતો એમ કહેવા બરાબર છે. અંધારું ભાવરૂપ છે એમ સિદ્ધ થતું નથી. એવા ભાનનું કોઈ વ્યંજક નથી. પ્રકાશનું વિરોધી એવું અંધારું કેવું છે ? જેના આધારે પ્રકાશનો અભાવ અંધારાથી સિદ્ધ થાય ? અંધારું પ્રકાશની સાથે તો રહી શકતું નથી કારણ કે તેનો સ્વીકાર તો તમે પ્રકાશના અભાવમાં કરેલ છે. તેથી તે ભાવરૂપ નથી. પ્રકાશની સાથે તે રહેતું ન હોવાથી અત્યંત અભાવરૂપ હોવાથી સમાન અધિકરણરૂપે વિરોધમાં પણ રહેતું નથી.

અરવિંદશિષ્ય :—તેમાં બાધ્ય બાધકરૂપ વિરોધ તો દેખાય છે. બાર સૂર્ય આવે ત્યારે અંધારું બાધ્ય થઈ જાય છે. તેવી જ રીતે જો અવિદ્યાનો નાશ થાય તો અવિદ્યા જેવી કોઈ વસ્તુ હોવી જોઇએ.

શંકરશિષ્ય :—વિરોધની સ્થિતિ એક સાથે બનતી નથી.

અરવિંદશિષ્ય :—ત્યારે એમ માનો કે અંધારું છે પણ તેનો પ્રકાશ સાથે તાદાત્મ્ય થઇ શકતો નથી, એટલો વિરોધ છે.

શંકરશિષ્ય :—તે યુક્તિ પણ શુદ્ધ નથી. તાદાત્મ્ય એટલે જાતિ અને વ્યક્તિનો પરસ્પર મેળ. એવો પરસ્પર મેળ અંધારાને અને અજવાળાને નથી. અંધારું માત્ર પ્રકાશનો અભાવ બતાવે છે. અભાવનું કોઈ વિરોધરૂપ નથી. અભાવ ચક્ષુનો વિષય થઈ શકે નહિ કારણ કે તે અભાવરૂપ છે. તેથી અંધારું પ્રત્યક્ષ નથી. જેઓ કહે છે કે અમે અંધારાને જોઈએ છીએ એ સાપેક્ષ વ્યવહાર છે, મુખ્ય વ્યવહાર નથી. જેમ કોઈ માણસ પહુને કહે છે કે

"પડી વીંગી નાંખ." વડુ કાંકરા વીણે છે, છતાં સાપેક્ષ ભાવે ઘઉં વીણવાની ભાષા બોલાય છે. જેઓ અંધારાને જુએ છે તે ખરી રીતે પ્રકાશના અભાવને જુએ છે.

જ્યાં પ્રકાશનો અભાવ છે ત્યાં અંધારું છે એમ ઉપચારથી બોલાય છે અને તેવી જ રીતે જ્યાં જ્ઞાનનો અભાવ છે ત્યાં અજ્ઞાન છે એમ ઉપચારથી બોલાય છે વ્યવહારમાં જે ગુણ, ક્રિયા અને જાતિ દેખાય છે તે દર્પણમાં પડેલા પ્રતિબિંબની માફક ઉપાધિભેદે વ્યવહારયોગ્ય થઈ શકે છે. છાયા અને સૂર્ય, ઠંડી અને ગરમી જેમ એક સાથે રહી શકતાં નથી તેમ જ્ઞાન અને અજ્ઞાન એક સાથે રહી શકતાં નથી.

અરવિંદશિષ્ય:—છાયામાં પણ ગરમી જણાય છે.

શંકરશિષ્ય:—તેથી છાયાની જગ્યાએ તે વખતે સૂર્ય છે એ કહેવું બરાબર નથી. સૂર્ય બીજી જગ્યાએ હયાત છે. તે ગરમીના સ્થાનથી બીજું સ્થાન સૂર્યનું છે. છાયામાં એવી શીતળતા નથી કે જે ઉષ્ણતાની સાથે રહી શકે. છાયા પણ અંધારાની માફક અવસ્તુ છે. અપેક્ષાથી એક જ વસ્તુ એકને શીતળ લાગે છે અને બીજાને ઉષ્ણ લાગે છે. પણ તે વસ્તુનો સ્વભાવ નથી. તેવી જ રીતે વિદ્યા અને અવિદ્યા વિરુદ્ધ સ્વભાવથી એક જ વિષયમાં અને એક જ આશ્રયમાં એક જ વખતે રહી શકતા નથી. એક વખત એક મહારાજાએ પોતાના નવા બનાવેલા રાજમહેલમાં મને લઈ જઈને પૂછ્યું કે "તમે કહો છો કે આ બધું મિથ્યા છે તે શી રીતે માની શકાય ?" એટલામાં ત્યાં ડ્રૉઇંગ રૂમમાં એક ચકલો અને એક ચકલી આવ્યાં અને તેની બારીના સુંદર પડદા ઉપર માળો કરવાનો વિચાર કરતા હોય તેમ જોવામાં આવ્યું. મેં મહારાજા સાહેબને કહ્યું કે આ ચકલા—ચકલીની દૃષ્ટિમાં આ ડ્રૉઇંગ રૂમ નથી, તેથી મિથ્યા છે. વળી હાલ, આપને અહીં તરત નિદ્રા આવે તો પણ આ ડ્રૉઇંગ રૂમનો દેખાવ તે વખતે બાધ્ય થઈ જાય. મહારાજાએ પૂછ્યું કે બાધ્ય એટલે શું ? મેં જવાબ આપ્યો કે એક અવસ્થામાં જે સાચા જેવું લાગે અને વ્યવહાર થઈ શકે અને બીજી અવસ્થામાં જેની સાથે વ્યવહાર થઈ શકે નહિ તેને બાધ્ય કહે છે. મહારાજાએ પૂછ્યું કે જ્ઞાની પુરુષોને આ રાજમહેલ કેવો લાગતો હશે ? મેં કહ્યું "જ્ઞાનીને આખું જગત બ્રહ્મથી અભિન્ન લાગે છે અને તેમાં આ રાજમહેલ સમાઈ જાય છે. બ્રહ્મનિષ્ઠ હંમેશા એક અખંડ આનંદમય બ્રહ્મનો અનુભવ લીધા કરે છે."

અરવિંદશિષ્ય :—આ જવાબમાં તો તમે તેમનો રાજમહેલ ઉડાવી દીધો.

શંકરશિષ્ય :—જેવી વસ્તુ હોય તેવી જણાવવી તેને સાચું બોલવું કહે છે. એક વખત ટ્રેનમાં મુસાફરી કરતા મને કોઈએ પૂછ્યું કે " તમારે ક્યાં રહેવું ? " મેં કહ્યું-ભગવાનમાં. તેણે પૂછ્યું—એમ નહિ, સાચું કહો તમે ક્યાં રહો છો ? મેં કહ્યું: "મેં તો સાચું કહેલ છે હવે કહો તો ખોટું કહું " આ ઉપરથી એમ સમજવું કે સામાન્ય માણસો સાચી વાતો સમજી શકતા નથી. નાટકની સ્ત્રીને કોઈ પૂછે કે તું કોની સ્ત્રી છો તો તે જવાબ આપે કે "હું અમુકની સ્ત્રી છું " એ જેમ ખોટું છે તેમ જગતનો વ્યવહાર પણ તેવો જ ખોટો છે. જેમાં સત્તા નથી એ કોઈ વસ્તુ નથી.

અરવિંદશિષ્ય :—નાટકની સ્ત્રી તો ખોટી છે. જગતની સ્ત્રી સાથે તો વ્યવહાર થઈ શકે ' હું મારી સ્ત્રીનો પતિ છું ' એ બાબતમાં કોઈ સ્ત્રીના પતિને શંકા રહેતી નથી

શંકરશિષ્ય :—સ્ત્રીપણું અને પુરુષપણું બન્ને સાપેક્ષભાવ છે. તમે જન્મ્યા ત્યારે કોઈ સ્ત્રીના પતિ નહોતા અને કોઈ સ્ત્રી તમારી પત્ની નહોતી તમારું સગપણ થયું ત્યારે તમે કોઈ માણસની કન્યાને તમારી સ્ત્રી માની લીધી. પછી તે કન્યામાં તમને એવી મમતા બંધાણી કે તેને સુખે સુખી અને તેને દુઃખે દુઃખી. છતાં કોઈ કારણથી તમારું તે સગપણ તુટી જાય અને તમારું સગપણ બીજી જગ્યાએ થાય અને તે પછી પહેલી કન્યા મરી જાય તો તમને કાંઈ દુઃખ થશે નહિ તેથી પતિ-પત્નીનો સંબંધ કલ્પના ઉપર રચાયો છે. વ્યવહારને માટે તે ઠીક છે પણ તેથી તે કાયમનાં પતિ-પત્ની બની જતાં નથી. બીજા જન્મમાં બીજી પત્ની અને બીજો પતિ કરવો પડે છે. અમદાવાદમાં એક ૬૦ વર્ષના પંડિત છે તેમની સ્ત્રી નાની ઉંમરમાં મરી ગઈ હતી. તે સ્ત્રીનો બીજો જન્મ સતારામાં થયો અને તે કન્યા લગભગ ૧૭ વર્ષની થઈ ત્યારે સુરતમાં તે પંડિતને મળી હતી. એ બાબત " પ્રજાબંધુ " પેપરમાં હાલ છપાયું છે અને તેમાં ઘણા માણસોનું ધ્યાન ખેંચાણું છે. તે કન્યાનું બીજીવાર સગપણ થયું છે. જો તે પંડિતને ખબર નહોત કે તે મારી સ્ત્રી હતી તો તેને કાંઈ દુઃખ થાત નહિ. બધા માણસો બધા જન્મના સગાંને યાદ કરી શકતાં નથી. જ્યાં જેટલો કલ્પિત સંબંધ હોય ત્યાં તેટલું સુખ દુઃખ થાય છે. મરી ગયેલ માનો નાનો બાળક હસતો હોય છે કારણ કે તેને તે વખતે

જન્મ મરણ શું કહેવાય તેની ખબર નથી.

અરવિંદશિષ્ય :—સ્ત્રી પુરુષનો એ સંબંધ મિથ્યા હોય તો વ્યવહાર કેમ થઇ શકે છે?

શંકરશિષ્ય :—વ્યવહાર મિથ્યા વસ્તુથી જ થઈ શકે છે. સાચી વસ્તુ તો કેવળ આત્મા છે અને તે વ્યવહારને યોગ્ય નથી. માંડુક્ય ઉપનિષદમાં આત્માનું સ્વરૂપ "અવ્યવહાર્ય" જણાવેલું છે. સ્વપ્નામાં જેમ ખોટી સ્ત્રીથી વ્યવહાર થાય છે તેમ જાગ્રતમાં પણ કલ્પિત સ્ત્રીથી વ્યવહાર થાય છે. ઘોડી અને ગધેડી પણ સ્ત્રી છે પણ તે માણસની કલ્પનામાં સ્ત્રી નથી તેથી તેની સાથે માત્ર ઘોડો અને ગધેડો વ્યવહાર કરે છે. વળી માણસના જીવનમાં પણ એક જ સ્ત્રી કોઈની બહેન થાય છે, કોઈની મા, કોઇની દીકરી, કોઈની કાકી અને મામી પણ થાય છે. કુતરાની દ્રષ્ટિમાં તે કોઇ કરડવાની વસ્તુ છે. એ બધા કલ્પિત સંબંધ છે. તેમાં સંગદોષથી સ્વભાવ પણ ફરે છે. કેટલીકવાર પુરૂષ સ્ત્રીના લાંબા સહવાસથી સ્ત્રી જેવો થઈ જાય છે અને મોટી ઉમરે તેને સ્ત્રીની માફક છોકરાં રમાડવા ગમે છે અને સ્ત્રીની માફક ગામ ગપાટાની વાતો પણ ગમે છે અને સ્ત્રી પુરૂષના લાંબા સહવાસથી હિંમતવાળી થઇ જાય છે, તેને પુરૂષોની માફક દલીલ કરવી ગમે છે, કેટલીકવાર સાસુને અને પતિને પણ ધમકાવે છે અને કેટલીક સ્ત્રીઓને નાની મુછો પણ આવે છે. આ બધા આગંતુક ધર્મ છે, ખોટા છે, નિદ્રામાં અને સમાધિમાં જતા રહે છે, છતાં વ્યવહાર વખતે વ્યવહારને યોગ્ય થઈ જાય છે. આવા આગંતુક ધર્મને અમારા જ્ઞાનમાર્ગમાં ચેતનની ઉપાધિ કહે છે અને યોગમાર્ગવાળા ચેતનનું વિશેષણ કહે છે તેથી યોગમાર્ગવાળાને વૃત્તિનો નિરોધ કરવો પડે છે. જ્ઞાનમાર્ગવાળા ઉપાધિથી ચેતનને અસંગ માને છે. સ્ફટીકની પાસે રહેલ લાલ પુષ્પની અસરથી સ્ફટીક લાલ દેખાય છે છતાં પણ તે વખતે પણ તે સફેદ હોય છે.

અરવિંદશિષ્ય :—સ્ત્રી તો રસોઇ વિગેરે કરી આપે છે, છોકરાંની સંભાળ રાખે છે, તેને મિથ્યા માની શકાય નહિ. તેને લઈને જ આ બધો સંસાર છે. મદ્રાસ તરફ કોઈ માણસની સ્ત્રીની ઓળખાણ આપવી હોય ત્યારે કહે છે કે 'આ તેનો સંસાર છે.'

શંકરશિષ્ય :—જેમ સ્વપ્નાની સ્ત્રી જાગ્રતમાં કામ આવતી નથી તેમ

જાગ્રતની સ્ત્રી સ્વપ્નામાં કામ આવતી નથી. સ્વપ્નામાં તમે તમારી સ્ત્રીને રસોઈ કરી આપવાનું કહો, જાગતની સ્ત્રી પાસે બેઠી હોય છતાં તે તમારી સ્વપ્નાની રસોઈ કરી નહિ આપે. તમારે સ્વપ્નામાં રસોઈ જમવી હોય તો તે અવસ્થામાં નવી કલ્પનાની સ્ત્રી બનાવવી પડશે. તેવી જ રીતે જાગ્યા પછી તરત સવારે ઉત્પન્ન થતું સ્ત્રીપણું અને પુરૂષપણું કલ્પિત છે, પણ જેમ સ્વપ્નામાં રહીને સ્વપ્નાની ભૂલ પકડી શકાતી નથી તેમ જાગ્રત દશામાં જાગ્રતની ભૂલ પકડી શકાશે નહિ. શુકદેવજીની દૃષ્ટિમાં કોઇ સ્ત્રી જ નહોતી. સત્સંગ વગર બધું બ્રહ્મરૂપ લાગતું નથી અને બધું બ્રહ્મરૂપ નહિ લાગે ત્યાં સુધી અખંડઆનંદ મળી શકશે નહિ.

અરવિંદશિષ્ય :—કેટલાક જ્ઞાની પુરૂષોને પણ સ્ત્રી હોય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસને સ્ત્રી હતી. જ્ઞાની પુરૂષમાં જો અવિદ્યાલેશ ન હોય તો જીવન્મુક્તનો વ્યવહાર શી રીતે ચાલી શકે ?

શંકરશિષ્ય :—જે પ્રમાણે અજ્ઞાનીને પ્રારબ્ધ કર્મમાં સત્યત્વ બુદ્ધિ છે અને તેના ફળના ઉપભોગ કાળે કર્મ અને તેના સાધનમાં સાચાપણાની બુદ્ધિ થઇ જાય છે તેવાં કર્મ અને તેવાં સાધનમાં જો જીવન્મુક્તને સત્યત્વ બુદ્ધિ થઇ જાય તો તે માત્ર નામના જીવનમુક્ત છે. તેણે માત્ર શાસ્ત્ર સાંભળીને વ્યવહારને મિથ્યા માન્યો પણ તેણે અનુભવથી વ્યવહાર મિથ્યા કરેલ નથી. તેના વિદેહ વખતે અવિદ્યા-લેશ દૂર થશે તેમાં પ્રમાણ નથી. વિદ્યાનું ફળ પ્રત્યક્ષ છે. સાચી વિદ્યા વ્યવહાર ફેરવી નાખે છે. એક માણસે શ્રી રામકૃષ્ણ પરમહંસને કહ્યું કે જગત તો મિથ્યા છે. તેના જવાબમાં શ્રી રામકૃષ્ણ પરમહંસે જવાબ આપ્યો કે "જગતને મિથ્યા માનવાં છતાં તું જેમ છોકરાં ઉત્પન્ન કરે છે તેમ હું છોકરાં ઉત્પન્ન કરતો નથી." જગતને મિથ્યા માનવાથી વ્યવહાર સહેજ રીતે ઓછો થાય છે અને જગતનું સાચું સ્વરૂપ જે બ્રહ્મ છે તે બાકી રહે છે અને તેનો અખંડ આનંદ જ્ઞાનીને મળે છે.

અરવિંદશિષ્ય :—તમારા સંપ્રદાયવાળા જ કહે છે કે જીવન્મુક્તનો અવિદ્યાલેશ છેલ્લી વખતે છૂટી જશે.

શંકરશિષ્ય :—જો દેહ પડયા પછી અવિદ્યાનો નાશ થાય તો મુક્તિ પણ પરોક્ષ થઇ જાય. વેદાન્તના વિજ્ઞાનથી અપરોક્ષ અનુભવરૂપ ફળ મળે છે જીવનમુક્ત શ્રી રામકૃષ્ણની માફક ખાય છે, પીએ છે, ફરે છે, ઉપદેશ આપે છે,

છતા તેની પ્રજ્ઞા સ્થિર હોય છે, તેને કોઇ કામના હોતી નથી. જગત પણ તેની દૃષ્ટિમાં નથી એમ નહિ પણ જગત વિશેની જેવી માન્યતા સાધારણ માણસના મનમાં હોય છે તેવી તેને હોતી નથી. જગતનું અધિષ્ઠાન સાચું હોવાથી જગતનું વાસ્તવ સ્વરૂપ પણ છે. તેને જગત માનવું એ મિથ્યા જ્ઞાન છે. જીવન્મુક્ત માટે જગત જતું રહેતુ નથી એટલે કે જગત તેના સાચા સ્વરૂપે જણાય છે. પણ સામાન્ય માણસ ભૂલમા રહે છે, અને તે ભૂલ માટે તેને ઘણું સમજાવીએ તોપણ તે ભૂત નીકળતી નથી સ્વપ્નાની દશામાં રહેલ માણસને કહેવુ કે જે તુ દેખે છે તે મિથ્યા છે તો તે દશામા સાચી વાત માનશે નહિ. જાગ્રતમા પણ ઘણા માણસોની એવી દશા છે જેઓ રોજ ઘણા કલાક દ્વૈતની વાતો કરતા હોય તેને દ્વૈત ખોટું છે એ વાત સમજાશે નહિ.

અરવિંદશિષ્ય .—હવે આપણે યુક્તિ છોડીને અનુભવની વાત ઉપર આવીએ. જાગ્રત દશામા માણસ પ્રત્યક્ષ કહે છે કે "હું મને જાણતો નથી." તેથી જાગ્રતમા અજ્ઞાન પ્રત્યક્ષ જણાય છે. સ્વપ્નમા અને સુષુપ્તિમાં પણ તે પોતાને જાણતો નથી તેથી એ ત્રણે અવસ્થામાં અવિદ્યા છે અને તમારા સંપ્રદાયવાળા પણ એવુ માને છે

શંકરશિષ્ય —જાગ્રતમા અવિદ્યા સિદ્ધ થઈ શકતી નથી. "હું મને જાણતો નથી" એવો અનુભવ થાય છે, તેનો અર્થ શો છે ? એવા અનુભવથી સાચું અજ્ઞાન અથવા ભાવરૂપ અજ્ઞાન ( positive ignorance ) સિદ્ધ થતુ નથી. એવો અનુભવ બીજી રીતે પણ થઈ શકે છે. એવા અજ્ઞાનના ત્રણ પ્રકાર નીચે પ્રમાણે પણ થઇ શકે છે—

૧. જ્ઞાનનો અભાવ
૨. મિથ્યા જ્ઞાન અથવા
૩. સંશયજ્ઞાન.

એ ત્રણમાંથી કોઇ પણ પ્રકારનો એ અનુભવ કેમ ન હોઈ શકે ? વ્યવહારમાં પણ કોઈ કોઇ બાબતમાં એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. પહેલા પ્રકારથી વિચાર કરતાં, કોઇ કહે છે કે "હું આ જાણતો નથી, હું તે જાણતો નથી, કિંતુ મેં આટલું જોયું અને જાણ્યું તેથી ત્યાં જે જ્ઞાનનો અભાવ તે કોઈ વિષય બાબતનો છે. બીજા વિષયનું જ્ઞાન તે વખતે બુદ્ધિમા છે કે તે બાબતનો વિચાર ત્યાં છે.

બીજા પ્રકારથી જોઈએ એટલે મિથ્યા જ્ઞાનની દ્રષ્ટિએ જોઈએ તો છીપમાં રૂપું, દોરડીમાં સર્પ, મૃગજળમાં જળ વિગેરેનું જ્ઞાન ઉત્તર કાળના જ્ઞાનથી બાધ પામે છે અને તે માણસ કહે છે કે મને પહેલાં ભ્રાંતિ થઈ હતી. મિથ્યા જ્ઞાન એટલે જેમાં જેવી બુદ્ધિ ન રહી જોઈએ તેમાં તેવી બુદ્ધિ થવી.

ત્રીજા પ્રકારથી એટલે સંશય જ્ઞાનની રીતે જોઈએ તો કોઈ વાર જ્યાં નિશ્ચય નથી થતો ત્યાં બે પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. જેમ આ ઠુંઠું છે કે પુરૂષ છે ? એવા બે પ્રકારના જ્ઞાનને સંશયજ્ઞાન કહે છે.

આ પ્રમાણે અજ્ઞાનના અનુભવ ત્રણ પ્રકારના થતા હોવાથી "હું મને જાણતો નથી" એવો વ્યવહાર વ્યવહાર અવસ્થામાં રહેલ કોઈ વિશેષ વિજ્ઞાનની સાથે રહેલ સંસ્કારરૂપ છે. એમ હોવાથી "હું મને જાણતો નથી" એવા વ્યવહારથી જગતમાં સાચું અજ્ઞાન છે એવું સિદ્ધ થતું નથી.

અરવિંદશિષ્ય :—"હું મને જાણતો નથી" એ અનુભવ મિથ્યાજ્ઞાનનો વિષય નથી, મિથ્યાજ્ઞાન તો જ્ઞાનનો એક ભાગ છે. વળી "હું મને જાણતો નથી" એ વાક્ય જ્ઞાનના અભાવનો વિષય નથી કારણ કે જ્ઞાનરૂપ આત્મામાં જ્ઞાનનો અભાવ સંભવતો નથી. એ અનુભવ સંશયજ્ઞાનવાળો પણ નથી. કારણ કે "હું મને જાણતો નથી" એમ માણસ ચોક્કસ કહે છે. જે વિષયમાં કદાપિ જ્ઞાન ન થાય તેમાં પણ "હું નથી જાણતો" એવો અનુભવ થાય છે. તેથી બરાબર જોઈએ તો "હું નથી જાણતો" એ અનુભવ સાચું અજ્ઞાન બતાવે છે.

શંકરશિષ્ય :—તે વાત બરાબર નથી. તમે કહો છો તે રીતે, જ્ઞાનનો અભાવ, મિથ્યાજ્ઞાન અથવા સંશયજ્ઞાન એ ત્રણ પ્રકારમાં નિશ્ચયજ્ઞાનની અપેક્ષા રહે છે. કોઈ જગ્યાએ એ ત્રણ પ્રત્યયને છોડીને બીજો કોઈ અજ્ઞાન રૂપ પદાર્થ દેખાતો નથી. 'હું જાણતો નથી' એ પ્રત્યયમાં સંશયજ્ઞાન, અથવા મિથ્યાજ્ઞાન નથી જણાતું એમ નથી. જ્ઞાનનો અર્થ સમ્યક્જ્ઞાન થાય છે. તેથી "હું જાણતો નથી" એવા અનુભવમાં સમ્યક્જ્ઞાન ન હોવાથી તેનાથી બીજું અથવા તેથી વિરૂદ્ધનું કોઈ જ્ઞાન જે કાંઈ સંભવે તે સ્વીકારી લેવામાં બાધક તત્ત્વ ન હોવાથી એ અનુભવ મિથ્યાજ્ઞાનનો, સંશયજ્ઞાનનો અથવા જ્ઞાનના અભાવનો થઈ શકે છે.

અરવિંદશિષ્ય :—'હું જાણતો નથી' એ વ્યવહારમાં એટલું સમજી શકાય

છે કે તમે કહેલા વિષયનું પ્રમાણ જ્ઞાન મને નથી પણ મને સંશયજ્ઞાન છે એમ માની લેવુ યુક્ત નથી. ' તમે કહેલા વિષયનું પ્રમાણ જ્ઞાન મને નથી ' એવું જ્ઞાન પણ પ્રમાણ જ્ઞાન છે. તેથી તેની અંદર રહેલા વિષયો પણ પ્રમાણ માનવા જોઇએ. તેથી તે વિષયોમાં પ્રમાણ જ્ઞાનનો અભાવ કેવી રીતે બને ? પ્રમાણજ્ઞાન મને નથી એમ કહેવામા પણ એક પ્રકારની પ્રમા ઉત્પન્ન થાય છે તેથી દોષની પરંપરા તો રહેશે જ.

શંકરશિષ્ય :–એ વાત સાચી નથી. તમે કહેલા વિષયનુ પ્રમાણજ્ઞાન મને નથી " એ વાક્ય પ્રમા હોવા છતા તેમાં કહેલા વિષયનું પ્રમાણપણું માનવામાં પ્રમાણ મળતુ નથી જે વિષયમા કદાપિ જ્ઞાન થતું નથી તેમા પણ " હું નથી જાણતો " એવો પ્રત્યય રહે છે. જેમકે "હું સસલાનું શીગડું જાણતો નથી" ત્યાં 'હું જાણતો નથી' એવો વિશિષ્ટ વ્યવહાર દેખાય છે અને તે અનુભવ પ્રમારૂપ છે છતા સસલાના શિંગડાનુ જ્ઞાન પ્રમાણજ્ઞાનનો વિષય નથી. તેથી સામાન્ય શબ્દથી જે જણાય તે પ્રમાણ કરતા વિશેષરૂપે જાણવાનો જે વ્યવહાર તે સમ્યક્ વ્યવહાર છે.

અરવિંદશિષ્ય :–તે યુક્ત નથી. જો વિશેષ જાણ્યું તો "હું નથી જાણતો" એમ બનતુ નથી અને જો વિશેષ ન જાણ્યું તો તેની જિજ્ઞાસા ઉત્પન્ન થતી નથી. તેથી સાચુ અજ્ઞાન એ સ્થળે માની લેવું એ બરાબર લાગે છે.

શંકરશિષ્ય :–જે ન જાણ્યુ હોય તેની જિજ્ઞાસા થતી નથી એવો અપૂર્વ નિયમ ક્યાં જોયો છે ? સર્વત્ર અજ્ઞાત વસ્તુનું સ્વરૂપ પ્રમાણથી સમજવા માટે જ બધા પ્રયત્ન કરે છે

અરવિંદશિષ્ય :–જે વસ્તુ સર્વથા અજ્ઞાત છે તેની જિજ્ઞાસા કેમ બનશે ? કદાચ ન બને તો પણ શુ છે ? સામાન્ય રીતે જાણેલ વસ્તુનો વિષય મે આગળ કહેલ છે. વિશેષ તો સર્વથા અજ્ઞાત છે તેથી તે બાબતની જિજ્ઞાસા તે અવસ્થામાં થશે નહિ

શંકરશિષ્ય –વિશેષનો સામાન્ય સાથે સંબંધ નથી એમ નહિ તેથી સામાન્યના જ્ઞાનથી જિજ્ઞાસા બની શકે છે. તેથી " આ હું જાણતો નથી " એ પ્રતીતિનો વિષય જો જ્ઞાનનો અભાવ હોય તો જાણ્યા પછી તેવી તિ થવી જોઇએ. વિષયના જ્ઞાન વગર વિષયના વિશેષ જ્ઞાનનો સંભવ તેથી તમારૂં કહેવુ બરાબર નથી. સામાન્યથી જે જાણ્યું તેમાં " હું

નથી જાણતો " એટલે હું વિશેષ રૂપે નથી જાણતો એવો અર્થ નીકળે છે. સામાન્ય અને વિશેષની કલ્પના એક વસ્તુમાં અપેક્ષાએ બની શકે છે. "હું નથી જાણતો" એ વાક્યમાંથી સાચું અજ્ઞાન સિદ્ધ થતું નથી "તમે કહેલું તે હું જાણતો નથી " એ વ્યવહારમાં પણ સાચું અજ્ઞાન સિદ્ધ થતું નથી. ત્યાં પણ એવો અર્થ નીકળે છે કે " મારું વિશેષ રૂપ હું જાણતો નથી " " હું કાંઈ જાણતો નથી " એવો અર્થ તેમાંથી નીકળતો નથી. " હું કાંઇ જાણતો નથી " એના વાક્યમાં પણ બધા વિષયનું અજ્ઞાન નથી પણ કોઈ બીજા જ્ઞાનની અપેક્ષાવાળું તે વાક્ય છે. જે અત્યંત મૂઢ હોય તે પણ કાંઇક તો જાણે છે જ. તેથી અજ્ઞાનથી જગતની ઉત્પત્તિ અમે માનતા નથી. અમે ભાવરૂપ અજ્ઞાનને જ માનતા નથી. જે જે સંપ્રદાયમાં અજ્ઞાન દૂર થઈ શકે છે ત્યાં સાચું અજ્ઞાન માનેલું જ નથી છતાં શ્રી અરવિંદ અને અને તેમના શિષ્યો શંકરમત અજ્ઞાનવાળો અથવા માયાવાળો છે એમ માની બેઠા છે. જે વ્યવહાર અજ્ઞાનથી થયો એમ માની લેવામાં આવે છે તે મિથ્યાજ્ઞાનથી થયો અથવા સંશય જ્ઞાનથી થયો એમ પણ માની શકાય છે.

અરવિંદશિષ્ય :—જે માણસ એમ કહે છે કે "હું મૂઢ છું, તમારું કહેલું જાણતો નથી, રાતે જાણતો નથી, બીજું કાંઇ જાણતો નથી." એવા અનુભવમાં બીજો કોઇ વિષય બાકી રહી જતો નથી કે જેના જ્ઞાનની અપેક્ષા રહે, અને તે અપેક્ષાએ વ્યવહાર રહે.

શંકરશિષ્ય :—એ વાત સાચી નથી. બધો વિશેષ અનુભવ જ્યાં છે ત્યાં કાંઈક જ્ઞાનની અપેક્ષા રહેલી હોય છે. સજાતીય અને વિજાતીય પદાર્થ કોઇને નિવર્ત કરીને સ્વ વિષયવાળું વિશેષજ્ઞાન ઉત્પન્ન કરે છે. તેથી કોઇ એક વિષયનો અનુભવ કે તેનું સ્મરણ અથવા તેની કલ્પના બીજા બધા અનુભવથી નિરપેક્ષ થઇને થતી નથી, તેથી "હું કાંઈ જાણતો નથી" એ વાક્યમાં બધા વિષયનું અજ્ઞાન નથી પણ તેમાં અપેક્ષા રહેલી હોય છે. જે અત્યંત મૂઢ હોય તે પણ કાંઇક જાણે છે. 'મારું અમુક નામ છે, હું અમુકનો પુત્ર છું' એવું જ્ઞાન તો તેને રહે છે. "મારું સ્વરૂપ પરમાર્થથી શું છે, હું ક્યાંથી આવ્યો મારે ક્યાં જવાનું છે " એવું વિશેષજ્ઞાન તેને નથી. તેથી કાંઇક વિશેષ જ્ઞાનના અભાવનું આલંબન લઇને " હું કાંઈ જાણતો નથી " એવો અનુભવ થાય છે. એક પરીક્ષકે એક વિદ્યાર્થીને પરીક્ષામાં મોઢેથી ઘણા પ્રશ્ન

પૂછ્યા પણ એમાંથી એકેનો ઉત્તર તે આપી શક્યો નહિ. તેથી પરીક્ષકે તેને કહ્યું કે " તું કાંઇ જાણતો નથી " તેના જવાબમાં તે વિદ્યાર્થીએ કહ્યું કે " સાહેબ મને બધું આવડે છે, ફક્ત તમે પૂછો છો તે જ આવડતું નથી."

તેવી જ રીતે વિપરીત જ્ઞાનમા અને સંશયજ્ઞાનમા પણ એવા પ્રકારનું સાપેક્ષ જ્ઞાન થાય છે અથવા સાપેક્ષ અજ્ઞાન થાય છે. એવી બાબતમાં આવો અનુભવ રહે છે. " હું કાંઇ યથાર્થ જાણતો નથી " એટલે મારૂં જ્ઞાન વિપરીત અર્થવાળું અથવા સંશયવાળું છે" જે વસ્તુ સામાન્ય રીતે જાણવામા આવે છે અને વિશેષરૂપે એટલે આત્મસ્વરૂપે જાણવામાં નથી આવતી તેમા મૂઢ માણસ એવુ બોલે છે કે " હું મને કે બીજાને કે બીજું કાંઇ જાણતો નથી " તેથી સાચું અજ્ઞાન (positive ignorance ) સિદ્ધ થતું નથી પણ સાપેક્ષ જ્ઞાન સિદ્ધ થાય છે.

અરવિંદશિષ્ય :–પશુ પક્ષીઓમાં, ઝાડમાં અને પથ્થરમાં તો અજ્ઞાન જેવું જણાય છે. શ્રી અરવિંદ એમ માને છે કે પથ્થરમા રહેલું અજ્ઞાન ઝાડમાં આવી થોડુંક જ્ઞાનનુ રૂપ ધારણ કરે છે, તે પછી પશુ પક્ષીના શરીરમાં આવી તે જ્ઞાનનો થોડોક વિકાસ થાય છે, પછી માણસના શરીરમા થોડોક વિકાસ થાય છે અને હજી આગળ વધતા વધારે વિકાસની શક્યતા છે.

શંકરશિષ્ય –સૃષ્ટિ–દૃષ્ટિવાદની નજરે એવું દેખાય છે અથવા માણસના જ્ઞાનની દૃષ્ટિએ એવું દેખાય છે. પણ પથ્થરમાંથી અહલ્યા નીકળી હતી, ઝાડમાંથી મણિગ્રીવ અને નલકૂબેર નિકળ્યા હતા, કાકીડામાંથી નૃગરાજા નીકળ્યો હતો, હરણના શરીરમાં જડભરત બેઠા હતા, તેથી દૃષ્ટિ–સૃષ્ટિવાદની નજરે ઉત્ક્રાન્તિવાદ ( evolution ) સિદ્ધ થઇ શકતો નથી.

અરવિંદશિષ્ય –માણસને ઉંઘ આવે ત્યારે તો અજ્ઞાન જણાઇ આવે છે.

શંકરશિષ્ય :–ત્યા અજ્ઞાનનો અનુભવ કોઇએ કર્યો નથી

અરવિંદશિષ્ય –ત્યા અજ્ઞાન તો હાજર છે પણ અજ્ઞાનનુ વ્યંજક ન હોવાથી અજ્ઞાનનો અનુભવ થતો નથી.

શંકરશિષ્ય –ઠીક કહ્યું પણ તે સાચુ નથી. (૧) અવિદ્યાના અભાવથી એવો અનુભવ થાય છે કે (૨) વ્યંજક નથી માટે એવો અનુભવ થાય છે. કોઈ એકનો પક્ષપાત કરે તેવી બુદ્ધિ ત્યાં નથી સુષુપ્તિમાં કોઈ જડને અવકાશ નથી. તેથી તે બન્ને વાતમાં કઈ વાત સાચી છે તેનો

નિશ્ચયાત્મકતા ન હોવાથી, ત્યાં કાંઈ છે કે નહિ એવા સંશયમાં જ તમારો પક્ષ તૂટી જાય છે; કારણ કે જ્યાં સંશય હોય ત્યાં ભાવરૂપ અવિદ્યાની સિદ્ધિ કેવી રીતે થાય ? વળી વ્યંજક બીજા કોઈની અપેક્ષા રાખીને વસ્તુની ઉપલબ્ધિ કરાવતો નથી. અન્યથા મનની ઉપલબ્ધિ પણ ન થાય.

અરવિંદશિષ્ય :—મન તો સ્વચ્છ દ્રવ્ય હોવાથી તેને માટે બીજા વ્યંજકની અપેક્ષા નથી, અવિદ્યા તો તમોરૂપ હોવાથી તેમાં વ્યંજકની અપેક્ષા રહે છે.

શંકરશિષ્ય :—તમરૂપ જે દ્રવ્ય છે તે પ્રકાશને સહન કરી શકતું નથી. તેથી પ્રકાશની સાથે રહી શકતું નથી તેથી વ્યંજકની પણ સિદ્ધિ થતી નથી. રાત્રિનું અંધારું જોવા માટે કોઈ ડાહ્યો માણસ દીવો લઈને તે જોવા જતો નથી. તેથી તમે જે માનો છો કે સુષુપ્તિમાં અવિદ્યા છે પણ તેનો વ્યંજક (વ્યક્ત કરનાર) ન હોવાથી અવિદ્યા દેખાતી નથી એ વાત મનોરથ માત્ર જ છે. સુષુપ્તિમાં જે સ્વયંજ્યોતિ રૂપ આત્મા છે તે બીજા અંતરાયથી રહિત પોતાના આધારે રહેલ ભાવરૂપ અજ્ઞાનનો અનુભવ કરવા માટે બીજા વ્યંજકની કલ્પના કરે તે શોભા ભરેલું નથી. વ્યંજકની વ્યંજક શક્તિ પણ આત્માને લઈને છે. છતાં અવિદ્યા માનો તો એ ઈષ્ટસિદ્ધિ થતી નથી. જો સુષુપ્તિમાં સ્વાભાવિક રીતે બધા પ્રાણીને વિશેષ અનુભવ થાય તો સુષુપ્તિનો ભંગ થઈ જશે તેથી ત્યાં અવિદ્યા નથી એ પક્ષ જ ઠીક છે. જો કે સુષુપ્તિમાં અવિદ્યા માનનારા અવિદ્યાને સાક્ષીવેદ્ય માને છે તો પણ જો વિશેષ અનુભવ રહેશે તો સુષુપ્તિનો ભંગ થશે અને વિશેષ અનુભવ નહિ રહે તો તે વખતે અવિદ્યા છે એમ શી રીતે કહી શકાશે ? વળી " સુષુપ્તિમાં " મેં અવિદ્યાનો અનુભવ લીધો એવો પરામર્શ જાગીને કોઈ આપતા નથી. તેથી ત્યાં સાક્ષીના અનુભવમાં સર્વના જ્ઞાનના અભાવથી અજ્ઞાનનો અનુભવ પણ સિદ્ધ થશે નહિ. ત્યાં વિશેષ અનુભવ થતો નથી અને થઈ શકે તેવું નથી તેથી અનુભવના અભાવથી ભાવરૂપ અજ્ઞાન સુષુપ્તિમાં ટકી શકતું નથી.

અરવિંદશિષ્ય :—છતાં જે ઊંઘીને ઊઠે છે તે કહે છે કે "હું કાંઈ જાણતો નહોતો" તેથી અનુમાન થાય છે કે તે વખતે અજ્ઞાન હતું.

શંકરશિષ્ય :—ઊઠ્યા પછીનો વ્યવહાર, જાગ્રત અને સ્વપ્નાની માફક મનના વ્યાપારથી ઉત્પન્ન થાય છે. " મને કાંઈ જ્ઞાન નહોતું " એ જાતનું વાક્ય જે જાગ્યા પછી કહે છે તેનો અર્થ એવો છે કે જાગ્રતમાં જેમ કહે છે

કે " આ હું છું, આ બીજો દેવદત્ત છે " વગેરેનું જે પ્રપંચ જ્ઞાન છે તેનું જ્ઞાન સુષુપ્તિમા નહોતું.

અરવિંદશિષ્ય :–પ્રતિયોગી જ્ઞાન વગર જ્ઞાનના અભાવનો અનુભવ થાય તેથી ઉઠયા પછી જે પરામર્શ થાય છે તેમાં કયા જ્ઞાનનો અભાવ હતો તે સ્મરણમા આવતો નથી, પણ જ્ઞાનવિરોધીભાવરૂપ અજ્ઞાનનો અનુભવ સ્મરણમાં આવે છે. કાંઈક હતું પણ હું જાણતો નહોતો એમ કહેતો નથી તેથી જ્ઞાનનો અભાવ અંગીકાર કરવાનું પ્રમાણ મળતું નથી.

શંકરશિષ્ય :–' હું કાંઇ જાણતો નહોતો,' તેમાં બધા અભાવનું સ્મરણ છે. જો બધાનો અભાવ છે તો અજ્ઞાનનો ભાવ ત્યાં કેમ મળશે ?

અરવિંદશિષ્ય :–જો અભાવનો અનુભવ થયો તો તે વખતે અનુભવ કરનારના વિકલ્પનો સદ્‌ભાવ પ્રાપ્ત થશે, તેથી સુષુપ્તિનો ઉચ્છેદ થશે અને જો અનુભવ નથી કર્યો તો સર્વના અભાવનું સ્મરણ કેમ થાય છે ?

શંકરશિષ્ય :–સર્વના અભાવનો અનુભવ થાય છે તેનો અર્થ શો છે તેનો બરાબર વિચાર કરો. ' સર્વનો અભાવ ' એવો કોઇ પદાર્થ નથી. વળી તેને જાણનાર હોવાથી સર્વનો અભાવ થતો નથી, અને તે પણ નથી એમ માનો તો સાક્ષી વગર અભાવની જ સિદ્ધિ થતી નથી. તેના અભાવનું અનુમાન થઇ શકતું નથી. તેથી અનુભવ કરનારનું સ્વરૂપ સુષુપ્તિમાં સિદ્ધ છે પણ અનુભાવ્ય ( એટલે ગ્રાહ્ય ) કોઇ નથી એવો અર્થ તે સ્મરણમાંથી નીકળે છે નહિતર જો કોઇ ભાવરૂપ ધર્મ તે વખતે કોઇના અનુભવમાં આવે અને તેથી સુષુપ્તિના આત્મામાં અને જાગ્રતના આત્મામાં અજ્ઞાન માનવામાં આવે તો તેમા અજ્ઞાનના કાર્યરૂપ કાંઇ વિક્રિયા પણ અનુભવમાં આવવી જોઇએ એવો અપરાધ થશે. જે આત્માને નિર્વિકારી માને છે તેમના મતમાં એવો વિકાર અનિષ્ટ છે તેથી અવિદ્યા એ કોઇ ભાવરૂપ સાચી વસ્તુ નથી

અરવિંદશિષ્ય :–સસલાંના શીંગડાની માફક તુચ્છતાથી અતિરિક્ત એવી કોઇ ભાવરૂપ અવિદ્યા માનવામાં શો વાંધો છે ?

શંકરશિષ્ય :–એવી અવિદ્યા સ્વીકારવાનો પ્રયાસ નકામો છે. એવી કોઇ અવિદ્યા ત્રણ અવસ્થામાં રહેશે તો જીવન્મુક્તને નિદ્રામાં અજ્ઞાનનો અંશ ધારણ થઇ જશે. તેથી તે જ્ઞાનથી દૂર થઇ શકશે નહિ તેથી જાગ્રત અને સ્વપ્નમાં પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયનો અનુભવ થાય છે તેવો અનુભવ સુષુપ્તિમ

નીનથી એટલે કે અર્થ જાગ્યા પછી પરમાર્થવાક્યનો થાય છે

અરવિંદશિષ્ય :—શ્રી અરવિંદના શિષ્યો એમ માને છે કે આત્મા પોતાની માયાશક્તિથી અને એકદેશી એકાગ્રતાથી જડ જેવો થઈ ગયો છે.*

શંકરશિષ્ય :—એવું થયું નથી પણ એવું દેખાય છે.

અરવિંદશિષ્ય :—આત્મા નીચેના કોશમાં ઉતરતાં પોતાની હદ બાંધે છે, આવરણ ઉત્પન્ન કરે છે, અને અંતે ઉતરતા તત્ત્વને મોઢું બનાવી દે છે. પણ ઉપરના કોશમાં જ્યારે તે ચડે છે ત્યારે તેની ક્રિયામાં શુદ્ધિ, તેજ અને પૂર્ણતા આવે છે.

શંકરશિષ્ય :—એવો દેખાવ એટલે ઉતરવું અને ચડવું એ પ્રકૃતિનો સ્વભાવ છે. તે આત્મામાં છે એમ માનવું એ ભૂલ છે. જો તે સ્વભાવ આત્મામાં હોય તો આત્માની ચડઉતર થયા કરે, તે ધર્મનો નાશ થાય નહિ અને ફરી આત્માને બંધન થાય. વળી એવા જીવને ઉંઘ આવે ત્યારે તેટલો વખત તેની ચડઉતર કેમ બંધ પડી જાય છે તે સમજાવવું પડશે. માત્ર એક અવસ્થાના વિચારથી તત્ત્વ બરાબર સમજાવી શકાશે જ નહિ. જે અનુભવ કોઇ વખતે બાધ પામે તે સાચો અનુભવ નથી.

અરવિંદશિષ્ય :—વિજ્ઞાનમય કોશનો અનુભવ એ ઇંદ્રિયોના અનુભવથી અતીત છે. ત્યાં ભેદ અને અભેદ બંનેનો અનુભવ થઈ શકે છે.

શંકરશિષ્ય :—વિજ્ઞાનમય કોશની ઉપર આનંદમય કોશ છે ત્યાં જ્યારે ખરી દશા ઉત્પન્ન થાય છે ત્યારે ભેદ રહેતો નથી માત્ર અભેદ રહે છે. બીજા કોશમાં પણ વાસ્તવિક અભેદ છે અને ભેદ કલ્પિત છે. The experience of a subject in relation to an object is not a true experience. It is denied in sleep and in the highest transcendental state. The experience which subsists for a time and is then denied is no reality. The experience of Vijnanmaya Kosh a is agreeable but not enduring.

*Spirit has become matter by process of crystallisation, of self-limitation and exclusive concentration (Aurobindo path mandir Annual, page 5).

અરવિંદશિષ્ય :—શ્રી અરવિંદ એમ માને છે કે નિર્ગુણ બ્રહ્મ સગુણ થઈ શકે છે. The reality has in it an eternal tendancy of becoming determinate. બ્રહ્મ પોતાની લીલા પોતામાંથી પ્રગટ કરીને પોતે તેમાં રમવાનો આનંદ લે એ કોઈ પ્રકારની ગપ નથી.

શંકરશિષ્ય :—જે બ્રહ્મ નિત્ય-તૃપ્ત છે તેને વધારે તૃપ્તિની જરૂર નથી.

અરવિંદશિષ્ય :—જો એકલું બ્રહ્મ જ છે તો ખોટો દેખાવ આવ્યો ક્યાંથી?

જો માયા અથવા અવિદ્યા બીજું કાંઈ દેખાડે તો તે પણ સાચું જ માનવું જોઇએ. માયાને અનાદિ માનવી અને સાન્ત (એટલે અંતવાળી) માનવી એ વાત કોઈ બુદ્ધિવાળો માણસ માને તેવું નથી, એમ શ્રી અરવિંદનું માનવું છે

શંકરશિષ્ય :—જેમ આવળાપણું એ આત્માનો ધર્મ નથી તેમ અવિદ્યા એ આત્માનો ધર્મ નથી. જો તે આત્માનો ધર્મ હોય તો દૂર થાય નહિ.

અરવિંદશિષ્ય :—જો અવિદ્યા આત્માને જરા પણ સ્પર્શ કરતી નથી તો તમે શાસ્ત્ર કોને સંભળાવો છો ?

શંકરશિષ્ય :—જ્ઞાન થયા પહેલાં શાસ્ત્રો કામનાં છે.

અરવિંદશિષ્ય :—તમારે તો દ્વૈત જ સત્ય નથી તો શાસ્ત્ર ક્યાં રહી શકે?

શંકરશિષ્ય :—એક જ વખતે કોઇ વસ્તુમાં સ્થિતિ અને ગતિ સંભવતાં નથી, તેમ બંધ અને મોક્ષ એક જ વખતે બનતા નથી. શાસ્ત્ર અવિદ્યાવાળા માટે છે અને અવિદ્યાની દશા હોય ત્યાં સુધી છે.

અરવિંદશિષ્ય :—હું એમ પૂછું છું કે અવિદ્યા કોને છે ? તેનો ધર્મ કોણ છે ?

શંકરશિષ્ય :—જેના વિષે જોવામાં આવે છે તેની.

અરવિંદશિષ્ય :—કોના વિષે અવિદ્યા જોવામાં આવે છે ?

શંકરશિષ્ય :—એ પ્રશ્ન ખોટો છે.

અરવિંદશિષ્ય :—કેમ ?

શંકરશિષ્ય —અવિદ્યા જો દેખાતી હોય તો તે જેની પાસે છે તે પ[ણ] તમારી નજરે પડેલો હોવો જોઇએ અને અવિદ્યાવાળો પુરૂષ જો નજરે પ[ડે] છે તો અવિદ્યા કોની ? એ પ્રશ્ન ખોટો છે !

જેની પાસે ગાયો હોય તે માણસ નજરે દેખાય તે વખતે તે ગાયો કોની એ પ્રશ્ન કરવો યોગ્ય નથી ?

અરવિંદશિષ્ય :—એ દૃષ્ટાંત લાગુ પડતું નથી. નાગો અને જેની તે હોય તે એ બંને પ્રત્યક્ષ દેખાતા હોવાથી તેમનો સંબંધ પણ પ્રત્યક્ષ છે તેથી ત્યાં પ્રશ્ન બનતો નથી. પરંતુ અવિદ્યા અને અવિદ્યાવાન એ પ્રત્યક્ષ ન હોવાથી અવિદ્યા કોની એ પ્રશ્ન બની શકે છે

શંકરશિષ્ય :—દૃષ્ટિએ ન આવે એવો જે અવિદ્યાવાળો હોય તેની સાથેનો અવિદ્યાનો સંબંધ જાણવાથી તમને શું ફાયદો થશે ?

અરવિંદશિષ્ય :—અવિદ્યા અનર્થનું કારણ હોવાથી તેનો પરિહાર કરવો જોઇએ.

શંકરશિષ્ય :—જેને વિષે અવિદ્યા હશે તે તેનો પરિહાર કરશે.

અરવિંદશિષ્ય :—મારે વિષે અવિદ્યા છે.

શંકરશિષ્ય :—તો પછી અવિદ્યા તમે જાણો છો તેથી જેની પાસે અવિદ્યા છે તેને પણ તમે જાણો છો તેથી તમારો પ્રશ્ન બનતો નથી. સાપે-ક્ષતાવાદ અથવા Relativity નો સિદ્ધાંત એવો છે કે જે બનાવને કોઈ જોતું નથી તે બનાવ બનતો નથી. અવિદ્યા હોય પણ તેને કોઈ જોઈ શકે નહિ તો તે છે એમ કહી શકાય નહિ.

અરવિંદશિષ્ય :—હું જાણું છું પણ પ્રત્યક્ષ પ્રમાણથી જાણતો નથી.

શંકરશિષ્ય :—અનુમાનથી જો જાણતા હો તો તમને પોતાની અવિદ્યા સાથે સંબંધ છે એવું કયાંથી જાણવામાં આવશે ? જ્ઞાતા એટલે આત્મા જ પોતાનો અવિદ્યા સાથેનો સંબંધ જાણે છે કે તે સંબંધ જાણનારો બીજો કોઈ છે ? જ્ઞાતા જે આત્મા છે તે જ પોતાની સાથેનો અવિદ્યાનો સંબંધ જાણે છે એમ કહેવું યોગ્ય નથી કારણ કે તમે પોતે જ્ઞાતા હોવાથી જ્ઞેયરૂપ જે અવિદ્યા તેના સાથેનો પોતાનો સંબંધ તે જ સમયે—એટલે પોતાની અવિદ્યાનું જ્ઞાતૃત્વ જે અવસ્થામાં છે તે અવસ્થામાં—તમારે જાણવું શક્ય નથી જે સમયે અવિદ્યા તમારા જ્ઞાનનો વિષય છે તે જ સમયે તેનો તમારી સાથેનો સંબંધ તમારા જાણવામાં શી રીતે આવશે ? તમે જે જ્ઞાતા છો તેનો ઉપયોગ અવિદ્યાના આશ્રય તરીકે થયેલ છે. સારાંશ એ છે કે અવિદ્યાનું જ્ઞાતૃત્વ એ સંબંધથી જે તમારો ઉપયોગ થયો તે તમારો તેજ સમયે તમારી સાથેનો અવિદ્યાનો સંબંધ જાણવામાં ઉપયોગ થવો ( એટલે હું અવિદ્યાના સંબંધવાળો છું એમ જાણવામાં ઉપયોગ થવો ) તેમાં કર્મકર્તૃત્વવિરોધ એ દોષ

આવે છે, કારણ કે તમે અવિદ્યાને જાણનારા હોવાથી જ્ઞાન-ક્રિયાના કર્તા અને અવિદ્યાના સંબંધવાળા છું એમ તે જ સમયે જાણવાથી તમે ક્રિયાનું કર્મ પણ થાઓ છો. એમ હોવાથી જ્ઞાતા જે આત્મા તેનો પોતાનું સાથેનો અવિદ્યાનો સબંધ સમજવો શક્ય નથી.

અરવિંદશિષ્ય :–એ સંબંધ ને જાણનારો જ્ઞાતા કોઈ બીજો છે એમ માની લ્યો !

શંકરશિષ્ય :–તે ઘટતું નથી જ્ઞાતા અને અવિદ્યા અને તેનો સબંધ જાણવાવાળો બીજો સંભવતો નથી. તેનું બીજું જ્ઞાન પણ સંભવતું નથી, તેમાં અનવસ્થા પ્રસંગ પ્રાપ્ત થાય છે. જ્ઞાનનો જ્ઞેય સાથેનો સંબંધ જે જાણવામા આવતો હોય તો તે બાબત જાણનારો જ્ઞાતા કોઈ બીજો કલ્પવો જોઈએ અને તેનો કોઈ પણ ત્રીજો જ્ઞાતા અને તે સંબધને જાણનાર કો ચોથો જ્ઞાતા એવી પરંપરા કોઈ વખતે પણ ન અટકનારી ચાલુ થતા અનવસ્થા પ્રસંગ પ્રાપ્ત થાય છે અને તે અનવસ્થાનો પરિહાર કરવો શ નથી. અવિદ્યા હોય અથવા બીજું કાંઈ પણ હોય, જે જ્ઞેય છે તે સર્વ જ્ઞેય રહેવાનું અને જે જ્ઞાતા છે તે હંમેશાં જ્ઞાતા રહેવાનો. જ્ઞાતા કોઈ પણ જ્ઞેય થાય નહિ. એવી વસ્તુસ્થિતિ હોવાથી, અવિદ્યા, દુઃખીપણું, વગે યોગથી જ્ઞાતા કે જે ક્ષેત્રજ્ઞ છે તેને દોષ લાગશે નહિ.

અરવિંદશિષ્ય :–દોષવાળું ક્ષેત્ર જાણવું, તેના જ્ઞાતા થવું એ જ દોષ

શંકરશિષ્ય :–એમ નથી. વિક્રિયા રહિત જે વિજ્ઞાન સ્વરૂપ તેને જ જ્ઞ કહે છે. જાણવાપણુ આત્મામાં આરોપિત છે તેથી આત્મા સાથે સં છે એમ ઉપચારથી કહેવુ પડે છે. જ્ઞાન આત્માનું સ્વરૂપ છે, જ્ઞાન ગુણ નથી.

અરવિંદશિષ્ય:–જ્ઞાન વિષયાકાર થાયછે પણ આત્મા વિષયાકાર થતો

શંકરશિષ્ય :–જ્ઞાન પણ વિષયાકાર વાસ્તવિક રીતે થતું નથી ભૂલથી તેવું દેખાય છે, તે વખતે આરોપનો અપવાદ કરવો પડે છે. જ્ઞાન શુદ્ધ છે અને પ્રસિદ્ધ છે છતાં જેમની બુદ્ધિ વિશેષ આકારથી થઈ ગઈ છે તેને તે અતિ દૂર અને જુદા પ્રકારનો લાગે છે. શુદ્ધ વાળાને આત્મા જેવો છે તેવો જણાઈ આવે છે, શુદ્ધ બુદ્ધિવાળાને અને ગ્રાહક એવી ભિન્ન ભિન્ન વસ્તુ વિષે અસ્તિત્વ બુદ્ધિ થતી નથી

આત્મા સિવાય બીજી કાંઈ વસ્તુ ભાસતી નથી. **યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ** તેથી બહારના જે ભિન્ન ભિન્ન આકાર જણાય તેનાથી બુદ્ધિને નિવૃત્ત કરવી એ આત્મસ્વરૂપના આસ્વાદનનું કારણ છે. આત્મા એ કોઈપણ વખતે કોઈને માટે અપ્રસિદ્ધ પદાર્થ નથી. કોઈ રસ્તે ચાલીને પકડી લેવા જેવો એ પદાર્થ નથી ને તજી શકાય એવો પણ પદાર્થ નથી, ઉપાડીને લઈ શકાય એવો પણ પદાર્થ નથી. પોતાનો દેહ જેમ એ જાણવા સારૂ જેમ બહારના પ્રમાણની બિલકુલ અપેક્ષા નથી તેમ આત્મા દેહ કરતાં અને બુદ્ધિ કરતાં અત્યંત પાસે હોવાથી અને તે આનંદસ્વરૂપ હોવાથી વિવેકી પુરૂષોને આત્મજ્ઞાનમાં નિષ્ઠા કરવી એ અઘરૂં કામ નથી.

અરવિંદશિષ્ય :—તો પછી આત્મજ્ઞાન માટે પ્રયત્ન શા માટે કરે છે ?

શંકરશિષ્ય :—જે વસ્તુ આત્મા નથી તે આત્મા છે એવી બુદ્ધિ જ્યાં થાય છે ત્યાં તેની નિવૃત્તિ સારૂ યત્ન કરવો જોઈએ. ગીતામાં કહેલ છે કે **શબ્દાદિન વિષયાન્**ત્યક્ત્વા એટલે શબ્દ વિગેરે વિષયોમાં રસ લેવો નહિ અને શરીરયાત્રા પણ અલ્પ બુદ્ધિથી કરવી. આ કારણને લઈને જ શ્રી અરવિંદ બોલવાનું પસંદ કરતા નહિ હોય કારણ કે માણસની ભાષા દ્વૈતવાળી છે અને બહુ વાતો કરવાથી (દ્વૈત ન હોવા છતાં) દ્વૈત જેવું જ જણાવા લાગે છે.

અરવિંદશિષ્ય :—શ્રી અરવિંદ કહે છે કે આત્મભાવે બધું કામ કરી શકાય છે.

શંકરશિષ્ય :—એવું એ કરી બતાવતા નથી એ એમના મતમાં મોટામાં મોટી શંકા ઉપજાવે એવું છે. જેમ અંગ્રેજ સરકાર સ્વરાજ્યના વચન ઉપર વચન આપ્યા કરે છે પણ વખત આવે ત્યારે કાંઈ નવી યુક્તિ કાઢી તે બાબતમાં ઘણા ગોટા ઉત્પન્ન કરે છે તેમ શ્રી અરવિંદ પણ પોતાના લખાણમાં અને ઉપદેશમાં ઘણા મોહક ચમત્કારો અને નવી દિવ્ય સૃષ્ટિની આશાઓ અને પૃથ્વીમાં નવા ચેતનનું અવતરણ એવી વાતો ઘણા વર્ષ થયાં સંભળાવે છે, છતાં જેટલું કામ શ્રી શંકરાચાર્યે નાની ઉંમરમાં કર્યું તેટલું ધાર્મિક કામ પણ હજુ સુધી તેમના આશ્રમ તરફથી થવાની આશા જણાતી નથી છતાં એવું થાય તો આપણને બધાને આનંદ થાય તેવું છે.

卐

અમદાવાદ પ્રાર્થના સમાજનો ૭૨ મો વાર્ષિકોત્સવ તા. ૫૭ સમાજના મંત્રી શ્રી. ગટુલાલ ધ્રુ તરફથી તા. ૧૧ થી ૧૭ સુધીના દિવસો ઉપાસના અને ઉપદેશ વગેરેના કાર્યક્રમથી ઉજવાયો.—વડોદરામાં તા. ૨૫, ૨૬ અને ૨૭ મીએ સાહિત્ય પરિષદ્ ભરાઈ; મુખ્ય પ્રમુખ શ્રી. વિદ્યાગૌરી નીલકંઠ તથા વિભાગી પ્રમુખો શ્રી. ધૂમકેતુ, શ્રી. પટવા તથા શ્રી. કનુ દેસાઈ હતા. વ્યાખ્યાનો થયાં; રંજનક્રમ હતો, અને કેટલાએક ઠરાવો થયા. ગુજરાતને એક પોતાની યુનિવર્સિટિ હોવી જોઈએ એ મુખ્ય અને મહત્ત્વનો ઠરાવ થયો.—કાઠિયાવાડમાં રાજામહારાજાઓમા પ્રસિદ્ધ થયેલા આર્યસમાજના અનુયાયી સ્વા. શંકરાન દજી લીંગપુર મુકામે નિર્વાણ પામ્યા—અખિલ હિંદ આયુર્વેદ મહાસંમેલનનુ અધિવેશન રાજકોટ મુકામે તા ૨૮ ૨૯ અને ૩૦ ના દિવસોમા ભરાયુ—કાશી વિશ્વવિદ્યાલયમાં એક વિશ્વવિદ્યાલયમાં એક વિશ્વનાથજીના મંદિર તથા બીજી ખોટને અંગે ત્રીસ લાખ રૂપિયા જેટલી રકમ માટે વયોવૃદ્ધ પંડિત માલવીયાજી ટહેલ નાખવાના છે.—પાટણની યુ. વી. મેડીકલ કોલેજને વધુ વિસ્તૃત અને સંગીન બનાવવા માટે રૂા. એક લાખની વધુ સખાવત મળી છે.—અમૃતસરમા હિંદુ મહાસભાનું, અને કરાંચીમા મુસ્લીમ લીગનુ એમ અનુક્રમે અધિવેશનો થયાં.—સુરતમાં સનાતન વૈદિક ધર્મસભા તથા જ્ઞાનપ્રચારક મંડળ હેઠળ શ્રી બાલાજીના મંદિરમાં તા. ૭ મી ડીસેમ્બરે ગીતા જયન્તીનો મહોત્સવ ઉજવાયો—મુંબઇ વગેરે બીજે સ્થળે ગીતા જયન્તીના પ્રસંગો ઉજવાયા હતા.—પાટણની સાહિત્ય સભાના વાર્ષિક ઉત્સવ પ્રસગે ન્હાનાલાલ દલપતરામ કવિનું "પાટણનું કીર્ત્તિમંદિર" નામનું વ્યાખ્યાન થયું.—મુંબઈમા પારસી લેખક મંડળના આશરા હેઠળ શ્રી. જ્યોતિન્દ્ર હ. દવેએ "પારસીઓ અને સાહિત્ય" એ વિષય ઉપર ડીસેમ્બરમા વ્યાખ્યાન આપ્યું હતું. શ્રી. ડોસાભાઈ ગોળવાળા પ્રમુખ હતા.—રૂશિયા પોલેંડની સરહદ વટાવીને આગળ વધ્યું છે. મિત્ર સૈન્યો બીજા પ્રદેશોમાં પણ જાગ્રતિ બતાવી રહ્યા છે. હવે, આટલે વર્ષે આ યુદ્ધનો અન્ત આવે, પરસ્પર વિશ્વાસ જામે એવું વાતાવરણ થાય અને પૃથ્વી પરની માનવજાત સર્વદેશી હિત થાય એવું વાતાવરણ સર્જે એમ સૌના હૈયાનો પોકાર છે. પરમાત્મા સૌને સદ્બુદ્ધિ આપે !

卐

ઉપનિષદો-(૧૧૨)-બે ગ્રંથમાં ભાષાંતર ..૫૫૨

# તત્ત્વજ્ઞાનના ગ્રંથો

| | | |
|---|---|---|
| યોગવાસિષ્ઠ મહારામાયણ (હજાર ૪ ગ્રંથોમાં) | ૧૯૦૮ | ૧૨-૦ |
| દત્ત-પરશુરામ અથવા આત્મદર્શનયોગ | ૩૫૦ | ૨-૦ |
| પાતંજલ યોગસૂત્ર-(સ્વામીવિવેકાનંદની ટીકા સાથે) | ૧૮૨ | ૧-૦ |
| જ્ઞાનયોગ-(સ્વામી વિવેકાનંદકૃત) | ૨૩૬ | ૦-૧૨ |
| સંસારમાં સુખ ક્યાં છે? વા૦ મો૦ શાહકૃત | ૧૮૦ | ૧-૦ |
| વૈદિક વિનય-ખંડ ૧ ૨ ૩ (૩૬૦ વેદમંત્રો ભાષાંતર વગેરે સાથે) | ૮૪૦ | ૩-૧[illegible] |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ (૫ દેવશર્માના વિચારતરંગો તથા અથર્વવેદના બ્રહ્મગવી સૂક્તનું ભાષાંતર | ૩૨૪ | ૧-૦ |
| ઉપદેશસારસંગ્રહ-(મંતિરાં તુરંગના વેદનું ઉપદેશો) | ૩૮૪ | ૧-૦ |
| સ્વામી રામતીર્થના સદુપદેશો-ગ્રંથ ૧ લો | ૫૬૪ | ૨-૮ |
| ,, ,, ,, -ગ્રંથ ૩ જો | ૫૨૦ | ૨-૮ |
| સ્વામી વિવેકાનંદના ઉપદેશો-(ભાગ ૧-૨-૩) | ૫૭૬ | ૨-૪ |
| ,, ,, ,, (ભાગ ૪-૫) | ૬૦૦ | ૨-૪ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા-(આવૃત્તિ ૭ મી ભાવાર્થદીપિકાની ઉત્તમ ટીકા સાથે) | ૮૮૮ | ૪-૦ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-(૫ નીલકંઠની ટીકા સાથે) | ૬૭૬ | ૧-૧૦ |
| શ્રીપંચરત્નગીતા-(શ્રીધરી ટીકા સાથે) | ૬૦૦ | ૧-૧૦ |

ઉપનિષદો છપાય છે બીજા પુસ્તકોનું
વિગતવાર સૂચિપત્ર મગાવો

મળવાનું ઠેકાણું } **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**
ભદ્ર પાસે અમદાવાદ કાલબાદેવીરોડ મુંબઈ-૨